# ભૂમિકા. સ્મરણાર્થે.

...ભાઇ તરફથી ભેટ

મારો મિત્ર પૂજ્ય જ્યોતિષિ પ્રાગજી નૃસિંહ...માધવપુરવાળો, શ્રી બદ્રિનારાયણની યાત્રા કરી આવી, મને તે સર્વોત્તમ પ્રદેશની નૈસર્ગિક અદ્‌ભુત લિલાથી વારંવાર મોહિત કરવા લાગ્યા, સ્નેહભાજન સાધુચરિત **નારાયણ હેમચંદ્રે** તેને પુષ્ટિ આપી મારી સાથ તે પ્રદેશમાં આવવા ઉત્કંઠા બતાવી મને નિશ્ચયી કર્યો. ભાવિ ઇશ્વરાધીન છે. નારાયણનું અંચિત જ્વરમાં સપડાવું, મારું મરાઠા હોસ્પીટાલમાં ગુર્જર-ગિરાના નિસિમ ભક્તને એકલા, કોઇની પણ સહાયતા વગર, પડેલા જોવું, અને જગત્ સ્વાર્થમય છે આવું અનુભવવું ને **નારાયણનું** અવસાન, આ મારી યાત્રાના કૃતનિશ્ચયનું બીજ.

યાત્રાના આરંભથી તે અંત સુધી. યાત્રા સંબંધી પુસ્તક પ્રસિદ્ધ કરવા સંકલ્પજ નહોતો કિંબહુના તે સંબંધી કાંઇ લખવું આવો પણ ... રજ નહોતો. આથી માર્ગમાં કોઈ પણ પ્રકારની નોંધ લેવાની મેં આવશ્યકતા જોઇ નહિ. યાત્રાથી પાછા ફર્યા બાદ કેટલાક મિત્રોના આગ્રહથી યાત્રા સંબંધી થોડોક લેખ "**મુંબઇ સમાચાર**" ના અધિપતિ પર મોકલ્યો એમ જણાવીને કે, "આ લેખ દાખલ થયે સંપૂર્ણ લેખ કટકે કટકે આપ્યો જઇશ." મને જણાવવામાં આવ્યું કે, "સંપૂર્ણ લેખ આવ્યે તે દાખલ કરવામાં આવશે." આથી સંપૂર્ણ લેખ સ્મરણશક્તિ અનુસાર લખી કહાડ્યો અને તે પ્રસિદ્ધ થઇ લોકોની જાણમાં આવ્યો.

લોકો આવા યત્કિંચીત્ લેખથી સંતોષ પામી, તેને પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવા આગ્રહ કરશે આવી કલ્પના લેખ લખતી વખતે પણ નહોતી. પણ ઇશ્વરેચ્છાનો કોઇ પાર પામી શકતું નથી. મારા લેખના પ્રારંભમાં મેં શ્રીકનકેશ્વરના જળાશયની સુધારણા કરવા સંબંધે લેખ કર્યો હતો અને આ કામ કોઇ પરમાર્થે બુદ્ધિના સજ્જન ઉપાડી એવી સૂચના પણ કરી હતી. મને સ્વપ્ને પણ ખ્યાલ નહીં હતો જે સૂચના કરું છું તે પાર પાડવાનો બોજો પણ મારેજ ઉપાડવો લોકોનો પુસ્તક બહાર પાડવાનો આગ્રહ અને શ્રીકનકેશ્વરના

ધર્માભિમાનીઓને જાણવાની 'કેટલીક' હકીકતો નહોતાં દર્શાવ્યાં આમાં દર્શાવ્યાં છે, આખા ભારતવર્ષનાં તીર્થો, દર્શનીય સ્થળો, સુગ માર્ગો, વ્યાપારને લગતી હકીકતો આ પુસ્તકમાં અગત્ય જોગ સમાવે છે. બનતાં સુધી સર્વને 'આ પુસ્તક ઉપયોગી થાય' એવી સંકલ મારી યથાશક્તિએ કરી છે બાકી તેનો નિર્ણય તો વાચક વર્ગની તૃપ્તિ અંગેજ થઇ શકે.

આ પુસ્તકનો સર્વ નફો શ્રીકનકેશ્વરના જળાશયની સુધાર ણામાં વાપરવાનો સંકલ્પ પાર પાડવો આ ઇષ્ટદેવ અને સજ્જનો સદિચ્છાપર આધાર રાખે છે. હું તો આ સર્વ પુસ્તકો, જો કોઈ કામ ઉપાડી લેવા ખુશી હોય તો તેને, આપવા તત્પર છું અને તે વ્યવસ્થા તે કરે તેમાં મારો કશો એ વાંધો નથી.

આ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું જાહેર થતાં જેઓએ અગાઉથી પો તાનાં નામો નોંધાવી મને ઉત્તેજીત કર્યો છે તેનો. "મુંબઇ સમાચાર' ના અધિપતિનો અને ગ્રંથ પ્રસિધ્ધ કરવા આગ્રહ કરનાર સજ્જનોને હું ઉપકૃત છું. પેહેલેથી થએલા ગ્રાહકો, તેમના હાથમાં આ ગ્રંથ આવતાજ જોઇ 'શકશે કે એક' રૂપીઆની નજીવી કિંમતે એક રૂ પીઆનો ખરચ બેઠો હોય એવું પૂસ્તક તેઓ મેળવી શક્યા છે. પા છળથી બે રૂપીઆ ખરચીને પુસ્તક લેનારને સ્વાર્થ અને 'પરમાર્થ બેઉ સરે એમ છે છતાએ તેઓને અસતોષ મળે એવું તો નથીજ.

છેલ્લે 'આ પુસ્તક વાંચતાં,' યાત્રાનો પ્રેમ ઉત્પન્ન થાય, 'પુસ્તક સાથે રાખી યાત્રા કરતાં સુખ, સગવડ મળી ધર્મભાવ 'વધે,' યાત્રા ન કરી શકાય તો પણ ભાવની પ્રબળતાએ યાત્રાતુલ્ય ફળભાગી' થાય એજ મારા પરિશ્રમની સાફલ્યતા સમજું છું. આ પુસ્તકમાં કાંઇ દોષ, અપૂર્ણતા કે સુધારો વધારો કરવાની આવશ્યકતા જણાય તો તેથી મને વાકેફ કરનારનો હું ઉપકૃત થઇ દ્વિતીયાવૃતિમાં તેમને સંતોષ આપવા અંવશ્ય તત્પર યઇશ દૃષ્ટિદોષ, બુધ્ધિદોષ, લેખદોષ, સત્વરતાને અંગે થતા દોષ, સજ્જનો હંશક્ષીર ન્યાયે સુધારી વાંચશે આવી તેઓ પ્રત્યે પ્રાર્થના છે. આ પુસ્તક પ્રસિધ્ધ થવામાં જેનો જેનો' અંગાડિ સંબંધ છે તે સર્વને હૃદયપૂર્વક ધન્યવાદ આપું 'છું અને શ્રીકનકેશ્વ પ્રાસાદરૂપ આ ગ્રંથ સર્વના હસ્ત કમળમાં હો એવી પ્રબળ વિરમું છું.

"સ્વધર્મનિષ્ઠ" છાપખાનું<br>
માંડવી, મુંબઇ, આસ્વિન<br>
શુધ્ધ ૧૦ (વિજયાદશમી)<br>
ગુરૂવાસર, વિક્રમાર્ક<br>
સંવત ૧૯૬૨.

ગિરિજાશંકર કાશીરા

રતલામ, જાવરા, મંદાસર, નીમચ, ઝાલરાપાટણ, પ્રતાપગઢ,
વાંસવાડા, ડુંગરપુર ... ... ... ... ... ... ૭૫-૭૮
ચીતોડગઢ-શ્રીનાથજી-ઉદેપુર-કેશરીઆજી ... ... ૭૮-૯૧
અજમેર-પુષ્કરજી ... ... ... ... ... ૯૧-૯૯
મુંબઈથી પાલઘર અને વચલાં સ્થળો, બોઇસર, વાનગામ,
બીલાડ, દમણ, ઉદવાડા, વલસાડ, નવસારી અને સુરત... ૯૯-૧૦૭
ભરૂચ-શુકલતીર્થ-ચાણોદ કરનાળી ... ... ... ૧૦૭-૧૧૧
વડોદરા ... ... ... ... ... ... ૧૧૧-૧૧૫
ચાંપાનેર-પાવાગઢ-મહાકાળી-ડાકોર-આનંદ-વડતાલ-નડીઆદ
-ખંભાત—કપડવંજ—મેમદાવાદ—ખેડા ને અમદાવાદ ૧૧૫-૧૨૬
શ્રી કોટયર્ક તથા શામળાજી તીર્થ ... ... ... ૧૨૬-૧૩૧
વીરમગામ, મહેસાણા, પાટણ ,રાધનપુર, બહુચરાજી
વિસનગર-વડનગર-સોયણી પારડી વગેરે ... ... ૧૩૧—૧૩૫
સિધ્ધપુર ... ... ... ... ... ૧૩૫—૧૩૮
પાલણપુર, આબુ, અંબાજી, દેલવાડા, સીરોહી એરનપુરા રોડ
અને મારવાડ જંકશન ... ... ... ૧૩૮—૧૪૯
કીશનગઢ, નરીઆનાં કુંતેરા ને જયપુર ... ... ૧૫૦—૧૫૨
આગ્રા .. ... ... ૧૫૩-૨૨૪—૨૨૭
ઇટારસી, હુસંગાબાદ, હિપ ભોપાલ મક્ષીજી, સાંચી
ભીલસા ને બીના ... ... ... ... ૧૫૪—૧૬૨
જબલપુર, કટની, અમરકંટક ... ... ... ૧૬૩—૧૬૬
માણેકપુર, ચીત્રકુટ, કરવીને કાલિંજર ... ... ૧૬૬—૧૭૧
ઝાંસી, ગ્વાલીયર, ધોળપુર ... ... ... ૧૭૧—૧૭૬
વઢવાણ, વાંકાનેર, સાયલા, મુળી, મોરબી, રાજકોટ,
,જામનગર દ્વારિકાં, બેટ ... ... ... ૧૭૬—૧૭૯
પોરબંદર, માધવપુર, પ્રભાસપાટણ, તુલસીશ્યામ, બીલેશ્વર,
ગોપનાથ, તળાજા નિષ્કલંકેશ્વર ... ... ૧૭૯—૧૮૨
જુનાગઢ, ગીરનાર ... ... ... ... ૧૮૨—૧૮૪
ભાવનગર, સીહોર, પાલીટાણા (શત્રુંજય) ગઢડા, જસદણ,
વળા, ભીમનાથ વગેરે ... ... ... ૧૮૪—૧૯૨
કચ્છ,માંડવી, ભુજ, નારેશ્વર ... ... ... ૧૯૩—૧૯૫
જોધપુર ... ... ... ... ૧૯૫—૧૯૦

# વિષયાનુક્રમણિકા.


વિષય. પૃષ્ટાંક.

યાત્રા—તેની આવશ્યક્તા અને તેનો હેતુ... ... ... ... ૧—૪
ભારતવર્ષ-ઉત્પત્તિ, મર્યાદા અને ઉત્તમતા... ... ... ...૪—૭
યાત્રીઓને ઉપયોગી સૂચના ... ... ... ... ... ... ૭-૧૪
ભારતવર્ષનાં મુખ્ય સ્થળોનું રેલવે ભાડુ દર્શાવનાર કોષ્ટક ... ૧૪-૧૮
રેલવેની મુસાફરીને લગતી સૂચના ... ... ... ... ૧૯

દ્વાદશ જ્યોતિર્લિંગો.

ત્ર્યબકેશ્વર-૪૦, ઘુષ્મેશ્વર ૬૨. ॐકારેશ્વર ૬૪, મહાકાળેશ્વર ૭૩, સોમનાથ ૧૮૦, કેદારેશ્વર ૨૬૯, વિશ્વેશ્વર ૩૧૦, વૈજનાથ ૩૪૮, નાગેશ ૩૭૦, મલ્લિકાર્જુન ૩૭૩, રામેશ્વર ૩૮૯, ભીમાશંકર ૩૫૩-૪૧૦

સપ્તપુરીઓ

ઉજ્જન (અવંતિકા) ૭૨, દ્વારિકા ૧૭૭, મથુરા ૨૨૮ હરદ્વાર ૨૪૮, અયોધ્યા ૨૯૯, કાશી ૩૦૯, કાચી ૩૭૬.

ચાર ધામો.

દ્વારિકા ૧૭૭, બદ્રીનારાયણ ૨૭૬, જગન્નાથ ૩૫૧, રામેશ્વર ૩૮૯.

અન્યતીર્થો અને સ્થળો.

મુંબઇથી થાણા અને વચલાં સ્થળો ... ... ... ... ૧૯-૨૪
અનેરી કનેરીની ગુફાઓ... ... ... ... ... ... ૨૪-૨૭
કસ્યાણી, વજ્રેશ્વરી (પર્શુરામ ક્ષેત્ર), મુંબઇને પાણી પુરૂં પાડનાર ટાનસા તળાવ, કસારા, ઇગતપુરી, ઘોટી (પક્ષીતીર્થ), આસાવલી, દેવલાલી ... ... ... ... ... ... ... ૨૭-૩૨
નાશક ત્ર્યંબક ... ... ... ... ... ... ... ૩૨-૪૬
લાસલગામ, મનમાડ, નાંદગામ, ચાલીશગામ, કાજગામ, પાચોરા, માહેજી, જળગામ ... ... ... ... ... ... ૪૬-૪૮
અજંતાની ગુફાઓ... ... ... ... ... ... ૪૯-૫૧
ભુશાવલ, બુરાનપુર, ચાંદની, ખંડવા ... ... ... ... ૫૧-૫૫
દોલતાબાદ, ઇલોરાની ગુફાઓ, ઘુષ્મેશ્વર ... ... ... ૫૫-૬૪
ઓરંકારેશ્વર, ॐકારમાંધાતા, મઉ, ઇંદોર, ધાર, દેવાસ, ફતેહાબાદ. ૬૪-૭૨
„ મહાકાળેશ્વર ... ... ... ... ૭૨-૭૯

કરાંચી, હિંગલાજ, હૈદરાબાદ, (સિંધ) ... ... ૧૯૭—૨૦૨
મુલતાન લાહોર, અને પંજાબ પ્રદેશ ... ... ૨૦૨—૨૧૦
અંબાલા ... ... ... ... ... ૨૧૦—૨૧૧
થાનેસ્વર ( કુરૂક્ષેત્ર ) કર્નાલ, પાણીપત, સીમલા, પતીઆલા,
નાભા વગેરે ... ... ... ... ૨૧૧—૨૧૩
જલંદર, કપુરથલા, જ્વાલામુખી, વ્યાસ તીર્થ અમૃતસર,
જમુ, રાવળપીંડી ... ... ... ... ૨૧૪—૨૧૯
શ્રીનગર ( કાશ્મીર ) અમરનાથ... ... ... ૨૧૯—૨૨૧
અટક અમરકંદ તીર્થ ( કટાસરાજ ) .... ... ૨૨૧—૨૨૨
મથુરા ગોકુલ વૃંદાવન, વનયાત્રા, દિગ, હાથરસ વગેરે ૨૨૮—૨૩૬
દિલ્હી ... ... ... ... ... ૨૩૬—૨૪૦
સોનપુર, ગોરખપુર, મગહર, બલરામપુર, દેવી પાટણ,
ગોકર્ણનાથ, સંડિલા, નૈમિષારણ્ય, હસ્તિનાપુર,
મુરાદાબાદ, અલીગઢ, કનોજ વગેરે ... ... ૨૪૧—૨૪૬
બીથુર ( બ્રહ્માવર્ત તીર્થ) .. ... ... ૨૪૬—૨૪૭
હરદ્વાર, કનખલ, હૃષિકેશ ... ... ૨૪૮ ૨૫૫
હિમાલયપર જવા ઈચ્છનાર યાત્રીઓને ઉપયોગી વિગત ૨૫૫—૨૬૨
પહાડ પરની ચટીઓ, વચ્ચેનો અંતર અને બીજી ઉપયોગી
વિગત ... ... ... ... ... ૨૬૨—૨૬૬
વ્યાસઘાટ, ગંગોત્રી, દેવપ્રયાગ, શ્રીનગર, રૂદ્રપ્રયાગ ... ૨૬૬-૨૬૯
ત્રિજુગીનારાયણ, ગૌરીકુંડ, કેદારનાથ ... ... ૨૬૯-૨૭૩
ઉખીમઠ, તુંગનાથ, સ્વપ્નવન, ગોપેશ્વર, લાલસાંગા
પીપલકોટી, વિષ્ણુપ્રયાગ, પાંડુકેશ્વર ... ... ૨૭૩-૨૭૫
બદ્રીનારાયણ, વસુધારા, સ્વર્ગારોહણ ... ... ૨૭૬-૨૮૦
હિમાલયપરના તીર્થો, ઉત્પત્તિ અને મહાત્મ્ય સાથે તથા
ખનીજ, કૃષિ, ઉદ્યોગ વગેરે ... ... ૨૮૦-૨૯૪
હલદવાની, લખનૌ, અયોધ્યા, ફૈઝાબાદ ... ... ૨૯૫-૩૦૨
કાનપુર, પ્રયાગરાજ, વિંધ્યવાસીની, મીરજાપુર ચુનાર... ૩૦૨-૩૦૯
કાશી, પંચક્રોશીયાત્રાક્રમ, નિત્યયાત્રાક્રમ, અંતરગૃહીક્રમ... ૩૦૯-૩૩૩
ગયા, શ્રાધ્ધવિધિ, તીર્થમહાત્મ્ય, બોધગયા ... ... ૩૩૩-૩૩૯
બક્ષર ( વિશ્વામિત્ર આશ્રમ ) ડુંમરાવ, આરાહ, રઘુનાથપુર,
દીનાપુર, પટણા, બીરાટનગર, રાજગૃહી ... ... ૩૩૯-૩૪૨
બેતીઆહ, દરભંગા, જનકપુર, અહલ્યાતીર્થ, સીતામઢી,
વારાહક્ષેત્ર ... ... ... ... ... ૩૪૩-૩૪૪

નેપાળ, પાશુપતિશ્વર, ગંડકી ( શાલિગ્રામક્ષેત્ર ) ... ૩૪૪-૩૪૬
જમાલપુર સુલતાનગંજ, ભાગલપુર, સાહેબગંજ,
રાજમહેલ, માલદાહ, નલહટી, ચંપાનગર, મુરસીદાબાદ ૩૪૬-૩૪૮
વૈજનાથ (ઝારખંડી) ... ... ... ... ૩૪૮-૩૫૦
સમતશીખર; તારકેશ્વર, કલકતા ... ... ... ૩૫૦-૩૫૨
દીનાજપુર, દારજલીંગ, બ્રહ્મપુત્રતીર્થ, કામાક્ષી, ઢાકા,
નદીઆ, વિદ્યાનગર ... ... ... ૩૫૩-૩૫૪
ખરગપુર, નાગપુર, ઉમરાવતી અને ખરગપુરથી ભુશાવલ
સુધીની લાઈનની હકીકત ... ... ... ૩૫૪-૩૫૭
ભદ્રક, બાલાસોર, કટક, ભુવનેશ્વર, જાજપુર .. ... ૩૫૮-૩૫૯
જગન્નાથપુરી, ફેલુર્ક, વાલટર, બેઝવાડા સીંહાચલ, પાદગયા,
કોકનાડા રાજમહેન્દ્રી.... ... ... ૩૫૯-૩૬૮
અંડાવલીની ગુફાઓ, વરંગળ સીકંદરાબાદ હેદરાબાદ દક્ષિણ,
જાલના, પરભણી, ઔરંગાબાદ, પેઠણ, પરલીવૈજનાથ,
નાગેશ ... ... ... ... ... ૩૬૮-૩૭૧
મંગલગીરી ( પણાં નૃસિંહ ) ... ... ... ૩૭૧-૩૭૩
મદ્રાસ, ચિંગલપટ, પક્ષીતીર્થ, શીવ, વિષ્ણુકાંચી ... ૩૭૩-૩૭૭
ચિંદાબરમ, માયાવરમ, કુંભકોનમ, ભવિષ્યવેતા ગોવીંદચેટી,
તાન્જોર, ત્રિચનાપલ્લી, શ્રીરંગજી, જંબુકેશ્વર, ડીંડીગલ
અને મદુરા (મીનાક્ષીદેવી) ... ... ... ૩૭૭-૩૮૮
રામનાદ, રામેશ્વર, ધનુષ્ય તીર્થ, તામ્રપર્ણી નદી, તુતીકોરીન,
લંકા, સુબ્રહ્મણ્ય તીર્થ, તીરૂચેંદુર, પાપનાશનતીર્થ, તેન
કાશી, કુટીલમ, તોતાદ્રી, કુમારી તીર્થ, પદ્મનાભ ... ૩૮૮-૩૯૬
રંગમંદાર ભગવાન, ત્રિપથી (બાલાજી) ત્રીવેલુર ભુતપુરી, કાલ-
હસ્તી, વ્યંકટગીરી, ઉતાકામંદ નિલગીરી... ... ૩૯૬-૩૯૯
કોચીન, અલપાઇ, કલિકટ, તાલચરી, કડાપા, તાડપત્રી, ગુંટી,
ગુંટકલ, અરોની ... ... ... ... ૩૯૯-૪૦૦
બેલારી, હાસપેટ, ગડગ, હુબલી, ધારવાડ, કિષ્કિંધા, કુમારસ્વામી
દુરગી, બદામી, વિજાપુર ... ... ... ૪૦૦-૪૦૩
શૃંગેરી, બેંગલોર, શ્રીરંગપટન, મહિસુર, ગોકર્ણેશ્વર, બેલગામ,
મીરજ, કોલ્હાપુર, સતારા, વાઈ, મહાબલેશ્વર, જેજુરી,
જરસેપાઇના ધોધ, રાયચુર, ગુલબર્ગા, શાહબાદ, અકલકોટ,
સોલાપુર, ને પંઢરપુર (વિઠલનાથજી) ... ... ૪૦૪-૪૦૮
કરમાલા, અહમદનગર, વાંબોરી, ઉરૂલી ને પુના ... ... ૪૦૮-૪૦૯
ચીંચવડ, સેલારવાડી, તળેગામ, ભીમાશંકર, ખંડાલા, કાર-
લીની ગુફાઓ, લાનોલી, કરજત, અમરનાથ, માથેરાન,
નેરલ, ટનકેશ્વર, ઘારાપુરી અને મુંબઇ ... ... ૪૦૯-૪૧૫

ॐ श्रीकुलदेव्यैनमः

# શ્રી ભારતવર્ષની યાત્રા

देशाटनं पंडितमित्रताच वारांगना राज्यसभाप्रवेशः ॥
अनेकशास्त्राणि विलोकितानि चातुर्यमूलानि भवन्ति पंचः ॥

પરમાત્માની પરમલીલાનું અદ્‌ભૂત દૃશ્ય આ વિશાળ જગત્ છે. શિક્ષણની શાળા આ જગત્ કરતાં બીજી શ્રેષ્ટ કોઇજ નથી. કુપ મંડુક ન્યાયે ( કુવાના દેડકા તુલ્ય ) જેઓ ઘરમાં ગોંધાઇ રહી છતી આંખે, દેખતા છતાં, અંધ બને છે અને પોતાની આસપાસ શું છે તે જોતા નથી તેઓ પુરૂષાર્થહીનજ છે. જગત્‌માં યત્કિંચિત્ ગણાતી ધૂળ પણ વિશાળ હૃદયવાળાને એવું શિક્ષણ, પ્રસંગે આપે છે કે, જે શિક્ષણ તેના જીવનક્રમનું સૂત્ર બની જાય છે. મનુષ્યને ઇશ્વરે જે બુદ્ધિચૈતન્ય આપ્યું છે તે, કેવળ વિષકૃમિન્યાયે જીવન ગાળવા આપ્યું નથી. પરમાત્માનો ગુઢ હેતુ માનવ જીવન માટે શું છે આજ જે સમજી શકે છે તેજ સમજી શકે છે આમ કહેવું અતિશયોક્તિ નહિજ ગણાય.

વિપૂળ દ્રવ્ય, વિદ્યા, બળ, સંઘશક્તિ, સત્તા આદિ માનવ જીવન ઉન્નત કરનારાં નથી આમ સર્વ કોઇ કબુલ કરે છે. કબુલ કરતાં છતાં, આચારમાં લાવનારા ભાગ્યેજ કોઇકજ નિકળે છે. સસાગરા પૃથ્વિનો જે વિસ્તાર છે તેનાં કરતાં વિશેષ વિસ્તાર જ્ઞાનરાશિનો છે છતાં, તે સંબંધે ઔદાસિન્ય જણાય છે આ માનવ પ્રકૃતિનું દૌર્બલ્ય છે. માનવ પ્રકૃતિનું આ દૌર્બલ્ય વિદગ્ધ વિદ્વાનો સારી રીતે સમજ્યા છે, સમજે છે અને સમજશે. બાળકને વાત્સલ્યભાવથી માતા કડુ ઔષધ, ગોળના કે સાકરના ગાંગડાની લાલચે, જેમ આપે છે તેમ મંતજ્ઞો પ્રજાના કલ્યાણ માટે, ઉપરથી લાલચ બતાવી કડુ ઔષધ આપે છે. આ ઔષધ આપવામાં રોગ નિવૃતિ માતાના પક્ષે છે તેમ સજ્જનોના પક્ષે દૌર્બલ્ય હ્રાસ છે. સ્વર્ગની, લક્ષ્મીની, કલ્યાણની, મોક્ષની લાલચ સાકરના ગાગડાતુલ્ય છે. પાપનું આ પરિણામ છે, પાપીની આ દશા થાય છે વીગેરે કડુ ઔષધો છે અને એ બેઉ સાધનોદ્વારા દૌર્બલ્યહ્રાસ આ ઇપ્સિત હેતુ છે.

આ ભૂમંડળના સમસ્ત ધર્મવેત્તાઓએ, આ હેતુ, યાત્રાદ્વારા પાર પાડવા ઇષ્ટ માન્યું છે. બીજા વિષયોમાં ગમે તેવો મતભેદ હો પણ શું ક્રીશ્ચન કે શું મુસલમાન, શું યાહુદી કે શું પારસી, શું જૈન કે શું બૌધ, શું હિંદુ કે શું અન્યધર્મિ, બધા યાત્રાનું ગૌરવ એકસરખી રીતે સ્વીકારે છે. મુસલમાનો મક્કા મદીના કે કરબલા જાય છે આ યાત્રાર્થે, ક્રીશ્ચનો રોમ કે જેરૂસેલમ જાય છે આ યાત્રાર્થે, બૌધો ગયા વીગેરે સ્થાનોમાં જાય છે આ યાત્રાર્થે, સારાંશ એટલો કે યાત્રા સંબંધે સર્વ ધર્મ અને ધર્મવેત્તાઓ એકમત છે અને સર્વની દ્રષ્ટિએ આ આદરણીય છે. આ વિષયનું મહત્વ આથી વધારે સિદ્ધ કરવાનું હવે પ્રયોજનજ શું રહે છે?

યાત્રાનો પ્રથા સર્વત્ર છે. તે પ્રથા સર્વાંશે સર્વને સ્વીકૃત છે. કાળના બળે પ્રથા સંબંધે લોકનાં આચરણોમાં મહત્ અંતર જોવામાં આવે છે આ સત્ય છે પણ આંખ દુખતી હોય તોપણ તે જેમ ફોડી નથી નખાતી તેમ આ પ્રથાના દોષની નિવૃત્તિ કરવી આ આપણું કર્તવ્ય છે પણ પ્રથાનેજ નિર્મૂળ કરવા કેટલીક તરફથી પ્રયાસ થાય છે આ ઇષ્ટ નથીજ નથી

યાત્રા, મુસાફરી, દેશાટન વીગેરે પર્યાય શબ્દો છે વ્યવહાર નીતિમાં ચતુરાઇના જે પાચ ગુણો ગણાવ્યાં છે તેમાં દેશાટન પ્રથમ છે, પરમાર્થ નીતિમા યાત્રા પ્રથમ છે દેશાટન એટલે દ્રવ્યપ્રાપ્તિ માટે, વિદ્યા માટે, સુખ માટે, વેપાર માટે ફરવું તે છે. યાત્રા એટલે પાપક્ષય માટે, ઇશ્વરી અલૌકીક ચમત્કાર જોઈ મનને ઇશ્વરલીલામાં સ્થાપી, જગતની ચિત્ર વીચિત્ર લીલા જોઇ મનને સતોષી કરી, સ્નાન, દાન, જપ, હોમ, દર્શન, બ્રહ્મભોજન, શ્રાદ્ધ વીગેરે સત્ક્રિયા ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરવી તે યાત્રાને અંગે પણ દેશાટન થાય છે પણ યાત્રા શબ્દ દેશાટનનો પર્યાય શબ્દ છતાં તેનો સવિશેષ ભાગ મેં ઉપર વ્યક્ત કર્યો છે તે છે અને તેટલાજ માટે "ભારતવર્ષની યાત્રા" આવા મથાળા નીચે હું દેશાટન અને યાત્રા બેઉને ઉદ્દેશીને લખવા ઇચ્છુ છું.

યાત્રા અગર મુસાફરી પ્રિય નહીં હોય એવા જગતમાં થોડાજ પ્રાણી હશે પણ યાત્રા સર્વથી બની શકતી નથી એનું કારણ કાળ, દ્રવ્ય, શરીરસંપત્તિ, કૌટુબિક સરળતા વીગેરે છે આ બધા સાધનો હોય અને જે બેસી રહે તેને આળસુજ ગણવામાં દોષ નથી. કહેવામા આવે છે કે મુસાફરી કાંતો ફકીરની કે કાંતો અમીરની છે. આ કહેવું

સર્વથા ખોટું નથી. અમીર કરતાં ફકીર જે મુસાફરી કરે છે તે વિશેષ લાભપ્રદ છે આ વાસ્તવિક છે. પણ જે કાળમાં એ કહેવત નીકળી હશે તે કાળમાં અને હમણાંનાં કાળમાં ફેર છે. હમણા રેલવે, તાર, સ્ટીમરો, દેશની શાંતતા, સર્વત્ર અનુકુળ સાધનોની પ્રાપ્તિ, ધર્મશાળાઓ, જળાશયો વીગેરેનાં સાધનો મોજુદ છે અને તેથી સાધારણ માણસ પણ માફક ખરચમાં મુસાફરી કરવા ધારે તો કરી શકે એમ છે. પેહેલાં એ સાધનોની તાણ હતી તેથી કેવળ એવાં સાધનો અમીર પૈસાના બળે મેળવી શકે એમ હોવાથી અગર ફકીર એવાં સાધનોના અભાવે પણ સંતોષપૂર્વક ફરી શકે એ કારણથી એ કહેવત ચાલી હશે પણ અત્યારે એ કહેવત માની બેસી રહેવું અને આ વિપુલ જગતમાં શું છે આ ન જોવું આતો કેવળ કાયરપણું છે. યાત્રાથી લાભાલાભ શું શું છે આ સંબંધે વિચાર કરીયે તો તે સંબંધી એક સ્વતંત્ર પુસ્તક લખી શકાય એમ છે પણ સંક્ષેપમાં આટલું તો સર્વે કોઇ કબુલ રાખશે કે યાત્રાથી કામના બોજામાં કચરાયલા મનને આરામ મળે છે, સુસ્ત શરીરના મંદ પડી ગયલાં અવયવો જાગૃત થાય છે, જુદી જુદી હવા અને જળથી લોહી સુધરી લોહીનું યોગ્ય સંરક્ષણ થાય છે, અનેક પ્રદેશ, ત્યાંના લોકો, તેની રીતભાત, ભાષા, વ્યવહાર વીગેરેનું જ્ઞાન થાય અને તેથી બુદ્ધિકૌશલ્ય વિસ્તાર પામે છે.

ગતિ આ પ્રકૃતિનો સ્વભાવ છે. જાણ્યે અજાણ્યે ગતિ થયાજ કરે છે, પશુ પક્ષી પણ ગતિ કરે છે; માણસપણ ગતિ કરે છે. યોગ્ય રસ્તાની ગતિ સુખેદ છે; અયોગ્ય રસ્તાની ગતિ દુઃખદ છે. પ્રકૃતિ યોગ્ય રસ્તે ગતિમાન થાય તેટલાજ માટે સૂર્ય, ચંદ્ર, દિપાદિક પ્રકાશી છે. એ બધા કરતાં જ્ઞાન પ્રકાશ વિશેષ બળવતર છે. જ્ઞાન પ્રકાશ સ્વતંત્ર છે; અન્ય પ્રકાશ અન્યોન્યાશ્રિત છે. યાત્રાનો અર્થ પણ ગતિ-વાચક છે. આ વિષયમાં જ્ઞાનરૂપી પ્રકાશ પાડવો એ આ વિષયનો હેતુ છે.

મનુષ્ય એકથી બીજી જગ્યાએ અનેક વાર આવ જા કરે છે. પોતાનો આવવા જવાનો હેતુ સર્યો એટલે ઇતિકર્ત્તવ્યતા માને છે. માણસ જ્યાં જ્યાં જાય ત્યાં પોતાના હેતુની સિદ્ધિ કરવા સાથ વિશેષ જાણે તો તેથી તેમને લાભજ થાય એમ છે. મુંબઇથી એક ગૃહસ્થ કોઇ ગામડામાં જાયતો ત્યાંના આબાલવૃદ્ધ મુંબઇની હકીકત સાનંદાશ્ચર્ય પૂર્વક પુછે છે અને સાંભળી આનંદ પામે છે. બાળકો વૃદ્ધોને યાત્રાની હકીકત પુછે છે અને વૃદ્ધો યથાનુભવ જણાવે છે આ પણ

બાળકને આનંદનો વિષય થાય છે. આ આનંદના વિષય વખતે પ્રોત્સાહન જેવું જ્ઞાન આપવામા આવે તો તેથી અતીવ લાભ થાય એમ છે, કિબહુના જીવનનુ ઉઠમણુ પણ થઇ શકે છે.

યાત્રાના પ્રકાર અનેક છે પણ સર્વ સાધારણ અને સર્વ માન્ય આ પ્રમાણે વર્ણવી શકાય —

૧ મહત્પુરુષના જન્મનું અને મૃત્યુનું સ્થાન.
૨ વિદ્યા પીઠનુ સ્થાન.
૩ દૈવી ચમત્કારનું સ્થાન.
૪ ઉત્તમ નદીઓ કે પર્વતનું સ્થાન.
૫ તપશ્ચર્યાનું સ્થાન
૬ ઇતિહાસિક બનાવોનું સ્થાન.
૭ સમુદ્ર.

યાત્રા સંબંધે પૂર્વોક્ત સાત સ્થાનોજ છે એમ નથી પણ સર્વ માન્ય તેજ કહી શકાય. આમા પણ દેશમાન્ય, સર્વમાન્ય અને જાતિ–પંથમાન્ય આવા ભેદો છે આ ઉપરાત પણ કેટલાક સ્થાન નિત્ય યાત્રાના છે, કેટલાંક પ્રસંગાનુસાર યાત્રાનાં છે આ સર્વ સ્થાનોની માહિતી તે તે સ્થાનોમાં ગયા છતા પણ કેટલાકને મળતી નથી. કારણ કે તે સ્થાનોમાં તેઓ અજાણ્યા જેવા છે. જેને આધારે તેઓ જાયછે તે સ્વાર્થપટુ હોય છે અને પોતાનો સ્વાર્થ ન સરે તેવી બાબતમા તેઓ માથુ મારવાજ દેતા નથી. યાત્રાના સ્થાનોમાં બીજાં સ્થાનો–પછી તે બીજા ધર્મના હોય તો પણ–જોવાથી લાભજ થાય છે. યાત્રામા ધર્મનો હેતુ મુખ્ય રાખી, વ્યવહારની બાબતમાં પણ ચંચુપ્રવેશ કરવાથી હાની કશીએ નથીજ થવાની.

અત્ર હુ ભારતવર્ષની યાત્રા લખુ છુ. ભારતવર્ષ કેને કહેવો? તેની હદ કેટલી? ભારતવર્ષ નામ શાપરથી પડયું? ભારતવર્ષ શું છે? વગેરે જાણવાની ખાસ જરૂર હોવાથી સરૂઆતમાં તે સંબંધી ટુંક હકીકત અત્રે આપવી નિરૂપયોગી નહિજ ગણાય

ભારતીય પ્રજા ઇતિહાસ ધરાવતી નથી આવો દોષ અત્યારના કેટલાક વિદ્વાનો અમપણા પર મુકે છે મી બાળ ગંગાધર તીલક અને કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો આ દોષનુ નિરસન કરી જણાવે છે કે અત્યારની પ્રજાની જેમ તારીખવાર અને હકીકતનો ઇતિહાસ ભલે ન જણાતો હો પણ વેદથી માંડીને પૂરાણ સુધીમાં ભારતીય પ્રજાનો

ઇતિહાસ એવી રીતે ગુંથ્યો છે કે તે ગુંથણી જોતાંજ આશ્ચર્યચકિત થવાય છે. આ બાબતમાં લંબાણથી ઉતરવાનો મારો હેતુ નથી. હું ભારતીય પ્રજાનો ઈતિહાસ છે એવા વિચારવાળા માંહેનો એક છું; આ ભારતવર્ષ સંબંધે પ્રાચીન ગ્રંથોના આધારે, તેટલા માટે, ઉલ્લેખ કરૂં છું.

પૂરાણો અને ઇતિહાસ દ્વારા જાણવામાં આવે છે કે, રાજા પ્રિયવ્રતના મોટા પુત્ર આગ્નિધ્રે જંબુદ્વિપના નવ ખંડ કરી, હિમાલય યુક્ત દક્ષિણ ખંડ પોતાના મોટા દીકરા નાભીને આપ્યો. નાભિનો પુત્ર રૂષભ અને રૂષભના ૧૦૦ પુત્રમાંથી ભરતને આ ખંડ મળ્યો. ખંડને વર્ષ પણ કહે છે. ભરતના નામ ઉપરથી આ ખંડનું નામ ભારતવર્ષ પડયું. તે પેહેલાં તેનુ નામ અજનાભ હતું.

ભારતવર્ષની ઉત્તરમાં હિમાલય, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમમાં, મોટે ભાગે સમુદ્ર અને બ્રહ્મપુત્રા ને સિંધુના કિનારાનો પ્રદેશ છે. સિંધુને અટક કહે છે અને અટકના બીજા કિનારાની બહાર જવાની મનાઇ કરેલી જણાય છે. બ્રહ્મપુત્રાના બીજા કિનારા બહાર પણ જવાનુ ઇષ્ટ મનાતું નહોતું. અત્યારે કેટલોક ફેરફાર થયો છે છતાં તે મર્યાદા ચાલુ જેવીજ છે. અર્થાત્ રામેશ્વરથી હિમાલય અને દ્વારકાથી જગન્નાથ આ ભારતવર્ષની હદ છે.

ભારતવર્ષની કર્મભૂમિ ગણાય છે. આ ભૂમિમાં પૂર્વના પુણ્યોદયેજ જન્મ થાય છે. વિદુષિ એની બીસેંટ જેવાં પણ આમજ કહે છે. આ કથનને આત્મપ્રશંસા માનીએ તો પણ કેટલીક બાબતમાં તો આ ભારતવર્ષ જેવું સ્થાન સમસ્ત ભૂમંડળમાં નથી આમ સર્વ કબુલ કરે છે. પર્વતો, નદીઓ, વિપુલ વનસ્પતિઓ, રૂતુઓનું યથાયોગ્ય દર્શન, લોકોનો અનુકરણીય આચાર વિચાર, ધર્મશ્રધ્ધા, બુદ્ધિકૌશલ્ય, અતુલ બળ વીગેરે ભારતના ગૌરવના વિષયો છે અને તે સજ્જનો મુગ્ધભાવે સ્વીકારે છે. કાળના બળે આમાં ખેદકારક ફેરફાર થયો છે છતાં સર્વ વિદ્યા, કળા, લક્ષ્મી, શૌર્ય, ધર્માભિમાન, સુશિલતા, શૃંખલાબંધ સ્થિતિ વીગેરેનો આદર્શ આ ભારતવર્ષ છે એ નિર્વિવાદ સત્ય છે.

યાત્રા સંબંધે આટલું બધું પાંડિત્ય કર્યું પણ તમે પોતે આ યાત્રા કરી છે કે માત્ર પરોપદેશે પાંડિત્ય કરી જાણો છો ? આવો પ્રશ્ન સહજ કેટલાકોના મનમાં ઉત્પન્ન થશે. હું નિર્ભયપણે આનો ઉત્તર આપીશ કે આ લેખ મોટે ભાગે મારી યાત્રાના અંગે પ્રત્યક્ષ અનુભવને

આભારી છે. માત્ર જુજ ભાગ જ્યાં જવા હું ભાગ્યશાળી થયો નથી તત્સંબંધી હકીકત, આ ગ્રંથ અપૂર્ણ ન જણાય તેટલા માટે, ખાંખાંખોળા કરી દાખલ કરવાની જરૂર પડી છે.

આ ગ્રંથ મુખ્યત્વે ગુર્જર પ્રજાને માટે છે. યાત્રાની શરૂઆત ક્યાંથી કરવી આ સબંધે મને કેટલોક વિચાર કરવો પડયો છે. મેં આ શરૂઆતનું સ્થાન મુંબઇ પસન્દ કર્યું છે તેનાં કેટલાંક કારણો છે. આ કારણમાં મુખ્ય, ભારતવર્ષનું અત્યુત્તમ, અત્યુપયોગિ, અતિસુશોભિત શેહેર મુંબઇ છે આ છે મારી જીંદગીનો મોટો ભાગ મુંબઇમાં વ્યતિત થયો છે અને થાય છે. મુંબઇ સૃષ્ટિના વ્યાપારનું મુખ્ય કેન્દ્ર છે સરકારની માન્યતાએ ભારતવર્ષનું દ્વિતીય કક્ષાનું મુંબઇ શેહેર છે પણ જન સમૂહ તેને ભારતનું પ્રથમ શેહેર ગણે છે. દૂરદૂર પ્રદેશના લોકો, નાનાવિધ ભાષાઓ, અનેક પ્રકારના વ્યાપારો અને અનેક લોકાભિરૂચિને યોગ્ય સહજ પ્રાપ્ત થતી અનેક વસ્તુઓને લઇને મુંબઇ–મોહમયી–મોહક નગરી ગણાય છે. ગુર્જર પ્રજાના પોષણનો મુખ્ય આધાર મુંબઇ છે અને તેથી મારી યાત્રાનો આરંભ પણ મુંબઇથીજ કરવો ઈષ્ટ ભાસે છે.

૧ મુંબઇથી યાત્રાનો આરંભ કરતા શરૂઆતમા મુંબઇ સંબધે કોઇ લખવું કે કેમ આ સવાલનો નિર્ણય કરવાનો રહે છે. મુંબઇથી અજાણ્યા લોકોને, મુંબઇ સંબંધી કાઇપણ ન જણાવવું આ જેમ ઠીક નથી તેમ, મુંબઇથી વાકેફ લોકોને, તે જણાવવાથી શરૂઆતમાં નિરસી બનાવવા આ પણ ઠીક નથી. આથી મુંબઇ સંબંધી સર્વ હકીકત, ગ્રંથસમાપ્તિમાં મુંબઇ આવતી વખતે જણાવવાનું રાખી હાલ યાત્રાનો ક્રમજ શરૂ કરૂં છું.

મુંબઇથી યાત્રાનાં સાધનો બે જાતનાં અને માર્ગો ત્રણ છે. સાધનમાં રેલવે–આગગાડી અને સ્ટીમર–આગબોટ છે. માર્ગમા મુંબઇથી ઠેઠ દક્ષિણમાં રામેશ્વર થઇ પૂર્વ કિનારાને રસ્તે જગન્નાથ પુરી થઇ, ઉત્તરમાં થઈ, પંજાબ સિંધ થઇ દ્વારકા થઇ મુંબઇ આવવાનો એક માર્ગ; મુંબઇથી અમદાવાદપર થઇ દ્વારકા જઇ કાંતો સ્ટીમરમા કરાંચી થઇ સીધ, પંજાબ, વાંવ્યપ્રાંત, પૂર્વ, દક્ષિણ થઇ મુંબઇ આવવું અથવા તો પાછા અમદાવાદ આવી પૂર્વોક્ત માર્ગનાથી મુંબઇ આવવું. કાંતો સ્ટીમરમાંજ દ્વારકા જઇ, કરાંચી જઇ સર્વ સ્થળે ફરી મુંબઇ આવવું. મુંબઇથી દક્ષિણમાં પણ સ્ટીમર રસ્તે જવાય છે, ત્યાંથી રેલવેમાં મુસાફરી કરાય

છે. આ માત્ર સંક્ષિપ્ત માર્ગરેષા બતાવી છે. અમે અમારી મુસાફરી રેલવે રસ્તે અને તે પણ જી. આઇ. પી. રેલવે રસ્તે શરૂ કરી.

રેલવેમાં મુસાફરી કરવાનું જ્ઞાન હમણાં સર્વને છે અને તે સંબંધી વિશેષ લખવું આ નિરૂપયોગી છે આટલું છતાં કેટલીક અગત્યની સૂચના કરવી જરૂરની ધારૂં છું. રેલવે કે સ્ટીમરો મુસાફરીનાં સાધનો છે, તેનો નિભાવ મોટે ભાગે આ દેશની પ્રજાથી થાય છે છતાં આ દેશની પ્રજાને, જેવું બળદનું ગાડું સુખરૂપ થાય છે તેવી રેલવે થતી નથી. અત્યારે મધ્ય એશીઆમાં રશીઆ જે રેલવે વધારવા લાગ્યું છે અને તે પરથી ઇગ્લાંડમાં જે ચર્ચા જાગી છે તે તેમજ જાપાન રશીઆની લડાઇમાં રેલવે મારફત રશીઆ દૂર દેશાવરમાં જે સહેલાઇથી લશ્કર મોકલી શક્યું છે તે પરથી દરેક વિચારશીલ માણસ જોઇ શકે છે કે રેલવેની ઉત્પત્તિના રહસ્યનાં રાજકિય તત્વ પ્રથમ દરજ્જે ધરાવે છે. શાંતિના વખતમાં રેલવે લોકોને આવવા જવાના વ્યવહારમાં તથા વેપાર રોજગારમાં મોટા સાધન રૂપ છે પણ રેલવેની મુસાફરી, એકંદરે ઓછા ખરચની જણાય છે છતાં વધુ ખરચાળુ અને પરતંત્રાવાળી છે. રેલવેની મુસાફરીથી, મુસાફરીનો ખરો હેતુ પાર પડતો નથી. કણચરન્યાયે સંતોષ માનીએ તેટલુંજ પુરતું છે. અત્યારે બળદનાં ગાડાની મુસાફરી સારી કે રેલવેની આ લખવાનો મારો હેતુ નથી. મારો હેતુ રેલવેની મુસાફરી અત્યારના તેના સ્વરૂપમાં વધારે સુખરૂપ કેવા પ્રકારે બનાવી શકાય તે સંબંધે કેટલીક સૂચના કરવાનો છે.

---

## રેલવેની મુસાફરી કરનારાઓને ધ્યાનમાં રાખવાની રેલવેના કાયદાઓ તથા બીજી અગત્યની હકીકત.

૧ હિંદુસ્થાનની સર્વ રેલવેમાં પેહેલો, બીજો અને ત્રીજો આમ ત્રણ વર્ગ સાધારણ છે અને કેટલીક રેલવેએ બીજા ને ત્રીજાની વચ્ચે ઇન્ટરમીડીએટ એટલે મધ્ય વર્ગ રાખેલ છે

૨ પેહેલા વર્ગનું વધુમાં વધુ ભાડું ૧૮ પાઇ ને ઓછામાં ઓછું ૧૨ પાઇ, બીજા વર્ગનું વધુમાં વધુ ૯ પાઇ ને ઓછામાં ઓછું ૬ પાઇ, મધ્ય વર્ગનું વધુમાં વધુ ૪॥ પાઇને ઓછામાં ઓછું ૩ પાઇ અને

ત્રીજા વર્ગનું વધુમાં વધુ ૩ પાઇ અને ઓછામાં ઓછું ૧ાા પાઇ સાધારણ રીતે દર માઇલે લેવામાં આવે છે. આ ભાડું બધી રેલવે સરખી રીતે લેતી નથી પણ તેમાં ફેરફાર હોય છે પણ તે ફેરફાર વધારાની હદની ઉપર કે ઓછાની હદથી નીચે નથી હોતો આ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૩ પેહેલા કલાસમાં ૧૨૦ રતલ, બીજા કલાસમાં ૬૦ રતલ, વચલા કલાસમાં ૪૦ રતલ અને ત્રીજા કલાસમાં ૩૦ રતલ બોજો વધુ પૈસા આપ્યા વગર મુસાફર પોતાની સાથે લઇ જઇ શકે છે. જે વર્ગની અડધી ટીકીટ હોય તે વર્ગના વજનથી અડધું વજન વગર દરે લઇ જઇ શકાય છે. હાથમાં ઉપડી શકે એવા ખાવાના કરંડીઆ, ડબા કે પાણીનાં વાસણો તેમજ બીછાનાનો સામાન જેવાં કે રજાઇ, બ્લાંકેટ, બનુસ વીગેરે વગર ખરચે લઇ જઇ શકાય છે.

રેલવેના દેશી ઉતારૂઓએ આ ત્રીજી કલમ ખાસ ધ્યાનમાં લેવાની છે. રેલવેની મુસાફરીમાં જે હાડમારી કોઇને ભોગવવી પડતી હોય તો તે દેશીઓજ છે. આ હાડમારી ભોગવનારા પણ દેશીઓજ છે કે જે દેશીઓને સરકારી હોદાઓ આપવા, નેશનલ કોંગ્રેસ જેવાં ખાતાઓથી અને વર્તમાનપત્રોથી આપણે પોકાર ઉઠાવીએ છીએ.. આ લેખકે ઘણી વખત , નજરો નજર જોયું છે કે ગોરી ચામડીને જોઇને સીપાઇદાદા તો બીહે પણ રેલવેના દેશી નોકરો પણ બીહે છે અને તેઓ કેટલો સામાન લઇ જાય છે આ પુછતાજ નથી અને દેશીઓ પાસ ભલે ઓછો સામાન હોય. તો પણ તેને દરવાજાપર સીપાઇ "સામાન કાંટા પર લે જાઓ." આમ કહી રોબ મારે છે. સામાન કમતી હોય તે રકઝક કરે કે "સામાન વધુ નથી" પણ એ આના સીપાઇના હાથમાં ન પડે ત્યાં સુધી તેને પ્લાટફારમ ઉપર જવા દેવાનાંજ કાંફાં. ત્રીજા કલાસના ઉતારૂઓ સાથ આમ વરતવામાં આવે છે એમ નથી પણ દરેક કલાસના દેશી ઉતારૂઓને કોઇ કોઇ વખતે આવો અનુભવ મલ્યોજ હશે આ બાબતમાં ઉતારૂઓનો પણ થોડો દોષ હોય છે. તેઓ બધો સામાન સાથે રાખવા બહુ આતુર હોય છે. યુરોપીયનો જરૂર જોગો સામાન સાથ રાખી બાકીનો બધો જોખાવી બ્રેકમાં નાંખે છે. આથી સામાન જોખાવ્યા બાદ સામાન ખ્યાલવાનો, રસ્તામાં ગાડી બદલતાં સામાન ઉતારી બીજા ડબામાં મુકવાનો, જ્યાં ઉતરીએ ત્યાં ઉતારવાનો ખરચ બચાવવા સાથ કાયદા પ્રમાણે ૨૪ કલાક આવો

સામાન સ્ટેશનપર રહી શકે છે તો થોડા વખત ક્યાંઇક ઉતરી ફેરા મારી બીજી ગાડીમાં જવા પણુ સગવડ મળે છે તેમજ થોડા કલાક કામ હોય તો જતાં આવતાં સામાન સાથે લઇ જવા ને લાવવાનો ખરચ બચી શકે છે. આની સાથ છુટાં બીછાનાં કે ખાવાની ચીજનાં બંડલો સાથે હોય તો કોઇ ભાવ પુછતું નથી આ તો જુદું. મારા અનેક દેશી બંધુઓ રેલવેની મુસાફરી કરે છે પણ તેઓમાંથી ઘણાક થોડાજ આ બાબત જાણુતા છતાં લાભ લેતા હશે. પૈસાનો ઉગારો, સાચવવાની ફીકર ઓછી અને આપદા ઓછી આટલું રેલવેએ સુખ કરી આપ્યું છે તે તરફ શા સારૂ દુર્લક્ષ કરવામાં આવતું હશે ? પોતાની પાસનું જોખમ, એકાદ જોડ કપડાં, પાણીનું વાસણુ અને ખાધ ખો- રાકી સાથ બીછાનાનો સામાન પાસ રાખતાં દશ રતલ ઓછામાં ઓછું વજન કમતી કરાય છે કે જે દશ રતલનો લાંબી મુસાફરીએ રૂપીઓ વધારે આપવો પડે છે અને ચડતાં બચ્યા તો ઉતરતાં રૂપીઆના બદલે બે આપવા સાથ, મફત લઈ જવાના વજનનો પણુ ચાર્જ આપવો પડે છે. પાંચ દશ માણુસની મંડળીમાં આવી અગત્યની બાબત ધ્યાનમાં હોય તો કેટલો લાભ મેળવી શકાય છે. આ હક બધા વર્ગના રેલવેના મુસાફરોને માટે સરખો છે તો તેનો લાભ લેવાથી બેસવાની સગવડ થાય અને સુખ પણુ મળેજ

૪. ત્રણુ વરસની ઉમર સુધીનાં છોકરાંઓનો ચાર્જ લેવામાં આ- વતો નથી; બાર વરસ સુધીનાંનો અડધો ચાર્જ લેવામાં આવે છે.

ઉમરની બાબતમાં દેશી ઉતારૂઓને હમેશ તકરાર થતી ઘણાકોએ જોઇ હશે. થોડાક પૈસાની લાલચે દેશીઓ જુઠું બોલેજ છે આવો ખ્યાલ ખુદ રેલવેના દેશી નોકરો ધરાવે છે. તેઓનો આ ખ્યાલ સર્વથા ખોટો છે એમ પણુ હું કહી શકતો નથી. આ સંબંધે દેશી ઉતારૂઓએ પૈસાના લોભે અસત્ય બોલવાથી અચકવું જોઇએ છીએ. તેમજ રેલવેના નોકરોએ પણુ દીર્ઘદષ્ટિ વાપરી આકળા થઇ જઇ, સત્તા બતાવવા પેહેલાં થોડો વિચાર પણુ કરવો જોઇએ છીએ. આ લેખકને ભાવનગરથી મુંબઇ આવતાં વઢવાણુ કેંપમાં આનો જાતી અનુભવ મળ્યો હતો, વઢવાણુ કેંપમાં ટીકીટ કલેકટરે ટીકીટ ચેક કરી લેખકના છોકરા પાસે અડધી ટીકીટ હતી તેને બદલે આખી માંગી. લેખકે કહ્યું કે આ કામ ગેરવ્યાજબી છે ત્યારે સ્ટેશન માસ્તરે ભાવનગરથી વઢવાણુ કેંપ સુધીનો એક્ષ્ટ્રા હાફ ટીકીટનો સેકંડ કલાસનો ચાર્જ લેવા ઉપરાંત દંડના પૈસા

લેવા પણ જણાવ્યું. આ લેખકે એ વખતે પૈસા તો આપી દીધા પણ રેલવે કંપનીને ફરીઆદ કરી. રેલવે કંપનીએ પેહેલાં તો લેખકનો છોકરો મોટી ઉમરનો છે આમ જણાવ્યું પણ લેખકે સ્કુલ રજીસ્ટરથી અને સેવીંગ બેંકના ખાતામાં કેટલાક વખત પહેલા આપેલી તારીખથી ખાત્રી કરી આપવા તૈયારી બતાવી ત્યારે પૈસા પાછા આપ્યા. આ લેખક જેવાને આવો અનુભવ મળ્યો છે ત્યારે બીજાઓની શી દશા હશે ? ઘણાક દેશી ઉતારૂઓ વખત પર ખીસામાં વધુ પૈસા રાખતા નથી અને તેમાં સ્ત્રી વર્ગ તો ખાસ. આવી વખત, વચમાં વધુ પૈસા માંગવામાં આવે ને ન આપેતો, અટકાવી રાખવામાં આવે અને સ્ત્રી વર્ગ એકલો હોય તો તેની કેવી દશા થાય ! આ સંબંધે વર્તમાનપત્રો અને ધારા સભાના સભાસદોએ વધુ નહિં તો આવી વખતે ઉતારૂ જ્યાં ઉતરનાર હોય ત્યાં તેની પાસથી પૈસા લેવાય એવી રીતે રેલવે કામ લે આટલું તો ખાસ કરાવવાની જરૂર છે. રેલવેના ઉતારૂઓના દુઃખની દાદ લેવડાવનાર કોઈ ઓ. બી. ગોકલદાસ કહાનદાસ પારેખ જેવા બહાર આવશે કે ?

૫ રેલવેના દરેક વર્ગમાં રીઝર્વ્ડ–ખાસ અલાયદી–જગ્યા કાંઇ પણ વધુ ખરચ આપ્યા વગર, ફકત થોડા કલાક અગાઉ વ્યવસ્થા કરવાથી, મેળવી શકાય છે. લાંબી મુસાફરીવાલાઓને આ સગવડકારક બાબત છે. આ રીઝર્વ્ડ જગ્યામાં જે લાભ મળે છે તે એ છે કે ૧૦ માણસનો ગાળો આઠ ટીકીટના પૈસા લઇ રીઝર્વ્ડ કરી આપવામાં આવે છે અને તેમાં આઠજ માણસ બેસે છે એટલે બેસવાની સગવડ થાય છે. એ ડબામાં બીજું કોઈ બેસી શકતું નથી તેથી ધર્મ સચવાય છે અને ખાવાપીવામાં અડચણ પડતી નથી. છ માણસની કંપની હોય તો આઠના પૈસા આપી એક ગાળો રીઝર્વ્ડ કરાવી લેવાથી સુવાની પણ સગવડ થઇ શકે છે. આઠથી વધુ બેસવા ન જોઇએ બાકી ઓછા ગમે તેટલા બેસો તેનો વાંધો નથી. ફરર્સ્ટ અને સેકંડ કલાસના ગાળાઓ તેમાં જેટલા બેસવાના હોય તેનાથી અડધાથી ઓછા નહીં અને પોણાથી વધુ નહીં એવી રીતે બેસનારાના પૈસા લઇ રીઝર્વ્ડ કરી આપવામાં આવે છે. ઘણાક દેશીભાઇઓ આવી રીતે મળતો લાભ લેતા નથી આ કેટલું ખોટુ છે.

૬ કેટલીક રેલવેમાં આગળથી ટીકીટ ખરીદી પોતાની બેસવાની જગ્યા લાંબી મુસાફરી માટે " રજીસ્ટર્ડ " કરાવવામાં કાંઈ વધારે પૈસા આપવા પડતા નથી પણ આખો બેંચ બેસનારાને મળતો હોવાથી તે નિરાંતે સુઈ શકે છે.

૭ ફરર્ટ કે સેકંડ કલાસના સ્ત્રી ઉતારૂ સાથ, ત્રીજી કલાસની ટીકીટ લીધેલા નોકરને બેસવા દેવામાં આવે છે. એજ કલાસનો પુરૂષ ઉતારૂ જો બીમાર હોય અને ડાકટરનું સરટીફીકેટ હોય તો ત્રીજા કલાસની ટીકીટવાલા નોકરને સાથે બેસવા દે છે. દેશી સ્ત્રીઓને એકલાં બેસવાની ધારતી લાગે છે તેને આ ધ્યાનમાં લેવાની બાબત છે; બીમાર માણસને થોડા વધુ પૈસા ખરચતાં સુખ મળે છે અને સાથ માણસ કાંઇ પણ વધુ ખરચ વગર રાખી શકાય છે આ સર્વે લક્ષમાં લેવા જોગ છે.

૮ કટકે કટકે ટીકીટ લેવાથી વધુ ખરચ બેસે છે વાસ્તે જેઓ પોતાનો વખત સાચવી શકે એવા હોય છે તેઓએ, અથવા રસ્તામાં થોડાજ કલાકની રોકાણ હોય તેઓએ, સળંગ ટીકીટ લેવાની જરૂર છે. આમ કરવાથી પૈસાનો બચાવ થાય છે. કદાચ બીમારી સબબે રોકાવું પડેતો ડાકટરના સરટીફીકેટથી જેટલી મુસાફરી ન કરી હોય તેટલીના પૈસા અરજી કર્યે કેટલીક રેલવે પાછા પણ આપે છે. દર સો માઇલે એક દિવસ રોકાઇ શકાય છે. એટલે મુંબઇથી અમદાવાદ ૩૦૦ માઇલ ગણો. મુંબઇથી અમદાવાદની સળંગ ટીકીટ લઇ ગમે ત્યાં રસ્તામાં એક એક એમ ત્રણ જગ્યાએ ત્રણ દિવસ અથવા એકજ જગ્યાએ ત્રણ દિવસ રહી શકાય છે. આ બાબતમાં સો માઇલની મુસાફરી કર્યા પછીજ રહેવાય એવું કાંઇજ નથી માત્ર ટીકીટ ૩૦૦ માઇલની હોય તો ત્રણ દિવસ એક કે દશ જગ્યાએ ઉતરીને પણ રહી શકાય છે.

૯ ટીકીટ લેવાની સાથજ દરેક ઉતારૂએ પોતાની ટીકીટનો નંબર નોટ બુકમાં નોંધી રાખવાની જરૂર છે. આમ કરવાથી ટીકીટ ખોવાઇ જાય તો પ્રસંગે ઘણોજ લાભ થાય છે. આ લાભમાં મુખ્ય ટીકીટ વગર મુસાફરી કરનારને બેવરો ચાર્જ આપવો પડે છે આ બચે છે, વખત પર રેલવે નોકર સારો હોય તો તારથી પુછાવી પૈસા આપવાની ફરજ પાડતો નથી. કદાચ આપણે તારના પૈસા આપીએ તો, પૈસા આપવાથી બચીએ છીએ. એમ કરતાં પૈસા આપવા પડે તો પણ અરજી કર્યે પાછા મેળવી શકીએ છીએ.

૧૦ ઉતારૂ સળંગ ટીકીટ લઇ રસ્તામાં ઉતરે તો તેણે કાંતો છેલ્લે પોતે ક્યાં જનાર હોય ત્યાં, પોતાનો સામાન ઉતારવાજ જણાવવું જોઇએ. આવા દાખલામાં ઉતારૂનો સામાન મુસાફરીની મુદત સુધી વગર ખરચે સ્ટેશન પર રહી શકે છે. જોખાયેલા સામાનમાંથી વચમાં

ઉતારવાના દાગીના હોય છે તો તે વચમાં પણ ઉતારી શકાય છે. સળંગ ટીકીટ લીધા છતાં દાગીના પોતે જેમ ઉતારે તેમ ઉતારવાનું પણ બની શકે છે.

૧૧ કેટલાક મોટાં સ્ટેશનમાં ઉતારૂઓ પેહેલા દિવસ માટે દર દાગીને બે આના આપી પોતાનો સામાન રાખી શકે છે. બીજા દિવસનો ચાર્જ રોજનો દરેક દાગીને એક આનો આ પ્રમાણે છે. આ દાગીના રાખતી વખતે રસીદ લેવી પડે છે અને પાછા લેતી વખતે પાછી આપવી પડે છે. જોવાજોગ જગ્યા જોવા જનારાઓને આ ઠીક લાભકારક થાય છે.

૧૨ પેહેલા અને બીજા વર્ગના પેસેંજરો જો ગાર્ડને અગાઉથી ખબર આપી મુકે તો તેઓને જ્યાં ઉતરવું હોય ત્યાં તેમને સુતા હશે તો જગાડવામાં આવે એવી ગોઠવણ થઇ શકશે.

૧૩. જ્યાંથી ગાડી ઉપડી હોય ત્યાંજ જો ઉંચા ક્લાસમાં ટીકીટ બદલવી હોય તો લીધેલી ટીકીટ પાછી આપી વધારે પૈસા આપી ઉચ્ચા ક્લાસની ટીકીટ મેળવી શકાય છે. વચમાં ગાર્ડને ખબર આપી અથવા સ્ટેશન માસ્તરને ખબર આપી વધારેની મુસાફરીના વધુ પૈસા આપી ઉચ્ચા વર્ગમાં બેસી શકાય છે. આ વધારાના પૈસાની રસીદ આપવામાં આવે છે.

૧૪. લીધેલી ટીકીટની જગ્યા કરતાં આગળ જવું હોય તો ગાર્ડને ખબર આપવાથી કે સ્ટેશન પર વધુ પૈસા આપી રસીદ લેવાથી જઇ શકાય છે.

૧૫. વખત પર ગાડી સ્ટેશનમાં આવી પોહોંચી હોય, ટીકીટ મળી શકે એમ ન હોય અને ગાડીમાં બેસવાની રજા મેળવી શક્યા હોઇએ તો, ગારડને ખબર આપી ગારડ પાસેથી સરટીફીકેટ મેળવેથી દંડ તરીકે ડબલ ભાડું આપવું પડતું નથી.

૧૬. વગર ટીકીટે, વગર રજાએ, જ્યાંની ટીકીટ લીધી હોય તેથી આગળ, એક કરતાં બીજા ક્લાસમાં બેસવામાં, દંડની રકમ તરીકે ઠરાવેલા પૈસા, દર કરતાં વધુ આપવા પડે છે.

૧૭. સામાન પેહેલેથી જોખાવ્યો ન હોય અને પછી દરેક ક્લાસ વાર મફત સામાન લઇ જવાનું લખ્યું છે તેથી વધુ સામાન નિકળે તો સામાન લઇ જવાનો હક ગુમાવી બધા સામાનનો ચાર્જ આપવો પડે છે.

૧૮. રેલવેના ડબામાં જેટલા માણસોને બેસાડવાનું લખ્યું હોય છે તેથી વધુ બેસાડનાર અને બેસનાર અથવા તેથી ઓછા હોય તો ન બેસવા દેનાર રેલવે કાયદાસર ગુન્હેગાર ગણાય છે.

લોકલ ટ્રેનોમાં, યાત્રા પ્રસંગે અને કોઇ કોઇ વખતે દૂરની ગાડીમાં, લોકોને બકરા માફક પુરવામાં આવે છે. આ વખતે પાંચ પચીસ માણસોએ એકસંપ કરી આવા કેસો કોરટમાં લાવી, રેલવેનો અત્યાચાર અટકાવવાની જરૂર છે. રેલવેએ ટીકીટ આપ્યા પછી તે જગ્યા આપવા બંધાએલી છે. આ સંબંધમાં કાયદાસર નિર્ણય મેળવવાની ખાસ જરૂર છે. અગર આ બાબત ધારાસભામાં લાવી સ્પષ્ટ કરવાની જરૂર છે.

૧૯. ઉડતા રોગવાળો દરદી બેઠો હોય તો તેને કાયદા પ્રમાણે ગાર્ડ કે સ્ટેશન માસ્તરને અરજ કરવાથી ખસેડી શકાય છે. ઉડતા રોગ એટલે ખુજલી-રક્તપીત, કોલેરા, પ્લેગ વીગેરે.

૨૦. ચાલતી ગાડીએ ચડવું, ઉતરવું આ રેલવે કાયદા પ્રમાણે ગુન્હો છે અને જીવનું જોખમ છે.

૨૧. સાથેનો ઉતારૂ વાંધો લે તો બીડી પીવી આ પણ ગુન્હો છે.

૨૨. નીશામાં ચકચુર હોય તેને, અસભ્ય ભાષા બોલનાર કે ચેન ચાળા કરનારને, પાસેનજરના સુખને અડચણ કરનારને, બતી ઓલવી નાખનારને, રેલવે કાયદા મુજબ સજા કરાવી શકાય છે.

૨૩. અગત્યના કારણ વગર સ્ત્રીઓ માટે ઇલાયદી રાખેલી ગાડીમાં પુરૂષ જાય તો તે ગુન્હેગાર ઠરે છે.

૨૪. જે રેલવેના ડબામાં પીસાબની કે સંડાસની જગ્યા ન હોય તેનો પાસેનજર, તેવા ડબામાં, તેજ કારણસર જાય તો, કાયદો સજા કરી શકે આમ આ લેખક માનતો નથી પણ આ લેખક તો એટલે સુધી હિમતથી કહે છે કે ઉતારૂઓમાં હિમત હોય તો ફર્સ્ટ અને સેકંડ કલાસનો પણ લાભ લેવો. આવી રીતે કરવાથી બે ચાર કેસ ઉત્પન્ન થશે ત્યારેજ ત્રીજા વર્ગને માટે પીસાબ પાણીની છુટ થશે.

૨૫. રેલવેમાં સામાન મુકવાનો, બદલવાનો અને ઉતારી બહાર કાઢવાને દર કુલીએ વધુમાં વધુ બે આના અને ઓછામાં ઓછો એક આનો આપવો આ કાયદાસર ગણાય છે.

૨૬. રેલવેના નોકરોનો અત્યાચાર મુંગે મોઢે ખમ્યા કરતાં તે સંબંધે ટ્રાફીક મેનેજરને અરજ કરી પુરાવો આપવાથી બીજાઓનું હિત કરી શકાય છે.

૨૭. એક સ્થાનકે બેઠેલા ઉતારૂને ખાસ અગત્યના કારણ શિવાય રેલવે નોકર ઉતારી શકતો નથી. ખાસ કારણમાં જે જગ્યાએ ને જે કલાસમાં બેઠો હોય તેથી નીચી કલાસમાં બેસાડી શકાયજ નહીં; ભલે

ઉપલી કલાસમાં સગવડ કરી આપે. પોતાના લાગતા વળગતાને સગવડ કરી આપવા કેટલાક રેલવે નોકરો બીચારા અજ્ઞાનોને એકથી બીજી જગ્યાએ ફેરવે છે આ અત્યાચારજ છે.

રેલવેની મુસાફરીના સંબંધમાં અનેક બાબતો લખવાની છે પણ તેને માટે આ જગ્યા અનુકુળ નથી. અહીંઆ માત્ર અગત્ય જોગજ સૂચના કરી છે. આથી વધુ હકીકત જાણવાની જરૂર હોય તો તેમણે રેલવે ગાઇડ જોઇ લેવી. આ રેલવે ગાઇડ અંગ્રેજીમાં બધે ઠેકાણે મળી શકે છે. આટલી સૂચના પણ જો બરાબર લક્ષમાં લેવામાં આવશે .તો તેથી મુસાફરોને ઘણોજ લાભ થશે.

મુસાફરીની અમારી હકીકત આગળ ચાલે તે પેહેલાં મુંબઇથી હિંદુસ્થાનનાં મુખ્ય શેહેરોનું સળંગ વ્યવહારમાં કેટલું ગાડી ભાડું આપવું પડે છે તેની ટુંક નોંધ અત્રે ઉપયોગી થઇ પડશે.

મુંબઇથી નીચે લખેલા ગામોનું *ભાડું કેટલું છે? જતાં કેટલો વખત લાગે છે? અને છેટું કેટલું છે?

| ગામનું નામ. | છેટું માઇલ. | વખત ક. મી. | ભાડું ૩ જા વર્ગનું મેલનું રૂ. આ. પા. | કઇરેલવેનું |
|---|---|---|---|---|
| આબુ | ૪૨૫ | ૧૪-૫૦ | ૬- ૦-૦ | બી.બી ‡ |
| આગ્રા | ૮૩૯ | ૨૭-૧૧ | ૧૦- ૬-૦ | જી. આ. |
| અમદાવાદ | ૩૧૦ | ૯-૪૦ | ૪-૧૩-૦ | બી. બી. |
| અહમદનગર | ૨૫૭ | ૧૨-૨૭ | ૩- ૯-૦ | જી. આ. |
| અજમેર | ૬૧૫ | ૨૨-૧૫ | ૮- ૦-૦ | બી. બી. |

* આ ત્રીજા કલાસનું મેલનું ભાડું છે. મેલના ભાડાનો ૪ થો ભાગ બાદ કરીએ તો પેસેનજરનું ભાડું/આશરે નીકળી શકે છે. અથવા જેટલા માઇલ છે તેને બેએ ગુણીએ તો/ તેટલી પાઇ પેસેનજરનું ભાડું થાય છે. સેંકડ કલાસનું ભાડું ત્રીજા કલાસથી અઢી ગણું છે. જેને જે સગવડકારક રેલવે હોય તેમાં જઇ શકાય છે. ભાડામાં આઠ આના રૂપીઆ ઉપરાંત ફેર પડતો નથી. પાસેનજરમાં વખત વધારે લાગવાનો. ‡બી. બી. એટલે બોમ્બે બરોડા સેંટ્રલ ઇંડીયા રિલવે: જી. આ. એટલે ગ્રેટ ઇન્ડીયન પેનીનસુલા રેલ

| | | | | |
|---|---|---|---|---|
| આકોલા | ૩૬૩ | ૧૨-૩૦ | ૫- ૪-૦ | જી. આ. |
| અલાહબાદ (પ્રયાગ) | ૮૪૪ | ૨૮- ૦ | ૧૩-૧૩-૦ | ,, |
| અમરાવતી (ઉમરાવતી) | ૪૧૯ | ૧૫ ૪૦ | ૬- ૮-૦ | ,, |
| અમરતસર | ૧૨૫૨ | ૩૮-૨૮ | ૧૩- ૪-૦ | ,, |
| ઔરંગાબાદ | ૨૩૩ | ——— | ૩- ૫-૦ | ,, |
| બાંગલોર | ૬૯૨ | ૩૯-૫૦ | ૯-૧૨-૯ | ,, |
| બરોડા (વડોદરા) | ૨૪૮ | ૭-૧૫ | ૩-૧૪-૦ | બી. બી. |
| બેલગામ | ૩૬૪ | ૧૮-૫૯ | ૫- ૧ ૦ | જી. આ. |
| બનારસ (કાશી) | ૯૪૧ | ૩૨-૩૧ | ૧૫- ૮-૦ | ,, |
| ભોપાલ | ૫૨૧ | ૧૬- ૮ | ૮- ૨ ૦ | ,, |
| ભરતપુર | ૮૦૭ | ૩૨-૧૬ | ૧૦- ૦-૦ | ,, |
| ભૂશાવળ | ૨૭૬ | ——— | ૪- ૫-૦ | ,, |
| બીજાપુર | ૩૫૦ | ૧૫- ૩ | ૪- ૯-૦ | ,, |
| બીલાસપુર | ૭૭૬ | ૨૭-૫૫ | ૧૦ ૧૩ ૦ | ,, |
| ભરૂચ | ૨૦૪ | ——— | ૩- ૩-૦ | બી. બી. |
| બુરાનપુર | ૩૧૦ | ૧૦-૧૦ | ૪-૧૨-૦ | જી. આ. |
| કલકતા { એ. ના. લા. | ૧૨૨૧ | ૪૨-૨૭ | ૧૫-૧૦-૦ | ,, |
| કલકતા { જબલપુરથી | ૧૪૦૦ | ૪૫ ૩૦ | ૧૬- ૮-૦ | ,, |
| કલીકટ | ૧૧૨૨ | ૬૪-૧૨ | ૧૪- ૭-૦ | ,, |
| કાનપૂર | ૮૩૯ | ૨૭- ૫ | ૧૩- ૨-૦ | ,, |
| ચંદૌસી | ૯૭૩ | ૩૨-૩૭ | ૧૨- ૩-૬ | ,, |
| ચીંગલપટ | ૭૯૧ | ૩૪-૪૦ | ૧૧- ૬ ૯ | ,, |
| કડપા | ૬૩૨ | ૩૫-૨૦ | ૯- ૬-૦ | ,, |
| દારજલીંગ | ૧૪૯૧ | ૬૪-૧૫ | ૨૬- ૭-૯ | ,, |
| ડીસા | ૪૧૦ | ૧૫-૩૧ | ૫-૧૪-૦ | બી બી. |
| દીલ્હી | ૮૯૦ | ૩૩-૩૦ | ૧૦-૧૩-૦ | ,, |
| કાલીચપૂર | ૪૧૯ | ૧૫-૪૦ | ૬- ૩-૩ | જી. આ. |
| ઇટાવા | ૯૧૨ | ૩૬-૪૪ | ૧૧- ૦-૬ | ,, |
| ફરૂકાબાદ | ૯૨૫ | ૩૩-૩૪ | ૧૪ ૦-૦ | ,, |
| ફાતીઆબાદ | ૪૬૫ | ૨૦-૨૦ | ૬-૧૧-૦ | જી. આ. |
| ફૈઝાબાદ (અયોધ્યા) | ૯૬૫ | ૩૩-૨૦ | ૧૫- ૨-૦ | ,, |
| ગડગ | ૪૬૫ | ૨૩- ૦ | ૬- ૫-૦ | ,, |
| ગોધરા | ૩૧૯ | ૧૦-૩૪ | ૪-૧૦-૦ | બી. બી. |

| | | | | |
|---|---|---|---|---|
| ગુટી | ૫૩૬ | ૨૧-૨૪ | ૮- ૨-૦ | જી. આ. |
| ગ્વાલીઅર | ૭૬૩ | ૨૪-૩૮ | ૧૦- ૬-૦ | ,, |
| ગયા | ૧૧૧૯ | ૪૨-૩૪ | ૧૭- ૫-૦ | ,, |
| હરદા | ૪૧૭ | ૧૩-૪૯ | ૬- ૮-૦ | ,, |
| હરદોઇ | ૯૪૯ | —— | ૧૪-૧૪-૦ | ,, |
| હરદ્વાર | ૧૧૯૦ | ૩૮-૧૬ | ૧૭-૧૪-૬ | ,, |
| હરીહર | ૫૩૪ | ૨૯- ૬ | ૭- ૨-૦ | ,, |
| હાસપેટ | ૫૪૨ | ૩૩-૫૩ | ૭- ૦-૦ | ,, |
| હાથરસ | ૮૮૬ | —— | ૧૧- ૨-૦ | ,, |
| હુસંગાબાદ | ૪૭૬ | ૧૪-૧૫ | ૭- ૮-૦ | ,, |
| હુબલી | ૪૫૩ | ૨૪-૧૭ | ૬- ૨-૦ | ,, |
| હૈદરાબાદ (દક્ષીણ) | ૪૯૧ | ૧૯-૫૫ | ૭- ૬-૦ | ,, |
| ઇંદોર | ૪૪૦ | ૧૭-૨૦ | ૬- ૭-૦ | ,, |
| ઇટારશી | ૪૬૪ | ૧૫-૩૩ | ૭- ૪-૦ | ,, |
| જબલપુર | ૬૧૬ | ૨૧-૦ | ૯-૧૦-૦ | ,, |
| જલગામ | ૨૬૧ | ૮-૩૮ | ૩- ૬-૦ | ,, |
| જોનપુર | ૯૭૭ | ૨૯- ૪ | ૧૫-૧૪-૬ | ,, |
| જેપુર | ૬૯૯ | ૨૫-૩૧ | ૮-૧૪-૦ | બી. બી. |
| જાંહશી | ૭૦૨ | ૨૨ ૨૫ | ૧૧- ૦-૦ | જી. આ. |
| જોધપુર | ૫૯૨ | ૨૩-૪૧ | ૭-૧૨-૦ | બી. બી. |
| કાંમટી | ૫૨૯ | ૧૯-૩૦ | ૮- ૪-૦ | જી. આ. |
| કાટગોદામ | ૧૦૯૮ | ૪૩- ૫ | ૧૭ ૨-૦ | ,, |
| ખામગામ | ૩૪૮ | ૧૨-૨૦ | ૫- ૩ ૦ | ,, |
| ખંડવા | ૩૫૩ | ૧૧-૨૨ | ૫- ૮-૦ | ,, |
| કોલ્હાપુર | ૩૦૮ | ૧૬-૩૫ | ૪- ૦-૦ | ,, |
| કરાચી | ૯૯૩ | ૪૮-૧૯ | ૧૦-૧૧-૯ | બી. બી. |
| કટની | ૬૭૩ | ૨૩- ૪ | ૧૧- ૦-૦ | જી. આ. |
| લાહોર | ૧૧૯૮ | ૫૬-૨૭ | ૧૨-૧૪-૦ | બી.બી.* |

* બી. બી. સી આઇ. અને જી. આઇ. પી ના દર માઇલો જોતાં કોઇને એમ લાગેશે કે જી. આઇ. પી. નો દર વધારે છે પણ બી. બી. લાઇનમાં નાની ગાડી છે અને તેમાં ઇન્ટરમીડીએટ કલાસ ગણીએ તો

| | | | | |
|---|---|---|---|---|
| લાહોર | —— | ૪૩-૨૯ | ૧૭ ૨-૦ | ઈ. આ. |
| †લુકસર | ૧૧૦૨ | ૩૯-૩૮ | ૧૨- ૦-૦ | ,, |
| લખનૌ | ૮૮૫ | ૨૮-૪૦ | ૧૩-૧૪-૦ | ,, |
| મદ્રાસ | ૭૮૪ | ૩૨-૩૦ | ૧૧- ૮ ૦ | ,, |
| મદુરા | ૧૧૦૧ | ૫૩- ૫ | ૧૫- ૮-૦ | ,, |
| માણેકપુર | ૭૮૩ | ૨૬-૧૩ | ૧૨- ૧-૦ | ,, |
| મીરત | ૧૦૦૧ | ૩૩- ૮ | ૧૨- ૫-૦ | ,, |
| મઉ | ૪૨૭ | ૧૬-૩૦ | ૬- ૪-૦ | ,, |
| મીરઝાપુર | ૮૯૧ | ૨૯-૫૫ | ૧૪-૧૦-૦ | ,, |
| મોગલસરાઇ | ૯૮૧ | —— | ૧૫- ૫-૦ | ,, |
| મુલતાન | ૧૨૯૬ | ૬૭- ૧ | ૧૩-૧૪-૦ | બી. બી. |
| મુરાદાબાદ | ૧૦૮૭ | ૪૧-૩૦ | ૧૫-૧૧-૬ | ઈ આ. |
| મનમાડ | ૧૬૨ | ૫-૪૯ | ૨- ૯-૦ | ,, |
| મોતીહરી (ચંપારણ) | ૧૨૫૯ | ૪૧-૩૬ | ૧૭- ૦-૦ | ,, |
| મસુરી | ૧૧૨૭ | ૪૦-૨૦ | ૧૩- ૫-૦ | ,, |
| મથુરાં | ૯૧૪ | ૩૩-૩૦ | ૯-૧૧-૦ | ,, |
| માઇસોર | ૯૩૦ | ૪૭-૫૦ | ૧૦- ૪-૦ | ,, |
| નાગપુર | ૫૨૦ | ૧૯- ૦ | ૮- ૨-૦ | ,, |
| નાંદગામ | ૧૭૮ | ૬-૨૦ | ૨-૧૩-૦ | ,, |
| નાશીક | ૧૨૦ | ૬-૩૦ | ૧- ૯-૦ | ,, |
| નીમચ | ૫૧૮ | ૨૨-૨૭ | ૬-૧૫-૦ | બી. બી. |
| નશીરાબાદ | ૬૨૯ | ૨૬-૫૧ | ૮- ૨-૦ | ,, |
| પાલનપુર | ૩૯૩ | ૧૩-૩૨ | ૫-૧૧-૦ | ,, |
| પતીઆલા | ૧૧૪૯ | ૪૦-૧૭ | ૧૪-૧૦-૦ | ઈ આ. |

ચોથા કલાસનું ભાડું ગણાય છે બી. બી માં ઇંટરમીડીએટમાં જઇએ તો એક રેલવેનું ભાડું સરખું થાય છે. એક જરતીવાલાએ ઇન્ટરની ટીકીટ લેવી અને બી. બી. માં જાવું એ નાની લાઇન પર વધુ સગવડકારક છે.

† હરદ્વારના ૧૭-૧૪-૬ ભાડું છે. લુકસર બીજે રસ્તે ગાડી જાય છે. લુકસરથી હરદ્વારના થોડા આનાજ પરે છે. હરદ્વાર જનાર લુકસરની ટીકીટ લઇ હરદ્વાર જાય તો કમમાં કમ પાંચ રૂપિઆનો ફાયદો થાય છે

| | | | | |
|---|---|---|---|---|
| પેટણું | ૧૦૬૮ | ૩૫-૬૮ | ૧૮-૧૪-૦ | જી. આ. |
| પેશાવર | ૧૫૮૦ | ૬૩-૯ | ૨૧-૧૨-૦ | „ |
| પેટલાદ | ૨૮૪ | ૧૨-૪૭ | ૪- ૭-૦ | બી. બી. |
| પોંડીચરી | ૮૭૮ | ૪૦-૨૫ | ૧૨-૧૦-૦ | જી. આ. |
| પુના | ૧૧૯ | —— | ૧-૧૪-૦ | „ |
| રાયચુર | ૪૪૩ | ૧૭- ૨ | ૬-૧૫-૦ | „ |
| રાયપુર | ૭૦૮ | ૨૫-૪૯ | ૧૦- ૧-૦ | „ |
| રાજકોટ | ૪૬૭ | —— | ૬-૧૫-૦ | બી. બી. |
| રાવલપીંડી | ૧૪૭૨ | ૫૨-૧૭ | ૧૮- ૮-૦ | જી. આ. |
| રાનીગુંટા | ૭૧૦ | ૨૮-૩૨ | ૧૦- ૭-૦ | „ |
| રૂરકી | ૧૦૫૧ | ૪૩- ૦ | ૧૩-૧૨-૦ | „ |
| રતલામ | ૪૭૫ | ૧૬- ૫ | ૬- ૨-૦ | બી. બી. |
| સાલેમ | ૯૧૫ | ૪૩-૪૫ | ૧૧-૧૪-૦ | જી. આ. |
| સંબલપુર | ૮૩૩ | ૪૬-૫૦ | ૧૨- ૭-૦ | „ |
| સાગર | ૬૫૪ | ૨૮- ૦ | ૧૦- ૨-૦ | „ |
| સીકંદરાબાદ | ૪૮૭ | ૨૦-૨૫ | ૭- ૭-૦ | „ |
| સોલાપુર | ૨૮૩ | ૧૦-૧૮ | ૪- ૭-૦ | „ |
| સીમલા | ૧૧૮૯ | ૪૮-૫૦ | ૧૯- ૬-૬ | „ |
| સકર | ૧૦૬૬ | ૫૫-૨૧ | ૧૧- ૨-૦ | બી. બી. |
| સુરત | ૧૬૭ | ૩-૫૫ | ૨-૧૦-૦ | બી. બી. |
| સટના | ૭૩૪ | ૨૪-૪૮ | ૧૧- ૩-૦ | જી. આ. |
| તાંજોર | ૯૭૪ | ૪૫-૨૧ | ૧૩-૧૪-૦ | „ |
| ત્રીચીનાપોલી | ૧૦૦૫ | ૪૭-૧૨ | ૧૪- ૪-૦ | „ |
| તીનવલી | ૧૧૮૯ | ૫૮-૨૧ | ૧૬-૧૨-૦ | „ |
| ટુંડલા | ૮૫૫ | ૨૭ ૪૬ | ૧૦- ૯-૦ | „ |
| ટુટીકોરીન | ૧૧૯૯ | ૫૮-૧૫ | ૧૬-૧૨-૦ | „ |
| અલવાર | ૭૯૨ | ૨૮-૫૯ | ૯-૧૩-૦ | બી. બી. |
| અંબાલા | ૧૧૧૯ | ૩૬-૨૮ | ૧૪- ૩-૦ | જી. આ. |
| વરધા | ૪૭૨ | ૧૬-૫૯ | ૬-૧૪-૦ | „ |

## થોડીક સૂચના.



ઉપર જે માઇલો આપ્યા છે અને સળંગ દર આપ્યો છે તે સળંગ ટીકીટ લઇ સો માઇલે એક દિવસ રોકાવાને સવળ પડે માટે આપ્યા છે. સળંગ ટીકીટનો દર, છુટક ટીકીટ લેવાથી, એકંદરે ઓછોજ જણાશે. સામાન પણ સળંગ જોખાવી મોકલાવી શકાશે.

ઉપર મુખ્ય મુખ્ય જગ્યાનાં કેટલાંક નામો આપ્યાં છે. આજ પ્રમાણે વધારે વીગત રેલવે ગાઇડમાંથી જોનારને મળી શકશે.

મુસાફરીના કલાકો સળંગ મુસાફરીના આપ્યા છે અને તે પ્રમાણે ભાતું વગેરે સાથે રાખવાની સગવડ મળી શકે.

ઉપર બી. બી. સી. આઇ. અને જી. આઇ. પી. રેલવેનાં નામો આપ્યાં છે તે એવી રીતે આપ્યાં છે કે તે લાઇનમાંથી ટીકીટ લઇ જવાથી વચમાં રોકાયા વગર સળંગ જઇ શકાય છે.

પાસેનજર ટ્રેનમાં જનારાને સળંગ ગાડી ન મળતાં કેટલીક જગ્યાએ કલાકોના કલાક ખોટી થઇ રહેવું પડે છે અને આવી વખતે બહુજ હેરાનગતી ભોગવવી પડે છે. રહેવાનું ઠેકાણું નહીં, ખાવાનું મળે નહીં, ગરમી અને વરસાદની બીક અને સામાન પણ જતા રહેવાની બીક રહે છે. આથી બે પૈસા વધારે પડે છતાં સળંગ ટીકીટ લેવી સગવડકારક છે. માઇલ પ્રમાણે વધારે દિવસ ન રોકાવું હોય તો સવાર સાંજ ઉતરી બીજે દિવસે જઇ શકાય છે. આ રીતે નાવા ધોવાની સગવડ મળી રસોઇ કરી પણ જમી શકાય છે અને આરામ પણ મેળવી શકાય છે.

### મુંબઇથી ઉપડયા.

ઉપર થોડીક અગત્યની હકીકત આપ્યા બાદ હવે હું વાંચનારાઓને મારા યાત્રાક્રમથીજ જાણીતા કરવાની જરૂર જોઉં છું. મુંબઇની સર્વે હકીકત પાછળથી આપવાની હોવાથી જી. આઇ. પી. રેલવેનું મુંબઇનું પ્રથમ સ્ટેશન **વીકટોરીઆ ટરમીનસ** અથવા જુનું બોરીબંદર, બીજું **મસજીદ**, ત્રીજું **મજગામ** અને ચોથું **ભાયખાલા** આ સંબંધી હકીકત લખતો નથી. ભાયખાલા પછીનાં ઠેઠ થાણાં સુધીનાં સ્ટેશનોને મુંબઇનાંજ સ્ટેશનો ગણીએ તો ગણી શકાય પણ હું અત્ર ભાયખાલા સુધીનીજ હદ બાંધુંછું. મુંબઇથી મેલટ્રેન (ડાક ગાડી) પહેલા સ્ટેશનથી ભાયખાલે ઉભી રહે છે અને ત્યાંથી **દાદર** ઉભી રહી

કલ્યાણી જાય છે પણ વાચનારાઓને ભાયખાલા પછીનાં સર્વે સ્ટેશનનું ચોડું ઘણું વર્ણન આપવાનું હોવાથી અત્યારે હું પાસેનજરમાં જતો છું આમ માની લઉં છું

## ચીંચપોગલી.

ભાયખાલા પછીનું સ્ટેશન ચીંચપોગલી છે. આ સ્ટેશન અને તેની વસ્તી મુંબઇ સાથે જોડાએલીજ છે અને તે મુંબઇજ ગણીએ તો ગણી શકાય પણ પહેલાં આ વિભાગ મુંબઇથી જૂદો હતો. આ સ્થાનમાં એક આંબલીનું ઝાડ હતું. આંબલીને મરાઠી ભાષામાં 'ચિંચ' કહે છે. આ એકાંત જગ્યામાં વસ્તી થવા માંડી તે પરથી ધાટી લોકો મશ્કરીમાં "ચિંચ પુગથી" એટલે "આંબલી ફુલી" આમ કહેવા લાગ્યા તે પરથી ચિંચપોગલી કહેવાય છે. આખા મુંબઇ શહેરને જે પ્રકાશ આપવામાં આવે છે તેનું અહીંઆ કારખાનું છે. મુંબઇને જે પ્રકાશ આપવામાં આવે છે તે ગ્યાસ (વરાળ) નો છે. આ ગ્યાસ આ કારખાનામાં ઉત્પન્ન કરી લોખંડના નળ મારફત દરેક પ્રાન્તમાં પોહોંચતી કરાય છે મુંબઇના પ્રાનતોમાં બતી કે તેલની જરૂર પડતી નથી. જૈન ધર્મના બે વિભાગોમાં એક દેરાવાસી એટલે મૂર્તિપૂજક છે અને બીજા મૂર્તિપૂજક નથી તે સ્થાનકવાસી કહેવાય છે આ સ્થાનકવાસીનું એક ઉત્તમ સ્થાન ચીંચપુગલીમા હાલમાં થયું છે. શેઠ રતનશી મુલજી જે. પી. એ પરોપકાર બુધ્ધિથી એક વિશાળ બંગલો અને ઝાડ પાનથી ભરપૂર કમ્પાઉન્ડવાળું સ્થાન લઇ લેડી નોર્થકોટ હિંદુ ઓરફનેજ (અનાથશાળા) ને ભેટ આપ્યું છે. આથી આ, ઓરફનેજ અત્રે થઇ છે. આ અનાથશાળા જોવાની અને તેમા યથાશક્તિ મદદ આપવાની હું દરેક પરોપકાર બુધ્ધિના સજ્જનોને ભલામણ કર્યા વગર રહી શકતો નથી. ચીંચપોગલીમાં કાપડ સુતરની કેટલીક જોવા જેવી મીલો પણ છે.

## કરીરોડ.

જેવું ચીંચપોગલી તેવુંજ, કરીરોડ સ્ટેશન મુંબઇનેજ લગતું છે. આ સ્ટેશન ગવરમેંટ હાઉસ તરીકે ઓળખાતા જુના સરકારી મકાન જોવા જનારને નજદીકનું સ્ટેશન ગણાય છે. મુંબઇમાં ચાલતી ટ્રામગાડીનો અહીંઆ છેડો આવે છે આ રીતે આ વિભાગ જેમ રેલવેથી તેમ ટ્રામથી પણ મુંબઇ સાથ જોડાએલો છે. કરીરોડ સ્ટેશનથી ગવરમેંટ હાઉસ પાસેનું પ્રાચીન શ્રી મહાલક્ષ્મી માતાનું સ્થાન પાસે પડે છે અને રેલવે રસ્તે જનાર અહીંજ ઉતરે છે. રેલવે કરતાં ટ્રામ વધારે અનુકૂળ છે.

અત્યારે આ વાઘેશ્વરીના સ્થાનની આસપાસ વસ્તી થઇ ગઇ છે છતાં તે બહુજ મનોહર લાગે છે. દર વર્ષે-અહીંઆં યાત્રા ભરાય છે અને તેમાં મુખ્યત્વે નવરાત્રીના દિવસોમાં મુંબઇના પણ ઘણાક લોકો દર્શને જાય છે. અહીંઆ શોખીનો ઉજાણીએ પણ જાય છે. વાઘેશ્વરીનું મંદીર નાનું અને જુની ઢબનું છે છતાં આ સ્થાન દૈવી છે. અનેક માણસોને શુધ્ધાન્તઃકરણની ભકિતથી ઇચ્છિત ફળ મળે છે અને તેથી આ સ્થાનની માન્યતા પણ ભારે ચાલે છે. અહીંઆ પણ કેટલીક મિલો આવેલી છે.

## પરેલ.

પરેલ મુંબાઇથી ટ્રામનો સંબંધ ન હોવાથી જુદું પડે છે આ ખરૂં છે પણ મુંબઇ સાથ જોડાએલુંજ સમજવાનું છે. પરેલમાં જી. આઇ. પી. રેલવે અને બી. બી. સી. આઇ. રેલવેની ગંજાવર વર્કશોપો આવેલી છે અને હજારો માણસોનો ગુજારો થાય છે. આ લાઇનનું આ સ્ટેશન બી બી. સી. આઇ. રેલવેના એલફીનસ્ટન સ્ટેશનની બહુજ પાસે છે. અત્યારે પરેલમાં વસ્તીની ભરભરાટી ઘણીજ થવા લાગી છે.

## દાદર.

પરેલ અને દાદર વચ્ચે હવે ખાલી જગ્યા જુંજજ રહી છે છતાં તે જુદું છે આ સહજ જણાઇ આવે છે. દાદર જંકશન સ્ટેશન ગણીએ તો ગણી શકાય છે. જી. આઇ. પી. રેલવે, બી. બી. સી. આઇ. રેલવેનાં સ્ટેશનોની, સળંગ ટીકીટ આપી શકે છે. આવાં પેસેનજરો અહીંઆથી બી. બી. સી. આઇ રેલવેના દાદર સ્ટેશને તે લાઇનની ગાડીમાં બેસે છે. આ બેઉ સ્ટેશન વચ્ચેનો રસ્તો માત્ર બે મીનીટનોજ છે. દાદરનું હમણાનું આ લાઇનનું નવું સ્ટેશન શોભાયમાન થયું છે. દાદરમાં હમણા કેટલીક મીલો પણ થઈ છે. લાંબા વખતથી પોતાના ભકતોને ઇચ્છિત ફળ આપનાર માટુંગાના પ્રસિદ્ધ હનુમાનનું સ્થાન અહીંઆથી દશ મીનીટના રસ્તા પરજ છે. માટુંગાનું સ્ટેશન હમણા હમણા થયું છે પણ માટુંગાના હનુમાનનાં દર્શન કરવા જનારને દાદરનુંજ સ્ટેશન પાસે તેમજ અનુકુળ પડે છે. આ હનુમાનનું સ્થાન ઘણુંજ પ્રાચીન છે પેહેલાં આ સ્થાન બાખી બાવાના હાથમાં હતું અને મુંબઇના અનેક વ્યાપારીઓ અનાજ વીગેરેની મદદ કરતા હતા અને રોજ જેટલા માણસો જાય તેને નિત્યભોજન આપવામાં

આવતું હતું. આ સ્થાનમાં હમેશાં અનાજનો ઢગનો ઢગ પડેલો જોવામાં આવે છે. અત્યારે આ સ્થાન બ્રાહ્મણના સ્વાધીનમાં છે અને ખાલી જગ્યા ઉપર ઇમારતો કરી સ્થાનની ઉપજ વધારવામાં આવી છે છતાં નિત્યભોજનનું તો બંધ પડયું જણાય છે. દર શનીવારે હજી પણ આ સ્થાનનાં દર્શને સેંકડો લોકો આવે છે આ સ્થાનની આસપાસ ગોસ્વામી શ્રી જીવણ લાલજી તથા શ્રીમનલાલજીના બગીચા ને બંગલા ઘણાજ જોવા જોગ છે. આ બંગલાની દેખરેખ, બનાવનારની હયાતીમાં, જેવી રહેતી હતી તેવી અત્યારે નથી. દાદરના બેઉ રેલ્વે સ્ટેશનની વચ્ચે શેઠ દેવકરણ નાનજીએ એક શીવ મંદિર તથા ધર્મશાળા બંધાવી છે. અત્યારે દાદર ઉપર અનેક સુંદર મુકામો થયાં છે અને વસ્તી પણ વધતી ચાલી છે. સીટી ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટ અને પ્લેગનો આ ચમત્કાર છે. બાકી આજથી થોડા વર્ષ પેહેલાં તો આ સ્થાનો ઉજડ જેવાં હતાં.

## માટુંગા

દાદર પછીનું સ્ટેશન માટુંગા છે. આ સ્થાનમાં હમણા વસ્તી વધવા લાગી છે અને મુકામો થવા લાગ્યાં છે તદુપરાંત વિશેષ જાણવા જોગ નથી. વસ્તીને લઇને દેવ મંદિરો પણ એકાદ બે થયેલાં જણાય છે. અહીં આ ક્રીશ્ચનોને દાટવાની જગ્યા છે.

## સીવ

માટુગા પછીનું સ્ટેશન શીવ છે. શીવ રળીઆમણું અને વનસ્પતિથી ભરપુર ગામડું હતું પણ હમણા વસ્તીના વધારાથી અને નવા નવા મુકામોથી ઓર વધારે મનોરંજક થયું છે. અહીંઆ એક ટેકરી પર શેઠ વરજીવનદાસ માધવદાસ જેઓ મુંબઇના નગરશેઠ ગણાતા હતા તેઓએ મોટી રકમ ખરચી એક સેનીટેરીઅમ–આરોગ્યભુવન હિંદુ પ્રજા માટે બનાવ્યું છે. આ મુકામ ગાડીમાં બેઠાં બેઠાં પણ આપણે જોઇ શકીએ છીએ. ગાડીમાંથીજ આ મુકામ એક મેહેલ જેવું જણાય છે પણ અંદર જઇ જોવાથી તેમાંની સર્વ સગવડ બહુજ અનપસંદ છે. મજકુર શેઠેજ અત્રે એક ધર્માદા દવાખાનું સ્થાપ્યું છે જ્યા અનેક દુખીઓ અને દરદીઓને લાભ મળવા લાગ્યો છે. આ સ્ટેશન પાસ ધારાવી કરીને ગામ છે ત્યાં ચામડાનું મોટું કારખાનું છે.

આ બધા ગામોમાં કેટલીક જગ્યાએ મીઠા પાણીના કુવાઓ છે છતાં પાણી સર્વત્ર નળનું વપરાય છે. અહીં સુધીનો લગો ભાગે

મુંબઇને સંયુક્ત હોય એ રીતે આવી રહેલ છે, વસ્તુતઃ આ બધાં મુંબઇની પાસેના ગામડાંઓજ છે.

### કુરલા

સીવ પછીનું સ્ટેશન કુરલા છે. સીવ સુધીનાં ગામો મુંબઇની હદમાં છે. કુરલા થાણા ડીસ્ટ્રીકટનું ગામ છે. કુરલામાં પણ અત્યારે ઘણીજ વસ્તી મુંબઇની ભરાણી છે. મુંબઇ અને સીવ સુધીનાં ગામોને પાણી પુરૂં પાડવામાં આવે છે તે **વીહાર**ના તળાવમાંથી અત્યાર સુધી પુરૂં પાડવામાં આવતું હતું. પાછળથી **તુલશી** અને **ટાનસા**ના તળાવો વધ્યાં છે પણ પેહેલાં તળાવ વીહારનું હતું. કુરલાથી વીહારના તળાવ સુધી પાકી સડક છે. આ તળાવ જોવા જનારાઓને કુરલાનો રસ્તો ઘણોજ અનુકુળ છે. આ તળાવની પાળે પાળે દોઢેક માઇલ ચાલતાં તુલસીના તલાવને પણ જોઇ શકાય છે. વીહારના તલાવ ઉપરનો દેખાવ મન પ્રસન્ન છે. તલાવમાંથી પાણીના ઝરણાં સર્પાકારે વહ્યાં જાય છે. ઝાડોની ઘટા લાગી રહી છે. આજુ બાજુ ડુંગરો ઉભા છે. કુરલામાં પણ મોટી અને પેહેલા દરજ્જાની મીલ છે.

### ઘાટકુપર અને ભાડુંપ

પ્લેગને લઇને મુંબઇની વસ્તીને બહાર રહેવાનો શોખ ઘણોજ વધ્યો છે. અત્યારે ઘાટકુપર કે જે એક વખત ઉજડ હતું તે રમણીય સ્થાન બની રહ્યું છે. ભાડુંપની પણ આજ સ્થિતિ છે. આ બેઉ સ્થાનોથી પણ વીહારનું તળાવ જોવા જઇ શકાય છે પણ રસ્તો ભારે વીકટ છે ને દુઃખ ભોગવવું પડે છે.

### થાણા

મુંબઈ તેની અત્યારની હાલતે નહોતું આવ્યું કિંબહુના જણાયું નહોતું તે પેહેલાંનું થાણા એક પ્રસિદ્ધ શેહેર હતું. પેહેલાં એ એક રાજ્યધાનીનું શેહેર હતું. ઇતિહાસદ્વારા જાણવામાં આવે છે કે મુબારક ખીલજીએ સન ૧૩૧૮ માં થાણા જીતી લીધું હતું. ત્યાર પછી આ મુસલમાનો પાસેથી દેશીઓ પાસ, દેશીઓ પાસથી ફીરંગી પાસ, ફીરંગી પાસથી મરાઠાઓ પાસ, તેમની પાસેથી અંગ્રેજો પાસ, તેમની પાસેથી પેશવા પાસ અને છેલ્લે અંગ્રેજો પાસ આવ્યું છે, થાણા મુંબઇથી ૨૧ માઇલ દૂર છે. થાણા જીલ્લાનું તે સદર સ્ટેશન છે. થાણામાં અત્યારે ૨૫૦૦૦ માણસની વસ્તી છે. થાણામાં મોટી જેલ જેને સેંટ્રલ જેલ કહે છે તે છે અને ત્યાં લાંબી મુદતના કેદીઓને રાખવામાં આવે છે. ભ્રમિત માણસોને રાખવાનું એસાઇલમ શેડ

હરકીસનદાસ નરોતમદાસે લાખોના ખરચે થાણાની પાસે બનાવી આપ્યું છે. થાણામા તંબાકુ અને ચોખાનો વેપાર મોટો છે. થાણામા કચેરીઓ, હોસ્પીટાલ, પોલીસ સ્ટેશન, છાપખાના, વર્તમાનપત્રો, હાઈસ્કુલ વીગેરે ખાતાંઓ છે થાણાની જેલમા કેદીઓ પાસ જે કારીગરી કરાવવામા આવે છે આ બહુજ સુંદર થાય છે અને તેની કિંમત પણ સારી ઉપજે છે. થાણામાં અગાઊ રેશમી વણાટનું કામ ઘણુંજ સારું થતું હતું. અત્યારે આ ઉદ્યોગ પડતી દશામાં છે છતા થાણાની પીતાંબરી, ખંડ, ચંદ્રકળા અને બીજાં કામો અત્યારે પણ વખાણાય છે. થાણાની મધ્ય ભાગમાં શ્રી શંકર ભગવાનનું એક ભવ્ય મંદીર છે. આ મદિરની જગ્યા જેમ વિશાળ છે તેમ શીવલિંગ પણ મોટું છે. આ મદિરની પાસે એક વિશાળ મોટું તળાવ છે અને આ તળાવમા અસખ્ય કમળો થાય છે. ચાદની રાત, કમળનું ખીલવું, મદિરની અદરના જય, શંકર, હરહર મહાદેવના ભકત જનોના અવાજ, ઘંટ, ઝાલર ને દીડીના સ્વરો, મંત્રપુષ્પાજલીના વૈદોકત મત્રનો જયઘોષ ઇત્યાદિ પ્રસંગનો અનુભવ અનિર્વચનીય છે મહાશીવરાત્રીની અત્રે મોટી જાત્રા ભરાય છે જુની શૈલીનું પ્રાચીન સ્થાન આ થાણા જોવા જોગ છે થાણાનો સબધ સમુદ્રથી મુબઇથી સાથ જોડાએલો છે તેથી નાના મછવા મુબઇ થાણા વચ્ચે ચાલે છે

**અનેરી કનેરીની** વખણાતી ગુફાઓ જોવા જનારને આ લાઇનમાં થાણા અનુકુળ સ્થાન છે, થાણાથી બેલ ગાડીમાં તુળસીના તલાવના બધ સુધી જઇ શકાય છે. ત્યાંથી પગકેડીએ દોઢેક માઇલનો ચડાવ છે. અનેરી કનેરીનો બીજો રસ્તો બી. બી સી આઇ. રેલવેના **બોરવલી** સ્ટેશનનો છે. એ સ્ટેશનનો રસ્તો વધારે પ્રિય થઇ પડશે, થાણાનો રસ્તો વનસ્પતિથી ભરપુર છે વચમાં તુળસીનું તળાવ પણ જોઇ શકાય છે સુદર હવાથી ગરમી જણાતી નથી, ચડાવ પણ બહુ કઠણ નથી. અનેરી કનેરીની હકીકત અત્રેજ આપવી ઠીક જણાય છે

થાણાથી પાચ ૭ માઇલ અને બોરવલથી ૩-૪ માઇલ ડુંગરની ટેકરી જણાય છે છેટેથી ડુગર રળીઆમણા આ મુજબ આ ડુગરને છેટેથી નમસ્કાર કરનારા તો ઘણાક નિકળશે પણ, જરા તસદી લઈ ડુંગર ચડવા, મેહેનત લેશે તો તેઓને તેમની મેહેનતનો બદલો મળ્યા વગર નહીજ રહે મુબઇની પાસે આ સ્થાન છે છતાં મુંબઇમાંથી પણ આ જગ્યા જોવા જનાર ઘણાજ થોડા નિકળે છે આ આશ્ચર્યકારક છે.

આ સ્થાનમાં નાની મોટી ૧૦૦ ઉપરાંત ગુફાઓ ડુંગરમાં કોરી કાઢેલી છે. આ ગુફાઓ જોનારાઓ માંહિના કેટલાક તેને દૈવીકૃતિ માને છે, કેટલાક તેને પાંડવોએ બનાવેલી સમજે છે અને કેટલાક તેને આઠમી કે નવમી સદીમાં બૌધોએ, કાશ્મીરમાંથી ભાગી આવી, બનાવી હોય એમ ગણે છે. પાછલો વિચાર રાજ્યકામમાંહેના વિદ્વાનોનો છે અને અત્યારે જેમ સર્વ પાશ્ચાત્ય તેજ ખરૂં આમ માનવાનો લોકોનો ગ્રહ થયો છે તેમ આ પણ અહિત સત્ય સમજે છે, આ સ્થાનની ઉત્પત્તિ ક્યારે થઇ આ નિશ્ચય કરવાનો પ્રયત્ન કરવો આ આવશ્યક નથી. આ સ્થાન સંબંધેજ અત્રે કેટલીક હકીકત આપવાની છે.

ડુંગરની કઠાણમાં પથ્થરમાંથી કોરી કાઢી મોટી વીશાળ જગ્યાઓ બનાવવી, તેમાં પણ થાંભલાઓ, ગેલેરીઓ, પાણીના ટાંકા, ચોકો, બેઠકો વીગેરે મનપસંદ કરવાં આ કૃતિ માનવ જાતની વિશાળ બુદ્ધિની ગણાય છે. આ ગુફાઓ ચડ ઉતર બનાવવામાં આવી છે એટલે કે નીચેની હારમાં કેટલીક, તેની ઉપરની હારમાં કેટલીક, તેની ઉપરની હારમાં કેટલીક આ રીતે. પ્રત્યેક ગુફાઓમાં જવા માટે સુંદર પગ રસ્તો છે. ઉપરની ગુફાઓ એકજ દિશામા નથી પણ જેમ અનુકુળ આવે એમ જુદી જુદી દિશામાં છે. આમાંની મોટામાં મોટી ગુફા ૮૮ ફીટ લાંબી અને ૭૮ ફીટ પોહોળી છે. ૪૦ ફીટ ઉંચાઇની છે અને ૩૪ તો થાંભલાઓ છે. આને દરબાર ગુફા કહે છે. આ ગુફામાં સિંહાસન, કચેરી, ધોડાર, સંકેતસ્થળ વીગેરે છે. બીજાં વિહાર સ્થાનો છે. વીહાર સ્થાનમાં મહાત્મા બોધની ૨૩ ફીટ ઉંચી મૂર્ત્તિ છે. બીજી પણ કેટલીક ભવ્ય મૂર્તિઓ છે. ખુલ્લાં ચોગાનમાં વાડીઓ હોય એવો ભાસ થાય છે. આ ગુફાઓની ઉપર મોટું તળાવ આગળ હોય એવો ભાસ અત્યારે પણ થાય છે. આ ગુફાઓમાં જેટલાં ટાંકાં છે તેમાં પાણી એકજ જગ્યાએથી જાય છે અને તે સંબંધી એ તળાવની જગ્યા પાસ જે નીક જોવામાં આવેછે આ ખાત્રી આપેછે. આ સ્થાનનું પાણી ઉત્તમ છે અને તેના દાખલા તરીકે આજથી કેટલાક વર્ષ પેહેલાં બે મહિનામાં અત્રેથી આ લેખક, રા. માણેકલાલ અમરતલાલ દવે, મુની ત્ર્યંબકલાલ ત્રીભોવન, સ્વર્ગીય શાસ્ત્રી શામજી વાલજી અને રાઘવજી જયકૃષ્ણ વ્યાસ અને જો મારી યાદદાસ્ત બરોબર હોય તો મી. મોરારજી આનંદજી ટના કે જેઓ હાલમાં ભાવનગર રાજ્યમાં છે તેઓ ગયા હતા. આ વખતે સ્વર્ગીય ભગવાનલાલ ઇંદ્રજી હયાત હતા અને તેઓએ પોતે પ્રાચીન

શોધક હોવાથી કેટલીક સૂચનાઓ કરી હતી આ સૂચનાને અંગે અમને તપાસ કરવા વખત નહોતો મળ્યો પણ કુદરતી રીતે અમને જે એક લાભ મળ્યો તે એ હતો કે સ્વર્ગીય રાધવજી જયકૃષ્ણ વ્યાસ કમળાના દરદથી પીડાતા હતા તે ત્યાંનું પાણી પીવાથીજ તેથી મુક્ત થયા. આ ઉપરથી આ પાણી કેટલું ઉત્તમ છે તેનો ખ્યાલ સર્વને થશે.

આ લેખકે આ સ્થાનની બીજી વાર પણ મુલાકાત લીધી હતી અને પોતાની બુદ્ધિ અનુસાર તપાસ કરતા એવી ખાત્રી થઇ છે કે આ સ્થાન ઇ સ. પેહેલાનું છે આ સ્થાનમાં ચોદમી સદીનો એક લેખ એક જગ્યાએ મળે છે. બૌધધર્માનુયાયી અહીંઆ રહ્યાંના નીશાનો છે પણ આ સ્થાન તેથી પેહેલાનું હોય એવું અનુમાન થાય છે. આ સ્થાનમાં બૌધોએ પોતાને અનુકુળ ફેરફાર કર્યો જણાય છે હિંદુસ્થાનમાં ઘણીક જગ્યાઓમાં આ ફેરફાર સહજ દૃષ્ટિએ આવે છે વેદધર્માનુયાયીઓએ પોતાના બળ વખતે બૌધની જગ્યાઓ અનુકુળ આવે એમ ફેરવી નાખી છે બૌધોએ વેદધર્માનુયાયીઓની જગ્યાની પણ એજ સ્થિતિ કરી છે. સ્થાન ગમે ત્યારે થયું હોય કે ગમે તેણે બનાવ્યું હોય પણ અવશ્ય જોવા લાયક છે. શીવરાત્રીના દિવસોમાં અહીં આ નાની સરખી જાત્રા ભરાય છે. આ સ્થાનમાં પાચ દસ માણસો સાથે જઇ એકાદ બે દિવસ રહે ત્યારેજ સર્વ બરાબર જોઇ શકે છે રસોઇ પાણી, સીધું સામાન સાથ લઇ ગયા હોઇએ તો થઇ શકે એમ છે.

આ સ્થાનમા તમે શું જોયું? એવું જો કોઇ પુછે તો તેનો ઉત્તર મારા કેટલાક ભાઇઓ આટલોજ આપે છે કે પથ્થર કોરી કરેલી મોટી મોટી ગુફાઓ, મુંબઇનો અને દરિઆનો ઉત્તમ દેખાવ, મોટી મોટી મૂર્તિઓ, સુનાનું કે રંગનું જરીભુત દેખાતું કામ, મોટા થાભલા વીગેરે જોયું, બીજું શું જોઇએ? આ ઉત્તર બહારની આખે જોનારાનો છે, ખરી -જોવાની આખ અંદરની છે અંદરની આખથીજ જોવાથી હૃદય પ્રફુલ્લિત થાય છે અંદરની આખથી જોનારા શું કહેશે એ જો સાભળવા ઇચ્છા હો તો સાંભળવું શરૂઆતમાં બહારની આંખ બંધ કરો કાનમાં આંગળી નાખો, હૃદયને શાંત કરો. તુરત પ્રકૃતિની વાતચીતનો ન સમજી શકાય તેવો અવાજ સભળાવા લાગશે નથી સમજાતું કરી નિરાશ થનાર કાંઇ મેળવી શકશે નહી. જરા વધુ પ્રયત્ને આટી ખુલવા માંડશે. તરત સમજાશે કે જે પ્રમાણે તમારામા છે તેજ આ તમો જુઓ છો માત્ર ચૈતન્ય અંશ વગર અમે અહીંઆ તમારી રમત ગમતનાં સ્વરૂપે બની ગયાં છીએ. તમારાજ બુદ્ધિ ચૈતન્યના થોડા સંસ્કારે અમારા અન્ય ગણી કરતા, અમો આદરણીય થઇ પડ્યા છીએ તમો આ ચૈતન્યનું નિવાસસ્થાન છો. આ

ચૈતન્યને યત્કિંચિત સમજી, રાખોડીમાં જેમ અગ્નિ નિસ્તેજ થઇ જાય છે તેમ, તમે તેને નિસ્તેજ ન કરો. તેને સદ્વિચાર રૂપ ઇંધનથી જાજવલ્યમાન કરો. તમારા બંધુઓની આ કૃતિ જુવો. તમો પણ તેજ છો. પોતા પ્રત્યે વિસ્વાસનિર્ભર થાઓ. પ્રકૃતિ સર્વત્ર સાધનરૂપ મોજુદ છે, તમો જગત્‌ને આવા વિચારે મંત્રમુગ્ધ કરી શકશો. તમારાં સમાનની સહાય પર આધાર રાખી તે સર્વનું મૂળ જે ચૈતન્યપ્રભા છે તેને વિસારી ન દ્યો. ઉન્નતિનો આજ માર્ગ છે. આ ગુરૂરાજ તમારૂં મંત્રનું સ્થાન છે. પ્રકૃતિ તમારૂં સાધન છે. ચૈતન્યથી સાધનને સાધ્ય કરી લ્યો ઇત્યાદિ. આ સિવાય પ્રકૃતિની અનેક વાતો સંભળાય છે, સમજાય છે. હું તે સ્ફુટ કરી શકતો નથી.

## કલ્યાણી.

મુંબઇથી ૩૪ માઇલ છેટે, *ભાડું ત્રીજા કલાસ મેલનું ૦-૯-૦ ખીજી ગાડીનું ૦-૭-૦

જી. આઈ. પી. રેલવેનું આ જંકસન સ્ટેશન છે. અહીંઆથી દક્ષિણ તરફની અને ઉત્તર પૂર્વ તરફની ગાડીના બે રસ્તા ફંટાય છે. કલ્યાણીમાં ગાડી ખોટી પણ વધુ થાય છે. મુસાફરોને મળમુત્રત્યાગ કરવાનો વખત મળે છે મુંબઇથી કલ્યાણી મેલમાં આવતા પોણો કલાક અને બીજી ગાડીમાં દોઢેક કલાક લાગે છે. કલ્યાણી સુધીના માણસો નોકરી અર્થે, ધંધા રોજગાર અર્થે, મુંબઇ આવજા કરે છે એટલે કલ્યાણી જવા આવવા માટે ગાડીઓ પણ ઘણી મળે છે. થાણા ને કલ્યાણી વચ્ચેના **મુમ્બ્રા, દીવા, ઠામ્બીવલી** આ સ્ટેશન કાંઇ અગત્ય જેવાં નથી સબબ તે સંબંધે કાંઇજ લખ્યું નથી. કલ્યાણી પ્રાચીન શેહેર છે. ઇ. સ. ના પેહેલાં પણ તેનું નામ જોવામાં આવે છે. કલ્યાણના રાજા **ભુવડે** ગુજરાત પાટણ ના રાજા જયશીખરી ઉપર ચઢાઇ કરી હતી આ વાત સર્વે જાણે છે. ‡સોલંકી વંશની રાજ્યધાની કલ્યાણીમાં હતી અને

---

* થાણા સુધીનો ભાગ મુંબઇને લગતા જેવો હોય તેનું ભાડું અને છેટું થોડું હોવાથી તે સંબધી કાંઇજ લખ્યું નથી. હવે માઇલનું ભાડું અત્રે આપવામાં આવશે વખત વખતોવખત ફરતો હોવાથી તે આપવો નિરૂપયોગી છે.

‡ સોલંકી વંશની રાજ્યધાની અત્યારે નીઝામહૈદરાબાદની હદમાં આવેલા બેદર પાસના કલ્યાણીમાં હતી આમ કેટલાક ઇતિહાસ કર્તાનું કહેવું છે. ચાલુક્ય વંશની રાજધાની ૧૦ માંથી ૧૨ મા સૈકા સુધીમાં

તે એક કિલ્લાબંધ શહેર હતું. પાછળથી આ શહેર મુસલમાનોના કબજામાં ગયું અને તેનું ઇસલામાબાદ નામ પણ જોવામાં આવે છે. પાછળ પોર-તુગીજ, મરાઠા, પેશવા અને અંગ્રેજોના હાથમાં આમ ફેરફાર થયા કર્યો છે. આ શેહેર પ્રાચીન વખતમાં બહુજ વૈભવવાળું ગણાતું હતું. હાલમાં ત્યાં કચેરી વગેરે છે પણ પહેલાનું સ્વરૂપ નાશ પામ્યું છે અહીંઆ સ્ટેશન પાસ ધર્મશાળા પણ છે. શેહેર સ્ટેશન વચેનો તફાવત અડધો માઇલ છે. ચોખાનો, તંબાકુનો અને કપડાનો વેપાર સારો ચાલે છે.

## વજ્રેશ્વરી માતા.

કલ્યાણીની ખાડી ઉતર્યા બાદ સામે કિનારે **ભીમડી** જવાને ટાંગા મળે છે. વેપાર રોજગારની બાબતમાં કલ્યાણી કરતાં બીમડી ચડે છે. બીમડીમાં ચોખા, તંબાકુ અને કાપડનો વેપાર કલ્યાણીથી વધે છે. વસ્તી પણ કલ્યાણી કરતાં બીમડીમાં વધારે છે. બીમડીમાં શ્રીનાથજીનો ધ્વજોત્સવ અને છપનભોગ પણ અગાઉ થયો હતો. બીમડીમાં શ્રી વલ્લભાચાર્ય સંપ્રદાયની હવેલી છે. અમારી પૂર્વોક્ત અનેરી કનેરીની મંડળીમાંહિથી એક શાસ્ત્રી શ્યામજી વાલજી શિવાયના બીજા બધા અમે એક રાત્ર લિમડીમાં રહ્યા હતા. આ વખતે મી. ટના અમારી સાથ ખાત્રીપૂર્વક હતા. બીમડીમાંથી અમે એક બળદની ગાડી કરી શ્રી વજ્રેશ્વરી ગયા. બીમડીથી વજ્રેશ્વરી આસરે ૨૦ ગાઉ છે. ગાડીમાં રસ્તામાં એક રાત્ર ભાંગે છે. અમે બીજે દિવસે સવારના આઠ વાગ્યે પોહોંચ્યા. વજ્રેશ્વરીનો બીજો રસ્તો થાણાથી પણ છે. થાણાનો રસ્તો જરા લાંબો છે પણ રસ્તાનો કુદરતી દેખાવ બહુ દીલપસંદ છે. બીમડીનો રસ્તો પણ કાઢી નાંખીએ એવો નથી. માત્ર બીમડીનો રસ્તો બાંધેલો નથી તેથી ગાડીમાં થોડાં ઘણાં હડદાં ઓખરાં થવા સંભવ ખરો. વજ્રેશ્વરીમાં મેડીબંધ સુંદર ધર્મશાળા છે. દર વર્ષે ચૈત્ર વદ ૦)) ની મોટી જાત્રા અહીંઆ ભરાય છે અને આં વખતે કમમાં કમ વીશ હજાર માણુસો એકત્ર થાય છે.

---

આ કલ્યાણીમાં હતી એવા લેખો મળે છે. ચાલુક્ય વંશ અને સોલંકી વંશ એક છે કે જુદો આ એક બીજો સવાલ છે. નીઝામની હદના કલ્યાણીના રાજાઓએ ગુજરાત કદાચ લીધું પણ હોય પણ સોલંકી વંશની રાજધાની તો આજ કલ્યાણી છે એમ મારૂં માનવું છે. આ કલ્યાણીથી ગુજરાતપર આક્રમણ કરવું જેટલું સહેલું છે તેટલું પાછલા કલ્યાણીથી નથીજ.

આ વજ્રેશ્વરીનું દેવી સ્થાન છે. પર્શુરામના હાથથી આ માતાની સ્થાપના થઇ છે આમ કહેવાય છે. અહીંઆ આ માતાના સ્થાનમાં પાંચ પચીશ માણસની વસ્તી છે. તદુપરાંત વધારે વસ્તી નથી. કશી ચીજ પણ યાત્રા શીવાય બીજે વખતે મળવા સંભવ નથી. માત્ર માતાના પુજારી જે ગુંસાઇ છે તેની પાસથી જે મળે તે પરજ સંતોષ પકડો તો ઠીક નહીંતો ભીમડીથી સાથે રાખી લેવાની જરૂર છે. સ્થાનક ટેકરી ઉપર છે અને માતાનું મંદિર જુની શૈલિનું છતાં માતાનાં દર્શન ખરેજ મનમાં તત્કાલ ભકિત ઉત્પન્ન કરે એવાં છે. સ્થાનની પાસ પાણીની નદી વહે છે. આ નદીમાં ઉના પાણીના કુંડો છે, અને આ પાણીમાં ગંધકની વાસ આવે છે. પાણીનો રંગ કાળાસ પર છે અને પાણીમાં નાવાથી અંગપરના દાગીના કાળા પડી જાય છે. નદીને સામે કિનારે વિભુતીનો મોટો ડુંગર છે. આ ડુંગરપર કોઇ વખત પર્શુરામનાં દર્શન થાય છે આમ કહેવાય છે. આ સ્થાન પર કોઇ વખત જ્વાળામુખી હોવો જોઇએ. ભસ્મના ડુંગરપરથી કોઇક વખત પ્રકાશ નજરે પડે છે અને આ જોનારાઓ તો અનેક માણસો મળી શકે છે. આ સ્થાન એકાંતમાં છે. શુધાન્તઃકરણથી ભકિત કરનારને ઇપ્સિત ફળ મળે છે. કુદરતી દેખાવ બહુજ ઉત્તમ છે. એક વાર આ સ્થાનનાં દર્શન લેવાની અવસ્ય જરૂર છે. કલ્યાણથી તરીમાં જવાનો ૦-૧-૦ ભીમડીએ જવાને ટાંગાનો જણુ દીઠ ૦-૪-૦ થી ૦-૬-૦, વજ્રેશ્વરી સાર ગાડીના આવવા જવાના ૩-૦-૦ થી ૫-૦-૦ પડે છે. ગાડીમાં ચાર માણસ સુખે જઇ શકે છે; ૭ પણ જઇ શકે છે.

## આટગામ.

૫૯ માઇલ, મેલનું ભાડું ૦-૧૪-૦ બીજી ગાડીનું ભાડું ૦-૯-૦.

કલ્યાણીથી ટીટવાલા, ખડાવલી, વાસીંદ, આસનગામ અને આટગામ આ નાનાં સ્ટેશનો છે. વાસીંદથી ઘળધાટ સરૂ થાય છે. ઘળધાટનો કુદરતી દેખાવ ગાડીમાં બેઠાં બેઠાં જોઇ શકાય છે. આટગામ આ ટાનસા વોટર વર્કસ જોવા જનાર માટે અગત્યનું સ્ટેશન છે. મુંબઇ શેહેરને પાણીની તાણ પડવાથી ટાનસાનું ગંજાવર સરોવર મોટો ખર્ચ કરી બાંધ્યું છે. તે અહીંઆથી આઠ માઇલ દૂર છે. આટગામથી રસ્તો સારો છે અને જોવા જનારને કુદરતી દેખાવ જોવાની મજા પડે છે. પાંચ દસ માણસોની મંડળી સાથે ઉજાણીની મોજ કરવાની આ સારી જગ્યા છે. ચીજ સર્વે સાથે રાખવી જોઇએ, આ તરફ જનાર

માટે મુંબઇથી રાતના અગીઆરની ગાડી સારી છે. આટગામ એક માણસ આગળ મોકલી વાહનનો બંદોબસ્ત કરવાની જરૂર છે. આટગામમાં રાત્ર રહી સવારના વહેલા જવું સર્વોત્તમ છે પણ આટગામ રાત્ર રહેવામાં દુઃખ ભોગવવું પડે એમ છે.

કસારા.

૭૫ માઇલ–ભાડું મેલનું ૧–૪–૦ બીજી ગાડીનું ૦ ૧૩–૦.

કસારા જી. આઇ. પી. રેલવેની જબલપુર જતી ગાડીનું અગત્યનું સ્ટેશન છે. વચ્ચમાં ખરડીનું એક નાનું સ્ટેશન આવે છે. કસારામાં ધર્મશાળા પણ છે. કસારા ઉતરવાની જરૂર જેવું નથી પણ કસારા આવતાંજ મનુષ્યોએ કુદરત અને કરામત બેઉ જોવા તૈયાર થવાની જરૂર છે. વાસીંદથી ઘાળવાટ શરૂ થાય છે તે ઠેઠ ઇગતપુરી સુધી પોંહોંચે છે. આ ઘાળવાટે, મરાઠા અને પેશવાઓને, લડાઇના વખતમાં ઘણીજ મદદ કરવા ઉપરાંત રક્ષણ પણ પુરૂ આપ્યું હતું. આ ઘાટ વધુમાં વધુ એક હજાર ફીટથી ઉચ્ચો છે. આ ઘાટ આટલો ઉચ્ચો છતાં તેમાંથી રેલવે પસાર થાય છે. કસારા સુધીમાં જે દેખાવ જોવામાં આવે છે તે સર્વે સાધારણ છે પણ કસારા મુકયા પછી ભોયરાંઓ આવવાં લાગે છે. કસારાથી ત્રણ માઇલ સુધીમાં ત્રણ ભોંયરાંઓમાંથી પ્રસાર થઇ રસ્તા પરના રીવરસીંગ સ્ટેશન પર આવી પોહોંચીએ છીએ. રીવરસીંગ સ્ટેશન એટલે જ્યાંથી આવ્યા ત્યાંજ પાછું જવું. કસારાથી ઇગતપુરી સુધી ડુંગર પર નીચે ઉતરવું અને ઉપર ચઢવું આવોજ માર્ગ આવે છે. અને આ વખતે રેલવેમાં કેટલીક જગ્યાએ આગળ પાછળ ઇનજીન જોડવામાં આવે છે, કેટલીક જગ્યાએ બમે ઇનજીન જોડવામાં આવે છે. આ આખા ઘાટ ઉપર ૨૬૫૦ વારની એકંદર લંબાઇનાં ૧૨ ભોંયરાંઓ છે. કેટલાક નાળાંઓ અને પુલો છે. ચોમાસાના દહાડામાં જ્યારે વરસાદ આવતો હોય, નીચેની જમીન લીલોતરીથી ભરપૂર હોય, ભોંયરાંમાંથી પાણીના ધોધ પડતા હોય, અને અંધારા ભોંયરાંમાંથી બહાર નીકળતા હોઇએ ત્યારે ઘણોજ આનંદ આવે છે. આડે દિવસે પણ ગાડીમાંથી જે રસ્તેથી આવ્યા તે રસ્તો, ઉપર ચડતાં નીચે દેખાય, કોઇ ગાડી ચાલતી દેખાય, આપણે પાછા ફરીએ છીએ આવો ભાસ થાય, બાંધેલા પુલો ઉપરથી નીચે નજર નાંખીએ અને જોઇએ, આજુ બાજુના ગામડાંઓનો દેખાવ, વનસ્પતિથી ભરપૂર ડુંગર ઇત્યાદિ ઇત્યાદિ બહુજ મનોરંજક લાગતો છે. કવિઓને

કલ્પનાતી કેડીએ મુકનાર, ભકતોને ઇશ્વરી લીલામાં લીન કરનાર, અશક્તને આ કામ પણ માણસોએજ કર્યું છે એવા વિચારે બળિષ્ટ અને સમય સૂચક બનાવી સાહસિક બનાવનાર આ ભૂપ્રદેશ ખચિત દર્શનીય છે.

## ઇગતપુરી.

માઇલ ૮૫, ભાડું મેલનું ૧-૫-૦; બીજી ગાડીનું ૦-૧૪-૦.

ઇગતપુરી થળઘાટ ઉપરનું આરોગ્યસ્થાન ગણાય છે. તે દરિઆની સપાટીથી ૨૦૦૦ ફીટ ઉંચી જમીન પર આવેલું છે. અહીંઆ રેલવેનાં કારખાનાંને લઇને યુરોપીયનોની વસ્તી ઘણીજ છે. સ્ટેશન ઉપર ગાડી વધુ વાર એટલે પા કલાક ઉભી રહેતી હોવાથી લોકોને મળમુત્રત્યાગ કરવાનું ઠીક પડે છે. સ્ટેશન ઉપર સાધારણ ખાવાની વસ્તુઓ પણ, ખપે તેને માટે મોજુદ હોય છે. ઇગતપુરીથી અડધા માઇલ ઉપર એક સુંદર સરોવર છે કે જેમાંથી ઇગતપુરી અને કસારાને પાણી પુરું પડે છે. ઇગતપુરીથી બે માઇલ પરના પીંપરીમાં અને ત્રણ માઇલ પરના બાગોલીમાં વાર્ષિક મેળાઓ ભરાય છે જે વખતે આજુબાજુના ઘણાક હિંદુઓ ભાગ લેછે. ઇગતપુરીમાં પારસીઓની વસ્તી પણ સારી છે. બીજા દેશી વેપારીઓ પણ છે પણ તેઓ ત્યાંના યુરોપીયનોના ઘરનો સામાન વેચવાની દુકાનો રાખે છે. અહીંનો સ્થાનીક વેપાર પણ ઠીક છે પણ હજી બજાર જોઇએ તેવી થઈ ગણાય એમ નથી. હિંદુ, મુસલમીનોને સેનીટેરીયમ કરવા લાયક આ સ્થાન છે અહીંઆ ઇગતપુરી તાલુકાના મામલતદારની કચેરી છે.

## ઘોટી

માઇલ ૯૧, ભાડું મેલનું ૧ ૭-૦; બીજીનું ૦ ૧૫-૦.

ઘોટી વ્યાપારનું સારૂં સ્થાન છે. અનાજનો, ઘાટની તંબાકુનો, કાપડનો વ્યાપાર અહીંઆ સારો છે. ઘોટી ગામ નાનુ છે, ગામમા એકાદ બે દેવસ્થાનની જગ્યાઓ છે. ત્યાં ઉતરવું હોય તો ઉતરી શકાય છે. ઘોટીથી ૨૦ માઇલ દૂર પક્ષીતીર્થ છે. ઘોટીમાથી ગાડી કરી આ તીર્થનાં દર્શન સ્નાન કરવાની જરૂર છે. તીર્થની જગ્યામાં રહેવા કારવવાની સારી સોઇ છે. આ પક્ષીતીર્થની ઉત્પતિ સંબંધે કશો જાણવા જોગ ઇતિહાસ મળતો નથી. રામાયણમાં જટાયુ અને સંપાતી નામના બે પક્ષી બાંધુઓની વાત આવે છે. તેઓની ઉત્પતિનું કદાચ આ સ્થાન હોય એવું અનુમાન હું કરી શકું છું. લોકોતો જટાયુના મોક્ષનું આ સ્થાન છે આમ કહે છે.

અસાવલી આ ઘાટી પછીનું સ્ટેશન મુંબાઇથી ૧૦૧ માઇલ છેટે છે. ભાડું ૧-૯-૦ મેલનું; બીજી ગાડીનું ૧-૧-૦ બેસે છે. સ્ટેશન પ્રાસે ધર્મશાળા છે. જ્યાં રહી શકાય છે. અહીંથી ૧૨ માઇલ અંજેનીરા નામનું ડુંગરી સ્થાન છે. આરોગ્યને માટે આ ઉત્તમ જગ્યા છે અને માંદા તેમાં ખાસ કરીને નાશકના કેટલીક વખત પાણી ફેર કરવા અહીંઆ આવે છે. આશાવલી મુકયા બાદ બહુજ ચિત્તાકર્ષક ડુંગરોની હારો આવે છે. આમાં સહુથી ઉચ્ચો ખાલશીભાઇ કરીને છે તે દરીઆની સપાટીથી ૫૪૨૭ ફીટ ઉચ્ચો ગણાય છે.

દેવલાલી (મગુર) માઇલ ૧૧૩; ભાડું મેલનું ૧-૧૨-૦; બીજીનું ૧-૩-૦. આ સ્થાન લશ્કરી કાંપનું છે. વ્યાપારને અંગે પારસી હિંદુ વીગેરેની દુકાનો છે તંદુરસ્તીની બાબતમાં આ સ્થાન વખણાય છે.

## નાશીક.

માઇલ ૧૧૭, ભાડું મેલનું ૧-૧૩-૦ બીજીનું ૧-૪-૦; (પાયધોની બ્રાંચમાંથી ટીકીટ લઈએ તો બીજી ગાડીમાં ૦-૧-૦ ઓછો પડે છે).

નાશક આખા હિંદુસ્થાનની હિંદુ પ્રજાનું તીર્થનું સ્થાન છે. સ્ટેશનથી નાશીક શહેર પાંચ માઇલ દૂર છે. સ્ટેશનથી શહેર સુધી ટ્રામ ચાલે છે. ટાગાઓ પણ જ્યારે જોઇએ ત્યારે મળે છે. ભાડું બે આનાથી આઠઆના સુધી વખત પ્રમાણે જણ દીઠ લે છે. રસ્તામાં મ્યુનીસીપાલ કરના દર જાત્રાળુ પાસથી ૦-૪-૦ લેવામાં આવે છે. સ્ટેશનથી પોહોચતાં ૧ થી ૨ કલાક લાગે છે. ટાંગાના ઘોડા સારા હોય તો કલાકમાં પોહોંચાડે છે નબળા હોય તો વધારે વાર લાગે છે.

આશકકા ઘર નાશક આવી કહેવત ઘણાકોએ સાંભળી હશે પણ તે કહેવતનું મુળ તપાસવા થોડાએજ તસદી લીધી હશે. આશક શબ્દ અત્યારે જે અર્થમાં વપરાય છે તેના કરતાં કોઇ વિશેષ અર્થમાં, આગળના મોટા મોટા સાએરોએ, એ શબ્દ વાપરયો છે. ખરી આશકતા ઇશ્વર પ્રત્યેની આશકતા એજ છે અને એજ અર્થમાં તે શબ્દ વાપરવો યોગ્ય છે. આશક શબ્દ નાશકને અંગે એજ ભાવાર્થથી વપરાયલો છે આ સીધ કરવું મુશકેલ નથી. મુંબઇના અનેક હિંદુ, પારસી, મુસલમાન વીગેરેએ નાશક જોયું હશે, પણ નાશકની ખરી ખુબી બારીકીથી તપાસનારા થોડાજ હશે. નાશકની ભૂમિ ઇશ્વરી પ્રેમ ઉત્પન્ન કરે એવી છે. પહેલાં તો આ ભૂમિ અતિ પ્રાચીન છે. મહારાજા રામચંદ્રજીના વખતથી આ ભૂમિ પ્રસિદ્દ છે, અને તે દંડકારણ્યના નામથી પ્રસિદ્દ

છે. મહારાજ રામચંદ્રજીને થયાને કેટલાં વરસ થયાં આ સંબંધે વિદ્વાનોમાં મતભેદ છે. બેન્ટલી કહે છે કે "રામનો જન્મ ઇ૦ સ૦ પૂર્વે ૯૬૧ વરસ ઉપર થયો હશે." રોબર્ટ હંટર જણાવે છે કે "રામ સૂર્યવંશી રાજાના વંશના હોઇ, ઇક્ષ્વાકૂ પછી ૫૮ મી પેઢીએ થયેલા છે તો બેનટલીએ કહેલો સમય બરાબર નથી" અત્યારે મહાભારતનું કૌરવ પાંડવનું યુદ્ધ આજથી ૫૦૦૦ વરસ ઉપર થયું હતું, આ વાતમાં વધારે વાંધા જેવુ લાગતું નથી અને હું આ વાત સપ્રમાણ લખીશ. અત્રે રામના જન્મની હકીકત જાણવાની છે. રામ યુધિષ્ટર પહેલા થયા હતા અને તેમના જન્મના ગ્રહો વીગેરે ગણીતશાસ્ત્રની રીતે વિચાર કરી રામના જન્મને હજારો વર્ષે પહેલાં સાબીત કરનારા ઘણા છે. આપણે જે જાણવાનું છે તે એટલુંજ કે નાશકની ભૂમિ આજ હજારો વર્ષથી પ્રસિદ્ધ છે. અને એ ભૂમિ પ્રસિધ્ધ હોઇ પવિત્ર પણ લાંબા વખતથી મનાય છે. અને એ પવિત્રતાનું કારણ માત્ર ત્યાંની ગોદાવરી નદી કે દેવળોજ નથી પણ તે ઉપરાંત બીજાં પણ કારણો છે. અને એ પવિત્રતા કેવળ હિંદુઓનેજ માટે નથી પણ ઇતર પ્રજા માટે પણ છે. આ ભૂપ્રદેશ એવો છે કે તે સૂક્ષ્મ રીતે જોતાં દરેકના હૃદયમાં ઇશ્વર પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરે છે. આરોગ્યતા આપનાર છે આ સાબીત કરવાની જરૂર નથી. આ સ્થાનનાં હવા પાણી સારાં હોઇ દેવાલાલીની લશ્કરી કાંપ, નાસક સેનીટેરીયમ અને ગમે તે જાતનાં માણસો નાદુરસ્ત હાલતમાં તે સ્થાનમાં જઇ તંદુરસ્ત થઇ આવે છે આ સિદ્ધ થએલી બાબત છે. આરોગ્યતા આપનારી ભૂમિ દેવભૂમિ છે અને દેવભૂમિને મનુષ્યને માટે બનાવનાર ઇશ્વરનો આભાર ન માનનારા થોડાજ હશે. બીજું આ સ્થાન અનેક વનસ્પતિઓથી ભરપૂર છે. ખોરાકીની જણસો સ્વચ્છ ને સસ્તી પુરી પાડે છે, આજુ બાજુ ડુંગરોથી દેદિપ્યમાન લાગે છે. પાંડવ ગુફા જેવાં પ્રાચીન જોવા લાયક સ્થાનો છે. ગોદાવરીના પાણીનો દુધ જેવો ધોધ ગંગાપુરમાં પડે છે, તે જોઇ ઇશ્વરના અનંત મહિમાનો અંકુર ઉત્પન્ન થાય છે. રામશયાના પહાડપર અત્યારે પણ ઉગતુ ઘાસ ઉભું ન ઉગતાં પડતું ઉગે છે આ આશ્ચર્યકારક છે. સીતાં સરોવર પાસે આંબરાઇઓ, ટાકલીના હનુમાન, કે જેની સ્થાપના મહારાજા શીવાજીના ગુરૂ રામદાસ સ્વામીએ કરેલી કહેવાય છે, તે તરફનો રમણીક ભૂભાગ, તપોવન અને દંડકારણ્યનો પ્રદેશ, સીતાગુફા અને પંચવટીનો ભાગ, ત્ર્યંબકમાં ગંગાદ્વાર, નીલદેવી, બ્રહ્મગીરી, કુશાવર્ત અને કુદરતથી ભરપુર દેખાવો વિગેરે વિગેરે

બાબતો ઘણુ વખત નહીં. તો થોડો વખત પણ પાષાણ હૃદયી મનુષ્યોના હૃદયમાં ઇશ્વરના અગાધ મહિમાનો ભાસ કરાવી તેને પાપવાસનાથી તેટલો વખત મુક્ત રાખે છે. આ સ્વરૂપ કાયમ રહે તો 'ઇશ્વર પ્રત્યેની ખરી આશક્તતા ઉત્પન્ન થયા વગર નજ રહે અને તેથીજ "આશંકા ઘર નાશક" આમ કહેવાયું હોય એવું વાજબી અનુમાન કરી શકાય એમ છે.

આ દંડકારણ્ય ભુમિનું નાશક નામ પણ રામાયણના સમય પછી તુરતજ પડ્યું લાગે છે. રામાયણમાં શુર્પણખા (સુપડા જેવા નખવાળી) રાવણની બેન આવે છે આ સર્વના જાણવામાં છે. રામચંદ્રજી વનવાસના પ્રસંગમાં અગસ્ત્યાશ્રમમાં આવી પહોંચ્યા બાદ અગસ્ત્ય મુનીને પુછવા લાગ્યા કે હે મહારાજ આ પ્રદેશમાં રહેવા લાયક સ્થાન હોય તો કૃપાકરી બતાવો. અગસ્ત્ય મુનીએ કહ્યું કે ગોદાવરી પાસે મહુડાનાં ઝાડ દેખાય છે, ત્યાં વડ છે તે પંચવટી કહેવાય છે. તમે ત્યાં રહો અગસ્ત્ય મુનિના ઉપદેશાનુસાર રામચંદ્રજી અહીંઆ રહ્યા હતા તે વખતે, આ સુર્પનખા રામચંદ્રજીના સ્વરૂપથી મોહ પામી રામચંદ્રને પોતાને પરણવા કહેવા લાગી રામચંદ્રજી એકપત્નિવ્રતવાળા હોવાથી લક્ષ્મણજીને વિનવવા લાગી અને લક્ષ્મણજીએ ક્રોધમાં તેનું નાક કાપી લીધું. નાક ને નાશીકા કહે છે નાશિકા કપાઇ તે ઉપરથીજ નાશીક પડ્યું આમ કહેવામાં આવે છે. ત્યારથીજ નાસિક પ્રસિદ્ધ પણ છે.

નાસિકનું તીર્થ તરીકેનું મહાત્મ્ય પણ ઘણુંજ પ્રાચીન છે. મહાભારતમાં પંચવટી તીર્થનો ઉલ્લેખ વનપર્વમાં જણાય છે. ત્યાં પંચવટી તીર્થ સ્વર્ગદાતા હોઇ ત્યાંના ગૃહપાલન શંકરની પુજાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે આમ લખેલું છે. આ થી કપાલેશ્વર (કપીલેશ્વર) મહાદેવ હોય એમ અનુમાન કરૂં છું. ગોદાવરી સ્નાન અને તેમાં પણ ગોદાવરી અને વરૂણાના સંગમનું સ્નાન પુન્યકારક માન્યું છે. આર્ય પ્રજાના પુરાણ ગ્રંથોમાં સર્વત્ર આ તિર્થ મહાત્મ્ય જોવામાં આવે છે.

નાસિક ગોદાવરીના આ કિનારાના ભાગને કહે છે. ગોદાવરીના સામા કિનારાના ભાગને પંચવટી કહે છે. નાસિકના ભાગમાં બાલાજી, સુંદર નારાયણ, રામમંદિર, દેવમામલતદારનું મંદિર વીગેરે ઉત્તમ મંદિર છે. મંદિરની બાંધણી, કારીગીરી અને આજુબાજુના બાગો, સભામંડપો વીગેરે બહુજ ઉત્તમ પ્રકારના છે. પંચવટી ભાગમાં કાળારામ, મુરલીધર, કપાલેશ્વર, નારૂશંકરનું મંદિર અને બીજા નાનાં મોટાં મંદિરો છે. શ્રી વલ્લભાચાર્ય સંપ્રદાયનું મંદિર પણ પંચવટીમાં છે.

રાવણ લઈ જતો હતો અને તે વખતે રસ્તામાં જટાયુ સાથે યુદ્ધ થયું છે. પક્ષીતીર્થ અહીંથી ૬૦ માઇલ છે અને અહીંઆ જટાયુની પાંખો રાવણે કાપી નાખી હતી જેથી તે પડયો હતો. રામચંદ્ર સીતાને શોધતા આ તરફ આવતાં જટાયુનો મેળાપ થયો હોય અને જટાયુને અંત્ર મોક્ષ મળ્યો હોય અને તે પરથી ઘોટી પાસેનું પક્ષીતીર્થ થયું હોય તો તે કેવળ અસંભવિત બીના નથી.

**તપોવન** પંચવટીમાં ગોદાવરીથી બે ત્રણ માઇલ પર છે. આ તપોવન ગૌતમઋષિનુ આશ્રમ હતું. અત્યારે પણ આ પ્રદેશ વનલીલાથી ભરપૂર છે. ગોદાવરીના કિનારાપરનો આ પ્રદેશ દંડકારણ્ય કહેવાય છે. પંચવટીથી આગળ સડકપર થોડુંક ચાલ્યા પછી હનુમાનજીનું મંદિર આવે છે. તેની પાસેથી પગકેડી તપોવન તરફ જવાની છે. તપોવનમાં જુનાં, સ્થાનો બહુજ જુજ છે. પણ બે ચાર મોટાં મોટાં મંદિરો સાધુઓએ બનાવેલાં છે. અહીંઆ ગોદાવરી અને કપિલા ( મહાભારતની વેણુ) નો સંગમ છે. અહીંઆ પાપ પુણ્યની કોઠીઓ છે. નદીમાં પથરમાં પાણીનાં ટાંકા બનાવી વચમાં બાકોરા જેવું કરી એક બીજામાં જવાય આવી ગોઠવણ કરેલી છે. આને પાપ પુણ્યની કોઠી કહે છે. ખરી રીતે તો આ પંચતીર્થ છે. બ્રહ્મયોની, વિષ્ણુયોની, રૂદ્રયોની, મુક્તિયોની અને અગ્નિયોની આ તેનાં નામ છે. આ પાંચ તીર્થમાં સૌભાગ્યતીર્થ, કપિલાસંગમ અને સુર્પનખા તીર્થ મળી આઠ તીર્થ પણ થાય છે. અહીંઆ સપ્તઋષિનું સ્થાન છે. સુર્પનખાની પણ મૂર્તિ અહીંઆ છે.

આકોલ્હા નામનું ગામ જે નાસિકથી કેટલાક ગાઉ પર છે ત્યાં અગસ્ત્ય આશ્રમ છે ત્યાં અગસ્ત્યકુંડ, સુતિક્ષ્ણમુનિનું આશ્રમ અને અમૃત વાહીની નદી આ તીર્થસ્થાનો છે. આકોલ્હા પાસનું સાંઇખેડા મારીચનું મૃત્યુસ્થાન છે.

ગંગાપુર નાશકથી પાંચ માઇલ પર છે. અહીંઆ ગોદાવરી પર કેટલાક મંદિરો છે. અહીંઆથી પાણીનો ધોધ પડે છે અને દુધ જેવું સફેદ પાણી જણાય છે. પાણીનો સુસવાટ પણ ઘણોજ ભારે થાય છે.

**રામશય્યા** રામચંદ્રને સુવાની જગ્યા નાશકથી આઠ માઇલ પર છે. એક ડુંગરપર આ સ્થાન છે. ડુંગરમાં બે ત્રણ ગુફાઓ કોતરી કાઢી છે. ગુફામાં એકાદ બે કુંડ છે. આ ડુંગર પર અત્યારે પણ ઘાસ સિધું ન ઉગતાં પડતું ઉગે છે. રામશય્યા જનારે સાથે ખાવાનુ રાખવાની જરૂર

1

છે. ખરના યુધ્ધ વખતે લક્ષ્મણ સાથે સીતાને રામે અહીંઆ મોકલ્યાં હોય તો તે બનવા જોગ છે.

**સીતાસરોવર** નાશકથી ચાર માઇલ પર છે. અહીંઆ એક બાજુ નદી વહે છે. બીજી તરફ ત્રણ ચાર કુંડો છે. આજુ બાજુ આંબાઓનો આંબરાઇ છે. અહીંઆ વરસમાં એકવાર યાત્રા ભરાય છે અને નાશકના ઘણાક માણસો ઘરથી ખાવાનું લઇ જઇ ત્યાં નાહી, ખાઇ પી પાછા ફરે છે.

**ટાકળીના હનુમાન** નાશકથી ત્રણ માઇલ છે. રામદાસસ્વામીના સ્થાપિત આ હનુમાન છે આમ કહેવાય છે. હનુમાનની મૂર્ત્તિ ભીંતમાંથી કોરી કાઢી જણાય છે. આ સ્થાનમાં એક કુવો છે આ બહુજ પવિત્ર ગણાય છે. પાસે નદી છે. આ તરફનો ભૂપ્રદેશ બહુજ રમણીય છે.

નાશકમાં પ્રત્યેક સોમવારે કપાલેશ્વરની પાલખી નીકળે છે તે વખતે ગોદાવરી પરનો દેખાવ ખચીત બહુજ મોહક હોય છે.

ગોદાવરીમાં **રામકુંડ**, બ્રહ્મકુંડ, રૂદ્રકુંડ આવા કુંડો બાંધેલા છે, **રામકુંડ** ઉપર શ્રાધ્ધ, સ્નાન. દાન વીગેરે કરાય છે.

પંચવટીમાં નિત્ય સવારમાં બજાર ભરાય છે. ત્યાં શાક ભાજી વીગેરે સર્વ ચીજો મળે છે. ચોમાસામાં સામે કીનારે બજાર ભરાય છે.

નાશકમાં તાંબા પીતળના વાસણનું કામ સર્વોત્તમ થાય છે. આ કામ આખા હિંદુસ્થાનમાં વખણાય છે. નાશકના વાસણનો ઓપ, ચિત્રામણ વીગેરે બહુજ સુંદર છે. નાશકમાં સુતરાઉ તથા રેસમી વણાટકામ પણ સારૂં થાય છે પણ અત્યારે આ ધંધો પાયમાલ દશામાં આવતો જાય છે. નાશકમાં અઠવાડીયામાં બે વાર મોટી બજાર ભરાય છે. ગોદાવરી પર હાલમાં પુલ બાંધવામાં આવેલો હોવાથી પંચવટી નાશકનો સળંગ વ્યવહાર ચાલુ છે. રેલ્વેની બ્રાંચ નાશકમાં છે જ્યાંથી ટીકીટ ખરીદી શકાય છે.

**પાંડવગુફા** આ નાશકમાં જોવા જેવી જગ્યાઓ માંહેની એક છે. નાશકથી આઠેક માઇલ દૂર છે. ત્યાંસુધી સડક છે. ડુંગરની ટોચમાં નાની મોટી ૨૧ ગુફાઓ કોતરી કાઢેલી છે, લોકો આને પણ પાંડવોએ બનાવેલી કહે છે. કેટલાક બૌધોની બનાવેલી જણાવે છે. આમાં કેટલીક ગુફાઓ બહુજ મોટી છે. તેમાં કેટલીક કોટડીઓ પણ છે. આ ગુફાઓમાં પાંડવોની, વિશ્વકર્માની અને ગૌતમમુનિની મૂર્ત્તિઓ છે. ઉપર પાણીના કુંડ પણ છે. શંકરપાર્વતી અને કૃષ્ણની મૂર્ત્તિઓ પણ છે. નાશક જનારાઓએ આ સ્થાન જોયા વગર નજ રહેવું.

નાશકમાં સિંહના બૃહસ્પતિ થાય છે ત્યારે મોટી યાત્રા ભરાય છે અને સિંહસ્થ ગુરુના વર્ષમાં બીજાં બધાં તીર્થો અહીંઆં આવે છે આમ કહેવાય છે. આ વખતે રામકુંડ ઉપર ગોદાવરીનું જે મંદિર છે તે ઉઘડે છે. તે પર ધ્વજા ચડે છે તે વખતે ભારે ભીડ થાય છે અને અનેક દૂર દેશના મહાપુરુષો અત્રે આવે છે.

## અગત્યની થોડી સૂચના.

નાશકમાં અત્યારે વેદ ને સંસ્કૃત પાઠશાળા છે. આ પાઠશાળામાં સારૂં શિક્ષણ અપાય છે. વિદ્યાપ્રિય યાત્રાળુઓએ આવી જગ્યાઓની મુલાકાત લઇ ઉત્તેજન આપવાની જરૂર છે.

નાશકમાં કેટલીક જગ્યાઓમાં સાધુ વીગેરેને રોજ તૈયાર રસોઇ જમાડવામાં આવે છે. આમાં અનાથનું પોષણ થાય તો વાંધો નહી પણ મફતના મલિદા ખાઇ આળસુ થનારાઓને ઉત્તેજન આપવું જોઇતું નથી.

નાશકમાં હિંદુઓની અને તેમાંએ બ્રાહ્મણની વસ્તી ઘણીજ છે. અગાઉ નાશકના બ્રાહ્મણ વિદ્વાન્ ગણાતા હતા પણ હાલમાં તે વિદ્યા ઘટવા લાગી છે. ઉપાય યાત્રાળુઓએ વિદ્વાનનો સત્કાર કરતા રેહેવાનો અને મૂર્ખને ખમતા કરવાનોજ છે.

નાશક અને યોદી આ વ્યાપારના સંબંધમાં પણ પ્રસિદ્ધ સ્થાનો છે. દક્ષિણમાં અને બીજા ભાગોમાં અમુક દિવસોએ અમુક ગામોમાં બજાર ભરવાનો રીવાજ છે. મનુષ્યના ઉપયોગમાં આવતી સર્વ ચીજ વેચાય છે. આથી નીરૂપયોગી ચીજ બદલી ઉપયોગી લેવાની, થોડા વખત માટે જોઇતી ચીજ ભરી રાખવાની અને વ્યાપારને માટે જોઇતી ચીજ ખરીદી લઇ બીજા દેશાવરોમાં મોકલવાની ઠીક સંધી મળે છે. નાશકમાં મુંબઇ- વાળાઓની ખરીદી નહી જેવી છે. પણ યોદીમાં ઠીક ખરીદી થાય છે. નાશક અંગ્રેજી રાજ્યને અંગે આગળ કરતાં વધારે સુધર્યું છે અને સુધરતું જાય છે. કેળવણીનો સારો પ્રસાર થયો છે અને ત્યાંની પ્રજા ગુજરાતી મરાઠી મીશ્ર ભાષા બોલે છે નાશક મુંબઇ પાસે હોવાથી મુંબઇની પ્રજા ઠીક લાભ લે છે. હાલમા નાશક ખાતે લેવાતા કરના સબંધમાં પ્રજા પોકાર ઉઠયો છે. જેઓ યાત્રા માટે નથી જતા તેઓ જો કેહે કે હું યાત્રાળુ નથી તો તેઓ કાયદાસર કર લઇ શકતા નથી. માત્ર યાત્રાળુ હોય તે ચાર આના આપે છે તો તેથી વધુ નુકશાન થાય એમ હું સમજતો નથી. માત્ર આટલું ખરૂં કે તે કરનો ઉપયોગ

યાત્રાળુઓના સુખને માટે થવો જોઈએ તે થતો નથી. મારાજ અનુભવની વાત કહું તો સંવત ૧૯૫૩ માં દુકાળ હોવાથી અને મુંબઇમાં મરકી હોવાથી. મુંબઇની પ્રજાનો મોટો ભાગ નાશકમાં હતો. નાશકમાં જેઠ મહીનામાં કોલેરા આવ્યો, અને સેંકડો ગરીબો નાશકમાં મુબઇવાળાઓએ આપવા કાઢેલી ખીચડી ખાવા લાગ્યા. તેઓ કોલેરાનો ભોગ થઇ પડયા. તેમનાં મુડદાં એવી જગ્યાએ દટાવ્યાં કે તેથી કોલેરાને જોશમાં ફાટી નીકળવા ઉત્તેજન મળ્યું. યાત્રાળુઓના સુખને માટે ધ્યાન આપી કર લે તો, તે કર ચલાવી લેવાય એમ છે અને તેથી વધારે ખોવાનું પણ નથી. કરનો ઉપયોગ યાત્રાળુઓના સુખને સારૂ કરાવવા માંગણી કરવાની જરૂર છે એમ મારૂં માનવું છે. તેમાં ઉપલી બાબતો સાથ નીચલી બાબતો પર વિશેષ ધ્યાન આપવું જોઇએ.:—

૧–ગોદાવરીનું જે પાણી પીવામાં આવે છે તે મલીન હોઇ સ્વચ્છ પાણી મળે એવી ગોઠવણ કરવી.

૨–ગોદાવરી ઉપર મ્યુનીસીપાલ સીપાઇઓ ઉભા રહી, રામકુંડ અને તેની આજુબાજુના કુંડો બ્રાહ્મણો માટે અનામત જાણે કેમ ન હોય તેમ બીજાને નાવા દેતા નથી તે બાબત.

૩–પંચવટીમાં યાત્રાળુઓનો મોટો ભાગ રહેતો છતાં ત્યાં બજાર, બતી વીગેરેની પુરતી ગોઠવણ નથી તે માટે.

૪–યાત્રાળુઓને મ્યુનીસીપાલીટી તરફથી બરાબર દવાદારૂ મળે એટલા માટે પંચવટીમાં મ્યુનીસીપાલ ડીસ્પેન્સરી ખોલવા માટે.

## પંચવટીની ધર્મશાળાઓ.

નાશકમાં હિંદુ પ્રજાને માટે, મુંબઇના કેટલાક પરોપકારી પુરૂષોએ પંચવટીમાં ધર્મશાળાઓ બંધાવી છે. આ ધર્મશાળાઓમાં વાસણ, બિછાનાં વિગેરેની સારી સગવડ છે પણ આ સગવડ ધર્મશાળાવાળાની ચીઠી લઇ રહેવા જનાર ગૃહસ્થોનેજ મળે છે. આ ધર્મશાળામાં રહેવાની મુદતનો પણ કાંઇ નિયમ નથી. જ્યારે કેટલાક મહિનાઓ પડયા રહે છે ત્યારે કેટલાકને થોડા વખતમાં રૂખસત મળે છે. આ સંબંધે ધર્મશાળાનાં માલીકોએ તેમના વહીવટ ઉપર બારીક નજર રાખવાની જરૂર છે જેમ મુંબઇના પરોપકારી ગૃહસ્થોએ ધર્મશાળા, વાસણ, બિછાના વિગેરેની ગોઠવણ કરી સગવડ કરી આપી છે તેમ વેલીબાઇ ડીસ્પેન્સરીથી ઠીક ફાયદો થાય છે.

જે પ્રમાણે હીંદુઓની ધર્મશાળાઓ વીગેરે છે તે પ્રમાણે પારસી, મુસલમાન વિગેરે કોમના પરોપકારી ગૃહસ્થો માથેરાન ખંડાલા, મહાબળેશ્વર, લાનોલી જેવા સ્થાને ધર્મશાળા, સેનીટેરીઅમ વીગેરે બાંધે છે તેઓએ નાશક જેવા સ્થાનમા પોતાની કોમ માટે તેવીજ ગોઠવણ કરવાની જરૂર છે આમ કરવાથી એ કોમનો ગરીબ વર્ગ નાશકમાં થોડા ખર્ચથી પોતાનો ગુજારો થઇ શકતો હોવાથી પર્વનો પરના મોટા ખર્ચને લીધે દુઃખ ભોગવતો મુંબઇમા રીબાય છે તે ત્યાં રહી દુઃખ મુક્ત થઇ તેવા પરોપકારી ગૃહસ્થોને દુવા દેશે નાશક પણ ઉપના સ્થાન જેવુ આરોગ્ય દેનારૂં સ્થાન હોઇ, બધી વાતે બંધબેસતુ થાય તેમ છે

## ત્ર્યંબક.

નાશકથી ત્ર્યંબક ૨૦ માઇલ છેટે છે ત્ર્યંબક જવાને નાશકથી ગાડાં અને ટાંગાઓ મળે છે ગાડાનું ભાડું રોજનો રુપિઓ અને ટાગાનુ ભાડુ ત્રણ રૂપીઆ પ્રમાણે લેવાય છે ત્ર્યંબક જવા આવવાના બે દિવસ અને ત્યા રહેવાના એકથી ત્રણ દિવસ આ રીતે ત્રણથી પાચ દિવસ લાગે છે ભાડુ દિવસ પર ઠરાવ્યા કરતા ઉધડુ ઠરાવવું વધારે સારૂં છે યાત્રીઓની ભીડ પ્રમાણે ભાડાનો દર વધુ ઓછો થાય છે ત્ર્યંબકેનાનુ ગામડું છે અને વસ્તી મોટે ભાગે બ્રાહ્મણોની હોઇ, તેનો નિર્વાહ યાત્રીઓ પરજ ચાલે છે નાશકથી ત્ર્યંબક જવાનો રસ્તો બહુજ રળીઆમણો છે. આજુબાજુ નાનાવિધ ડુંગરાળ પ્રદેશ વનશ્રીલા, ખેતરોમા અનાજ, શેલડી વીગેરેના ઉભા દેખાતા પાકો નાની નાની નદીઓ, કુવાઓ, વાવો વીગેરેના દેખાવો આ પ્રદેશના લોકોની રીતભાત સ્થિતિ, ઉદ્યોગ વીગેરેનો અનુભવ ગાડાની મુસાફરીદ્વારા ઉત્તમ રીતે થઇ શકે છે અને અંતઃકરણ પ્રફુલ્લિત થાય છે ત્ર્યંબકથી ડુંગરી રસ્તો ગુજરાતમાં આવવાનો છે. વાસદા ધરમપૂરના રાનો અને ત્ર્યંબકના રાનો ત્ર્યંબકથી થોડાક દૂર આવતા એકત્ર થાય છે સુરત પર મહારાજા શિવાજીએ હલ્લો કર્યો ત્યારે કેટલુંક લશ્કર આ પ્રદેશમાંથી પણ ઉતાર્યું હતુ. પેસવાનું લશ્કર પણ આ તરફથી ઘણીક વાર ગુજરાત તરફ ગયુ હતુ

નાશક કરતાં ત્ર્યંબક તીર્થ મહાત્મ્યમા પણ વધે છે રેલવેના સાધનથી નાશક વધ્યુ છે પણ તીર્થ મહાત્મ્યની પ્રાચીનતામા ત્ર્યંબક સબંધે નાશક કરતા વધારે લેખો શાસ્ત્રમાં મળે છે ત્ર્યંબકેશ્વર બાર જ્યોતિર્લિંગ માંહેના એક છે બાર જ્યોતિર્લિંગ નીચે મુજબ ગણાય છે—

सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ।
उज्जयिन्यां महाकालमोंकारममलेश्वरम् ॥
परल्यां वैजनाथं च डाकिन्यां भीमशंकरं ।
सेतुबंधे तु रामेशं नागेशं दारुकावने ॥
वाराणस्यां तु विश्वेशं त्र्यंबकं गौतमीतटे ।
हिमालये तु केदारं घृष्णेशं तु ईलापुरे ॥

સોરઠ-કાઠીયાવાડમાં **સોમનાથ**, નિઝામહૈદરાબાદ પાસ શ્રીશૈલ પર્વતપર **મલ્લિકાર્જુન**, ઉજ્જનમાં **મહાકાળ**, **ઓંકાર** નર્મદાના કિનારાપર માંધાતાનગરમાં, (મોરટંકા રેલવેસ્ટેશનથી જવાય છે.) પરલીમાં **વૈજનાથ**, ડાકિનીમાં **ભીમાશંકર**, સેતુબંધમાં **રામેશ્વર**, દારૂકાવનમાં **નાગેશ્વર**, કાશીમાં **વિશ્વનાથ**, ગોતમીના કીનારાપર **ત્ર્યંબકેશ્વર**, હિમાલયમાં **કેદાર** અને **ઘૃષ્ણેશ્વર** ઇલ્લા નગરીમાં છે.

શિવભક્તોજ માત્ર નહિ પણ સર્વ આર્યધર્માભિમાનીઓ જ્યોતિર્લિંગ પ્રત્યે ઘણીજ શ્રધ્ધા રાખે છે. જ્યોતિ એટલે પ્રકાશ. જ્યોતિર્લિંગનો અર્થ પ્રકાશિત લિંગ આવો થાય છે. આર્ય પ્રજા જ્યોતિર્લિંગને સ્વયંભૂ-પોતાની મેળે ઉત્પન્ન થએલ કહે છે. જેટલાં જ્યોતિર્લિંગો છે અને તેનાં જે જે સ્થાનો છે તે જોતાં, તે તે સ્થાનોનાં દર્શન કરનારના મનમાં એક જાતનો પ્રકાશ ઉત્પન્ન થયા વગર નજ રહે એવું છે. આ પ્રકાશ વ્યવહાર અને ધર્મ બેઉમાં થાય છે. સંસ્કારાનુસાર એ પ્રકાશ ટકે છે. વસ્તુત તીર્થમહાત્મ્યમાં જ્યોતિર્લિંગની પ્રકાશ શક્તિનું મહાત્મ્ય વર્ણવ્યું છે. શાસ્ત્રની ભાષા અલૌકિક છે. તે તેના શબ્દાર્થમાં સમજી શકાતી નથી. શબ્દાર્થ સમજી સંતોષ માનનાર કદિ પણ પરિણામભાગી થનાર નથી. ગુરૂગમ્ય વિદ્યાનું રહસ્ય અત્યારે વિસરાવા લાગ્યું છે. જ્યોતિર્લિંગ એટલે પ્રકાશનું લિંગ આવો અર્થ કરવાનો નથી પણ લિંગનો પ્રકાશ આવો કરવાનો છે. લિંગ જે દેખાય છે તે પથ્થરનું છે આમ અત્યારના કેટલાક નવીન મતવાળા કહે છે. પણ વાસ્તવિક રીત્યા લિંગ દેહ આ, આ દ્રશ્ય દેહથી જૂદો દેહ છે. તેનો પ્રકાશ આ લિંગ છે આવો અર્થ કરવાનો છે. લિંગ દેહને અગ્મ-નુંજ લેપન છે. આ શરીર ઉપર તમે વસ્ત્ર દાગીના પેહેરો પણ લિંગ દેહને તેનું કાંઇજ નથી. તેને માટે તો ભસ્મજ છે. લિંગ દેહનું સ્વ-

મશાન પણ છે અર્થાત્ સ્મશાનમાં આ દેહ બળી ગયા પછી પણ લિંગ દેહ રહે છે. નાગનાં આભુષણો શંકરને છે; યોગિઓજ જાણી શકે છે કે લિંગ દેહના સ્થાનપર કુંડલિનિ વગેરે નાગસ્વરૂપી શક્તિ આભુષણ તુલ્ય રહેલી છે. માથાપર ગંગા છે. ઇડા, પીંગળા અને સુષુમ્ણા આ ત્રણ નાડીને ગંગા, યમુના અને સરસ્વતિ કહે છે. ઇડા આ ગંગા છે અને તે લિંગ દેહના ઉપરંજ બરાબર ઝલાઇ રહી છે. અર્ધચંદ્ર શંકરના લલાટમાં છે. ષન્મુખી મુદ્રા માત્ર પાંચ મિનિટ કરો એટલે અર્ધ ચંદ્ર પ્રત્યક્ષ જોઇ શકશો. આ બધા ગંભીર સત્યો સમજાવનારાં આ સ્થાનો છે. ભક્તો કિંવા યાત્રીઓનાં હૃદય આ વિષય સમજવાને સંસ્કારવાળાં હોવાં જોઇએ. જેટલાં જ્યોતિર્લિંગો છે તે આ સત્ય સમજાવે છે. તેનાં સ્થાનો સાક્ષી રૂપ છે. અજ્ઞાનોને જ્ઞાન આપવા અને 'આંતરચક્ષુ ખોલવા, પેહેલાં આવાં સ્થાનો મહાત્માઓ, તપસ્વીઓ અને જ્ઞાનિઓથી વસાએલાં હતાં; અત્યારે સર્વત્ર વિપરિતજ જોવામાં આવે છે આ ખેદનું કારણ છે.

ત્ર્યંબકમાં મુખ્ય દેવ ત્ર્યંબકેશ્વર છે. ત્ર્યંબકેશ્વરનું મંદિર બહુજ વિશાળ છે. મંદિર કિલ્લા તુલ્ય છે અને કાળા પથ્થરની ભીંતિ અને પુરમ બાંધેલ મોટું પથ્થરનું શીખરબંધ મંદિર છે. અત્યારનું મંદિર પેહેલા બાજીરાવના વખતનું બંધાવેલું છે. પેહેલા બાજીરાવનો સમય આજથી પોણાબસેં વર્ષ પેહેલાંનો ગણી શકાય. ત્ર્યંબકેશ્વરનું લિંગ નથી પણ જલાધારીમાં જુદી જુદી ત્રણ આકૃતિ મુદ્રારૂપે રહેલી છે. ત્ર્યંબકેશ્વરની પુજા માત્ર બ્રાહ્મણજ કરી શકે છે અને તે બ્રાહ્મણને નિદાન ગાયત્રી તો આવડવીજ જોઇએજ. પેહેલાં આ સંબંધે પકકો બંદોબસ્ત હતો; અત્યારે લોભવશ થઇ બ્રાહ્મણોએ આ બંદોબસ્ત કામ પુરતોજ રાખ્યો છે. ત્ર્યંબકેશ્વરની પાલખી દર સોમવારે નીકળે છે અને ત્ર્યંબકેશ્વરની ધાતુમય મૂર્તિને કુશાવર્તમાં સ્નાન કરાવવામાં આવે છે. કહ્યું છે કેઃ—

गंगाद्वारे कुशावर्ते निलके बिल पर्वते ।
स्नात्वा कनखलेतिर्थे पुनर्जन्म न विद्यते ॥

ગંગાદ્વાર, કુશાવર્ત, બીલ પર્વત પરનાં નિલદેવી પાસના જલા-

* આ ગંગાદ્વારાદિ તીર્થો આજ છે કે હરદ્વાર પાસનાં આ સંબંધે શંકા જેવું છે; આ સંબંધે બીજી જગ્યાએ વિસ્તારથી લખવામાં આવશે.

શયમાં અને કનખળતીર્થમાં નાવાથી ફરી જન્મ થતો નથી અર્થાત્ જન્મમરણનો ફેરો ટળી જાય છે. કુશાવર્ત્ત એક ચોખંડો મોટો કુંડ છે. માત્ર ફેર આટલોજ છે કે કુંડમાં ચોમાસામાં આવેલું પાણી ભર્યું રહે છે અને અહીંઆ પ્રસંગવસાત્ પાણી લાવવા અને કાઢવાની ગોઠવણ કરેલી છે. કુશાવર્ત્ત પથ્થરથી ઉત્તમ રીતે બાંધેલ છે અને ઉપર ગેલેરી જેની ઓડકો કરી છે કે જે ઓડકોમાં રહેવું હોય તો રહી શકાય છે. યાત્રી પાસ ગંગા ભેટ અત્રેજ કરાવાય છે. અત્રે સ્નાન, શ્રાદ્ધ, દાનાદિક થાય છે. બ્રાહ્મણો દર્ભાશન પર બેસી સંધ્યા, જપ વીગેરે અત્રેજ કર્યા કરે છે અને તે દેખાવ ખચીતજ ચિતાકર્ષક હોય છે. મુખ્યત્વે કરીને સોમવારના ત્ર્યંબકેશ્વરના સ્નાનના પ્રસંગે સેંકડો લોકો પ્રેમલક્ષણાભક્તિમાં લીન થઇ તાળીઓ પાડતા, હરહર મહાદેવ કરતા, શંકરના સ્નાનના જળનું નમન લેતાં એટલે જળ આંખે અડાડી માથા પર માર્જન કરતાં, પુષ્પાદિક ચડાવતાં, પાલખીમાં દેવના ચરણસ્પર્શ કરતાં જે અપૂર્વ ભાવ દેખાડે છે તે પરદ્દિપસ્થો કે તેના જેવા વિચારવાળાને તો ઘેલછા જેવુંજ જણાશે. પણ શુધ્ધ આર્ય જાતિ તો તે વખતે પ્રેમનિમગ્ન થઇ કોઇ અપૂર્વ આનંદ ભોગવશે કે જે આનંદ અનિર્વચનિયજ ગણાશે. કુશાવર્ત્ત એટલે દર્ભથી કરીને આવર્ત્તન થએલ. એમ કહેવાય છે કે ગોદાવરી બ્રહ્મગીરી પરજ અટકી રહ્યાં અને આગળ ન ચાલ્યાં ત્યારે ગૌતમ રૂષિએ અહીંઆ દર્ભથી આવર્તન કરી ગંગાજીને ચલાવ્યાં અને તે પરથી આ કુશાવર્ત કહેવાય છે.

કુશાવર્તની પાસેજ **કનખળ** તીર્થ કરીને એક વાવ છે. આ વાવમાં પીંડ નંખાય છે. આ વાવનું પાણી સ્વચ્છ ન હોવાથી લોકો સ્નાન કરવાને બદલે આચમન માર્જન કરી ચલાવે છે.

ત્ર્યંબકથી એક માઇલથી સહેજ વધુ **બીલ** પર્વત છે. આ બીલ પર્વતપર **નીલદેવી**નું મંદિર છે. આ નીલ દેવી જતાં રસ્તામાં એક તળાવ આવે છે. આ તળાવમાં સ્નાન કરી કે માર્જન આચમન કરી નીલદેવીનાં દર્શન કરવા યાત્રીઓ જાય છે. નીલદેવી ડુંગર પર છે. ચડવાનો રસ્તો પથ્થરનો મજબુત બાંધેલો છે. ચડાવ સીધો હોઇ કઠણ છે પણ બહુ ભારે નથી. નિલદેવીનાં દર્શન કરી થોડો વખત ત્યાં બેસી આજુબાજુ દ્દષ્ટિ કરવાથી નીચેનો સુંદર ભૂપ્રદેશ જોઇ શકાય છે.

ત્ર્યંબક **બ્રહ્મ ગીરી**નું તળાટીનુંજ ગામ છે. કુશાવર્તથી આગળ ચાલતાં એક તળાવ આવે છે અને તળાવથી જરા દૂર ગયા એટલે બ્રહ્મ-

ગીરીનો ચડાવ શરૂ થાય છે. આ ચડાવનો રસ્તો મજબુત પથ્થરથી સારી રીતે બાંધેલો છે અને તે ઠેઠ ગંગાદ્વાર સુધી છે. ઉપરથી અહીંઆ પાણી પડે છે. અહીંઆ યાત્રીઓ સ્નાન દર્શન કરે છે. અત્રે વાનરાઓનો ત્રાસ ઘણોજ છે. ચણા લઇ જનારાને વધારે ત્રાસ ભોગવવો પડતો નથી. ગંગાદ્વાર પાસ કેટલીક મૂર્તિઓ પેટ અર્થે આધુનિક બનાવેલી જોવામા આવે છે અને યાત્રીઓને દર્શન કરવા આગ્રહથી લઇ જવામાં આવે છે અને અહીંઆ પૈસો મુકો ઇત્યાદિ કહેવામા આવે છે ગંગાદ્વાર સુધીજ જનારા યાત્રીઓને માટે આ પગથીનો રસ્તો સારો છે પણ જેને બ્રહ્મગીરી જવું હોય તેને માટે બીજોજ પગ રસ્તો છે. બ્રહ્મગીરીપર જોડા પેહેરી જવાતું નથી અને જોડા પેહેરી જાય તો ગોફળ માલુમ પડે. લપટવાથી પ્રાણ પણ ગુમાવી દે એવુ છે આ લેખકે તો બ્રહ્મગીરીપર જવા છતા જોડા પગમા રાખ્યા હતા પણ તેમ કરવામાં સાહસ કર્યું હતું આમ અત્યારે કહ્યા વગર ચાલતુ નથી.

ત્ર્યંબકથી થોડો પગકેડીનો રસ્તો તો ઠીક ઠીક છે પણ જેમ ઉપર ચડીએ છીએ તેમ રસ્તો વીકટ જણાતો જાય છે માત્ર અડધા માઇલનો એક ચડાવતો એવો છે કે ડુંગરમાં પગથી કોરી કાઢેલી છે અને પગથીના બે છેડા ઉપર ખાડા પાડેલા હોય છે આ ખાડામાં હાથ નાંખી તેને પકડી ઉચું ને ઉચું ચડવું પડે છે. આ ચડાવ જીવના જોખમ જેવો છે. શ્વાસ ચડે તો પણ બેસવાનું પણ મળે એમ નથી. પગથીઓ ટુકી ને સાંકડી છે. આ બધું દુઃખ વેઠી ઉપર જ્યારે જઇએ છીએ ત્યારે એ દુઃખનો સંપૂર્ણ બદલો મળ્યો હોય એવો સંતોષ થાય છે. આ ચડાવ ખલાશ થતાંજ એક બાજુ પેશવાનો જુનો પણ મજબુત કિલ્લો દેખાય છે. બીજી બાજુ નીચેના ચારે દિશાના ગામો, નદી નાળાઓ, અરણ્યો વીગેરે દેખાય છે આની સાથે મંદ સુગંધી પવન પર્વતના શીખરોને અથડાઇ શબ્દાયમાન થતો આપણને શાંત કરે છે. થોડો વખત વિશ્રામ લઇ પછી આગળ વધતાં બ્રહ્મગીરીપર શંકરે જટા પછાડેલી હોય એવો આબેહુબ દેખાવ જોવામાં આવે છે જટાની વીખરાયથી નાની મોટી લટો પર્વતપર પડેલી જણાય છે. જટાના સ્થળમાં ડુંગરમા ખાડા પડી તેમા જળ ભરાએલું રહે છે અમે સાભળ્યું હતું કે આ જળ કાયમ રહે છે અને ગંગાદ્વારમાં જે જળ પડે છે તે અહીંથીજ પડે છે આ સ્થાનપર જટાવાળા ભાગપર ચંપાનાં ઝાડનાં ફુલો અસ્તવ્યસ્ત પડેલાં જોવાય છે. આ સ્થાનથી થોડે દૂર એક બંધ જગ્યામાં

ગૌતમ કુંડ છે. અહીંઆ ઉંબરાનું ઝાડ છે. આ ગૌતમ કુંડ ગૌતમી, ગોદાવરી કે ગંગાનું ઉત્પતિ સ્થાન છે. અહીંઆ સ્નાન કરવાનું મોટું પુણ્ય લખેલું છે. ગોદાવરીની ઉત્પત્તિસ્થાનના, શંકરની જટાના નૈસર્ગિક દૃશ્યનાં દર્શન કરી આડે રસ્તે પહાડ પરથીજ ગંગાદ્વાર અવાય છે ને ગંગાદ્વારથી બાંધેલ રસ્તે નીચે આવવું વધારે અનુકુળ છે.

તીર્થ અને તેના મહાત્મ્ય વિષે ટુંકમાં આટલું લખવું બસ થશે કે ગૌતમઋષિનું આ તપશ્ચર્યાનું આશ્રમ સ્થાન છે. ગૌતમઋષિએ બ્રહ્મા પાસથી વરદાન મેળવ્યું હતું કે તેનુ આશ્રમ અન્નજળ પૂર્ણ રહે. એક વખત ૧૨ વર્ષ ઉપરાઉપરી દુષ્કાળ પડવાથી અનેક ઋષિ મુનીઓએ આ આશ્રમનો આશ્રય કરેલો. વર્ષા થઇ પૃથ્વી અન્નજળયુક્ત થતાં અહીંઆ આવેલા ઋષિ મુનીઓએ ગૌતમના શિષ્ય પાસેથી જવા રજા માંગી. શિષ્યે ગુરૂની આજ્ઞા લઇ જવા જણાવ્યું. ઋષિઓએ ક્રોધ કરી જણાવ્યું કે અમે કાંઇ કોઇના વેચાણુ નથી. અમને આજ્ઞાની કાંઇજ જરૂર નથી. અમે મરજી પડશે તેમ કરશું. આ ઉપરથી ઋષિઓએ એક બનાવટી ગાય કરી અન્નશાળામાં મુકી અને ગાયના પર પાણી છાંટી પુજા કરતાંજ તે મરણુ પામી. આથી ગૌતમ પર ઋષિઓએ ગોહત્યાનો આરોપ મુકયો ને તેની પાસથી જતા રહ્યા. ગૌતમે ગંગાજી પ્રકટ કરી ગાયને જીવતી કરી અને પોતાનો દોષ નિવૃત કર્યો. ગૌતમે શંકર ઉપર તપશ્ચર્યા કરી ગંગા માંગી. શીવજીએ પોતાની જટાનો એક ભાગ આપ્યો. તે પછાડવાથી ગંગા પ્રકટ થયાં. ગાય જીવતી થઇ. ગૌતમની પત્નિ અહલ્યા, અમને દુર્વચન કહે છે આમ અન્ય ઋષિપત્નીઓએ પોતાના સ્વામીને કહ્યું અને તેઓએ ગણેશની સ્તુતિ કરી ગણેશને પ્રસન્ન કર્યા. ગણેશ ગાયનું રૂપ લઇને આવ્યા. આ ગાયને ખેતરમાં અન્ન ખાતાં જોઇ ગૌતમે દર્ભનું તરખલું ફેંક્યું ને ગાય મરણુ પામી. આ ગોહત્યાનું પાપ પણુ ઉપર મુજબ નિવૃત કર્યું. આ પૂરાણુની આખ્યાયિકા છે અને ઉપર ઉપર જોતાં ઋષિપત્નીઓ, ઋષિઓ બધા જુઠા અને તરકટી, ગૌતમ આવા અસત્યને સત્ય સમજી કાયર બની જનારા નિર્બળ વીગેરે સમજાય છે પણુ આનાં રહસ્ય તરીકે આખું યોગશાસ્ત્ર આ આખ્યાયિકામાં ભરેલું છે અને તેમાં વેદાંતશાસ્ત્ર ઓતપ્રોત સમજાવ્યું છે. ગો એટલે ઇંદ્રિઓ અને તમ એટલે અંધારૂં–ઇંદ્રિયોનું અજ્ઞાન–આટલોજ અર્થ લઇ ઉંડા ઉતરો એટલે આપોઆપ સર્વ કુંચીઓ મળી જશે અને તાળાં ખુલવાં લાગશે,

બ્રહ્મગીરી પર પ્રકટ થઇ, કુશાવર્ત્તમાં આવી જે જળપ્રવાહ ચાલે છે, તે ત્ર્યંબકથી ૮ માઇલ પરના ચક્રતીર્થમાં પ્રકટ થાય છે. રામચંદ્રજીએ ચક્ર મારી અહીંઆથી ગંગાને માર્ગગામી કરેલ છે. આ ચક્રતીર્થે જવાનો રસ્તો બહુ સારો નથી. બળદની ગાડીમાંજ જવાય છે. રસ્તામાં ઝાડી પણ મળે છે, ડુંગરની બખોલમાં એક મોટા કુવા જેવું આ ચક્રતીર્થનું સ્થાન છે. પાણી ઘુમરી ખાધા કરે છે અને પાણીનો થાક પણ લાગતો નથી. ચક્રતીર્થે જનાર માણસે ગાડી ઠેઠ લઇ જવા બોલી કરવાની જરૂર છે નહીં તો આગળ ગાડી જશે નહીં એમ કહી રસ્તામાં ઉતારી નાંખે છે ને બે એક માઇલ ચાલવું પડે છે. આ ચક્રતીર્થે જનારે સવારના દશ પછી જવું અને ત્રણ ચાર વાગે પાછું આવવું આજ સલામત છે. રસ્તો જોખમકારક હોઇ જનાવરો ને લુટારાઓનો પણ ભય રહે એવો છે.

ત્ર્યંબકથી નાશિક પાછું આવવું પડે છે. જે લોકો ગંગાજળ નથી લાવતા તેઓ નાશકથી પણ ગંગાજળ ભરી શકે છે. નાશકથી ચાલો હવે રેલવેમાં આગળ વધીએ.

### લાસણગામ.

ઓધા, ખેરવાડી, નીફાડ, આ નાનાં ગામો મુકયા બાદ લાસણ ગામ આવે છે. મુંબઇથી લાશણ ગામ ૧૪૭ માઇલ છે ને ભાડું મેલનું ૨–૫–૦ ને બીજાનું ૧–૭–૦ છે. લાસણ ગામ, અનાજના વેપારનું મોટું મથક છે. લાસણગામથી ૧૦–૧૨ ગાઉ કલવણ નામનો એક મહાલ છે. આ મહાલમાંથી અનાજ અહીંઆ આવે છે. કલવણું જંગલી ગામ છે. કલવણમાંથી પગ રસ્તે તાપ્તી વેલી રેલવેમાં પણ જઇ શકાય છે. કલવણમાં જંગલી મધ, રોસાનું તેલ વીગેરે જથાબંધ અને છુટક મળી શકે છે. લાશણગામ સ્ટેશન પાસે એક ધર્મશાળા છે. લાશણગામથી ૩ માઇલ મરાઠા સરદાર વીંચુરકરનો વિંચુરનો કિલ્લો છે. આ કિલ્લો અને તેની આસપાસની જગ્યા વનશ્રીલાથી ભરપુર છે અને તે જોતાં મનને અત્યંત આનંદ થાય છે.

### મનમાડ.

લાસણગામથી સમીટ સ્ટેશન મુકયા પછી મનમાડ આવે છે. છેટું ૧૬૨ માઇલ, ભાડું મેલનું ૨–૭–૦ બીજાનું ૧–૧૦–૦. મનમાડ વેપારનું સ્થળ છે. અહીંઆ બે ત્રણ જીનીંગ ફેકટરીઓ છે.

ગામ અગર જોકે નાનું છે છતાં વેપાર સારો ચાલે છે. સ્ટેશન પાસ એક ધર્મશાળા છે. સ્ટેશન પાસ એક દક્ષણિ બ્રાહ્મણની વીશી છે. દક્ષણમાં વીશીને ખાણાવળી કે ખાનુવળ કહે છે. મુસાફરોને વીશીમાં રહેવાની સગવડ નથી પણ બીજી રહી ખાવાની સગવડ થઇ શકે એમ છે. મનમાડથી ૪ માઇલ ઉપર અંકાઇ ટાંકીઆ નામનો ઉજડ કિલ્લો છે અને આ કિલ્લામાં ૫–૭ સાધારણ ગુફા છે. આ ગુફા અને સ્ટેશન વચ્ચે રામ ગુલહની નામની પરવતની હાર અને ઝાડી છે. મનમાડથી ૩–૪ ગાઉપર અગસ્ત રૂષીનું આશ્રમ છે. અહીંઆ અગસ્ત રૂષીનું અને રામનું મંદિર છે. રામચંદ્રજીના વનવાસ વખતે અત્રે અગસ્ત રૂષિનો સમાગમ થયો હતો આમ કહેવાય છે. મનમાડથી માલેગામ અને અહમદનગર જવાનો પાકો પગ રસ્તો પણ છે.

મનમાડથી ધોંડની એક રેલવે લાઇન જાય છે. બીજી નીઝામહેદ-રાબાદ ગોદાવરીવેલી રેલવે લાઇન જાય છે. આ લાઇનો પરની મુખ્યત્વે હકીકત અતઃપર આપવાનું રાખી હાલ તો ચાલુજ લાઇન લેવી એજ ઠીક ભાસે છે.

## નાંદગામ

મનમાડથી હીસવાલ, પંજહાન મુકયા પછી **નાંદગામ** આવે છે. મુંબઇથી છેટું ૧૭૮ માઇલ; ભાડું મેલનું ૨–૧૨–૦, બીજીનું ૧–૧૪–૦ છે. નાંદગામ વેપારનું સ્થળ છે વેપાર મોટે ભાગે રૂનો છે. મુંબઇના કેટલાક વેપારીઓની પેઢી છે. નાંદગામનો માવો મુંબઇની બજારમાં મોટે ભાગે વેચાય છે. આ તરફ દુધ ઘી વીગેરે સસ્તાં મળે છે. નાંદગામથી શાકભાજી અને ફળફળાદી મુબઈ સુધી આવે છે.

## ચાલીશગામ.

નાંદગામથી પીમ્પરખેડ, નયડોંગરી, હીરાપુર મુકયા પછી ચાલીશગામ આવે છે. છેટું મુંબઇથી ૨૦૪ માઇલ; ભાડું મેલનું ૩–૩–૦ બીજીનું ૨–૨–૦ છે. ચાલીશગામથી ધુળીઆની એક બ્રાંચ લાઇન છે. ચાલીશગામમાં ધર્મશાળા પણ છે. ચાલીશગામ રૂ અને અનાજના વેપારનું સ્થાન છે. મુંબઇના વેપારીઓ મોસમમાં રહેછે. જીનીંગ ફેકટરી પણ અહીંઆ છે. ચાલીશગામનાં હવા પાણી સારાં છે. આ તરફની જમીન ફળદ્રુપ હોઇ પાક સારો આપે છે. અહીંઆથી ખાનદેશ જીલ્લાની શરૂઆત થાય છે.

## કાજગામ.

ચાળીસગામથી, વાઘળી સ્ટેશન મુકયા બાદ કાજગામ આવે છે. કાજગામ વ્યાપારનું અને તેમા ખાસ કરી રૂના વેપારનું મોટું મથક છે. કાજગામમા પ્રેસો, અને જીનીંગ ફેકટરીઓ થઇ છે સ્ટેશન પાસ એક ધર્મશાળા છે મુબાઇથી ૨૧૬ માઇલ, ભાડું મેલનું ૩–૬–૦ બીજીનું ૨–૪–૦ છે

## પાચોરા

માઇલ ૨૩૨, ભાડુ મેલનુ ૩–૧૦–૦ બીજીનું ૨–૬–૦ છે કાજગામથી ગાલના મુકયા બાદ પાચોરા આવે છે પાચોરા પણ વેપારનું અને ખાસ કરીને રૂના વેપારનુ મોટું મથક છે ગામમાં ધર્મશાળા પણ છે પ્રેસો અને જીનીંગ ફેકટરીઓ જથ્થાબધ છે પાચોરાથી ૧૮ માઇલ છેટે બાજીરાવ પેશવાના ગુરૂના વશજ દિક્ષિતના તાબાનું શેંદુરની કરીને ગામ છે અહીઆ વાર્ષીક જાત્રા ભરાય છે અને તે પંદર દિવસ સુધી ચાલે છે. આ જાત્રામા દૂરના ભાગથી ઘણીક ચીજો આવે છે આ વખતે આ મુલકની પેદાશ જોવાની અને અહીના લોકોની રીતભાત તપાસવાની સારી સંધિ છે અજતાની પ્રસિધ્ધ ગુફાઓ જોવાનો અહીઆ રસ્તો છે તેમજ જળગામથી પણ છે અહીઆથી અજટા ૩૪ માઇલ છે અને જળગામથી ૩૮ માઇલ છે, રસ્તો પાચોરા કરતા જળગામનો સારો છે તેમજ વાહન વીગેરેની સારી સગવડ થઇ શકે છે આ ગુફા સબધે જળગામમાં વીસ્તારથી લખવામા આવ્યુ છે

## માહેજી.

માઇલ ૨૪૧ ભાડુ મેલનુ ૩–૧૦–૦, બીજીનુ ૨–૭–૦ સ્ટેશનથી દૂર ને માઇલપર માહેજીનુ મદિર છે માહેજીની મુરતી પીતળની હોય મોટી છે માહેજીનો મેળો બહુજ પ્રસિધ્ધ છે દર વર્ષે જાન્યુઆરીની ૧૫ મીથી આખા ફેબ્રુઆરી મહિના સુધી અહીઆ જાત્રા રહે છે આ જાત્રા ખરેખર જોવા લાયક છે

## જળગામ.

માઇલ ૨૬૧ ભાડુ મેલનુ ૪–૧–૦, બીજીનુ ૨–૧૨–૦ છે માહેજી અને જળગામ વચ્ચે મ્હસાવદ અને સીરસોલીનાં સ્ટેશનો છે આ જળગામ જળગામ મેરૂ તરીકે ઓળખાય છે ખાનદેશ જીલ્લાનુ જળગામ વેપારનુ ઉત્તમ મથક છે અહીઆ દર આઠવાડીએ મોટી બજાર ભરાય છે અને

ખાનદેશની સર્વે પેદાશ વેચાવા આવે છે. જળગામમાં કેટલાક પ્રેસો, જીનીંગ ફેકટરીઓ અને સ્પીનીંગ વીવીંગ મીલ પણ છે. ગામ નાનું છે અને મુકામો એઠી શૈલીનાં છે છતાં વેપારના મથકને લઈને મુંબઈની ઘણીક પેઢીઓ અહીંઆ છે. જળગામમાં એક પાંજરાપોળ પણ સ્થાપવામાં આવી છે અને તેની વ્યવસ્થા સારી ચાલે છે. મીલ શેઠ મુલજી જેઠાની કંપનીની છે. જળગામમાં ધર્મશાળા પણ છે. જળગામથી એ માઇલ ઉપર મારૂતું સરોવર છે અને આ પરથીજ જળગામ માર કહેવાય છે. સ્ટેશનથી થોડે દૂર ગીરના નદી વહે છે.

જળગામ ગુજરાત અને ખાનદેશને જોડનાર ગામ છે- જળગામથી એક અમલનેર બ્રાંચ જાય છે અને અમલનેરથી સુરત, તાપ્તીવેલી રેલવેથી જવાય છે. આથી જળગામથી સુરત કે સુરતથી જળગામ મુંબઇ શીવાય બારોબાર જઇ શકાય છે. જળગામનો મુખ્ય વેપાર રૂનો ગણાય છે છતાં અનાજનો વેપાર પણ નાનો નથી. મુંબઇની કેટલીક યુરોપીઅન પેઢીના આડતીઆઓ પણ અહીંઆ રહે છે.

## અજંતાની ગુફાઓ.

નીઝામ હેદરાબાદની હકુમત નીચે ફરદાપુર કરીને ગામ છે. અંજતાની ગુફા જોવા જનારને પાચોરાને રસ્તે કે જળગામને રસ્તે અહીંઆ તો આવવુંજ પડે છે. અહીંઆથી આ ગુફાઓ ચાર માઇલ છેટે છે. ફરદાપુરમાં રહેવાની સાધારણ જગ્યા છે. ફરદાપુર સુધી બળદની ગાડી, ઘોડાના છકડા કે ઘોડા પર જઇ શકાય છે. આ સંબંધે જળગામ કે પાચોરાના મામલતદારને અગાઉથી લખવાથી બંદોબરત કરી શકાય છે. અગર એ બેઉ ગામોમાં થોડો વખત ખોટી થઇએ તો જાતે બંદોબસ્ત કરી શકાય છે. જાતે બંદોબસ્ત કરવામાં બે પૈસાનો ફાયદો પણ થાય છે. ફરદાપુરથી ઘોડા પર થોડુંક જઇ શકાય છે અને પછી પગથી ચડાવ ચડવો પડે છે. ફરદાપુર એક દહાડામાં જઇ શકાય છે. ખાવાપીવાના શોખીનોએ પોતાને અનુકુળ ચીજો પાચોરા, જળગામથી સાથે રાખવાની જરૂર છે. ફરદાપુરમાં જે ચીજ મળે તેપર સતોષ રાખવાનું નિરૂપયોગી છે. ફરદાપુરમાં રાત રહી સવારનાજ આ સ્થાન જોવા જવાય છે. બીછાનું વગેરે પણ સાથેજ રાખવાની જરૂર છે.

અજંતાની ગુફાઓ ૨૦૦૦ વર્ષ પહેલાંની છે આતો સર્વે સંમત છે પણ તે કયારે બની આ સંબંધે ખાત્રી લાયક કહી શકાતું નથી. બીજી ગુફાઓની માફક આને પણ બૌધોએ બનાવેલી કહેવાય છે.

આ ગુફાઓમાં રંગનું જે સુંદર કામ હજી સુધી જળવાઇ રહ્યું છે તે જોઇ પાશ્ચાત્ય પ્રજા આશ્ચર્ય પામે છે અર્ધગોળાકાર દિવાલમાં પાણીની નીક બનાવી તે પાણી સાત ટાંકાઓમાં લાવવામાં આવ્યું છે, અહીંઆ નાની મોટી ૨૭ ગુફાઓ છે. આમાં ૨૨ માં રહેવાની જગ્યા, મઠ, ઉપદેશની જગ્યા વીગેરે હોઇ પાંચ માત્ર દેવગૃહ જેવીજ છે. આ બધી ગુફાઓ ડુંગરામાં ખોદી કાઢેલી છે. સૌથી મોટી ગુફા ૯૪ ફીટ લાંબી ૪૧ ફીટ પહોળી છે દરેક ગુફાઓમાં થાંભલાઓ જોવામાં આવે છે. કેટલીક ગુફાઓમાં દીવાનખાનાંઓ, કોટડીઓ વીગેરે વિભાગો જોવામાં આવે છે. એક સિંહાસન ઉપર બૌધની મૂર્ત્તિ છે. બહારના ભાગમાં ૪ શીલાલેખો અને અંદરના ભાગમાં ૧૬ લેખો સંસ્કૃત માગધી ભાષામાં છે. કેટલીક ગુફાઓનું કામ અધુરૂં પણ જણાય છે.

સાતમી ગુફા પાસે જે કેડી જાય છે ત્યાંથી પૂર્વ પશ્ચિમ બાજુની ગુફાઓ તરફ જવાનો રસ્તો છે. ૧ લા નંબરની ગુફામાં હાથી, ઘોડા, મનુષ્ય, શીકારીઓ વગેરે પથ્થરનાં બનાવેલાં જોવામાં આવે છે. વચલું દિવાનખાનું ૬૪ ફીટ લાંબું છે, આજુબાજુ નાની કોટડીઓ છે. એક જગ્યાએ ઉપદેશ કરતા વખતની બુધ્ધની મૂર્ત્તિ છે, ૨ જા નંબરની ગુફા પણ મોટી છે. આ ગુફામાં રામ ને રાક્ષસના યુધ્ધની, દેવતાઓની, સ્ત્રી પુરૂષાદિકની મૂર્ત્તિઓ પથ્થરમા કોરી કાઢેલી જોવામાં આવે છે, નંબર ૩-૪-૫ ની ગુફાઓ ઉપલીને મળતીજ છે. નંબર ૬ ની ગુફા બે મજલાની છે. ઉપલા મજલામાં જવાનાં પગથીઆં તુટી ગયાં છે. અહીં-લુટારાઓ આગળ રહેતા હતા અને ત્યાં જવું અત્યારે પણ જોખમકારક છે છતાં જોખમ ખેડી જઇ આવ્યાથી પણ વિશેષ ધ્યાન ખેંચવા જેવું તેમાં કાંઇજ નથી, નંબર ૭ ની ગુફામાં બુદ્ધની સમાધિસ્થ દશાની મૂર્ત્તિ છે. આ મૂર્ત્તિ દર્શનીય છે. નંબર ૮-૯ ની ગુફાઓ પણ બીજી ગુફાઓ જેવીજ છે. નંબર ૧૦ ની ગુફામા એક જુનો શીલા લેખ છે, નંબર ૧૧-૧૨-૧૩-૧૪ અને ૧૫ ની ગુફાઓ પ્રાચીન કારીગરીની ખુબી સમજવા જોવી હોય તો જુવો બાકી બધી ગુફાઓ કેટલાક ફેરફાર શીવાય એક બીજાના અનુકરણ રૂપ છે. નંબર ૧૬-૧૭ ની ગુફામા પ્રાચીન શીલા લેખો છે. આ ગુફાઓ પણ મોટી છે. આમાં જુદા જુદા રંગનાં ઉત્તમ ચિત્રો છે. જુદા જુદા નંબરની જુદી જુદી ગુફાઓ જોઇ નંબર ૨૬ ની ગુફામાં તેવીસ ફીટ લાંબી બુધ્ધની મૂર્ત્તિ જોવામાં આવશે.

આ બધી હકીકત વાંચવાથીજ, આ ગુફાઓ જોવાજેવો સંતોષ કદી-પણ થવાનો નથી. આ ગુફાઓ ખાસ જોવા જોગ છે. એકતો પ્રાચીન પુરુષોની કૃતિ, બીજું પ્રાચીન તત્વજ્ઞાન કેમ નાશ પામ્યું તે, એકાંતમાં પણ સુખથી રહેવાનાં સાધનો કેવાં અને કેમ ઉત્પન્ન કરી શકાય છે તે, આર્ય પ્રજા ૨૦૦૦ વર્ષ પર દરેક વિષયમાં કુશળ હતી તે અને અત્યારે કેવી પતિત દશામાં આવી પડી છે તે, આવાં અસંત કાળ અને મેહેનતથી બનેલાં સ્થાનોની પાછળથી અજ્ઞાનોએ કેવી દુર્દશા કરી છે તે વીગેરે પ્રત્યક્ષ જોવાથીજ સમજી શકાય એમ છે અનેક પરદ્વિપસ્થો અત્રે ખાસ અભ્યાસ કરવા આવે છે. અહીંનાં રંગનાં ચિત્રો પાડી લેવામાં આવ્યાં છે અને તે યુરોપ ખાતે મ્યુઝીયમમાં જોવાં મુકયાં છે. દૂર દેશાવરની પ્રજા જ્યારે માત્ર ચીત્ર જોઇ આનંદ પામે છે ત્યારે તે આપણે નજરે પણ ન જોઇએ આ થોડું ખેદકારકછે ? પાચોરા અને જળગામમાં વેપાર અર્થે જઇ રહેલા પણ આવાં સ્થાનો જોવાની દરકાર કરતા નથી આ કેટલું ખેદકારક છે? આ તરફ જોવા જનારને ખરો અનુકુળ વખત મહા ફાગણ મહિનાનો છે. ચોમાસા શિવાય ગમે તે રતુમાં અહીંઆ જવામાં વાંધો નથી.

### ભુસાવળ.

માઇલ ૨૭૬ ભાડું મેલનું ૪-૫-૦ બીજીનું ૨-૧૪-૦

જળગામ ને ભુશાવલ વચ્ચે ભાડલીનું સ્ટેશન આવે છે. આ ભાડલી નશીરાબાદની પાસે છે. નસીરાબાદમાં ૩૦૦ વર્ષનું જીનું દેરું છે. નશીરાબાદ હલકા સુતર માટે પ્રખ્યાત છે ભાડલીમાં ધર્મશાળા પણ છે. ભુશાવલ જી. આઇ. પી. રેલવેનું મોટું સ્ટેશન છે. નાગપુર લાઇનની ગાડી અહીંઆથી જુદી પડે છે. મેલ શીવાયની બીજી ગાડીના પાસેનજરને અહીઆ થોડો વખત રહેવું પડે છે. સ્ટેશન પર છાપરું છે તેમાં પેસેનજરો રહે છે. સ્ટેશન પર ખાવાની ચીજ પણ મળે છે તેમ પાણીનો નળ તેમજ જરા દૂર કુવો પણ છે, ભુસાવલના સ્ટેશનની આસપાસ રેલવેના નોકરોને રહેવાની લાઇન આવી છે. સ્ટેશનથી થોડે દૂર ધર્મશાળા છે. આ ધર્મશાળામાં એક પુસ્તકાલય ત્યાંના દેશીઓએ ઉઘાડયું છે. ગામ સ્ટેશનથી બહુ દૂર નથી. ગામમાં દુકાનો ઘણીજ છે અને સર્વ ચીજ મળી શકે છે. ભુસાવળનો મોટો વેપાર અનાજનો છે. ભુસાવળથી જળગામ અમલનેર થઇને સળંગ ગાડી સુરત જાય છે. ભુસાવળથી ૨ માઇલ ઉપર તાપી વહે છે. આ તાપી ઉપર રેલવેનો મોટો ગંજાવર પુલ આવી રહ્યો છે. ભુસાવળમાં યુરોપીયન વસ્તી પણ મોટી છે. રસ્તા બજાર, ચોક વીગેરે સુંદર છે. ભુસાવળ થોલીનું ગામ છે દાક્ષાણ ઉમત રિયતિમાં આવતું જાય છે.

## બુરાનપુર.

માઇલ ૩૧૦, ભાડું મેલનું ૪-૧૪-૦ બીજાનું ૩-૪-૦

દસખેડા, સાવડા, નીમભોરા, રાવર, વાઘોડા આ ભુસાવળ અને બુરાનપુર વચ્ચેના સ્ટેશનો છે. સાવડા રૂના વેપારનું સ્થળ હોઇ ત્યાં પ્રેસો અને જીનીંગ ફેક્ટરીઓ છે. સાવડાથી પાંચ માઇલ ઉપર ફેઝપુર કરીને એક ગામ છે તે ખાસ કરીને ધીના વેપારનું મુખ્ય મથક છે. સાવડાથી ૧૮ માઇલ ઉપર સાતપુડા પર્વત પર ભીલની વસ્તી અત્યારે પણ ઘણીજ છે. આ પહાડમાં ધાતુ ઘણીજ છે એમ કહેવાય છે અને અહીંઆથી આરસ પણ નીકળી શકે એમ છે. આ સંબંધે યોગ્ય તપાસ કરી સાહસ ઉઠાવવા જેવું છે. રાવર આ ઇચ્છાપુર જવાનું સ્ટેશન છે. સ્ટેશન પર ધર્મશાળા છે. ઇચ્છાપુર રાવરથી ૧૧ માઇલ થાય છે. ઇચ્છાપુરમાં ઇચ્છાદેવના દર્શન કરવા જોગ છે. ઇચ્છાદેવની વાર્ષિક જાત્રામાં ખાનદેશના દૂર દૂર ભાગના સેંકો આવે છે. મધ્ય પ્રાંતના મુખ આગળ તાપી નદીને કિનારે બુરાનપુર છે. સ્ટેશનથી ગામ ત્રણ માઈલ દૂર છે. બુરાનપુર નીમાર જીલ્લાનું મુખ્ય મથક છે. ઇ. સ. ૧૪૦૦ આ શેહેર નાશીરખાને વસાવ્યું હતું. આ શેહેર મુસલમાન બાદશાહો અને હિંદુ રાજાઓના હાથમાંથી ફરતાં ફરતાં છેલ્લે સીંધીઆના હાથમાંથી અંગ્રેજોના હાથમા આવ્યું છે. આગલા વખતમાં આ શેહેર ઘણુંજ મોટું હતું. અત્યારે આ શેહેર આગળના જેવું નથી રહ્યું અને જુના વખતના ખંડેરો અત્યારે પણ ઘણાક જોવામાં આવે છે. આ શેહેરની ભરભરાટી વખતે ગુજરાતની અને તેમાં મુખ્યત્વે કરી સુરત જીલ્લાની વસ્તી વસી હતી. અત્યારે પણ અહીંયા ગુજરાતી વસ્તી સારી વસે છે. જુનો કિલ્લો, બાદશાહી મકાનો ગમે તેવી ખરાબ હાલતમાં પણ જોવા લાયક છે. બુરાનપુરમાં કીનખાબનું કામ ઘણુંજ ઉત્તમ થાય છે અને સુરતમાં આ કામ બુરાનપુરથીજ આવેલું માનવામાં આવે છે. બુરાનપુરમ રેશમી, સુતરાઉ વણાટનું અને રંગનું કામ ઘણુંજ ઉત્તમ થાય છે. જરીના શેલા, પાઘડી, સાડીઓ વીગેરે ઉત્તમ બની દૂર દેશાવરમાં જાય છે અને બુરાનપુરીના નામે વેચાય છે. બુરાનપુરમાં વાસણો પણ સારાં બને છે. સુગંધી સામાન પણ સારો બને છે. બુરાનપુરમાં કચેરીઓ વીગેરે છે. પ્રેસો અને જીનીંગ ફેક્ટરીઓ પણ છે. વેપારના સંબંધમાં પણ બુરાનપુર અગત્યનું મથક છે. બુરાનપુરમાં આખા વરસમાં જુદા જુદા તેહેવારો પર અનેક મેળાઓ ભરાય છે. આ મેળાઓ હિંદુ

મુસલમાન, બેઉ જાતોના ભરાય છે. મુસલમાનોનો મુખ્ય મેળો હુરગટશા ભીકારીનો ભરાય છે.

## ચાંદની.

માઈલ ૩૨૨, ભાડું મેલનું ૫-૧-૦ બીજીનું ૩-૬-૦.

બુરાનપુર અને ચાંદની વચે ચલખાનનું એકજ સ્ટેશન છે. આ શીરગઢનો ઇતિહાસ પ્રસિદ્ધ કિલ્લો મજબુત હોઇ જોવા જોગ છે. ઇ. સ. ૧૩૭૦ માં આ કિલ્લો આશા ભરવાડે બાધેલો કહેવાય છે અને એ ઉપરથી આશીરગઢ કહેવાય છે. આ કિલ્લો મુસલમાનોના હાથમાં, તેમની પાસથી મોગલોના હાથમાં અને તેમના હાથમાથી પેશવાના હાથમાં અને છેલ્લે અત્યારે અંગ્રેજોના હાથમા છે. આ કિલ્લામાં નાગપુરના ભોસલા વંશના આપા સાહેબે આશ્રય લીધો હતો. ગાડીમાં બેઠા પણ *આ કિલ્લો જોઇ શકાય છે, આ કિલ્લામાં અત્યારે અંગ્રેજી લશ્કર રહે છે.* આ કિલ્લાની ખુબી એ છે કે તેમા જવાના માત્ર બેજ માર્ગ છે. આ માર્ગનો કબજો રાખી રહેલું લશ્કર ગમે તેવા મોટા લશ્કરને હરાવી શકે છે. કિલ્લાનો અંદરનો વીસ્તાર ૬૦ એકર જેટલો છે અને પાણી કાયમ મળી શકે એમ છે. આ કિલ્લામાં ભોંયરાંઓ હતા આમ કહેવાય છે જે અત્યારે પુરી નાંખવામાં આવ્યાં છે. અહીંઆ દ્રાક્ષાદિ મેવો પણ થાય છે.

## ખંડવા.

માઇલ ૩૫૩, ભાડું મેલનું ૫-૮-૦, બીજીનું ૩-૧૧-૦.

માંડવા, ડુંગરગામ, બાગમાર આ નાનાં સ્ટેશનો મુકયા પછી ખંડવા આવે છે. સ્ટેશન પાસ એક મોટી ધર્મશાળા છે. આ ધર્મશાળામાં જુદી-જુદી કોટડીઓ પણ છે. ગામમાં ભાડેની જગ્યા પણ મળી શકે છે. ગામમાં દક્ષિણિ બ્રાહ્મણની, ખાણાવળ (વીશી) છે. આ વીશીવાળો પણ રોજનું ભાડું લઇ રહેવાની જગ્યા આપે છે. બી. બી. સી. આઇ. રેલવેના હસ્તકની રજપુતાના લાઇન અત્રે જી. આઇ. પી. રેલવે સાથ જોડાય છે. માલવા, ગુજરાત, રજપુતાના અને માળવા આ રીતે આ ખાનદેશના નીમાર વીભાગ માથ જોડાય છે.

ખંડવા આજથી પચીસ વર્ષ ઉપર પહેલા મેં જોયું હતું ત્યારમાં અને અત્યારમાં મોટા ફેરફાર થયેલો મેં જોયો. પેહેલાં ખંડવા એક નાનું ગામ હતું અને મુંબઇવાળાઓની પાચ દસ દુકાનો હતી. તેની જગ્યાએ અત્યારે એક સાધારણ શહેર જેવું થઇ પડયું છે અને રસ્તાઓ

ઉપર પાણી આંધણીમાં ઘરો થઇ મુંબઇ જેવા બજારનો દેખાવ આપે છે. ખંડવા ઘઉંના વેપાર માટે પ્રસિધ્ધ છે. અત્યારે ત્યાં બે ત્રણ જીનીંગ પ્રેસ પણ થયાં છે અને ભુસાવળની બરાબરી કરે એવું શહેર થયું છે. આની સાથે શહેરમાં પાણીનું દુઃખ હતું તેને બદલે અત્યારે નળથી પાણીનો સુકાળ થઇ પડયો છે.

મહાભારતાદિ પ્રતિહાસમાં અર્જુને ખાંડવ વન બાળ્યું આમ કહેવામાં આવ્યું છે. આ ખાંડવ વન બાળ્યા બાદ આ પ્રદેશ વસ્યો છે અને તેના ઉપરથીજ ખાંડવા બદલાઇને ખંડવા એવું નામ પડયું હોય આમ વ્યાજબી અનુમાન કરી શકાય એમ છે. એટલું જ નહીં પણ હજી આ પ્રદેશના લોકો ખાંડવાઓ કહે છે. ખંડવાથી ચાર માઇલ ઉપર તુલજા ભવાનીનું દેવાલય છે તે તરફ જતાં આ પ્રદેશનું ઠીક અવલોકન કરી શકાય છે અને બારીક રીતે જોતાં આ પ્રદેશ બળેલો હોય એવું અત્યારે પણ જોઇ શકાય એમ છે. આ રીતે આ પ્રદેશ પ્રાચીન છે અને તે ખંડેર. વન હશે એવી ખાત્રી થાય છે અને તેનો વધુ પુરાવો ખંડવાથી ઇંદોર તરફ જતાં રસ્તાપરનો ડુંગરી પ્રદેશ અને વન લીલા જોતાં મળે છે. આ પર્વતનો પ્રદેશ ઇટારસીથી ભોપાલ લાઇનમાં જતાં પણ આવે છે તેથી તે એટલો બધો લંબાયલો હશે એમ ખુલ્લું જોઇ શકાય છે.

અહીંઆ ખંડવે આવ્યા પછી યાત્રીએ વિચાર કરવાનો છે કે કયો રસ્તો લેવો. આર. એમ રેલવેમાં અહીંઆથી જવા ઇચ્છનાર ૐકાર માંધાતા અને મહાકાળેશ્વર આ બે જ્યોતિર્લિંગ અને સપ્તપુરીમાંથી એક ઉજ્જનચીપુરીમાં જઇ શ્રીવલ્લભાચાર્ય સંપ્રદાયના મુખ્ય પીઠ શ્રી નાથજીનાં દર્શન કરી અજમેરમાં પુષ્કર તીર્થ કરી આગ્રે જઇ શકે છે. જૈન ધર્મીઓ ઉજ્જન, મક્ષીજી, ગ્વાલીયર વીગેરે તીર્થ કરી ઉદેપુર ઉપર થઇ કેશરીઆજી તીર્થ કરતા કરતા આબુ આવી શકે છે. અજમેર તરફ ન જતાં ધ. મી. રેલવેમાં થઇને ચીત્રકુટ થઇ પ્રયાગ જઇ શકાય છે. ખંડવાથી જબલપુર સુધીમાં તીર્થો નથીજ કહી એ તો ચાલે. આટલા વાસ્તે વેપારી અને મુસાફરોને માટે ખંડવેથી જબલપુર જવું ઠીક છે. પણ યાત્રીઓને માટે તો અત્રેથીજ ગાડી બદલવી આ સારૂં છે. હું આટલા માટે અત્રેથી વાંચકોને આર. એમ. રેલવેમાં લઇ જવા ધારૂં છું. પણ આમ કરવા પેહેલાં ડેટલીક લાઇનો મુકી દીધી છે તે લાઇનો પર મુસાફરી ન કરવા ઇચ્છનારને પણ થોડા ખરચે અગત્યનાં સ્થાનો જોવા સારૂં માટે તે સંબંધી થોડીક હકીકત અત્રે આપવા ધારૂં છું. આ

-રણું છતાં એ લાઇનની સર્વ હકીકત નથી આપવી આમ મારો વિચાર નથી, તે હકીકત પસંગવસાત્ આપવામાં આવશેજ.

મુંબઇમાંથી ચાલનારને પેહેલું જંકશન સ્ટેશન કલ્યાણી આવે છે. કલ્યાણીથી પુના તરફ જે લાઈન જાય છે તે લાઇનમાં પાછા ફરતાં આવવાનું છે ને તેથી તેને અત્યારે રહેવા દઇ મનમાડ જંકશને આવીએ છીએ. મુંબઇથી મનવાડ ૧૬૨ માઇલ છે અને તેનુ ભાડું મેલનું ૨-૦-૦ ને બીજીનું રૂ. ૧-૧૧-૦ છે આમ અગાઉ આવી ગયું છે. મનમાડથી દોલતાબાદ ૫૦ માઇલ થાય છે અને તેનુ ભાડુ ૦-૧૦-૦ પડે છે. દોલતાબાદ આવી નીચે મુજબ અનુભવ લયો —

ઇતિહાસ જાણનારા જાણે છે કે તેરમી સદીની શરૂઆત સુધી મુંસલમાન રાજ્યકર્તાઓ દક્ષિણમાં આવેલા નહોતા, ખીલજી વંશના રાજા જેલાલુદીનના વખતમાં તેના ભત્રીજા અલાઉદીને માળવા અને બીજો પ્રદેશ જીતી લીધો હતો અને આજ વખતે તેણે આ દેવગીરી અથવા દોલતાબાદ લીધું હતુ. આ વખતમાં રામ રાજા થઈ ગયો છે અને તેણે અલાઉદીન સામે લડાઇ કરી હતી છતાં તે હાર પામ્યો હતો, અને અલાઉદીનને પૈસા અને ઇલીચપુર આપી ખસતો કર્યો હતો. આ અલાઉદીન પછી મહમદ તઘલખે દેવગીરી પોતાના તાબામા લઇ તેને દોલતાબાદ નામ આપ્યું હતું અને દીલ્હીની ગાદી ત્યા આણી હતી. દીલ્હીના મોગલ બાદશાહોની પડતીમા આ દોલતાબાદ અહમદનગર અને વિજાપુર રાજ્યના તાબામાં હતું, અને ત્યાંથી નીઝામના તાબામાં અને ત્યાંથી પેસ્વાના તાબામા અને છેલ્લે હમણાં નીઝામના તાબામા છે આ રીતે આજ ૬૦૦ વર્ષથી તો આ શહેર જાણીતું છે.

## દોલતાબાદ

દોલતાબાદ જોનારને અત્યારે પણ તે પેહેલા મોટું શહેર હશે એમ તેનાં ખંડેરો જોઇ લાગ્યા વગર રહે એમ નથી. મનમાડથી નીઝામ ગોદાવરી વેલી રેલવે જે વાડી તરફ જાય છે તે લાઇનનું દોલતાબાદ સ્ટેશન છે નીઝામની સરકારે હજી કવોરેન્ટાઇન રાખ્યાથી દોલતાબાદ જનારે સેકંડ કલાસ રીટરન ટીકીટ લઇ જવુ એ મરકીને લીધે વધારે સલામતી ભરેલું છે દોલતાબાદ સ્ટેશનથી ગામ એક માઇલ આશરે દુર છે. ગામમાં રહેવા લાયક જગ્યા થોડીજ છે. ઇતિહાસ પ્રસિધ્ધ સાધુઓના મઠ કે જે મઠની મદદથી મરાઠાઓએ આ કિલ્લો

લીધો હતો. તેજ ધર્મશાળા તરીકે વપરાય છે. જે માણસ ગમે તેવી જગ્યામાં ગુજારો કરવા ધારે તો તેને જગ્યા કેવળ ન મળે એમ તો નથીજ પણ જેઓ દોલતાબાદ અને ઘતોરા કેવળ જોવા ઇચ્છતા હોય તેઓ, જો ખોરાકી સાથે લઇ આવે તો, સ્ટેશનપર રહેતોજ સારૂં છે એમ મારો મત છે. અગર જેઓ હિંદુ શિવાય, બીજી જાતના છે અને પૈસા ખરચી શકે એમ છે તેઓ, ઈલારા કેઝ પાસેના મુસાફરી બંગલામાં રહે તો સુખથી રહી શકે એમ છે દોલતાબાદના સ્ટેશનપર તેમજ ગામમાંથી વાસણ મળી શકે એમ છે. દોલતાબાદ ગામમા જતા પહેલાં ગામનો અને મુખ્ય કિલ્લો જોઇ શકાય છે પણ તેની ખરી ખુબી અંદર જઇ કિલ્લો જોવાથી જણાય છે. દોલતાબાદનો કિલ્લો મજબુત હોઇ એ પડનો છે અને બહારની અને અંદરની બાજુએ ખાઇ હોવી જોઇએ આવાં ચિન્હ ખુલાં જણાય છે. દોલતાબાદમા પેસનારને દરવાજાની વાંકમાં થઇ ખુલ્લી જગ્યામાં આવવું પડે છે, આ ખુલ્લી જગ્યામા આવનાર ડુંગરપરના કિલ્લાના તોપના મારથી, કોઇપણ રીતે બચી શકે એમ નથી; એમ કરતાં બચ્ચે તોપણ બીજો કિલ્લો ઓળંગી જતા બચાવનાં થોડાં માણસો પણ તેમને મારી પડયા વગર રહેજ નહિ આમ આ કિલ્લો જોનાર તરતજ જોઇ શકે છે. ધારો કે ગામના એક કિલ્લા વટાવ્યા, તો પણ હલ્લો લાવનાર ફતેહમંદ થાય એમ નથી ડુંગરપરનો કિલ્લો જે ગામમાંથી શરૂ થાય છે, તે આજારે પણ લાખો માણસોને જાળવી શકે એમ છે, આ ડુંગરપરના કિલ્લાને ફરતી જે ખાઇ છે તે મોજુદ છે અને તે પાણીથી ભરપુર હોય તો એક નાની નદી જેવી હોઇ બહુજ ઉંડી છે આ તુરત જોઇ શકાય એમ છે ડુંગરપરના કિલ્લાના દરવાજામાં પેસતાં ત્યાંનો દેખાવ ખરેજ ભય ને આનંદ આપનાર છે, જેમ ગામનો કિલ્લો બેપડનો છે તેમ આ કિલ્લો ત્રણ પડનો છે અને દરેક પડોની જુદી જુદી ખુબી જોવા લાયક છે

## ચીતોડગઢ સાથે સરખામણી.

"ગઢમાં ગઢ ચીતોડ ઓર સબ ગઢઇઆ" આવી એક કહેવત છે મેં હિંદુસ્તાનના પ્રાચીન સ્થાનો જે કાંઈ જોયાં છે તેમાં ચિતોડ પણ એક છે ચીતોડના, આગ્રાના, અલહાબાદ વિગેરેના કિલ્લાની ખુબી જુદી જુદી છે, અને તે ખુબી તે સંબધે લખતી વખતે બતાવીશ. અત્યારે આ દોલતાબાદનો કીલ્લાની ખુબી લખવા બેઠો છું, અને તે બતાવવા પહેલા

તે કોણે બંધાવ્યો આ સંબંધે થોડો વિચાર કરવાનો છે. દોલતાબાદ ગામનો કિલ્લો તો મહમદ તઘલખે બંધાવ્યો છે આમ ઇતિહાસ કહે છે અને તે સંબંધમાં તો શકજ નથી પણ ડુંગર ઉપરનો કિલ્લો હિંદુ રાજાએ બંધાવેલો હોય અને જે મરાઠાઓ અને મોગલોના વખતના પહેલાંનો ઘણાક કાળનો બનેલો હોય આમ જણાય છે. કારણ કે તેની બાંધણી હિંદુ ઘાટની છે. અત્યારે આ ગામ અને કિલ્લો નીઝામ સરકારના તાબામાં છે અને મોગલાઈની પડતી વખતમાં તે તેના તાબામાં આવેલો જણાય છે. કારણ કે ઔરંગઝેબના વખતમાં તે તેના તાબામાં હતો. આ કિલ્લો બળવાન હોવાથી મરાઠા અને પેશવાથી પણ તે ખુલ્લી લડાઇથી તો લઇ શકાયો હોય એમ જણાતું નથી. અગર જોકે તે પેશવાના તાબામાં હતો. આ દોલતાબાદ પહેલાં દેવગીરીના નામથી પ્રસિધ્ધ હતું. અને કિલ્લા ઉપર અત્યારે હાથીખુડ પાણીનો મોટો હોદ છે તે અગાઉ રામ રાજાનો ખજાનો હતો એમ કહેવાય છે. તે અને સર્વેથી ઉપર ગુરૂ દત્તાત્રય અને જનાર્દન સ્વામીના અદ્ભૂત સ્થાનો છે તે એ કિલ્લો પહેલાં હિંદુઓના હાથમાં હતો અને હિંદુઓએજ બંધાવ્યો હતો તેની ખાત્રી આપે છે. આ કિલ્લાનાં ત્રણ પડો છે અને તે દરેકને ફરતી ખાઇઓ છે. આ ખાઇઓમાં મે મહિનામાં મેં પાણી જોયું હતું એ ઉપરથી એટલું તો ખાત્રીપૂર્વક અનુમાન કરી સકાય છે કે કિલ્લામાં પાણીનો દુકાળ પડે એમ નથી.

### ઇન્જીનરી કળાનો નમુનો.

અત્યારે વિદ્યા કળાના કાળમાં ઇનજીનીયરીંગ વિદ્યા બહુ વધી ગઇ છે અને યુરોપ અમેરીકામા આવા ઇન્જીનેરોના હાથથી ઘણાંક ચમત્કારિક કામ થયાં છે અને થાય છે પણ અત્યારે પાછળ પડેલા હિંદુસ્તાનમાં પણ પ્રાચીન કાળમાં કેવાં અદ્ભૂત કામો થયાં છે, તેનો આ કિલ્લો મજબુત પુરાવો છે. આ કિલ્લો તેના અસલ સ્વરૂપમાં અત્યારે નથી રહ્યો અને તાજમહેલ જેવા કેટલાક બુરજો, દિગના ભુવનના જેવા થોડારો અને તોપખાનાનાં સ્થાન, આગ્રાના કિલ્લા અને સિંકદરા જેવા બેસવાના મેહેલો અને સ્થાનો છે, તથા મસીદો વગેરે છે પણ તે છતાં આ કિલ્લો પોતાનું પ્રાચીન સ્વરૂપ કેટલેક અંશે જાળવી રહ્યો છે. નીઝામની સરકાર તરફથી, લૉર્ડ કરઝનની સરકાર માફક પ્રાચીન સ્થાનોની મરામત અને તેને યોગ્ય સ્થીતિમાં જાળવી રાખવાની અગર જો કે કાળજી રહેતી

નથી, અને તેથી એ જંગ્યાંમાં ઘણોક ભાગ બીસમાર હાલતમાં છે, છતાં એ સ્થાને નીઝામ સરકાર તરફથી રહેતા સીપાઇઓ તથા અમલદારોની દેખરેખ નીચે હજી પણ યોગ્ય સ્થિતિમાં રહ્યું છે આટલું સંતોષકારક છે.

આ કિલ્લામાં જવા સારૂ પરવાનો લેવાની જરૂર પડે છે અને તેના ચાર આના આપવા પડે છે. આ કિલ્લો જોવા જવાનો અનુકુળ વખત સવારનો અગર બપોરના ત્રણ વાગ્યા પછીનોજ છે. કિલ્લાના દરવાજા સુધી આપણે ટાંગાપર જઇ શકીએ છીએ-અને ટાંગામાંથી ઉતરતાં આપણે દરવાજામાં પેસીએ છીએ કે દરવાજામાં આપણી પાસે પરવાનો માગવામાં આવે છે અને પરવાનો આપ્યા બાદ આપણી પાસે દીવાસળી છે કે કેમ આમ પુછવામાં આવે છે. બીડી, ચીરૂટ, દીવાસળી અને બાંકડી વગેરે હોય તેને સીપાઇ પાસે મૂકી દેવાં પડે છે. આ દરવાજામાંથી આપણી સાથ એક મસાલચી અને ભોમીઓ સામેલ થાય છે. બે ત્રણ દરવાજાઓ, જે એક પછી એક ઉંચાઇમાં છે તે મુકયાં પછી રામરાજાના ખજાનાવાળા હોદપર આપણને લઇ જવામાં આવે છે. આ હોદ હાથીપુર ઉંડો છે કે કેમ તેની ખાત્રી કરવાનું બીજું સાધન ન હોવાથી માત્ર ભોમીઓ કહે છે તે પર વિશ્વાસ રાખવોજ પડે છે-પણ એ હોદ જોતાં મોંહમાંથી-વાહવાહ થયા વગર રહેવાતું જ નથી. પેહેલાં તો એ હોદ પાસ આવતાં બે ત્રણ આડા રસ્તા વટાવવા પડે છે. એ એવી રીતે બનાવેલા છે કે વગર ભોમીઆએ ત્યાં જવાયજ નહિ. તેની સાથે અત્યારે ટાનસા અને વીહાર જેવાં તળાવોથી મુંબઇને પાણી પુરૂં પડે છે તે કેટલાંકને આશ્ચર્યકારક જણાય છે પણ આ દેશમાં કેટલીક સદીઓ પહેલાં આવાં કામો થયલાં છે તે આ હોદપરથી જણાય છે. દોલતાબાદથી ઇલોરાની ગુફા તરફ જવાનો રસ્તો ડુંગરાની હારોથી ભરપુર છે અને આ ડુંગરોની હારપર તોપખાનું ગોઠવાય તો નીચેનો પ્રદેશ ગમે તેવા બલવાન શત્રુને પણ ઉભો રહેવા દે એમ નથી. આ ડુંગરાની હાર વચ્ચે એક વિશાળ સરોવર બંધાવવામાં આવ્યું છે. આ સરોવરમાંથી આ હોદમાં પાણી લીધેલું છે. આ હોદનું પાણી વળી હોદના સમાન ઉંચાઇના પ્રદેશમાં નળથી પોહોંચાડવામાં આવ્યું છે. આ હોદ આ કિલ્લાની ઉંચાઇના ભાગને અને તેટલી ઉંચાઇના તેની નીચાણના ભાગને લાંબો વખત પાણી પુરૂં પાડી શકે એમ છે. આ હોદની લંબાઇ પોહળાઇ પણ પુષ્કળ છે અને તે જોઇ એને ખજાનાની જગ્યા માનનારના મનમાં આગળના રાજાઓનો દ્રવ્ય વૈભવ કેટલો હશે તેનો કાંઇક આછો ખ્યાલ આવે એમ છે.

આ હોદથી આગળ વધવાનો રસ્તો જમીનમાંથી ખોદી કાઢેલો છે. કસારા અને કરજતના રસ્તાના રેલવે બુગદાઓ જોનારને કાંઇક જમીનના અંદરના રસ્તાનો ખ્યાલ થશે. માત્ર અહીંઆં જે કાંઇ જુદાપણું છે તે એ છે કે અંધારા રસ્તામાં અજવાળું આવવા બાકોરાં રાખેલાં છે અથવા કેટલીક જગ્યાએ મસાલની જરૂર પડે છે, અને તે વગર જઇ શકાય એમજ નથી. ચાલતાં ચાલતાં ભોમીઓ અને મસાલચી કહે છે કે, આ દારૂખાનું રાખવાની જગ્યા છે અને અહીંઆં દારૂખાનું ભરી રાખેલું છે. તેથી બીડી દીવાસળી લાવવાને મના કરે છે અહીંઆં ખોરાકીની ચીજ રહે છે. અહીંથી ભોંયરૂં છે અને જે ભોંયરાદ્વારા પાણી અને અનાજ આગળ લાવવામાં આવતું હતું. ભોમીઓ તો કેટલાક માઇલનું આ ભોંયરૂં જણાવે છે, પણ હું તો વ્યાજબી અનુમાન એટલુંજ કરી શકું છું કે, કદાચ હોદ કોઇ દુશ્મનના હાથમાં જાય તો આ ભોંયરાદ્વારા બહારના પ્રદેશના સરોવરમાંથી પાણી લાવી શકાય એટલી હદમાં તો તે હોવુંજ જોઇએ. આ ભોંયરાની જગ્યા એવી જગ્યાએ છે કે જ્યાં કોઇ દુશ્મન જઇજ શકે નહિ, કારણ કે આ ભોંયરાના મોં આગળ એક સીડી છે. આ સીડી ઉપર અત્યારે પણ લોખંડનું મજબુત પતરૂં છે. નીચેથી અહીં સુધી આવનાર માણસ એવી રીતે આવે છે કે, આ ભોંયરાની જગ્યા સુધી આવતાંમાં તો તેને હવા વગર ગભરાટ થાય છે. આ સીડીનું મોં લોખંડનાં પત્રાંથી બંધ કરી ઉપર કોલસા સળગાવવામાં આવતા હતા અને તેથી દુશ્મનો ગુંગળાઇને મરી જતા હતા. આ ભોમીઆનું કહેવું ખરૂં હોવુંજ જોઇએ એવી મારી ખાત્રી થઇ હતી. આ પતરૂ બંધ કરી તે પર કોલસા સળગાવવાથી નીચેના પ્રદેશમાં અસાધારણ ગરમી ફેલાઇ રહે છે અને આવી રીતે ગરમી ફેલાવી લોકોને પુરા કરવાની યુક્તિ પ્રાચીન કાળમાં લોકો જાણતા હતા આ ખુલ્લું જણાય છે. આવી વ્યવસ્થા હજી બીજા કિલ્લાઓમાં મેં તો જોઈ નથી. આ ભોંયરાની જગ્યાથી બહાર નીકળતાં ખુલ્લો પ્રદેશ આવે છે અને મન પસંદ હવા અને કુદરતી દેખાવો જે નજરે પડે છે તેથી મનને બેહદ આનંદ થાય છે. આ પ્રદેશથી આગળ વધતાં બાહદશાહી મુકામો આવે છે. આ મુકામો અગર જો કે સારાં છે પણ ઉત્તર હિંદુસ્તાનના મુકામો જોનારને તે બહુ સારાં ન લાગે આ કુદરતી છે. આ મુકામોએ પોહોંચતા પણ કેટલાંક પગથીઆં ચહડવાં પડે છે આ મુકામો પછી સૌથી ઉંચી જગ્યાએ લગભગ ૧૨ થી ૧૫ ફીટની તોપ અત્યારે પડી છે. આ તોપ આ જગ્યાએ કેવી રીતે ચડી હશે આજ

આશ્ચર્યનો વિષય છે. સાધારણ જોનારાઓ આટલેથી આગળ વધતા નથી અને ભોમીઓ પણ ત્યાંથી જુદો પડે છે અમારા ખાસ આગ્રહથી મસાલચીએ મસાલ સળગાવી અમને ગુરૂદત્તાત્રય અને જનાર્દન સ્વામીની જગ્યા બતાવી આ જગ્યા ગુફામાં છે અને બતી લઈનેજ જવાય એમ છે તેની સાથે જવાની જગ્યા પણ એવી સાકડી અને અડચણ વાળી છે કે સાવધાની વગર કાતો માથું ફુટવા કે કાતો પગ ભાગવા ધાસ્તી રહે છે અને તેમાએ એ જગ્યામાં ઉતરવા પાણીમાં ઉતરવું પડે છે આ પાણી કમરથી કઇક ઓછુ છે છતા એવુ ઠંડુ છે કે તેમાં પગ મુકતાજ સર્વ થાક ઉતરી જાય છે અને વધારે પાણી હશે એવી ધારતીથી મસાલચીના પાછળ સભાળી ચાલવુ પડે છે અમને કહેવામા આવ્યુ હતુ કે આ જગ્યાએ અત્યારે એક બ્રાહ્મણ રોજ પુજા કરવા આવે છે અને તેને વર્ષાશન મળે છે તેમજ આ સ્થાનના દર્શન કરવા યાત્રા વખતે હજારો માણસ આવે છે આ સ્થાન ઉપર જતા ત્રણ કલાક ચડતા લાગે છે અને એક કલાક ઉતરતા લાગે છે સ્થાનમાથી જઈ આવ્યા બાદ ઈનામની લાલચે ભોમીઓ સિપાઇ, મસાલચી આપણી પાસે આવે છે અને તેને પણ તેની મહેનતનો પગાર મળવા છતા અને આપણને પરવાનાના પૈસા આપવા પડતા છતા કાંઈક આપવુ પડેછેજ. આ દોલતાબાદનો કિલ્લો હું ખાસ જોવાની ભલામણ કરૂ છું. આ કિલ્લાની બીજી કારીગરી પણ વખાણવા લાયક છે પણ તેનું બારીક વર્ણન કરવાનું મને વ્યાજબી લાગતુ નથી. કિલ્લા ઉપર પણ કેટલાક કુદરતી દેખાવો જણાય છે અને આજુબાજુના કુદરતી દેખાવો તો ખચીત મનહરણ કરનાર છે ગામમાં વસ્તી હિંદુ મુસલમાનોની છે અત્યારે ગામમા મુબઈની વસ્તીને અનુકુળ ચીજ પણ મળતી નથી છતાં કિલ્લો જોનાથી સર્વ મેહેનતનુ ફળ મળ્યુ હોય એવો સંતોષ સ્વાભાવિક થાય છે દોલતાબાદથી ધનારો ૧૦ માઇલ છે આઠ માઇલ ઉપર રોઝા કરીને મુસલમાની ગામ છે આ ગામમા કેટલીક કબરો જોવા જેવી છે આ ગામથી આગળ જતા મુસાફરી બગલો છે અને ત્યાંથી આગળ ઇલોરાની ગુફાઓ છે આ રસ્તો પાકો હોઇ ચડ ઉતરનો છે અને તેથી કેટલીક જગ્યાએ પગથી ચાલવુ પડે છે રસ્તાપરનો કુદરતી દેખાવ પણ મનોહર છે

## ઇલોરાની ગુફાઓ.

ઈલોરાની ગુફાઓ પણ ડુંગરામાંજ કોરી કાઢેલી છે. મુંબાઇની બાજુમાં અનેરી કનેરીના નામથી ઓળખાતી ગુફાઓ ઘણાએ જોઈ હશે તેમજ નાશક પાસની પાંડવ ગુફા પણ ઘણાકોએ જોઇ હશે છતાં આ ગુફાઓ, આગલી ગુફાઓ કરતાં ઘણીજ વિશાળ અને ઉત્તમ કારીગરીથી ભરપુર છે. એકંદર ૩૦ થી વધુ ગુફાઓ છે પણ તેમાં લંકાવાળી, સુતારની ઝુંપડીવાળી, મહાદેવવાળી અને બીજી આઠ દશ ગુફાઓતો ખચીતજ હેરત ઉપજાવનારી છે. ગુફાઓ મોટા ભાગે બૌધોએ બનાવેલી છે આમ કહેવાય છે અને ગુફાઓમાંહિની મૂર્તિઓ બૌધની મૂર્તિઓને મળતી આવેછે છતાં જેમ બધે બને છે તેમ દરેક ગુફાઓને જોવા લોકો તેવું સ્વરૂપ દેવામાં આવે છે. બૌધોને આ ગુફા બૌધના સ્વરૂપમાં સમજાવવામાં આવે છે. જઇનોને જઇનના સ્વરૂપમાં અને હિંદુઓને હિંદુઓના સ્વરૂપમાં સમજાવવામાં આવે છે. બીજી કેટલીક ગુફાઓ અંધારી હોય છે તેમ આ ગુફાઓ ન હોઇ પ્રત્યેક ગુફામાં અજવાળું અને હવા આવજાનો રસ્તો હોય છે. મુંબઇ શહેર જોઇ તેના ચાર ચાર પાંચ પાંચ માળવાળાં ઘરો જોઇ જેમ ગામડીઆઓ આશ્ચર્ય પામે છે તેમ દરેક શહેરવાસી આ ગુફાઓ જોઇ આશ્ચર્ય પામ્યા વગર નહીંજ રહે. આ ગુફાઓમાં રામાયણ, મહાભારત અને બીજાં પુરાણોનાં ચિત્રો, ઋષિ મુનિઓના તપના દેખાવો, લંકાનું સ્વરૂપ, ભવ્ય મૂર્તિઓ અને પાંડવ કૌરવના દેખાવ ખરેખર જોવા લાયક છે. આના કરતાં પણ વિશેષમાં સંસાર વ્યવહારનાં જે ચિત્રો છે તે જોઇને વધારે સમજવા લાયક છે. આમાંના એકાદ બે ચિત્રોનું જ હું અહીં વિવેચન કરૂં છું. એક કંજુસનું ચિત્ર, છે. કંજુસ કંજુસાઇ કરી નથી કરતો દાન પુણ્ય કે નથી કરતો ઉપભોગ; છતે પૈસે આ કંજુસને ચિથરેહાલ, લોહી માંસ વગરનો દેખાડયો છે. આ કંજુસના એકઠા કરેલા પૈસા બરબાદ થતાં તેની જે હાલત થાય છે તે આબેહુબ બતાવી છે જેનું વર્ણન કરવા કરતાં તે જોયાથીજ સિધ્ધિ થાય એમ છે. બીજું ચિત્ર સંસારના પાપી પુરૂષનું છે.

સંસારમાં અનેક પાપો કરી યમરાજાને ત્યાં જતાં દેવી સ્થીતિ થાય છે તે આબેહુબ અત્રે ચિત્રમાં બતાવ્યું છે. ત્રીજું ચિત્ર એક પુરૂષ, તેની સ્ત્રી અને તેની બેનનું છે. પુરૂષ સ્ત્રીની શિખવણીથી પોતાની

એનને લાત મારી કાઢી મુકે છે લાત મારેલો પગ સડે છે, છવડા પ-ડે છે અને ગંધ મારે છે સ્ત્રી આવી હાલતમા પતિની સંભાળ ન લેતા તેને પડતો મુકે છે, એન આટલું અપમાન થયા છતા એજ ભાઇનો પગ પોતાના હાથમા લઇ સભાળથી ધુવે છે, છવડા કાઢે છે અને રાત દિવસ છવતોડ મહેનત કરે છે માર્કંડેય ઋષિનું ચિત્ર પણ જોવા જેવું છે શંકરની તપશ્ચર્યા વખતનું ચિત્ર પણ અદ્ભૂત છે આવી રીતે અનેક ચિત્રો પથ્થરમા કોતરી કાઢેલાં છે આ ઉપરાત બીજી પથ્થરની બારીક કારણી ખચીત અત્યારની કારણીનેનીચુ જોવરાવે એવી છે આની સાથે પથ્થરની કારણીઓના મોટા મોટા માળાઓ, ગેલેરીઓ, ઝરૂખાઓ, દાદરો અને વિશાળ ચોકો, અને ઓરડાઓ વિગેરે જોઇ એમ થાય છે કે આ કામ કયારે પુરૂ કરી રહ્યા હશે. આ ગુફાઓ એટલી બધી વિસ્તાર વાળી છે કે આવી બીજી ગુફાઓ હશે કે કેમ આ સંબંધે મને શક છે. આ ગુફાઓમાં એક શિવાય બીજી જગ્યાએ પાણીની સગવડ નથી. મહાદેવની ગુફાનુ અને દેરાનું કામ કારીગરીમાં સર્વથી વધે છે અને આને કૈલાસ કહે છે સુતારની ઝુંપડી અથવા વિશ્વકર્માની ગુફાનું સ્થાન કે જેને સુતારો પોતાના ઇષ્ટદેવ માને છે અને જેની પુજા વગેરેને માટે અને ધર્મશાળા માટે પ્રોફેસર કે ટી ગજ્જરના પ્રમુખપણા નીચે મુબઇમા કેટલાક વખત પહેલાં સુતારોએ એક ગંજાવર સભા ભરી ૫૬ ઉભુ કર્યું હતુ. તે પણ જોવા લાયક હોઇ બહુજ વિશાલ છે આ ગુફાઓ તેની કારીગરી—બારીક અને મોટી—વીગેરે જોઇ હિં-દુસ્તાનની પ્રાચીન કારીગરીની વાહ વાહ કર્યા વગર કોઇ જ રહી શકે એમ નથી.

આ ઇલોરાની ગુફાની કેટલીક મૂર્તિઓ તથા બીજાં ઉત્તમ સ્થા-નોને મુસલમાન રાજકર્તા બગાડતાં ચુકયા નથી આજ ખેદકારક છે અત્યારે આ સ્થાન નીઝામ સરકારના તાબામા છે અને દરેક જોનાર પાસેથી એક આનો લેવામાં આવે છે છતા ભોમીઆના કહેવા મુજબ અત્યારે પણ કેટલાક અટકચાળાઓ તરફથી મૂર્તિઓની ભાંગફોડ થાય છે તેના બંદોબસ્ત માટે સિપાઇ વગેરે રાખવામાં નથી આવતા આ દીલગીરી ભરેલુ છે

આ ગુફાથી એક માઇલ છેટે ધૃષ્ણેશ્વર નામનુ પ્રાચીન સિવાલય છે. હિંદુઓનાં બાર જ્યોતિર્લિંગ કહેવાય છે તેમાંનુ આ એક છે. આ દેવાલયનુ બાંધકામ હનુનું જણાય છે દેવાલય પાસેના કુંડનું

બાંધકામ પ્રસિદ્ધ અહલ્યાબાઇ હોલકરિણે કરેલું છે. ધૃષ્ણેશ્વરમાં શિવરાત્રીની મોટી યાત્રા ભરાય છે અને તેમાંજ તેની પાસેના નાના ગામનો ગુજારો થતો જણાય છે. બાકી ગામમાં તો કંઇજ મળે એમ નથી. આ ગામમાં બ્રાહ્મણોની વસ્તી છે અને વાણીઆ મારવાડી વગેરે છે તે, આ બ્રાહ્મણોને લીધે છે આમ હું અનુમાન કરૂં છું. આ દેવાલયની આજુબાજુનો કુદરતી દેખાવ અને મહાદેવનાં દર્શન શિવાય આ સ્થાનકે બીજું ધ્યાન આપવા લાયક થોડું જ છે. એમ કહેવાય છે કે પહેલાં આ સ્થાનમાં ઇલા નામની મોટી નગરી હતી કે જે નગરીનો અને તેના રાજ્ય કર્તાઓનો ઉલ્લેખ પુરાણોમાં કરેલો છે. આ ઇલોરાની ગુફા પણ તેજ વખતની છે. આ કહેવામાં કેટલું સત્ય છે તે જણાવવા હું અશક્ત છું પણ આટલું તો કહી શકું છું કે આ સ્થાન અને તેની આજુબાજુનાં કામો પ્રાચીન હોવાં જોઈએ અને શ્રી મચ્છંકરાચાર્યના વખત સુધી તો તે જણાયલાં હતાં.

ધૃષ્ણેશ્વરની ઉત્પત્તિ સંબંધે શીવપુરાણની જ્ઞાન સંહિતાના ૫૮ મા અધ્યાયમાં કહ્યુ છે કેઃ—

દક્ષિણ દિશામાં દેવ સંજ્ઞક ( દેવગીરી ) પર્વતની પાસે સુધર્મા નામનો બ્રાહ્મણ રહેતો હતો. જ્યારે એને કંઇ સંતાન ન થયું ત્યારે તેણે પોતાની સ્ત્રી સુદેહાના અત્યંત આગ્રહથી ધુશ્મા નામની બીજી સ્ત્રીથી પોતાનું બીજું લગ્ન કર્યું. ધુશ્મા પોતાના સ્વામીની આજ્ઞાથી નિત્ય. ૧૦૮ પાર્થિવ પુજા કરવા લાગી. અને નિત્ય પાર્થિવનું પૂજન કરી તળાવમાં નાખી દેતી હતી. આ રીતે એક લાખ લીંગોનું પૂજન કર્યું. કેટલાએક દિવસ બાદ શિવજીની કૃપાથી ધુશ્માને એક સારો પુત્ર થયો, ઉમર થતાં છોકરાનાં લગ્ન કર્યાં અને કુટુમ્બીઓ ધુશ્માની પ્રશંસા કરવાં લાગ્યાં. ધુશ્માની પ્રશંસા થવાથી સુદેહાને ભારે દુ:ખ થયું અને પોતાની શોકના છોકરાનો દ્વેશ કરવા લાગી. એક દિવસે તે સુતો હતો ત્યારે સુદેહાએ તેને મારી નાખ્યો અને જે સરોવરમાં, ધુશ્મા પાર્થીવોને પૂજન કરી નાખી દેતી હતી તેજ સરોવરમાં નાખી દીધો. સવાર થતાં બ્રાહ્મણના છોકરાના મૃત્યુના ખબરે બધા લોકને દુ:ખી કર્યા. ધુશ્મા તથા બ્રાહ્મણ આ સમાચાર જાણતાં છતાં પણ શિવ પૂજનનો ત્યાગ કરીને પોતાના સ્થાનથી ઉઠયાં નહિ. ધુશ્માએ જ્ઞાનબળથી પ્રસન્નતાપૂર્વક પાર્થીવ લીંગોને લઇ જઇ આગળ મુજબ એજ સરોવરમાં નાખ્યા. જ્યારે તે પાછી ફરવા લાગી ત્યારે સરોવરના કિનારાપર તેનો છોકરો નજરે પડયો અને પોતાની માને આવી મળ્યો. આજ વખતે ધુશ્માની દ્રઢ ભક્તિ જોઇ

શિવજીએ જ્યોતિરૂપ થઇને દર્શન આપ્યાં અને કહ્યું કે તારી શોક્, તારા છોકરાને મારી નાખ્યો હતો. તારી ભક્તિથી હું પ્રસન્ન થયો છું. જે જો. ઇએ તે વરદાન માગો. ધુશ્મા બોલી: " હે નાથ, લોકોની રક્ષા માટે આપ અહીંઆંજ બીરાજમાન થાઓ " માહાદેવજીએ કહ્યું કે " તારી ભક્તિ જોઇ હું આજથી અહીંઆંજ રહું છું અને તારા નામપરથી મારૂં નામ ઘુશ્મેશ્વર કહેવાશે અને આ સરોવરનું નામ શિવાલય કહેવાશે. "

## એરંડલ રોડ.

જળગામ અમલનેર બ્રાંચ, જે જળગામથી અમલનેર સુધી જાય છે અને અમલનેરમાં તાપ્તી વેલી રેલ્વે સાથ જોડાય છે તે લાઇનનું એરંડલ રેલ્વે સ્ટેશન છે, જળગામથી તે ૧૯ માઇલ છે અને ત્રણુ આના લગભગ ગાડી ભાડાના પડે છે. અહીંઆ ઉનાબદેવ નામના ગરમ પાણીના ઝરાઓ છે. સાતપુરા પહાડમાં અહીંથી ત્રણ માઇલ ઉત્તરમાં ઝરાઓ આવેલા છે. આ ઝરાઓ એક પ્રાચીન મંદિરના નકર ભાગમાંથી વહે છે. અને અહીંઆં જે મંદિર છે તે પણુ ખાસ દર્શન કરવા યોગ્ય છે. જળગામ આવનારાએ આટલા ટુંકા ખર્ચમાં આની મુલાકાત લેવા ચુકવું જોઇતું નથી.

-આ પુસ્તકના પાના ૫૩-૫૪ માં ખંડવા સંબંધી હકીકત આપી છે ત્યાં જણાવ્યા મુજબ અગાઉની થોડી હકીકત આપ્યા બાદ હવે તેના જ અનુસંધાને આર. એમ. રેલ્વેની લાઇન શરૂ કરૂં છું.

## ૐકાર માંધાતા.

ખંડવાનું મુંબઇથી મેલનું ભાડું ૫-૮-૦ બીજીનું ૩-૧૦-૦ છે અને છેટું ૩૫૩ માઇલ છે આમ આગળ કહેવાઇ ગયું છે. મોરટંકા ખંડવાથી ૩૮ માઇલ છે અને મુંબઇથી ૩૯૧ માઇલ છે. ભાડું મેલનું * ૬-૧-૬ અને બીજીનું ૪-૧-૦ છે.

---

* આર. એમ રે. લાઇનમાં મેલનું ભાડું એટલે ઇન્ટરમીજીએટ કલાસ સમજવો. મેલમાં થર્ડકલાસમાં જનારને ભાડું ઓછું પડે છે. દાખલા તરીકે મુંબઇથી ખંડવાનું મેલનું ભાડું ૨. પાંચ છે અને ખંડવેથી મેલમાં આ લાઇનમાં થર્ડ કલાસમાં જઈએ તો માત્ર ૦-૬-૬ પડે છે એટલે મેલનું ભાડું ૫-૧૪-૬ થાય. મેલ શિવાય બીજી ગાડીમાં વચલો કલાસ રાખતા નથી.

અજંતી, અસ્તાર, નીમારખેડી, સનાવડ અને પછી મોરટંકા આવે છે. સનાવડ પાસે નર્મદાનો મોટા જોવા જોગ પુલ રેલવે કંપનીએ બાંધેલો છે.

સનાવડ આજથી વીસ વર્ષ પહેલાં એક ન્હાનું ગામડું હતું, અને ભાગ્યેજ ૫૦ ઘરો હશે. તેની જગ્યાએ આજે શહેર થઇ રહ્યું છે. તે જોઇ માણસો જેમ અસ્તોદયના ચક્રમાં આવે છે તેમ જમીન ને સ્થળો પણ આવે છે તેની ખાત્રી થઇ. મેસર્સ રાલીબ્રધર્સ અને બીજાઓની ફેક્ટરીઓ આ શહેરમાં થઇ છે મોટી મોટી ઇમારતો, ટપાલ ઓફીસ, તાર ઓફીસ વેપારીઓની પેઢીઓ વીગેરેથી આ શહેર આબાદ થયું છે. સનાવડથી ઓમકાર જવાનો પાકો રસ્તો નથી અને ત્યાંથી આઠ નવ માઇલ જવું પડે છે. જ્યારે મોરટંકાથી પાકો રસ્તો હોઇ ૭ માઇલજ જવું પડે છે. સનાવડથી જતા રસ્તામાં વનસ્પતિઓથી ભરપુર પ્રદેશ આવે છે આ જોઇ કુદરતી લીલાના શોખીન આનંદ પામે છે આ ખરૂં છે.

સનાવડ અને મોરટંકા વચ્ચે નર્મદા નદી વહે છે. સનાવડ આ કિનારે છે જ્યારે મોરટંકા સામે કિનારે છે, આ સ્થળેથી હોડીમાં પણ જવા ધારે તો જઇ શકાય એમ છે પણ અમે ગાડીમાં ગયા અને મોરટંકા આવ્યા એટલે નર્મદાના કિનારાના બેઉ બાજુના પ્રદેશો જોઇ શકાયો જેમ સનાવડની સ્થીતિનો ફેરફાર જોયો તેમ ઓમકારનો પણ ફારફેર જોયો.

સત્યુગમાં માંધાતા રાજા થઇ ગયા છે આ હિંદુલોકો સારી રીતે જાણે છે. આ માંધાતા રાજાએ અનેક યજ્ઞો કર્યા છે અને આખી પૃથ્વીનો જય કર્યો હતો એમ જણાય છે. આ માંધાતા રાજાની યજ્ઞભૂમિ આ ઓમકારનાથ પાસે હતી અને તેથીજ ઓમકારમાંધાતા નામથી આ સ્થાન પ્રસિધ્ધ છે અત્યારે આ ભૂમિનાં કશાં પણ ચિન્હ જણાતાં નથી, ઓમકારનાથ જ્યોતિર્લિંગ માંહેના એક છે અને નર્મદાના સામેના કિનારે છે.

નર્મદાના કિનારાની આ બાજુએ અત્યારે હોલકર સરકાર અને બીજાઓનાં ભવ્ય મુકામો થયાં છે, અને આ બાજુનો ભાગ અંગ્રેજ સરકારના તાબામાં છે છતાં સામી બાજુ જ્યાં ઓમકારનાથનું મંદિર છે તે જગ્યા ભીલ રાજાના તાબામાં છે અને તેનાપર તેનોજ અધિકાર છે. આ ભીલ રાજા પાસે કેટલાંક ગામો પહેલાં હતાં પણ અત્યારે થોડાંજ ગામો રહ્યાં છે. ઓમકારનાથની ઉપજ અને ખર્ચ આ ભીલ રાજાના સ્વાધિન

છે અગર જો કે મહારાજા હોલકર અને સીંધીઆહારા પુજાનો ખર્ચ આપવામાં આવે છે અને તેમની પણ પુજાઓ ચડે છે. આ ઓમકારનાથ આવતાં હોડીમાં આવવું પડે છે અને આ સ્થળે નર્મદામાં કેટલું જળ છે તેનો તાગ આવતો નથી. નર્મદાનું જળ કાળાશ પડતા લીલા રંગનું છે. અને તેમા જો ચીજ નાખીએ તે નજરે જોઇ શકાય છે. નર્મદામાં કેટલાક ભીલોના છોકરાઓ અપણે પાઇ પઇસો નાખીએ તે ડુબકી મારી લઇ આવે છે. આ જોઇ આશ્ચર્ય પામીએ છીએ અને વધુ આશ્ચર્ય પામવા જેવું તો એજ છે કે કેટલીક ભીલોની છોકરીઓ પણ આ કામ કરે છે. ઓમકારમાંધાતા નર્મદાના કિનારાથી બસો ફીટ ઉંચી ટેકરી પર છે. ઓમકારનું મંદિર ઉત્તમ કારીગરીનો નમુનો છે. અને ત્યાંના કાળા મજબુત પથરનું તે બનેલું છે. ઓમકારનાથ બસો ફીટ ઉંચા છતાં નર્મદાનું જળ ઉપર ચડે છે અને સ્નાન કરાવે છે આમ કહેવાય છે.

ઓમકારનાથથી ચાર પાંચ કોશ ઉપર નર્મદામાં આગળ વધીએ તો નર્મદેશ્વરનાં શિવનાં બાણો તૈયાર કુદરતી આકારની ત્રણ આંખો, જનોઇ વગેરે સહીત મળે છે. નર્મદાના આ પ્રદેશમાં જગલીસા બહુજ સુંદર છે અને અહીંઆં સાગ, સીસમ, ચંદન રતાંજળી વગેરે થાય છે. સાગ વગેરેનો વેપાર ગોરટકામાં ચાલે છે. માળવાના પ્રદેશમાં નર્મદા પુર ગંભીર જળથી ભરેલી છે. અને તેના પ્રદેશમાં ઉત્તમ ઘાટો લાંબા વખતથી બનેલા છે. આજથી ૨૨ વર્ષ પહેલા મહારાજા તુકાજી હોલકરના વખતમાં હું મહેસર અને માલેસર જે હોલકર સરકારના મહાલો છે તે પ્રદેશનો નર્મદાના ઘાટનો દેખાવ જોઇ હજી પણ આનંદમાં લીન થાઉં છું. આમાનું મોટું કામ અહલ્યાબાઇએ કરાવ્યું છે. આ મહાલો દુર છે અને ચાલીને જનારજ જોઇ શકે છે. ઓમકારમાંધાતા પવિત્ર ઉત્તમ અને રમણીય સ્થાન હોઇ તંદુરસ્તીને પણ ફાયદાકારક સ્થાન છે. ઓમકારનાથમાં અમે સાભળ્યું કે ત્યાથી ચાર પાંચ માઇલ ઉપર એક મહાત્મા છે, આ મહાત્માનાં દર્શન કરવા અમે હોડીમાં ગયા. હોડીમાં આ સ્થાને જતાં નર્મદાના જોસબંધ પાણીના તાણમાં અને વચમાં કેટલીક સાંકડી જગ્યામાં હોડી લઇ જતા હોડીને જોખમ લાગવાનો દરેકને ભય રહે છે છતાં તે વખતની ખુબી જોવા જેવી છે અમે મહાત્માને સ્થાને ગયા અને મહાત્માનાં દર્શન કર્યા. કેહે છે કે આ મહાત્માની ઉમર કેટલી છે આ કોઇને ખબર નથી. બ્રાહ્મણો કહે છે કે સો વરસ ઉપરાંતથી આ સ્થાનમાં છે, મહાત્માને જોતાં તે વૃદ્ધ જણાય છે પણ

શરીર સુદૃઢ છે અને સમાધિષ્ઠ પુરૂષનાં લક્ષણ જોવામાં આવે છે. સ્વભાવે શાંત, સર્વપર સમાન દૃષ્ટિવાળા, નિરભિમાની, એક આસને લાંબા વખત બેસી રહેનાર અને જંગલમાં રહ્યા છતાં પરોણા ચાકરી કરવામાં અદ્વિતીય એવી વ્યક્તી અમે અહીંઆં જોઇ. અમોને પોતાના સ્થાનમાં રહેવા આગ્રહ કર્યો, અમે ના કહેતાં પ્રસાદી આપી અમને વિદાય કર્યા પણ અમારી પાસેથી એક પાઇ પણ લેવાની ઇચ્છા જણાવી નહીં. અમોએ પ્રાર્થના કરી ત્યારે સીધું સામાન લાવવા માણસ આપ્યું. આ મહાત્મા જ્યાં રહે છે ત્યાં ઠાકોરજીની સેવા કરવાનું એક મંદિર છે અને એ મંદિરમાં અનેક દેવતાઓનાં દર્શન કરવા સાથ આશ્ચર્યનો જે એક વિષય જોયો તે એજ કે એ સ્થાનમાં એક થંભ ઉપર સેંકડો બલકે હજારો નિરૂપયોગી ચીજોનું સંગ્રહસ્થાન કરી રાખવામાં આવ્યું છે. આનું શું કારણ હશે તે અમે સમજી શકતા નથી. અને અમને કોઇ સમજાવી શકયું પણ નથી. આ મહાત્માએ જે ચીજો સંગ્રહી છે તેવી ચીજ દરેક માણસોને ત્યાં રોજ કચરાની પેટીમાં પડતી હશે. ઓંમકારનાથ જનારને આ મહાત્માનાં દર્શન કરવા અમે ખાસ ભલામણ કરીએ છીએ. હોડીમાં જવાનો ભય લાગે તો પગ રસ્તે પણ જઇ શકાય એમ છે. બાકી હોડીમાં જવાથી નર્મદાના કિનારાનો સુંદર દેખાવ, નર્મદામાં મળતી એક બીજી નદીના સંગમનો દેખાવ, પાણીના જોસનું જ્ઞાન વીગેરેનો લાભ થાય છે એ વિશેષ ફાયદાકારક છે.

ૐકારનાથનું મંદિર જે ડુંગર ઉપર છે એ એક ટાપુ છે. નર્મદા અને કાવેરી આ બેટની આજુબાજુ વહે છે. નર્મદાની આ બાજુ જ્યાંથી નાવ–હોડીમાં બેસી આ ટાપુમાં જવાય છે ત્યાં **અમરેશ્વર** કરીને પ્રાચીન દર્શનીય શીવ મંદિર છે.

ૐકારનાથના મંદિરમાં એક બાજુ શ્રી મહાદેવજીનું જ્યોતિર્લિંગ છે અને બીજી બાજુ એક શય્યાગૃહ છે જ્યાં પલંગમાં શ્રી મહાદેવજીને રાત્રીએ પધરાવે છે. એક તરફ મહાત્મા શુકદેવજીની મૂર્ત્તિ છે અને એક તરફ માંધાતા રાજાની મૂર્ત્તિ છે. પાર્વતિની મૂર્ત્તિ પણ મંદિરમાંજ છે. ૐકારેશ્વરની બાજુમાં **મહાકાળેશ્વરનું** શીવ મંદિર છે, **અવિમુકતેશ્વર, જ્વાલેશ્વર, કેદારેશ્વર, ગણપતિ, કાલિકા** આદિ દેવતાઓનાં મંદિરો છે. આ મંદિરોની નીચે નર્મદાનો **કોટિતીર્થ** નામનો પાકો ઘાટ છે જ્યાં સ્નાનદાનાદિ થાય છે.

ૐકારપુરીની નાની મોટી બે જાતની પરિક્રમા છે. આ પરિક્રમા ઓંકારનાથના મંદિરથીજ આરંભાઇ ત્યાંજ પાછી પુરી થાય છે. પરિક્રમા કરતાં રસ્તામાં ૧ તિલ ભાંડેશ્વર, ૨ ઋણમુકતેશ્વર, ૩ ગૌરી-સોમનાથ આ ત્રણ સ્થાનોમાં થઇ ઓંકારનાથમાં આવીએ, તો નાની પરિક્રમા કરી કહેવાય. મોટી પરિક્રમામાં ૪ સિધ્ધેશ્વર થઇ ભૈરવજવની જગ્યામાં થઇ ઓંકારનાથમાં અવાય છે. આ પરિક્રમાની જગ્યામાં કેટલીક જગ્યાઓમાં બહુજ ઉત્તમ નકશી કામ છે. ભીમ અર્જુનની મોટી મૂર્તિઓ જોવામાં આવે છે. એક જગ્યાએ શંકરનું મોટું બાણ અને મોટો નંદી જોવામાં આવે છે. ભૈરવજવની જગ્યા નર્મદાના કિનારા પર છે. એક સિધી ટેકરીને ભૈરવજવ કહે છે. અહીંઆથી કેટલાક લોકો પડતું મુકી મુક્તિ મેળવતા હતા. આ બાબત ઈ. સ. ૧૮૨૪ માં સરકારે બંધ કરી છે. આ ભૈરવજવની જગ્યા અત્યારે વનસ્પતિથી ભરપુર છે અને અહીંઆ જવું ઘણુંજ જોખમકારક છે. જનાવરોનો ભય ભારે છે અને તેમાં પથ્થરના વીંછીની વેદના તો ભોગવવી પડેજ છે.

જ્યાં નર્મદામાંથી કાવેરી નીકળી છે ત્યાં વિષ્ણુના ચોવીશ અવતારોની મૂર્તિઓ છે. શંકરનું પણ દેવાલય છે. આગળ રાવણ નાળું આવે છે, કહે છે કે અહીંઆ રાવણે તપશ્ચર્યા કરી હતી. ઓંકારપુરીની એક બાજુ બ્રહ્મપુરી અને બીજી બાજુ વિષ્ણુપુરી છે. એની વચ્ચે કપીલધારા નામની ધારા છે.

સામી બાજુએ બ્રહ્મપુરીમાં અમરેશ્વર, બ્રહ્મેશ્વર અને બ્રહ્માનું મંદિર છે. વિષ્ણુપુરીમાં વિષ્ણુ ને લક્ષ્મીજીનાં મંદિરો છે. કપિલઋષિનું પણ મંદિર અહીંઆંજ છે. કાશી વિશ્વેશ્વરનું નવું બનેલું મંદિર પણ અહીંઆંજ છે. માર્કંડેયશીલા પર યાત્રીઓ યમના મારથી બચવા આળોટે છે. અહીંઆં માર્કંડેય ઋષિનું નાનું મંદિર છે.

માર્કંડેય પુરાણમાં કહ્યું છે કે—કુબેરજી એ ૧૦૦ વર્ષ સુધી જ્યાં તપ કર્યો છે તે નર્મદાના કિનારા પરના ઓંકારનાથ અને અમરેશ્વર સર્વ પાપનો નાશ કરનાર છે. નર્મદા ને કાવેરીનો સંગમ મહાન પવિત્ર છે. શીવપુરાણમાં વિંધ્ય પર્વત ઓંકારચંક્રમાં પાર્થિવ પુજન કરતો હતો તે પરથી શંકરે પ્રસન્ન થઇ વર માગવા કહેતાં વિંધ્યની માંગણી અનુસાર શંકરે અત્રે વાસ કર્યો છે આમ કહેલું છે. બીજા પુરાણોમાં પણ આ સ્થાનનું ઉત્તમ મહાત્મ્ય વર્ણવેલું છે. યાત્રીઓએ આ સ્થાને અવશ્ય

જવાની જરૂર છે. આ સ્થાનમાં જવાથી મનની પાપ વાસના દૂર થઇ મન પવિત્ર થાય છે. નર્મદાનાં પવિત્ર જળનું સ્નાનપાન મનને પ્રફુલિત કરે છે.

અહિંઆં મોદી લોકો સિંધુ સામાન આપે છે. અને ઉતારાની જગ્યા પણ આપે છે. અત્રેનું સીધું સામાન માપકસર છે. સારૂં જોઇએ તેણે સાથે રાખવું એજ ઉત્તમ છે. બાકી અહિંઆ ઘી તો બીલકુલ સારૂં મળતું નથી. અત્રે આ પ્રદેશમાં બનતાં વાસણો ઠીક જથ્થામાં વેચાય છે. અત્રેના ભીલ રાજાના સ્થાનનાં પણ લોકો દર્શન કરે છે. રાજાની મુલાકત લેતાં સંતોષ ઉપજે છે.

" ઓંકારમાંધાતા થઇ યાત્રીએ પાછા મોરટંકા આવી રેલવેમાં બેસવાનું છે. બરવાહા, મુખતીઆરા, ચોરલ, કાલાખંડ, પાતાળપાણી અને પછી મઉ અવાય છે. મોરટંકાથી મઉ સુધીના રસ્તામાં રેલવેમાં બેઠાં બેઠાં અનેક કુદરતની લીલા જોઇ શકાય છે. ચોરલથી પાતાળપાણી સુધીનો રસ્તો ચડ ઉતરનો છે. જે પ્રમાણે કસારા રેલવે સ્ટેશનથી બુગદામાં ગાડી જાય છે અને બે ઇન્જીન લાગે છે તે પ્રમાણે અહિંઆ પણ છે. પાતાળપાણી આગળ મોટું પાણીનું ઝરણુ ગાડીમાંથી જોઇ શકાય છે. આ પાણી એટલું નીચું દેખાય છે કે નજર પણ ઠરતી નથી. આ ઉપરથીજ પાતાળપાણી નામ પડેલું સમજાય છે. આ ભૂભાગની વનલીલા બહુજ આનંદદાયી છે.

## મઉ.

છેટું મુંબઇથી ૪૨૭ માઇલ; ભાડું ૬–૧૧–૦ અને બીજીનું ૪–૭–૦ છે.

મઉ લશ્કરી કાંપ તરીકેજ પ્રસિદ્ધ છે અને વેપારનું સ્થળ છે. આ શિવાય બીજું વધારે જાણવા કે જોવા જોગ અત્રે નથી. અહીંઆ ૩ જૈન દેરાસરો તથા ધર્મશાળા છે. અહીંથી ૪ ગાઉ પગ રસ્તે હાસલપુર જૈન લોકો દર્શનાર્થે જાય છે. જૈન યાત્રીઓ પગ રસ્તે દશ ગાઉ નાલચા જઇ દર્શન કરી માંડવગઢ જાય છે. આ માંડવગઢ એ તેજ જગ્યા છે કે જે પડેલાં માળવાની જુની રાજધાની ગણાતી હતી. અત્યારે આ જગ્યા ખેદાન મેદાન જેવી છે. છતાં મુસલમાની બાદશાહોના જુનાં મુકામો જોવા જોગ છે. અહીંઆ જૈન લોકોનું દેરાસર ઉત્તમ છે. ભેંસાશાહે સાતમા પાર્શ્વનાથની સોનાની મૂર્તિ અત્રે સ્થાપન કરી છે અને તેથી જૈન યાત્રીઓ ખાસ દર્શન કરવા આવે છે.

## ઇંદોર.

ઇંદું મુંબઇથી ૪૪૦ માઇલ, ભાડું મેલનું ૬-૧૪-૦ અને બીજાનું ૪-૮-૬ છે.

પેશવાના મુખ્ય કર્મચારીઓ માંહેનો હોલ્કર એક છે. અહમદશાહ દુરાની સાથના પાણીપતના યુધ્ધમાં સદાશીવરાવ ભાઉએ મલ્હારરાવ હોલ્કરને ભરવાડ કહી અપમાનિત કર્યો હતો. અત્યારનું ઇંદોર એ હોલ્કરની રાજ્યધાનીનું શહેર છે આ શહેર પ્રસિધ્ધ અહલ્યાબાઇએ ઇ૦ સ૦ ૧૭૭૦ માં વસાવ્યું છે. આ પેહેલાં હોલ્કરની રાજધાની માહેશ્વરમા હતી. આ માહેશ્વર કિલ્લાબંધ ગામ છે અને નર્મદા પરના ઉત્તમ ઘાટો અને હોલ્કરના જુના રાજ્યભુવન જોવા લાયક છે. હોલ્કર અસલ તો ખરેખર ભરવાડની જાત હતી. પુના પાસે નીરા નદીના કિનારા પર હોલ નામનું ગામડું છે ત્યાં કુંદજી નામનો આ વંશનો મૂળ પુરૂષ થયો છે. હોલના રહેવાસી તે હોલકર કહેવાયા આ પુરૂષો એ પેશવાના લશ્કરમા પોતાના બાહુબળથી નામના કાઢી કેટલોક મુલક મેળવ્યો અને તલવારના જોરે સાચવ્યો, માળવા, રજપુતાના અને ઉત્તર હિંદુસ્તાનમા હોલકર અને સિંધીઆએ પેશવાનો કીર્તિધ્વજ ફરકાવ્યો હતો, ગુર્જરાતમાં ગાયકવાડે અને નાગપુર જીલ્લામા ભોંસલાએ પેશવાની કીર્ત્તિ ફેલાવી હતી. પેશવાઇ વખતની રાજનીતિ એવી હતી કે જે સરદાર જે મુલક જીતે તે પોતાને સ્વાધીન રાખે અને તેના રક્ષણ સારૂ જે લશ્કર રાખવું પડે તેનો ખરચ તે સ્થાનની ઉપજ-માથીજ નીભાવે અને પેશવાને અમુક વાર્ષિક રકમ આપે. આટલું છતાં જરૂર પડે તો, પોતાના લાવ લશ્કર સાથ આ લોકો પેશવાની ચાકરીમાં હાજર થાય. એ વખતના પ્રસંગને લઇને આ રાજ્યનીતિ વખાણવા લાયક હતી અને આજ રાજનીતિને લઇને મોટા મુગલ બા-દશાહના સૈન્યને આગળ વધવામાં ભારે અટકાવ થયો હતો તેમજ જીતાએલો મુલક બીજાના હાથમાં જતો અટક્યો હતો પણ પુણાના પે-શવાના દરબારમા રાજ્ય ખટપટ વધી પડી અને આવા બલાઢ્ય સૈનિ-કોની આશા સ્વતંત્ર થવાની થઇ છે એવું જ્યારે રાજનીતિનિપુણ નાના ફડનવીસે જોયું ત્યારે આ લોકોની સત્તા અંકુશિત કરવા વિચાર થએલો અને તેમાંજ મહત્વાકાંક્ષાને લઇને અનેક કાવાદાવા ચાલી, આખરે બાજીરાવના વખતમાં પેશવાઇ બુડી અને અંગ્રેજોને હાથ પેશવાઇ

મુલક આવ્યો તેજ વખતે આ લોકોને સ્વતંત્ર થવા સંધિ મળી. આ લોકોનો સ્વતંત્ર અધિકાર અંગ્રેજ સરકાર ન સ્વીકારે તો તેમનાથી પેશવાઇ જાળવી શકાવાનું મુશ્કેલ હતું. આ સરદારપાસે સૈન્ય અને દ્રવ્ય વૈપુલ્ય પુષ્કળ હતું. આથી આ લોકોને સ્વતંત્ર બનાવી તેમની સાથ સંધિ કરી અંગ્રેજોએ પોતાની ખીજ સમાવી લીધી. આટલું છતાં હોલકર અને ભોંસલાએ અંગ્રેજો સાથ વારંવાર હાથ મેળવ્યાનું ઇતિહાસ જણાવે છે. હોલકર અને ભોંસલાને એકલા પડી લડતાં યશ નજ આવ્યો. હોલકરે દરેક યુધ્ધમાં થોડો થોડો મુલક છોડી દઇ સંધિ કરી અને અત્યારનું રાજ્ય જાળવી રાખ્યું. ભોંસલાએ પોતાનુ સર્વસ્વ ગુમાવ્યું. હોલકરના રાજ્યની કીર્ત્તિ તેના બાહુબળથી જેટલી જળવાઇ રહી છે તેથી વિશેષ અહલ્યાબાઇ હોલકરીણુની ધર્મબુધ્ધિ, દાનશિલતા અને દીર્ઘદષ્ટિથી જળવાઇ રહી છે.

ઇંદોર અત્યારે ભવ્ય શહેર થઇ પડયું છે. કાન નદી શેહેરની પાસ સર્પાકારે વહે છે. સ્ટેશનથી શહેર પોણો માઇલ દુર છે. છતાં તે વચલો રસ્તો બગીચાઓ. બંગલાઓ અને વીશાળ રસ્તાથી સુંદર જણાય છે. ઇદોરમાં જોવાલાયક સ્થાનોમાં રાજ્યમહેલ, ગોપાળ મંદિર, ટંકશાળ, હાઇસ્કુલ, બજાર, હોસ્પીતાલ, લાલબાગ, કોલેજ, રાજકુમાર કોલેજ વીગેરે છે. રેસીડનસીનું સ્થાન પણ સુંદર છે. ઇદોર વેપારનું મુખ્ય મથક છે. અનાજ અને રૂનો મોટો વેપાર ચાલે છે. અફીણના વેપારીઓ પણ અહીંઆં ઘણા છે. ઇદોરમાં રૂની મીલ છે. ઇદોરના રસ્તા પહોળા અને શોભીતા છે. શહેરમાં પ્રાનસોની હાર લાગી રહી છે. રાજમહેલ સાતમાળનો અને જોવા જોગ છે. બગીચા વિશાળ અને જુદી જુદી જાતની વનસ્પતીથી ભરપુર હોઇ ફુવારાઓના ઉડવાથી મનહર જણાય છે. સ્ટેશન પાસ મુસાફરો સારુ સાધારણ ધર્મશાળા પણ છે. જૈન લોકોનાં સુંદર મદિરો ઇદોરમાંબનેલાં જોવામા આવે છે. ઇદોર ઉતરી જોવાથી અસંતોષ થાય એમ નથીજ.

### ધાર અને દેવાસ.

ઇદોરની આજુ બાજુમા રેલવેથી ન જોડાએલ પણ પથીકોને જોવા યોગ્ય સ્થાનોમાં ધાર અને દેવાસ મુખ્ય છે. ધારનું અસલ નામ **ધારાનગરી** છે અને તે સુપ્રસિધ્ધ દાનવીર ભોજની રાજધાની હતું. અત્યારે આ ધાર એક નાનું સરખુ રાજધાનીનુ શહેર છે. અનાજ રૂ

અને અફીણનો વેપાર અહીંનો સારો ચાલે છે છતાં આગળની મોટાઇ તો રહી નથી. અત્યારનું ધાર જિલ્લાનું ગામ છે. જવા વાહનો ઇત્યાદિક મળે છે. મહુથી કિંવા ઇંદોરથી પગ રસ્તે જઇ શકાય છે. પ્રસિધ્ધ ગોપીચંદનનું આજ રાજસ્થાન હતું. ધારમાં જુનાં ખંડેરોમાંથી હજી પણ કેટલીક એવી વસ્તુ હાથ લાગે છે. કે તે જોઇ તેની પ્રાચીન મોટાઇનો ખ્યાલ આવે છે. જૈન લોકોનું ધાર આ યાત્રા સ્થાન છે અને ત્યાં સારાં દેરાસરો છે અહીંઆં એક સોનાની જૈનોના મૂળ નાયકની મૂર્ત્તિ છે. અહીંઆથી કેટલાક જૈન યાત્રીઓ પાસેના રાજગઢ પણ જવા ચુકતા નથી. દેવાસ આ પણ નાનું રાજ્ય છે. દેવાસમા પહાડની ટેકરી ઉપર ચામુંડા દેવીનું ભવ્ય અને દર્શનીય સ્થાન છે. પહાડની ગુફામાં આ સ્થાન આવેલુ છે અહીંઆં પણ અનાજ, અફીણ અને રૂનો વેપાર સારો ચાલે છે. અવશ્ય આ સ્થાન જોવાની જરૂર છે.

### ફતેહાબાદ.

છેટું મુંબઇથી ૪૬૫ માઇલ; ભાડું મેલનું ૭-૧૦-૦ અને બીજાનું ૪-૧૩-૦ છે

આ જંકશન સ્ટેશન છે. અહીંઆં મુસાફરોને સળંગ ગાડી ન મળે તો કેટલોક વખત ખોટી થવું પડે છે. ઉજ્જન જનારને અહીંઆં ગાડી બદલવી પડે છે, સિધ્ધા અજમેર જનારને ગાડી બદલવી પડતી નથી. ખંડવાથી અજમેર સુધી સળંગ ગાડી જાય છે. હિંદુઓ-પછી તે વેદાનુયાયી હો કે જૈન હો—ને અત્ર ઉતરી ઉજ્જન ગયા વગર ચાલતુંજ નથી. અહીંઆં સ્ટેશનપર વેટીંગરૂમમાં મુસાફરો પાંચ છ કલાક કાઢે છે. મેલમાં જનારને ખોટી રહેવું પડતું નથી.

### ઉજ્જન.

છેટું મુંબઇથી ૪૭૯ માઇલ, ભાડું મેલનું * ૭-૮-૦ બીજાનું ૫-૦-૦

ઉજ્જન અત્યારે મહારાજા સીંધીયાના તાબામાં છે અને તે વિક્રમની રાજગાદી તરીકે આજ વરસો થયાં પ્રસિધ્ધ છે અયોધ્યા, મથુરાં, હરીદ્વાર, કાશી, કાંચી, ઉજ્જન, દ્વારકાં આ સાત પુરી ગણાય છે અને તે મોક્ષદાતા છે આમ હીંદુ સમજે છે. ઉજ્જન અત્યારે પણ મોટું ભવ્ય શહેર છે તો પ્રાચીન વખતમાં તે કેટલું મોટું હશે આ સહજ સમજી શકાય છે.

---

* આ ભાડું કટકે ટીકીટ લેવાના હિસાબે મુકયું છે. સળંગ ટીકીટ લેવાથી પાંચ સાત આનાનો ફરક આવે છે,

મહાકાળેશ્વર બાર જ્યોતિર્લિંગ માંહેના એક મહાદેવ છે. ક્ષિપ્રા નદી, સિદ્ધવડ, હરસિદ્ધ માતા આ ઉજ્જનનાં પવિત્ર સ્થાનો છે. આ સ્થળોમાં સ્નાન, દાર્ન, બ્રહ્મભોજનનું મોટું મહાત્મ્ય છે. શ્રી મહાકાળેશ્વરનું પ્રાચીન મંદિર તો મુસલમાન રાજ્યકરતાઓએ તારાજ કરેલું જણાય છે અને મૂર્તિ પણ પ્રાચીન છે કે કેમ આ શક પડતું છે. કારણ કે જ્યોતિર્લિંગ જે જે સ્થાનોમાં છે ત્યાંની મૂર્તિઓ મોટા ભાગે કુદરતીજ જોવામાં આવે છે. અત્યારની મહાકાળેશ્વરની મૂર્તિ ભોંયરામાં છે અને બતી લઇ દર્શન કરાય છે. ઉપર ઓંકારનાથની મૂર્તિ છે. એ બે મૂર્તિ વચ્ચે મારગ છે કે જેથી ઓંકારનાથનાં દર્શન સાથ મહાકાળેશ્વરનાં દર્શન થઇ શકે છે. આ બેઉનાં દર્શન સાથે કરવાથી પુણ્ય થાય છે આવું મહાત્મ્ય છે. આ ઓંકારનાથ અસલ ઓંકારનાથની પ્રતિનિધિ તરીકેની મૂર્તિ જણાય છે. ઉજ્જનમાં હરસિદ્ધ માતા અને બીજાં સ્થાનો છે તે બધાં આધુનિક જણાય છે અને ત્યાંના બ્રાહ્મણોએ પોતાની મેહેનત બચાવવા બનાવ્યાં હોય એમ જણાય છે. અત્યારના ઉજ્જનથી જુનું ઉજ્જન ત્રણ માઇલ દુર છે. જુના ઉજ્જનમાં જતાં રસ્તામાં કેટલાંક ભોંયરાંઓ, ધરો, સ્થાનો મળે છે. અમને કહેવામાં આવ્યું હતું કે આ સ્થાનોમાંથી કેટલીક વખત ઝવેરાત, મોતી, પૈસા વગેરે પણ મળે છે. જુના ઉજ્જનમાં હરસિધ્ધ માતા, કાલકા, ભર્તૃહરીની ગુફા, સિધ્ધવડ અને ક્ષીપ્રાના ઘાટ આ જોવાજોગ છે. સિધ્ધવડના સંબંધમાં અમને એમ જણાવવામાં આવ્યું કે આ વડ આજ કેટલાક યુગ થયાં આજ સ્થીતિમાં છે. વડ હમેશાં વડવાઇથી દર વર્ષે વધે છે. થડ, મુળ, પાતરાં વગેરે વગેરે વધે છે. મેં વીસ વર્ષ પહેલાં આ વડ જે સ્થીતિમાં જોયો હતો તેજ સ્થીતિમાં અત્યારે પણ છે. આ વડમાં કશી પણ વધઘટ થતી નથી આનું કારણ વનસ્પતિ વિદ્યાના અભ્યાસીઓએ શોધી કાઢવાની આવશ્યકતા છે. બીજું આ સ્થાનમાં એક મહાદેવ છે. આ મહાદેવની મૂર્તિ જમીનમાં અંદર પેસતી જાય છે. જમીનની બહાર બે ત્રણ હાથ મૂર્તિ જોનારા અત્યારે હયાત છે. આ મૂર્તિ અત્યારે જમીનની અંદર બે હાથ ઉંડા ખાડામાં છે. એમ કહેવાય છે કે આ મૂર્તિ જમીનમાં ઉતરી અદ્રશ્ય થશે ત્યારે પ્રલયકાળ થશે.

ઉજ્જનમાં વેપાર રોજગાર પણ સારો છે. ઉજ્જનની સ્થાનીક બનાવટોમાં બહુ વખાણવા જેવું અત્યારે થોડુંજ બને છે છતાં અતર,

તેલ ગુલકંદ વીગેરે આજ પણ જથાબંધ બહાર દેશાવરે જાય છે. રૂ ઓર અનાજનો વેપાર મોટો છે અને મુબઇથી ઘણીક ચીજો અત્રે નીકાશ કરવામા આવે છે આ રીતે ઉજ્જન નવું અને જુનું જોવા જેવુ છે અને ત્યાંના જુના ખડેરો અભ્યાસ કરવા જોગ છે ઉજ્જનથી ભોપાળની લાઇન થઇ છે, તે લાઇનમા સીધા જઇ ભોપાલથી માણીકપુર થઇ ચિત્રકુટ જઇ શકાય છે અને ત્યાંથી અલ્હાબાદ-પ્રયાગ જવાય છે, અગર ઉજ્જનથી ફતેહપુર પાછા આવી રતલામ નીમચ ચીતોડ થઇ શ્રીનાથજી જવાય છે અને ત્યાથી અજમેર થઇ ગોકુળ મથુરા થઇ અલ્હાબાદ જવાય છે'

ઉજ્જન જ્યોતિષશાસ્ત્રદ્રષ્ટિએ બહુ અગત્યનું સ્થાન છે અત્રે જયપુરના મહારાજાની એક વેધશાળા છે આર્ય જ્યોતિષિઓએ ઉજ્જનને સમાન્તર માન્યુ છે, અને સારણી વખતે ઉજ્જનનાજ અંશોને અહિત તરીકે લે છે ઘણાજ પ્રાચીનકાળથી ઉજ્જન વિદ્યાપીઠ ગણાતુ આવ્યુ છે શ્રીકૃષ્ણ અને સુદામા સદિપન ઋષિને ત્યા વિદ્યા ભણવા અત્રેજ આવેલા આ સદિપન મહારાજનું સ્થાન અને મૂર્તિ અત્રે છે ઉજ્જનનું પ્રાચિન નામ અવંતિકા છે અને મહાભારતના પ્રસિદ્ધ યુધ વખતે અત્રેના વિન્દ અને અનુવિન્દ રાજા દુર્યોધન તરફથી લડવાનું અને અર્જુનના હાથથી મરાયાનુ મહાભારતમા જોવામાં આવે છે

ઉજ્જનમાં સાત તળાવો છે તેમાના કેટલાક અત્યારે તુટીફુટી હાલતમા છે વિષ્ણુસાગર, રૂદ્રસાગર ગોવર્ધનસાગર પુરૂષોત્તમસાગર, ક્ષીરસાગર, પુષ્કરસાગર અને રત્નાકરસાગર આ તેના નામો છે

ઉજ્જનમા કાર્તિકી પુનમની મોટી જાત્રા ભરાય છે જ્યારે વૃશ્ચિક રાશીના બૃહસ્પતિ થાય છે ત્યારે અહીંઆ ભારે મોટી જાત્રા ભરાય છે એવુ કહેવુ છે કે દેવતા અને રાક્ષસોના યુદ્ધ વખતે બૃહસ્પતિ અમૃતનો ઘડો લઇ ભાગ્યા આ ઘડાનું અમૃત ભાગીરથી ગંગા યમુના અને સરસ્વતિ આ ત્રિવેણી સંગમમા, ગોદાવરીમા અને ક્ષિપ્રામા બૃહસ્પતિના હાથમાથી ઘડાની ખેચતાણ કરતા ઢોળાયુ આ પરથી કુંભના બૃહસ્પતિમા હરદ્વારમાં, વૃષભના બૃહસ્પતિમા પ્રયાગમા સિંહના બૃહસ્પતિમાં નાશીકમા અને વૃશ્ચિકના બૃહસ્પતિમા ઉજ્જનના કુંભયોગ થાય છે આ કુંભયોગમા સર્વ તીર્થો આ સ્થાનોમા આવે છે આથી આ સ્થાનોમા તેર વર્ષે ભારે યાત્રા ભરાય છે અને આખા હિંદુસ્થાનના લોકો આવે છે

ઉજ્જનના પ્રાધાન્ય દેવોમાં ક્ષિપ્રાના-કાંઠે રામઘાટમાં સ્નાન, દાન, શ્રાદ્ધાદિક થાય છે. હરસિધ્ધમાતા, અગસ્ત્ય મુનિ, મહાકાળેશ્વર, ઓંકારેશ્વર, નાગચંદ્રેશ્વર, શેષશાયી ભગવાન, રામ લક્ષ્મણ અને જાનકી, ગોપાલ મંદિર, રણુમુકતેશ્વર, સંદિપન ઋષિ, શ્રીકૃષ્ણ બળભદ્રની મુર્તિ, રાજા ભર્તૃહરીની ગુફા, કાળકા, સિદ્ધવડ આદિ દર્શનનાં સ્થાનો છે.

જુનું ઉજ્જન અને વિક્રમાદિત્યનો કિલ્લો આ જોવા જોગ છે.

શ્રી મહાકાળેશ્વરની ઉત્પત્તિ સંબંધે શિવપુરાણમાં કહ્યું છે કે અવંતિમાં એક શિવ ભક્ત હતા. આ વખતે રત્નમાળ પર્વત પર દુષણુ નામનો રાક્ષસ બ્રહ્માથી વરદાન મેળવી શીવભકતોને દુ:ખ દેવા લાગ્યો. આ રાક્ષસે ઉજ્જન પર ઘેરો ઘાલ્યો પણુ બ્રાહ્મણુ ધ્યાન ભ્રષ્ટ ન થયા. તેમના રક્ષણુ માટે શંકર પ્રકટ થયા અને બ્રાહ્મણુની પ્રાર્થનાથી સાંજ રહ્યા.

અહીંઆ જૈનોના ૩૨ દેરાસરો છે. તેવીશમા ભગવાન અવંતીજી નામથી પ્રખ્યાત પ્રાચીન તીર્થ છે. જૈન યાત્રીઓમાં ઉજ્જન પવિત્ર સ્થાન ગણુાય છે.

ઉજ્જનમાં મીલો, પ્રેસો વીગેરે છે. ઉજ્જનમાં સીંધીઆ સરકારની પેહેલા રાજ્યધાની હતી. ઉજ્જન ઇતિહાસ પ્રસિદ્ધ શેહેર છે અને અલ્લાઉદ્દિનથી કરીને છેલ્લે હોલકર અને સિંધીઆએ લડાઇઓ કર્યાના દાખલા ઇતિહાસના પૃષ્ટ પર મોજુદ છે. ઉજ્જન અત્યારે પડતી હાલતમાં આવતું જાય છે. વેપાર રોજગાર અને હુન્નર તુટતા જાય છે.

## રતલામ.

મુંબઇથી છેટું ( બી. બી. સી. આઇ. લાઇનમાં ) ૪૩૫ માઇલ; ભાડું મેલનું ૬-૨-૦ બીજીનું ૪-૯-૦; ( જી. આઇ. પી. મા) ૫૧૪ માઇલ; ભાડું મેળનું ૮-૨-૦ બીજીનું ૫-૭ ૦

ઉજ્જનથી પહેલાં ફતેહાબાદ થઇને રતલામ જવાતું હતું પણુ હમણાં બારોબાર રતલામ જવાય છે. રતલામ ગુજરાત અને માળવા વચ્ચેની હદ મુકરર કરતા મોટું શહેર અને રાજ્યધાની છે. રતલામ શહેર રાજ્યધાની હોવાથી સારું છે. અફીણુ તથા ઘઉંનો મોટા વેપાર અહીંઆં ચાલે છે. રતલામનાં સરકારી મકાનો અને બગીચાઓ જોવા લાયક છે. રતલામ સ્ટેશનથી દોઢ માઇલ દુર છે.

રતલામમાં મેહેલાં ધર્મશાળા હતી પણ તે મુસાફરોને સગવડકારક નહોતી. હાલમાં મુંબઇના પ્રસિદ્ધ ભાટીયા ગૃહસ્થ શેઠ ઠાકરસી મુળજીના કુટુંબની એક પરોપકારીબાઇ તરફથી એક ધર્મશાળા બાંધવામાં આવી છે તે મુસાફરોને સગવડકારક થશે. જી. આઇ. પી. કે બી. બી. ના મુસાફરોએ અહીંઆ એકાદ દિવસ આરામ લેવાથી સુખ થશે. રતલામ શેહેર પાઘડીપને હોઇ મોટું છે. ચંદનીચોક વેપારીઓનો લતો છે. રાજમેહેલ જોવા જોગ છે. અમૃતસાગર નામનું સુંદર સરોવર છે. જેનો ચોમાસામાં મનોરંજક દેખાવ જોવા લાયક થાય છે. જૈનોનાં દેરાસરો તથા દર્શનની જગ્યો છે.

## જાવરા.

| છેટું | | ભાડું |
|---|---|---|
| ૪૫૬ માઇલ | બી. બી. સી. આ. ઇ. | મેલનું ૬–૩–૦ બીજીનું ૪-૧૨-૦ |
| ૫૩૪ ,, | જી. આ. પી રે. | ,, ૮–૫–૦ ,, ૫–૯–૦ |

રતલામથી નામલી સ્ટેશન મુકયા પછી જાવરા આવે છે. જાવરા આ એક મુસલમાનની રાજ્ય છે. સ્ટેશન ઉપરથીજ આ રાજ્યસ્થાન હોય એમ નજરે પડે છે. જાવરામાં અફીણ અને અનાજનો મોટો વેપાર ચાલે છે. જાવરા નાનું રાજ્ય છતાં ગામ શોભાયમાન છે. અફીણ તોળવાની અત્રે એક દુકાન છે. આ રાજ્ય અસલ હિંદુ રાજ્ય હતું પણ હોલકરે પોતાના મુસલમાન સરદારને બક્ષિસ આપ્યા બાદ તે મુસલમાની રાજ્ય થયું છે. અહીંઆ જૈનોના દેરાસરો છે.

## મંદાસર.

| છેટું | | ભાડું |
|---|---|---|
| ૪૮૮ માઇલ. | બી. બી. સી. આઇ. | મેલ. ૬–૧૦–૦ બીજીનું ૫–૧–૦ |
| ૫૬૬ ,, | જી. આઇ. પી.રેલવે. | ,, ૮–૧૧–૦ ,, ૫-૧૩-૦ |

આ પ્રાંતમાં વેપાર રોજગારની બાબતમાં વખાણનું આ ગામ છે. જાવરા ને મંદાસરની વચ્ચે ધોધાર, દાલુડા આજ નાનાં સ્ટેશનો છે. મંદાસર અસલનું જુના વખતનું ગામ છે. અહીંઆ જૈનો તથા વેદાનુયાયીઓની દર્શનની જગ્યા છે. ગામની આજુબાજુ જુની શોધ ખોળ કરનારને અગત્યની ઘણીક જાણવા લાયક બાબતોથી ભરપુર સ્થાનો છે. મંદાસરમાં ઝીણા કાપડના વણાટનું કામ સારૂં થાય છે. અસલના વખતમાં પાઘડી શેલા વીગેરે અત્રેનાં બનેલાં અહેરીમાં ખપતાં હતાં.

## નીમચ.

| છેટું | | ભાડું |
|---|---|---|
| ૫૧૮ માઇલ | બી. બી. લાઇનમાં | મેલ. ૬-૧૩-૦ બીજીનું ૫-૬-૦ |
| ૫૯૬ ,, | જી. આઇ. પી. | ,, ૯-૫-૦ ,, ૬-૪-૦ |

મંદાસરથી થારોદ, પીપલીઆ, મલ્હારગઢ, હારકીઆખાલ મુકયા પછી **નીમચ** આવે છે. નીમચ ગ્વાલીયરના રાજમાં અંગ્રેજી લશ્કરી છાવણીનું સ્ટેશન છે. આ કિલ્લાવાળું શેહેર છે. ૧૮૫૭ ના બળવામાં અહિંની અને મંદાસરની ફોજ બળવામાં સામેલ થઇ હતી. નીમચ અને છાવણીમાં જૈનો અને બીજા હિંદુઓની દર્શનની જગ્યા છે.

## ઝાલરાપાટણ—પ્રતાપગઢ—વાંસવાડા—ડુંગરપુર.

રતલામથી નીમચ સુધીમાં જુદાં જુદાં રાજ્યસ્થાનો ઉપર લખેલાં છે તે છે. **ઝાલરાપાટણ** નીમચથી ૮૦ માઇલ છે. જવાનો રસ્તો પાકો હોઇ વાહનો મળી શકે એમ છે. ઝાલરાપાટણનો પ્રદેશ ડુંગરાઓ અને કુદરતી લીલાથી ભરપુર છે. ઝાલરાપાટણ ગામ કિલ્લાબંધ હોઇ સુશોભીત છે અને વાડી બગીચાઓ પુષ્કળ છે. આ ભાગમાં લોઢું અને રંગના કામમાં આવતી લાલ પીળી માટી પુષ્કળ મળે છે. અહીંઆં દ્વારકાંનાથજીનું સુંદર મંદિર છે. આ તરફ ઘણીક જમીન ખેડયા વગરની પડી છે તે ખેડુત લઇ જઇ ખેડાવનારને લાભ થાય એમ છે. અહીંઆં વેપારના ખરની ઘણીક ચીજો મળે છે. મંદાસરથી ૧૯ માઇલ **પ્રતાપગઢ** છે. પ્રતાપગઢમાં ૩ વૈષ્ણવોનાં મંદિર, ૩ શૈવ મંદિર અને ૪ જૈન મંદિર છે. પ્રતાપગઢમાં મીણાકારી કામ ઘણું જ ઉત્તમ થાય છે. આ તરફનો પ્રદેશ ડુંગરાળ હોઇ ભીલોથી વસેલો છે. ડુંગરમાં ધાતુઓ મળી શકે એમ છે. અત્રે પણ વેપાર રોજગાર અને ખેતીનું સારૂ ક્ષેત્ર છે **વાંસવાડા** રતલામથી ૫૦ માઇલ છે. આ કિલ્લાવાળું ગામ છે. શાહિવીલાસ નામનું રાજ્યભવન જોવા જોગ છે. અહીંઆં તળાવો પણ સુંદર છે. કારતક મહિનામાં અહીંઆં મોટી જાત્રા ભરાય છે જે પંદર દિવસ સુધી રહે છે. આ વખતે આ તરફ બનતી ચીજો સર્વે પ્રકારની જોવા મળે છે. હિંદુઓ અને જૈનોના દેવ મંદિરો પણ સારી કારીગરીથી બનાવેલાં છે. વાંસવાડાથી ૪૫ માઇલ **ડુંગરપુર** છે. મુંબઇમાં જે પાણી પાનારા ભૈયાઓ જોઇએ છીએ તેમાંનો મોટો ભાગ ડુંગરપુર તરફનો છે. ડુંગરપુ-

રમાં નાગર અને ઔદિચ્ય બ્રાહ્મણની સારી વસ્તી છે. ડુંગરપુર મહી નદીને કિનારે છે મહીનદી પરના બાણેશ્વર મહાદેવની દર વર્ષે મોટી જાત્રા ભરાય છે. જે પંદર દિવસ રહે છે. અહીંઆં સોમ નામની બીજી નદી છે, જે થોડી જગ્યાંએ અદ્રશ્ય થઇ જાય છે અને થોડી જગ્યાએ દેખાય છે. આ તરફના ડુંગરાળ પ્રદેશમાં પથ્થરો ઘણાંક મજબુત નીકળે છે અને કેટલીક જગ્યાએ આરસના જેવા પથ્થરા મળે છે. આ પથ્થરની મૂર્તિઓ, ખરલો વગેરે ઉત્તમ ઘાટો બને છે. નાગરોની છ જાતમાં ડુંગરપરાની એક જાત છે તે મૂળ અહીંથીજ થએલી છે. ડુંગરપુરનું રાજ્ય પ્રાચીન હોઈ અત્યારના રાજ્યકર્તા સિસોદીઆ વંશના છે. અહીંઆં અડધી ગુજરાતી અને અડધી મેવાડી ભાષા બોલાય છે. ખનીજ પદાર્થના અભ્યાસીએ આ તરફ જવાની જરૂર છે.

## ચીતોડગઢ.*

| છેટું - | | ભાડું | |
|---|---|---|---|
| ૫૫૩ માઇલ | બી. બી. લાઇન | મેલનું ૭-૫-૦ | બીજીનું ૫-૧૨-૦ |
| ૬૩૧ ,, | જી. આઇ. પી. | ,, ૯-૧૪-૦ | ,, ૬-૧૧-૦ |

કેશરપુર, નીંબાહેરા, અને શંભુપુરા આ સ્ટેશન મુકયા પછી ચીતોડ આવાય છે. ચીતોડના સ્ટેશન પર કેટલીક દુકાનો છે ત્યાં ઉતારો કરી શકાય છે. અલબતાં અહીંઆ પૈસા આપવા પડે છે. ગામ સ્ટેશનથી માઈલ એક આસરે છે. ગામમાં ધર્મશાળા છે પણ ધર્મશાળામાં રહેવા કરતાં સ્ટેશન પર રહેવું સારૂં છે. ગામમાં જૈનોનાં અને હિંદુઓના દેવસ્થાનો છે.

ચીતોડ ઇતિહાસ પ્રસિધ્ધ સ્થાન છે. અને તેનો કિલ્લો વખણાયલો છે તો તે સંબંધે થોડુંક લખવાની જરૂર છે. " ગઢમેં ગઢ ચીતોડ ઔર સબ ગઢૈયા " આવી કહેવત છે. આ ચિતોડ ખરી પાડે છે. ચીતોડનો કિલ્લો ડુંગરપર છે અને ખુદ ચિતોડમાંજ ગવરનર રહે છે તેનો પરવાનો લીધા વગર કિલ્લામાં જવાતું નથી. આ પરવાના માટે કાંઇ

* અહીંઆ કેટલીક જગ્યાએ બેઉ રેલવેનું ભાડું આપ્યું છે અને તેમાં ફેર શું પડે છે આ બતાવ્યું છે પણ યાત્રીએ વખત કેટલો લાગે છે તથા ગાડી કેટલી વખત બદલવી પડે છે આ જોવાનું છે. પૈસાના લોભે વધારે વખત ગાડી બદલતાં પડયું રહેવું પડે તો સામાનની મજુરી અને ખાધખોરાકીના ખરચને લઇને સરખુંજ પડે છે.

પૈસા આપવા પડતા નથી. એકામાં કિલ્લામાં બંધ શકાય છે અને તેથી ચડઉતરની ઝાઝી મહેનત પડતી નથી. આ કિલ્લાની નીચે ચીતોડ ગામ છે અને ગામને પાદરે સર્પાકારે વહેતી સુંદર નદી છે. આગળ કહી ગયો છું કે દરેક ગઢની ખુબી જુદી જુદી છે તે અત્રે બતાવું છું. દોલતાબાદનો કિલ્લો દુશ્મનને દુર્ગમ થાય એવી રીતે બનાવ્યો છે અને તેના રસ્તા ભુલવણીના, અંધારા અને દુશ્મનો જલદી નાશ પામે એવા છે ત્યારે આ ચીતોડનો કિલ્લો દુશ્મનોને બહાદુરીથી જીતવાને ઉપયોગી થઇ પડે તથા દુશ્મનો પણ બહાદુરી બતાવી શકે એવી રીતે બાંધવામાં આવ્યો છે. ચીતોડના કિલ્લામાં જે ખુબી છે તે એ છે કે તે કિલ્લામાં વર્ષો સુધી સલામતીથી રહી. દુશ્મન સામે બચાવ કરવા ધારે તો થઇ શકે એમ છે. ચીતોડના કિલ્લામાં અત્યારે પણ સેંકડો ખેતરો, વાડીઓ, જળાશયો છે અને લાખો માણસ કિલ્લાનો આશરો લઇ, ખુદ કિલ્લામાંજ ખેતીવાડીથી અનાજ વગેરે ઉત્પન્ન કરી પોતાનો ગુંજારો કરી દુશ્મનને કાયર કરી પાયમાલ કરી શકે એવી ખુબી આ કિલ્લાની છે. અને તેની સાથ કિલ્લામાંથી નાસી જવાની બારી રેકી મેવાડીઓએ બીલકુલ રાખી જણાતી નથી. શરૂઆતમાં કિલ્લાના દરવાજામાં પેસતાં એક બાજુ મજબુત દીવાલ અને બીજી બાજુ ડુંગર ઉપરની મજબુત દીવાલની વચમાં સીધા ને સીધા જવું પડે છે, આ જવાનો રસ્તો ૧૦ ફીટથી વધુ પહોળો છે. આ સીધો રસ્તો અડધા માઇલનો છે અને આખો રસ્તો કમમાં કમ ૫૦ હજાર ઘોડેસ્વારો કે લાખ પાયદળ લશ્કરથી ભરાઇ જાય એમ છે. દરવાજામાં પેસતાં ડાબા હાથની દીવાલ કરતાં જમણા હાથની દીવાલ કમમાં કમ, ૩૦ ફીટ ઉંચી જણાય છે. આ રીતે ડાબા હાથની દીવાલ જે મજબુત પથ્થરની છે તે નીચેનાં ગામડાંથી ૧૨ થી ૧૫ ફીટ ઉંચી છે. આ ભીંત પાસે જે રસ્તો છે તેની જમણી બાજુ ૧૨-૧૫ ફીટ ડુંગરની જમીન ઉંચી છે અને તેનાપર ૧૨-૧૫ ફીટ મજબુત પથ્થરની દીવાલ છે. આ દીવાલપર ગોઠવાઇ લડાઇ કરનાર દીવાલની અંદર આવી પોંહોચેલાને બેધડક મરણપથારીએ સુવાડે એ ખુલ્લુંજ છે. હવે સીધા અડધા માઇલ સુધી ગયા બાદ મજબુત દરવાજો પાસ છે. આ દરવાજો વટાવી આગળ જવાનું બંધ થાય છે પણ આવતી વખતે જમણા હાથ તરફ જે ઉંચી દીવાલ પાસથી આપણે જઇએ છીએ તેજ દીવાલ આવ્યા એજ રસ્તે વાંક લઇ ઉપર ચઢતાં, જમણા હાથ ઉપર રાખી દિશા ફેરવી સામે મોઢે ચાલતાં

પાછી મળે છે. હવે આ દીવાલની સાગે બીજી દીવાલ નથી, પણ ડુંગરની કડણ છે. આટલે સુધી આવેલા દુશ્મનો સાથ હાથોહાથની લડાઇ કર્યા વગર છુટકોજ નથી એવી આ રજપુત કિલ્લાની ગોઠવણ છે. રજપુતો જે દીવાલપર ચઢી, આવતાં લશ્કરને મારતા હતા, તેજ દીવાલપરથીજ સામેના યુધ્ધમાં થાહોમ કરી શકે છે. આ દીવાલપરથી માર મારતાં રજપુતો દુશ્મનોની વચ્ચે કુદી પડી કચરઘાણ કાઢતા હતા અને મરતા હતા તેની નીશાનીઓ પાળીઆઓથી અત્યારે પણ છે અને અત્યારે આ દરવાજા પાસ અમુક વીર પડયો, અહીં અમુક પડયો હતો, આમ કહેવામાં આવે છે. આ જગ્યા વટાવ્યા પછી એક ત્રીજો દરવાજો આવે છે અને તે દરવાજામાંથી બહાર નીકળતા ખુલ્લી જમીન આવે છે કે જે જમીન હાથોહાથની તરવારનાજ યુધ્ધને લાયક છે આમ ખુલ્લું જોઇ શકાય છે, અત્યારે પણ જય અંબે, હરહર મહાદેવ, અલાહો અકબર વીગેરે શબ્દો પ્રકૃતી કેમ પુકારતી ન હોય એવો ભાસ થાય છે. આથી આગળ સરદારો અને રાણાના મહેલો છે. આ મહેલો અત્યારે ઉજડ જેવા છે, છતાં પોતાની મોટાઇ જાળવી રાખતા દેખાય છે. કિરત મહેલ જે રાણી કીરતીજીએ *બંધાવ્યો હતો તેનો એક બુરજ એવા તો ઉમદા પથ્થરનો બંધાવ્યો છે કે જે પથ્થર જાણે સોનાના કેમ ન હોય તેવા જણાય છે. કાલકાનું મંદીર દર્શન કરવા જેવું છે. અત્યારે કાલકાજીનાં ધ્યાનપૂર્વક દર્શન કરનારને કાલકાજીનાં ક્રોધી નેત્રો, વીકાળ રૂપ, ઉદાસિનવૃતિ વગેરે સ્પષ્ટ જોવાય છે. કાલકાજીનાં મંદીર પાસે મેવાડની સેંકડો રાણીઓ જુહારવતથી બળી મુવેલીઓ તે સ્થાન છે. આ સ્થાનમાં મહાદેવની પ્રતિમા છે પણ અંદર ઉતરીને જોતાં ખરેજ ભયાનક લાગે છે. આ કીલ્લાના જળાશયોમા પણ બે ત્રણ મોટા સરોવરો જોવા લાયક છે. અત્યારે પણ આ કીલ્લામાં હજારો માણસ રહે છે અને ખેતીવાડીથી પોતાનો ગુજારો ચલાવે છે. મને જણાવવામાં આવ્યું હતું કે રાણા પ્રતાપના વખતે કીલ્લો મુસલમાનોએ લીધો ત્યારે મેવાડી પ્રજા પ્રતિજ્ઞા કરી નીકળી હતી કે જો વસીએ તો કીલ્લામાં વસીએ નહીં તો ગામમા વસીએજ નહીં અને એ પ્રતિજ્ઞાને-અત્રે હજી કેટલાક વસવાઇઆ, સુથાર, લુવાર વીગેરે ગાડામા ઘર કરી ગામોગામ ફરે છે અને એક ઠેકાણે રહેતા નથી. અત્યારે ચીતોડ મેવાડના હાથમાં છે.

---

* કેટલાક આ મેહેલ કે બુરજ કુંભારાણાએ બંધાવેલો માને છે. મને ત્યાંના ભોમીયાદ્વારા જે હકીકત મળેલી તે ઉપર આપી છે.

પણ આ લોકો અસસલ પ્રતિજ્ઞાના અજ્ઞાને આગલીજ હાલતમાં પડયા રહ્યા છે. મેવાડની ભૂમિજ જાણે શૂરવીરોને ઉત્પન્ન કરનાર, શૂરા નરોને પોષનાર અને શૂરવીરોનું રક્ત પીનાર કેમ ન હોય એવી જણાય છે. મારવાડનો મુલક જ્યારે રેતાળ, પાણી વગરનો અને બહુ રસાળ નથી ત્યારે મેવાડનો મુલક સપાટ, ડુંગરાળ, વીપુળ જળવાળો અને રસાળ છે. પાણી બળવાન અને માણસો મજબુત છે. ચીતોડ મુસલમાનોના હાથમાં ગયું છતાં મેવાડનું સ્વાતંત્ર્ય અકબર જેવા શૂરવીર બાદશાહથી પણ હરાયું નહોતું. મહારાણા પ્રતાપસિંહે પોતાના અતિ ધૈર્યથી, અદ્વીતિય સાહસથી, પ્રેમશૌર્યથી મેવાડની દરેક પ્રજાને સ્વાતંત્ર્યપ્રીય બનાવી હતી. ભાટ ચારણો સ્વાતંત્ર્યનાં યશોગાન કરતા હતા, સ્ત્રીઓ પારણામાં બાળકોને હીંચકાવતાં સ્વાતંત્ર્યનાં ગાયન ગાઇ સ્વાતંત્ર્યપ્રીય બનાવતી હતી. રમતમાં સ્વાતંત્ર્યની વાત, સરતો પણ સ્વાતંત્ર્યની. આ સ્વતંત્રતાની દેવભૂમીની દૈવીપ્રજા કદાપિ પણ પરતંત્રતાની સાંકળથી બંધાઇ નથી. પોતાનું પ્રીય ચીતોડ પડયું. અરણ્ય અને પહાડોમાં અન્ન, જળ અને ઉંઘ વગર અનેક દિવસો વીતાડયા છતાં પોતાનું રાજ્ય, પોતાની વહાલી ભૂમી, પોતાનો સ્વતંત્ર્ય જુસ્સો, પોતાનો ટેક ગુમાવ્યો નહોતો. સિંહ ભૂખે મરતા છતાં ઘાસ ન ખાય પણ હાથીનાં ગંડસ્થળ ચીરવા ઇચ્છે તેમ આ પ્રજા પોતાનું ગયલું રાજ્ય, નીચ યુકતીથી નહીં પણ ખરા શૌર્યથી લેવા તલપી રહી હતી. તેઓએ ચીતોડની જગ્યાએ ઉદેપુર સ્થાપ્યું અને ત્યાં રાજ્યગાદી સ્થાપી પોતાનું અસ્તવ્યસ્ત થઇ ગયેલું સૈન્ય પાછું એકત્ર કર્યું, બળ જમાવ્યું અને ફરી પણ ચીતોડ લીધું આ ઇતિહાસ જાણનારા સારી રીતે જાણે છે.

ચીતોડગઢની કેટલીક અગત્યની હકીકત અત્રે આપવાની જરૂર છે. ઉપર જે લખ્યું છે તે સંક્ષેપથી લખ્યું છે. ચીતોડના કિલ્લામાં જવાનો એકજ રસ્તો છે. રસ્તામાં સાત દરવાજા છે પણ તે ભાગી ગયા જેવા છે. આ દરવાજાની કારીગરી ઉત્તમ છે અને તે કીર્તીસ્થંભ જેવા છે. ત્રીજો દરવાજો ફુટા તરીકે ઓળખાય છે. અહીંઆ જયમલ અને પત્તાએ અકબરે આ કિલ્લાને ઘેરો ઘાલ્યો તે વખતે કરેલી બહાદુરીનો એક શીલાલેખ જોવામાં આવે છે. રજપુતોના વિજય સારૂ પ્રાણાર્પણ કરનાર રગડુની અહીંઆં સમાધિનું બીજું સ્થાન છે. આ રગડુ દેવતા તરીકે પુજાય છે. ચીતોડની અધિષ્ઠાત્રી દેવીએ ચીતોડના રક્ષણ માટે રાજ્યવંશીનો બળી આપવા કહેલું છે અને રગડુએ

પોતાનો બળી આપેલો આમ કહેવાય છે. રામસ્થળ નામનો છેલ્લો 'દરવાજો એક ભવ્ય સ્થાન છે. અહિંઆ દરવાજા ઉપર અને આજુબાજુ એવું કામ કરેલું છે કે જે શાન્તિના વખતમાં સભા સ્થાન તરીકે 'કામ આવે અને વિગ્રહના વખતે યુદ્ધમાં પણ કામ આવે. અહીંઆ રાણાના મેહેલો છે. અહીંઆ ચીતોડની પડતીનું, રાણા ઉરસીને, હૃદયદ્રાવક શબ્દોમા દેવીએ વર્ણન કીધુ હતું અને રાજવંશીનો બળી આપવાથી ચીતોડ બચશે આમ જણાવ્યું હતું. આરડાની ભીંતો ઉતર વીરોનાં પરાક્રમોનાં સુંદર દૃશ્ય જોવામાં આવે છે.

કિલ્લાના અંદર કાળકાનુ મનોહર દેવાલય છે. તેની પાસે સેનાધિપતિ, કિલ્લેદાર અને તોપખાનાની પુરાતન જગ્યાઓ છે. એથી આગળ નવલખીનું સ્થાન છે. આ નવલખીમાં તેજુરી રહેતી હતી. છેલ્લી શૃંગાર ચાવડી પાસ ઉત્તમ જૈન મંદિર છે. આ મંદીરની ભિંત ઉપર સુંદર નકશીનુ કામ છે.

કુંભારાણાના રાજ મેહેલની જગ્યા ઘણીજ વિશાળ છે. 'આ મેહેલ સાદો છતાં પ્રાચીન રજપુતોના ઘરોની શીલ્પકળા અને રહેવાની વ્યવસ્થાનું સારું જ્ઞાન મળે એમ છે. મેહેલમાં સભાસ્થાન છે. બેઠકો પણ સુંદર બનાવેલી છે. આગળ ચાલતા વ્રજનાથનું ઇ. સ. ૧૪૫૦ માં મીરાંબાઇએ બંધાવેલું શ્રીકૃષ્ણનું મદિર છે. આ મંદિરના લેખ પરથી જણાય છે કે મદિરની મૂર્તિ ચીતોડ પાસના પાંચ માઇલ પરના નગરમાંથી લાવવામાં આવી છે. આ મંદિર પાસ બે મોટા પાણીના કુંડ છે.' સૂર્યકુંડ પાસે કીર્તિસ્થંભ છે. આ નવમાળનો છે અને દરેક માળ છજાં જાળીઆં વીગેરેથી સુશોભિત કરેલા છે તેની ઉચ્ચાઈ ૧૩૦ ફીટ છે. પુરાણોના સર્વે આખ્યાનો આ કીર્તિસ્થંભ ઉપર કોતરેલા છે. રાણાની વંશાવળી અને કાર્યોની હકીકતના શીલાલેખો પણ અહીંઆ જોવામાં આવે છે. સંવત ૧૫૦૭ માં આ કીર્તિસ્થંભ શરૂ થયાનો અને ૧૫૫૦ ના માઘ માસમા પુરો થયાનો લેખ છે. આ કિર્તીસ્થંભ ઉપરથી આજુબાજુનો પ્રદેશ જોઇ શકાય છે પોતાના પીતા મોકળના સ્મરણાર્થે બંધાવેલું એક મદિર આ કિર્તીસ્થંભ પાસે છે. અહીંઆથી ખડક અને ઝાડીમાં થઇને ગૌમુખકુંડ પર જવાય છે. અહીંઆ જોહારનું ભોયરૂં છે. અહીંઆ ૭૦૦ રાણી બળી મુઇ હતી. આગળ ભીમસી અને પદ્મણીનો મેહેલ છે. વિશાળ સરોવર પર આ મેહેલ છે. આગળ ચીતોડ નગર સ્થાપનાર ચીત્રમોરીનો રાજમેહેલ છે. આ રાજા તુવાર વંશનો હતો. સૌથી

પ્રાચીન આજ જગ્યા છે. અસલનું નગર જે અહીંઆથી જણાય છે ત્યાં બાવા ભીમનો એક સ્થંભ ૮૯૬ ની સાલનો છે. આ સ્થંભ જૈન તીર્થંકર આદિનાથને અર્પણ કરેલો છે. આની પાસે રાજા કુકરેશ્વરે ૭૫૫ માં બંધાવેલું પ્રાચીન દેવાલય છે. આ શીવાય બીજાં પણ અસંખ્ય ભાગ્યાંતુટ્યાં મુકામો છે. ચીતોડમાં હજી પણ ૩૦૦ થી ૪૦૦ સારી હાલતનાં મુકામો રહ્યાં છે. ચીતોડના કિલ્લા પાસ એક ટેકરી છે જે ટેકરીપરથી તોપોનો મારો ચલાવી દુસ્મનોએ વારંવાર ચીતોડને તારાજ કરેલ છે. આ ટેકરી દક્ષિણાદિ ભાગે છે. અલાઉદ્દિનથી કરીને છેલ્લે સિંધિયા સુધીના લશ્કરે આ ટેકરીનોજ આધાર લીધો હતો. આ ટેકરી જો ન હોત તો હજી ચીતોડ અજીત જેવુંજ છે. સોનાની થાળીમાં લોખંડની મેખ એ આનુંજ નામ કહેવાય. ચીતોડ ખાસ કરીને મુસાફરોને જોવા લાયક છે. ચીતોડ ન જોયું તેણે કશુંએ જોયું નથી આમ કહીએ તો અતિશયોક્તિ કરી કહેવાય છતાં ચીતોડ હિંદુસ્તાનનાં પ્રાચીન સ્થળો માંહિતું એક જોવા લાયક સ્થાન છે.

ચીતોડથી **ગોસંડા, કાપાસીન, સનવાર** આ સ્ટેશન મુકયા પછી **માવલીનુ** સ્ટેશન આવે છે. શ્રીનાથજીના પ્રસિધ્ધ તીર્થસ્થાનનાં દર્શન કરનારાઓ અહીંઆં ઉતરે છે. માવલીથી શ્રીનાથજી ૧૫ માઇલ થાય છે અને જવા સારૂ ઉંટ, ગાડીઓ મળે છે. ભાડું એથી ત્રણ રૂપીઆ કે તેથી વધુ ઓછું યાત્રીઓની ભીડ પ્રમાણે પડે છે. આ ભાડું એક ગાડાનું કે જેમાં ચારથી ૭ માણસ બેસે છે તેનું સમજવું. ઉંટ ઉપર બે માણસ ઉંટ હાંકતાં આવડે તો બેશી શકે છે. ઉંટનું પણ એકનુંજ ભાડું સમજવું.

## શ્રીનાથજી.

| છેટું | | ભાડું | |
|---|---|---|---|
| ૫૯૮ માઇલ | બી. બી. લાઇન | મેલનું ૮-૨-૦ | બીજીનું ૬-૪-૦ |
| ૬૭૬ ,, | જી. આ પી. ,, | ,, ૧૦-૯-૦ | ,, ૭-૨-૦ |

શ્રીનાથજીનુ સ્થાન વૈષ્ણવ સંપ્રદાયનું મુખ્ય સ્થાન છે. વલ્લભાચાર્ય સંપ્રદાયની સેવા પુજા મોટા ભાગે રાજસી વૈભવની છે અને તેનો અત્રે ખુલ્લો ભાસ થાય છે. શ્રીનાથજીનું સ્થાન બનાસ નદીના કિનારે છે. વસ્તી પણ સારી છે. પણ તે વસ્તીનો ઉપજીવીકાનો આધાર યાત્રાળુ પર છે. શ્રી નાથજીની સમય સમયની પુજા ઉતમ ઠાઠથી થાય છે. કેસર, કસ્તુરી, અંબર, બરાસ વગેરે મોંઘી ચીજો સામગ્રીમાં વપરાય છે. અનેક

ફળો ને બીજી જગ્યાએ ઋતુ વગર મળતાં નથી તે અત્રે વૈષ્ણવો તરફથી આવ્યાજ જાય છે અને વગર ઋતુએ ઠાકોરજીની સામગ્રીમાં વપરાય છે. ઠાકોરજીનો નેક ભોગ પણ મોટો છે. અને તેથી અનેક માત્રાળુઓ અને પુજારીઓ ઠાકોરજીની પ્રસાદી ઉપરજ પોતાનો ગુજારો કરે છે. ઠાકોરજીને શૃંગાર પણ મોઘા મૂલ્યના ધરાય છે અને હું ત્યાં હતો ત્યારે ઠાકોરજીનો મોતીનો હાર કે જે બે લાખ રૂપીઆનો ગણાતો હતો તે ચોરાયો હતો તેની તપાસ ચાલતી હતી, વલ્લભાચાર્ય સંપ્રદાયનું આ મુખ્ય મંદિર હોવાથી અહીંઆં સેવા પુજા ખરેજ વખાણવા લાયક છે.

આ શ્રીનાથજીનું સ્થાન ઉદેપુરના રાજ્યને તાબે છે. શ્રીનાથજી પ્રથમ ગિરીરાજ ઉપર હતા, અહીંઆંથી મુસલમાની રાજ્યના વખતે અહીંઆં આવી વસ્યા છે. આ ઉપરથી મેવાડની ભૂમિજ રક્ષણ આપે એવી છે એવી આગલા વખતમાં સમજણ હતી આવું અનુમાન થાય છે અથવા ઇશ્વર આજ ભૂમિ સ્વતંત્ર કાયમને માટે રહી શકશે એવું જાણતા હોવાથીજ અહીંજ આવી રહ્યા છે આવું અનુમાન કાઢી શકાય છે. સ્થાન ઉદેપુરને તાબે છે પણ સ્થાનપરની સત્તા છે સ્થાનની છે અને તે સત્તા સરકારે પણ સ્વીકારેલી જણાય છે. અત્રેનો માજીસ્ટ્રેટ પોતાની હદમા ફોજદારી ગુન્હાઓ તપાસે છે. શ્રીનાથજીની સ્થાપના છે. મરહુમ મહારાજ ગીરધરલાલજીને પદભ્રષ્ટ કરતી વખતે ઉદેપુરની સત્તા સામે અવાજ ઉઠાવવામાં આવ્યો હતો પણ એ અવાજનું કાંઇજ ફળ આવ્યું નહોતું. અત્યારે આ મળેલી સત્તાનો ગેરઉપયોગ થતો નથી પણ અગાઉના વખતમાં ગેરઉપયોગ થતો હતો આવી ફરીયાદ ઉઠી હતી. અત્યારે પણ શ્રીનાથજીની યાત્રા કરનારને રજા ચીઠી ન મળે ત્યાં સુધી શ્રીનાથજીની બહાર નીકળવું મુશ્કેલ પડે છે. અગાઉ આ રજા ચીઠી મહારાજ કહે તેટલા પૈસા આપવાથીજ મળતી હતી. અત્યારે યાત્રીઓપર આવું દબાણ નથી થતું પણ યાત્રીઓ પાસેથી વધુ જેટલા પૈસા લેવાય તેટલા લેવાનો પ્રયત્ન થાય છે. કોઇ પાસ પૈસા ન હોય તો કૃષ્ણભંડાર ધીરે પણ છે. ભેંઇ પામથી હુંડી પણ લેવાય છે આખા હિંદુસ્તાનમાં પ્રબળ ધર્મ સત્તા મે અહીંજ જોઇ. રોમના પોપની સત્તા જેવી ખ્રીસ્તી પ્રજાપર છે તેવી સત્તા અહીંઆ છે.

શ્રીનાથજીના અત્યારના મહારાજ ગોસ્વામી તીલક ગોરધનલાલજી વિદ્યાવિલાસી, હસમુખા, શાંત સ્વભાવના અને યાત્રીઓને સુખ મળે તેવી રીતે સર્વને વરતના હુકમ કરે એવા છે તેમજ તેમની પાસ દેશકાલ

અધિકારીઓ પણ સારા છે. છતાં અગાઉના વખતથી યાત્રીઓ પાસેથી પૈસા કઢાવી મોજ માનનારા હજી પણ પોતાનું કામ કર્યા જાય છે. આ સ્થાનમાં અનેક સુધારા કરવાની જગ્યા છે અને શ્રીમદ્વલ્લભાચાર્ય સંપ્રદાયના ગ્રંથોનો જીર્ણોદ્ધાર કરવા માટે છાપખાનું વગેરે દાખલ કરેલ છે, પણ તે અત્યારે નિરૂપયોગી થઇ પડયું છે. માત્ર ત્યાંનું કાંઇ કામ કરતું હોય તો હોય. આ સ્થાનના પુજારીઓ ધર્મશિક્ષણ લે એવી ફરજ પાડવામાં આવે તો ઘણું ફળ મળે એમ છે. શ્રીનાથજીમાં સારી ગોશાળા છે. આ શિવાય શ્રીનાથજીમાં ધર્મશાળા વગેરે સારાં સ્થાનો છે અને હવે રેલ્વે થવાથી જવામાં પણ સુગમતા થઇ છે. શ્રીનાથજીનો કૃષ્ણભંડાર આ ત્યાંની કચેરી છે અને ત્યાંના અધિકારી તે કારભારી જેવા છે. આ અધિકારી સેવાપુજા, યાત્રીઓની દેખરેખ, પૈસા સંબંધી વ્યવસ્થા વીગેરેનો પ્રબંધ કરતા છે. અને તેના હાથ નીચે એક ન્યાય ખાતા સિવાયના બધા અમલદારો ગણાય છે. અધિકારી સુશિલ અને મજબુત હાથે સ્થાનના સુધારાનું કામ કરવા ધારે તો કરી શકે એમ છે અને મહારાજશ્રી પણ અનુકુળ થાય એવા છે પણ આવું અત્યાર સુધી થતું નથી અને આથી ઘણાક વૈષ્ણવો ઉદાસ થાય છે. શ્રીનાથજીથી થોડેક દુર કાંકરોલીનું વૈષ્ણવ ધામ છે. આ ધામમાં ઠાકોરજીનાં દર્શન અને મોટું રાજસાગર તળાવ છે. "તાળમાં તાળ ભુપાલ ઓર સબ તલઇયા" આમ કહેવાતું હતું પણ આ રાજસાગર અત્યારના ભોપાળના તળાવથી મોટું છે અને એ તળાવમાં વહેતા પાણીથી કેટલીક માઇલો સુધી ખેતીનું કામ થાય છે અને તે નહેરનું કામ કરે છે.

શ્રીનાથજી અને ઉદેપુરની આસપાસ ભીલોની મોટી વસ્તી છે. આ ભીલો શ્રીનાથજી ઉપર પૂર્ણ પ્રેમ રાખે છે અને કેરીઓના વખતમાં જંગલમાંથી કેરીઓના ટોપલા ભરી શ્રીનાથજીમાં લઇ આવે છે. આ ભીલોના સ્વભાવનું અને સ્થિતીનું ખરૂં જ્ઞાન કરવાનો વખત કારતક સુદી ૧ છે. આ વખતે શ્રી નાથજીના અન્નકોટનો ભાત લુંટવામાં આવે છે. આ ભાત લુંટવા હજારો ભીલો આવે છે. અને તેઓ વાંદરાઓની માફક દરવાજાપર ચઢી, તુટાતુટ કરી જે ગમત ઉડાવે છે તે ખરેજ જોવા લાયક છે.

## ઉદેપુર.

**શ્રી નાથજીથી** એટલીંગી ઉપર થઇ પગ રસ્તે ઉદેપુર જઇ શકાય છે અગર **માવલી** પાછા આવી રેલવેમાં બેસી એમલા સ્ટેશન

પછી **દેબારી** સ્ટેશન આવે છે ત્યાંથી ઉદેપુર જવાય છે. **દબારીથી ઉદેપુર** આઠ માઇલ પગ રસ્તે ગાડીમાં જવું પડે છે હું તો યાત્રીઓને ચીતોડથી ઉદેપુર જઇ ત્યાંથી એકલીંગીજીનાં દર્શન કરી **શ્રીનાથજી** આવી ત્યાંથી માવલી થઇ ગાડીમાં મુસાફરી આગળ ચલાવવી અગર **માવલીથી** શ્રીનાથજી જઇ એકલીંગીજીનાં દર્શન કરી ઉદેપુર થઇ ગાડીમાં બેસવાની સલાહ આપીશ. આમ કરવાથી ખરચમાં ફાયદો થાય એટલુંજ નહીં પણ ઉદેપુરની આજુબાજુનો ભૂપ્રદેશ, તેની કુદરતી લીલા સાથ જોઇ પણ શકાય. શ્રી નાથજીથી ઉદેપુર જવાનો ખરચ ચાર રૂપીઆ વધુમાં વધુ લાગશે અને એ ચાર રૂપીઆમાં ચાર માણસ જઈ શકશે.

ઉદેપુરનું તળાવ, જગનિવાસ અને જગમંદિરના મેહેલો અમર રાજ્ય ભુવન, તેની પછવાડેનો બગીચો, બંગલાની અંદરના ઉત્તમ ચિત્રો, ઉદેપુરનો જુનો રાજ્યમહેલ, રાજમહેલની અંદરના ભુલવણીના રસ્તાઓ, ઘોડાઓ, હાથીખાનાઓ, મ્યુઝીયમ, બગીચો અને લાયબ્રેરી વીગેરે મારાં દ્રષ્ટીબિંદુ નહોતાં છતાં તેમાંની એક બે બાબતોનીજ અદ્ભુતતાએ મારૂં મન આકર્ષ્યું હતું.

ઉદેપુર જ્યાં અત્યારે છે ત્યાંનો ભૂપ્રદેશ આખા હિંદુસ્તાનમાં નથી અને પૃથીરાજરાસામાં હિંદુસ્તાનનું ભવિષ્ય કહેતાં કહેલું છે કે અંગ્રેજ રાજ્ય પછી હિંદુસ્તાનનું રાજ્ય તાબ્રમુખી પ્રદેશી અને હિંદુ રાજાના હાથમાં આવશે. આ હિંદુરાજા ઉદેપુરનાજ હોવા જોઇએ આમ કેટલાક અનુમાન કરે છે. કારણ કે આ ઉદેપુરની ભૂમિ સ્વતંત્રજ રહેવા સરજાયલી છે, આમ કુદરત બોધ કરે છે. પ્રિય વાંચનારાઓને કાંઇક ઝાંખો ખ્યાલ આવવા હું તેનું ચિત્ર આપું છું. ઉદેપુર શહેર ખાડામાં છે. તેની આસપાસ કિલ્લાની માફક મજબુત ડુંગરો આવેલા છે અને તે ડુંગરોપર કિલ્લો કરી લેવામાં આવ્યો છે. આ કિલ્લામાં દરવાજા અથવા બારી છે અને આ દરવાજા શિવાય આ પ્રદેશમાં જવાનો બીજો રસ્તો નથી. આ કિલ્લાનો વિસ્તાર કમમાં કમ ૧૪૪ ચોરસ ગાઉ થાય છે. અત્યારે રેલ્વે થઇ છે પણ હું આ પ્રદેશમાં ફર્યો હતો ત્યારે ટાંગામાં ફર્યો હતો અને તેથી પ્રકૃતિનું યથાર્થ સ્વરૂપ જોઇ શક્યો હતો. હું ભીલવાડાને રસ્તે શ્રી નાથજી થઇ, એકલીંગી થઇ ઉદેપુર આવ્યો હતો. અને ઉદેપુરથી ચીતોડને રસ્તે રેલવેમાં બેઠો હતો આથી આ પ્રદેશ મારા હૃદયમાં રમી રહ્યો છે. આ રીતે ઉદેપુરથી દરેક દિશાએ બાર ગાઉ

દુર ડુંગર ઉપર કિલ્લો છે અને ડુંગર ને કિલ્લાના સંરક્ષણથી કરી ઉદેપુર અજીત ગણી શકાય છે. હિંદુનીતિશાસ્ત્રો રાજાના બળમાં કિલ્લાને પહેલું બળ માને છે. કિલ્લાથી ઉતરતું દ્રવ્યબળ, તેથી ઉતરતું સૈન્યબળ વીગેરે છે. આથી જુના વખતના રાજ્યકર્ત્તાઓ કિલ્લાઓના શોખીન હતા. અત્યારે પણ કિલ્લાઓ ઘણીક જગ્યાએ જોવામાં આવે છે પણ કુદરતી કિલ્લો તો ઉદેપુરની આસપાસ છે.

કિલ્લો દુશમનો પોતાના રાજ્યપર ચડી આવે તે વખતે બચાવમાં વધારે ઉપયોગી થઇ પડે એવા હેતુથી ઉત્તમ માન્યો છે. આ એ વખતની સમજછે કે જે વખતે તોપો જેવાં ભયંકર હથીઆરો નહોતાં અને કિલ્લાના દરવાજા ઉંટો આડાં રાખી હાથીઓનાં માથાં મરાવી ભંગાવાતા હતા. અત્યારે આ કિલ્લાઓ આગળના જેટલા ઉપયોગી થઇ પડે એમ નથી આ ખરૂં છે પણ, ભરતપુરના હલ્લા વખતે કિલ્લાએ બજાવેલાં કામ ઇતિહાસ જાણનારા જાણે છે એટલે કિલ્લાવાળો પ્રદેશ તદ્દન નિરૂપયોગી તો નથીજ. આ રીતે ઉદેપુરનો કુદરતી કિલ્લો તેના કુદરતી સ્વાતંત્ર્યની સાક્ષી આપે છે. આ કુદરતી કિલ્લા ઉપરાંત એ કિલ્લાની બહારનો પ્રદેશ પણ ધ્યાનમાં લેવાનો છે ઉદેપુરના કિલ્લાની બહારનો પ્રદેશ સપાટ છે અને જે તરફ પ્રદેશ ઉંચો છે તે તરફ કોઇથી પણ જઇ શકાય એમ નથી. ઉદેપુરનો ડુંગરી કિલ્લો, તેની બહારનો અને અંદરનો પ્રદેશ તે ભૂમિમાં રહેનારને કુદરતી રક્ષણ આપનાર છે. ઉદેપુરની આજુબાજુના પ્રદેશના ડુંગરો પણ વનસ્પતીથી ભરપુર છે અને એ વનસ્પતીવાળા પ્રદેશથી વાકેફગાર પોતાને ઘણોજ લાભ કરી શકે છે આ ખુલ્લું છે. ઉદેપુરના ડુંગરી કિલ્લાની દરેક વખાણવા જોગ ખુબી છે તે એ છે કે હિંદુસ્તાનના મોટા મોટા કિલ્લાઓ માત્ર શહેરનીજ આસપાસ હોય છે ત્યારે આ કેટલાક ગાઉ દુર છે અને આનું કારણ મેવાડી રજપુતોની અટંકી ટેકનુંજ જણાય છે મેવાડી રજપુતો કિલ્લામાં ભરાઇ રહી, દુશ્મનો અન્નાદિક બંધ કરે તો રીબી મરવાનું કદિ પણ પસંદ કરનાર નથી આમ ચીતોડ અને ઉદેપુરની તેમની ભૂમિની સ્થીતિ પરથી ખાસ જોઇ શકાય છે. કિલ્લાની અંદર અને બહાર તેઓ, યુધ્ધ કરી શકે એવી ખુલ્લી જગ્યાઓ રાખવાનું પસંદ કરે છે આ, ખુલ્લું જોઇ શકાય છે. આની સાથે કિલ્લાના મધ્ય પ્રદેશમાં તેઓ પોતાની ખાધખોરાકી ઉત્પન્ન કરી શકે આવી ગોઠવણ કરી રાખતા જણાય છે.

'ઉદેપુરના રાજ્યભુવનમાં મુખ્યત્વે કરી જોવાનું જે છે તે તેની પ્રાચીન બાંધણી છે. ઉદેપુરનું રાજ્યભુવન શોભીઆ વગર જોઇ શકાય એમ નથી. રાજ્યની સર્વે કચેરી આ રાજ્યભુવનમાં અત્યારે પણ છે એ સીધ્ધ કરે છે કે સમજુ રાજાઓ પોતાનું રાજ્યતંત્ર પોતાની દૃષ્ટિ બહાર ન રહે તેજ જોવા આતુર હતા. રાજ્યભુવનમાં અજાણ્યો માણસ પેસે તો તે રાજ્ય ભુવનમાં રહેતા માણસો અને જણસોને સહેજ મેળવી ન શકે એવી ઇચ્છા જુના રાજાઓની હતી આ ભુલવણીના રસ્તા ઉપરથી જોઇ શકાય છે. રાજકુટુંબનાં સર્વ માણસો આ રાજ્યભુવનમાંથી સહજ પોકાર છે ત્યાં જઇ શકે આવી ગોઠવણ છે. આ સ્ત્રીઓનું અને પોતાનું સ્વાતંત્ર્ય આફત વખતે સહજ બચાવી શકાય એવી જુના વખતના રાજાઓની કાળજી હતી આમ બતાવે છે. ઉદેપુરમાં અત્યારે પણ પડદાનો રીવાજ છે. અને પ્રજા પણ રાજાનું અનુકરણ કરે છે. ઉદેપુરમાં હથીઆર રાખવાની સર્વને છુટ છે. ઉદેપુરનું તળાવ કે સરોવર વિપુળ જળથી ભરપુર છે અને કાંકરીઆના રાજસાગરથી સહજ નાનું છે. તળાવમાં હોડીઓમાં બેસી અંદરના રાજ્યભુવનમાં જવાય છે. આ રાજ્યભુવન નાનું છે અને ત્યાં પ્રાચીન મહારાણાઓની છબીઓ વગેરે જોવાલાયક છે. પછવાડેના બાગમાં ફુવારાઓની ગોઠવણ કરેલી છે જે તાજમહાલના ફુવારાઓ અને દીગના ફુવારાઓને મળતી છે. આ પરથી આ એક બીજાના અનુકરણથી થયું જણાય છે અને પૂર્વાપરનો નિશ્ચય કરવો મુશ્કેલ છે. ઉદેપુરનો બગીચો વધારે ધ્યાન ખેંચનાર છે. અત્યારે સર્વત્ર બગીચામાં કૃત્રિમ શોભાઓ જોવાય છે ત્યારે અહીંઆં કુદરતી શોભા ભરપુર છે. આ રીતે ઉદેપુર બારીકીથી જોનારને ઘણુંજ શિક્ષણ આપે એમ છે.

ઉદેપુરના રાજાના ઇષ્ટદેવ એકલીંગજી મહાદેવનું સ્થાન છે. રાજ્યકુટુંબના ઇષ્ટદેવ હોવાથી આ સ્થાન સર્વોત્તમ કરવામાં કશી કચાશ રાખવામાં આવી નથી આ એકલીંગજીનું સ્થાન કૈલાસ જેવું શોભીતું છે. સ્થાન મોટું વિશાળ હોઇ અંદરના ભાગમાં જેવા તાજમહેલમાં ફુવારાના ચોક કરવામાં અવ્યા છે તેવા ચોકો પાડવામાં આવ્યા છે. આ ચોકોમાં દીવા કરવામાં આવે કે ફુલઝાડો ગોઠવવામાં આવે તો એવો રમણીય દેખાવ થઇ શકે છે કે તે વર્ણવવું મુશ્કેલ છે. આ સ્થાનનો આજુબાજુનો પ્રદેશ કુદરતી લીલાથી ભરપુર છે અને વનસ્પતી લીલોતરી વગેરેથી મનને આનંદ પ્રાપ્ત થાય એમ છે. આની સાથ આ મહાદેવની પુજા પ્રત્યેક દિવસે ઝવેરાતથી કરવામાં આવે છે, આ મહાદેવની પુજા

રાજ્યકુટુંબ કે પુજારી શિવાય બીજા કોઇને કરવા દેવામાં આવતી નથી. સોમવારે હિરાની, મંગળવારે માણેકની, બુધવારે મણિની, ગુરૂવારે નીલમની; શુક્રવારે મોતીની, શનીવારે શનીની, અને આદિતવારે પોખરાજની એમ જુદી જુદી પુજા જુદા જુદા દિવસે જુદા જુદા ઝવેરાતથી થાય છે. આ સ્થાન જોવા લાયક છે. અહીંથી થોડે દુર પાણીનું સરોવર છે ત્યાં અનેક મંદિરો છે.

અત્યારે કેટલાક વૈષ્ણવોમાં શિવનું નામ લેવાથી પણ પાપ લાગે છે એવી સમજ દાખલ થઇ છે અને કેટલાક મરજાદીઓ કપડું શિવડાવવું આમ પણ કહેતા નથી, પણ 'ખીલવું' આમ કહે છે. આવા વૈષ્ણવોને સમજાવવા, ગોલોકવાશી પંડિત ગટુલાલજીએ પુષ્કળ પ્રયત્ન કર્યો હતો અને ગોસ્વામીતીલક ગોવરધનલાલજી તથા દેવકીનંદજી જેવા પ્રયત્નો કરે છે છતાં હજી કેટલાક હઠ મુકતા નથી. આ લોકો જાણીને આશ્ચર્ય પામશે કે તેઓના પ્રાધાન્ય શ્રીનાથજીના રાજભોગ વખતે પહેલાં શ્રીએકલીંગીજીને ભોજન લેવા બોલાવવામાં આવે છે.

ઉદેપુરના રાણાનો રાજ્ય મેહેલ એક દેશી કારીગરી અને શીલ્પ વિદ્યાની અદ્‌ભૂતતાનો ઉત્તમ નમુનો છે. રાજ મેહેલની એક બાજુ સુંદર સરોવર આવી રહ્યું છે. રાજ મેહેલ એક ઉંચા શીખર પર આવી રહેલો છે. આ શીખરની જમીન સરખી સપાટ ન હોવાથી ત્રણ કમાનો કરી ખડબચડી જમીનને સપાટ કરેલી છે અને તેના પર આખો મેહેલ આવી રહેલો છે એટલે કે આ કમાનવાળો ભાગ જરાએ નરમ પડે કે આખો મેહેલ ઉથલાઇ પડે એમ છે પણ કમાનોનું કામ એવું તો ઉત્તમ છે કે તેને કશી ઇજા આવવા સંભવજ નથી અને કદાચ ઇજા આવે તોએ મેહેલને બીજી તરફથી એવી ખુબીથી ગોઠવેલો છે કે તેને કશી અડચણ જણાયજ નહીં. આ મેહેલનું સર્વ કામ સફેદ આરસનું બનાવેલું છે. નકશી કામ અગર જો કે થોડું છે છતાં વિશાળ આરસનાં મોટાં ચોસલાં, અખંડ સ્થંભો વીગેરે આશ્ચર્યકારક છે. શેહેર કિલ્લાબંધ છે. ચાર દિશાએ ચાર દરવાજાઓ છે. હાથીપોળ, ખેરવારા, સૂર્યપોળ અને ત્રિપોળીઆ આ દરવાજાનાં નામો છે. દરવાજાના બારણા મજબુત લોખંડી કામથી ભરપુર છે. ઉદેપુરની આસપાસ અનેક સરોવરો અને વાડી બગીચાઓ આવી રહેલા છે. શ્રીજગદીશનું ઉત્તમ મંદીર શેહેરમાં આવી રહેલું છે અને શ્રી જગદીશનાં દર્શન કરવા સાથ આ મંદિરની ઉત્તમ કારીગરી જોવાથી મનની તૃપ્ત થતી નથી. હાથીપોળમાંથી બજા-

રને દેખાવ જોતાં જોતાં રાજ મેહેલમાં અવાય છે. સુર્યપોલથી બજારમાં થઇ ગુલાબબાગમાં આવતાં ત્યાં એક સુંદર સરોવર અને અનેક વનસ્પતિથી દેદિપ્યમાન થયેલું સ્થાન જોઇ શકાય છે. ગુલાબબાગથી દુધ તળાવ જવાય છે. આ દુધ તળાવ પીશોલા સરોવરની એક શાખા છે. પીશોલા સરોવર ૨॥ માઇલ લાંબુ અને ૧॥ માઇલ પોહોળું છે. આ સરોવરમાંજ જગનિવાસ અને જગમંદિરના સુંદર મેહેલો આવેલા છે. આ મેહેલમાં શાહજાંદે પોતાના પિતા જાંહગીરની સામે થઇ રહ્યો હતો. આ સરોવરના કીનારા પર શાહી મહેલ છે. આ મહેલમાં ગણેશ દ્વારમાંથી પેસાય છે. મેહેલની અંદર વાડીમેહેલ, શીશમેહેલ (જેમાં સીસાનુંજ કામ છે) અને શંભુનિવાસ આ સ્થાનો છે. સરોવરથી ત્રણ માઇલ ઉપર મહા સતી સ્થાન છે જેમાં મૃતરાણાઓને બાળવામાં આવે છે. આ સ્થાન પરની છત્રીઓનું કામ જોવા લાયક છે. આ રાજ્યમાં અનેક પાણીનાં બાંધકામો અને સરોવરો છે. આમાં સૌથી મોટું ઢેબર તળાવ ફાટવાથી સાબરમતીમાં ભારે રેલ આવી હતી અને અમદાવાદમાં મોટું નુકસાન થયું હતું. અમદાવાદની સાબરમતીનું મૂળ અહીંથીજ છે. આ ઢેબર તળાવ ૯ માઇલ લાંબુ અને પાંચ માઇલ પોહોળું છે. આ તળાવ ડુંગરોના પાણીને રોકી બનાવવામાં આવ્યું છે. મુંબઇના વીહાર અને ટાનસાને મળતું આ તળાવ છે. આ તળાવનો પાકો બંધ ૧૦૦૦ ફીટ લાંબો અને ૯૫ ફીટ ઉંચો છે. રાજસાગર કાંકરોળી પાસે છે તે ત્રણ માઇલ લાંબું ને દોઢ માઇલ પોહોળું છે. ઉદેપુરથી પાંચ માઇલ છેટે ઉદયસાગર તળાવ ૨॥ માઇલ લાંબુ ને ૧॥ માઇલ પોહોળું છે. ઉદેપુર અને તેની આજુબાજુની બારીક વીગતો આપી શકાય એમ નથી. મેવાડનો પ્રદેશ ઇશ્વરી લીલાની અલૌકિકતાનો એક અદ્દભૂત નમૂનો છે. ઉદેપુરમાં જૈન દેરાસરો ઘણાંજ છે અને તે પણ સુંદર કારીગરીથી બનાવેલાં છે જૈનોનાં ૩૦-૩૨ દેરાસરોમાંથી ત્રણ ચાર તો ખાસ જોવા લાયક છે. ઉદેપુર વેપારનું પણ સારૂં સ્થળ છે. મકાઇ, ઘઉં, અડદ, શેરડી, અફીણ, જુવાર, બાજરી અને કઠોળના પાકો થાય છે, અહીંઆ ખેતીને લાયકની ઘણીક જમીન ઉજ્જડ પડી છે. ઉદેપુરની આસપાસ ભીલ લોકોની મોટી વસ્તી છે અને તેઓ ઉદેપુરના રાણાને પુજ્ય ભાવથી નમે છે અને તાબે રહે છે ઇતિહાસ પ્રસિદ્ધ આ સ્થાન અને ભુપ્રદેશનું યથાયોગ્ય ચિત્ર અનેક કારણોથી હું આપી શકતો નથી. પણ આ ચિત્ર મારા હૃદયમાં એવું ચીત્રાયું છે કે તેના

રંગો પ્રસંગવસાત્ પ્રત્યક્ષ થાય છે. ઉદેપુરથી ૮૦ માઇલ કનેરા ગામ છે ત્યાં ગરમ પાણીના કુંડ અને શુકદેવજીનું મંદિર છે.

### કેસરીઆજી.

જૈનોનું પવિત્ર કેસરીઆજીનું સ્થાન ઉદેપુરથી ૩૨ માઇલ પર છે. અહીંઆ જનારાઓને પરવાનો લેવો પડે છે. રસ્તામાં નવ ચોકીઓ આવે છે. રસ્તામાં પરસાદ ગામ આવે છે અને ત્યાંથી ધુલેવા અથવા રામપુરા આવે છે. અહીંઆ ધર્મ શેઠે ૭૫ લાખ રૂપીઆ ખરચી પારસનાથજીનાં બે મંદિરો બંધાવ્યા છે. અહીંઆ પારશનાથજીને અતુલ કેસર ચડે છે તે ઉપરથી કેસરીઆજી કહેવાય છે. અહીંઆ બે મંદિરો છે તેમાં નાનું મંદિર લાંબુ ચોખુણું છે જેમાં એક દરવાજો છે. મોટું મંદિર લંબાઇમાં ૨૬૦ ફીટ અને પોહોળાઇમાં ૨૪૪ ફીટ છે. ચારે બાજુમાં ૪૬ કોટડીઓ છે. દરેક કોટડીમાં પારસનાથની મૂર્ત્તિ છે. દરવાજો પશ્ચિમ બાજુ છે જ્યાં ત્રણ ગુંબજ છે. આગણાની વચમાં ૪૨૦ થાંભલાઓ છે. જેના દરેક ખુણામાં મૂર્તિઓ છે. મંડપની વચમાં સુંદર નકશીદાર મુખ્ય મંદિર છે. આ મંદિરને ચાર દરવાજા છે. દરેક દરવાજાની સામે પારશનાથની આરસની મૂર્ત્તિઓ છે. ચૈત્રી પુનેમ અને કાર્તકી પુનમ ઉપર અહીંઆ મોટી જાત્રા ભરાય છે. અહીંઆ કેશરીઆજીથી બીજે પગ રસ્તે પાંચગાઉ પર શામળાજી થઇ ટીટાઈ ઉપર થતાં ગુજરાતમાં ઇડર પરથી અવાય છે પણ અત્યારે આ રસ્તો પડતો મુકી ફરી ઉદેપુર આવવું પડે છે. કેશરીઆજીનું સ્થાન જૈનોએજ જોવા જોગ છે આમ નથી પણ અન્ય ધર્મીઓએ પણ આ સ્થાનની મુલાકાત લેવાથી ઘણુંજ શીખવાનું મળે એમ છે. ઉદેપુરથી કેશરીઆજી જતાં આવતાં એક માણસને રૂ. ૧૦ ખરચ લાગે છે. અંગ્રેજી રાજ્ય નહોતું થયું અને રેલવે વીગેરે નહોતું ત્યારે આ પ્રદેશ ગુજરાતના મુસાફરોનો રસ્તો હતો. આ રસ્તો ભીલોની વસતીવાળો હોઇ ઘણોજ ભયંકર ગણાતો હતો.

### અજમેર.

| છેટું | | ભાડું | | | |
|---|---|---|---|---|---|
| ૬૧૫ માઇલ | બી. બી. લાઇનમાં | મેલનું | ૮-૦-૦ | બીજીનું | ૬-૭-૦ |
| ૭૪૬ ,, | જી. આઇ. પી. ,, | ,, | ૧૧-૩-૦ | ,, | ૮-૦-૦ |

ઉદેપુરથી ચીતોડ પાછા આવી અજમેરને રસ્તે ચડવું. ચીતોડથી ચંદેરીઆ, ગંગરાર, હમીરગઢ આ સ્ટેશન મુક્યા પછી ભીલ-

વાડા આવે છે. પેહેલાં ભીલવાડા શ્રીનાથજી જવાનું સ્થળ હતું. ભીલવાડામાં વાસણો પર પાકી કલઇ સરસ રીતે ચડાવવામાં આવે છે અને વાસણો પણ સારાં બને છે. આખા હિંદુસ્થાનમાં પાકી કલઇ ચડાવવાના કામમાં વખણાતાં બેજ સ્થાનો છે અને તે મુરાદાબાદ ને ભીલવાડા છે. ત્યાર બાદ માંડલ, લાંબીઆ, સરેરી, રૂપાહેલી, બાર્લ, રીંગાવલ, બનદનવાડા અને નસીરાબાદ આવે છે. નસીરાબાદ લશ્કરી છાવણી છે. નસીરાબાદની આજુબાજુમાં બુંદી કોટાના દેશી સંસ્થાનો છે. આ સંસ્થાનોમાં હિંદુઓ અને જૈનોનાં મંદિર છે. અહીંઆ પગ રસ્તે જવું પડે છે. નસીરાબાદથી અજમેર આવે છે.

અજમેર ઇતિહાસ પ્રસિદ્ધ પ્રાચીન સ્થાન છે. મારવાડ, મેવાડ, માળવા, ગુજરાત અને ઉત્તર હિંદુસ્થાનના રસ્તાનું આ કેન્દ્રસ્થાન છે. દંતકથાનુસાર સંવત ૨૦૨ માં અજયપાળ નામના ચોહાણ રાજાએ તારાગડની પાહાડીની પડોશમાં અજયમેરૂ નામનો કિલ્લો બનાવ્યો હતો અને તેનું નામ ગઢબીટલી રાખ્યું હતું. અને ઇંદ્રકોટની ધાટીમાં એક શેહેર વસાવી પોતાના નામ ઉપરથી અજમેર નામ રાખ્યું હતું. દિલ્હીના પ્રસિધ્ધ પૃથીરાજના પિતા સોમદેવ અજમેરમાં રાજ્ય કરતા હતા. સોમદેવે તુવાર વંશના દિલ્હીના રાજા અનંગપાળની પુત્રી સાથ લગ્ન કર્યું હતું. અનંગપાળે પોતાના દોહિત્ર પૃથીરાજને દત્તક લીધો હતો. દિલ્હી અને કનોજ વચ્ચેના કુસપે અને પૃથીરાજના ઓીપ્રેમપાશને લીધે મુસલમાનોએ ભારતવર્ષમાં પગપેસારો કરવા માંડયો. થોડો વખત તો હિંદુ રાજાઓ જયશાળી થયા પણ છેવટે શાહબુદીનગોરીની કૃતઘ્નતાને લીધે હિંદુ સામ્રાજ્યનો અસ્તકાળ આવી પહોચ્યો. મહમદગઝની અને અરબસ્તાનના મહમદ કાસીમની સામે પણ અજમેરના રાજાઓ લડયા હતા. છેવટ છેક અકબરના સમય સુધી એટલું જ નહિ પણ પેશવાઇ સુધી પણ અજમેર હિંદુ મુસલમાન રાજ્ય રહ્યું હતું. અને છેલ્લે સિંધીઆના હાથમાથી આ સ્થાન અંગ્રેજોને સ્વાધીન આવ્યું છે.

---

અજમેરનું બી. બી. લાઇનનું રૂ. ૮-૦-૦ ભાડું આપ્યું છે તે અમદાવાદ ઉપરથી જવાનું છે. આનંદથી રતલામ ઉપરથી જતાં ભાડું વધું પડે છે. જી. આઇ. પી. નું ભાડું ખંડવા ઉપરથી જવાનું છે. ખંડવાથી અજમેર સુધી બી. બી. લાઇન જ મળે છે. જી. આઇ. પી. ની બીજી ?

અજમેર અત્યારે દિનપર દિન ચડતી સ્થીતિમાં આવતું સ્થાન છે. વસ્તીના પ્રમાણમાં આ હિંદુસ્થાનનું ૫૦ મા નંબરનું શહેર ગણાય છે. અજમેરનો વેપાર પણ મોટો છે. વડોદરા રેલ્વેનું ગુજરાતનું, માળવાનું, મારવાડનું અને ઉત્તર હિંદુસ્થાનનું જંકશન સ્ટેશન હોવાથી સ્ટેશન પણ મોટું છે. રેલ્વેની ઓફીસો પણ અત્રે ઘણીજ ઉત્તમ બનાવવામાં આવી છે. આર્યસમાજીઓનું પણ અજમેર કેન્દ્ર છે. સ્વામી દયાનંદનું આ સમાધિસ્થાન છે. અજમેરમાં આજ રજપુતાના રાજાઓના, વેપારીઓનાં સુંદર મુકામો છે. શેહેર કિલ્લા બંધ છે અને ઇમારતો મોટે ભાગે પથ્થરની હોય છે. શેહેરમાં નળથી પાણી પુરૂં પાડવામાં આવે છે, સ્ટેશન પાસ ધર્મશાળા પણ છે. અજમેરમાં જોવા લાયક સ્થાનોમાંઃ—

**આનાસાગર** સરોવર કે રાજા **આનાએ** અગીઆરમી સદીમાં બનાવેલું કહેવાય છે આ છે. આ સરોવરમાંથી ટાંકીઓમાં પાણી લાવી નળથી ગામમાં પુરૂં પાડવામાં આવે છે. મલગામ અને ભંડારવાડાની મુંબઇની ટાંકીઓને કેટલેક અંશે મળતી પણ ઉપરથી ખુલ્લી આ ટાંકીઓ છે. આ સરોવર પાસ જાંગીર બાદશાહનો બનાવેલો દોલતાબાગ નામનો સુંદર બગીચો છે. આજુબાજુ સુંદર આરસનાં મકાનો છે. અહીઆં અત્યારે કમીશનર રહે છે. અકબર બાદશાહનો મહેલ પણ સ્ટેશનથી થોડે દુર જોવા જેવો છે.

**ખ્વાજાની** દરગાહ આ અજમેરનું મુસલમાન લોકોનું ખાસ યાત્રા સ્થાન છે. આ દરગાહ પ્રત્યે હિંદુઓ પણ પુજ્ય ભાગ ધરાવે છે. આ દરગાહમાં બે લોખંડના દેગ છે. આ દેગમાં એક નાનો અને એક મોટો છે. મોટો દેગ રૂ. ૨૦૦ ની સામગ્રીથી ભરાય છે અને નાનો દેગ રૂ. ૧૦૦ માં ભરાય છે. કહેવાય છે કે યાત્રાના પ્રસંગે આ દેગમાંથી સર્વને ખાવાનું પુરૂં પાડવામાં આવે છે. આ દેગમાં એ વખતે અખુટ અનાજ ભરાયા કરે છે. ખરી વાતતો એજ છે કે આ દેગમાં દરેક જાત્રાળુ પોતાનો હિસ્સો નાંખ્યા જાય છે અને તેથી તે ભરપુર રહે છે. સફેદ આરસનો આ મકરબો છે. દરવાજાપર રૂપાની મેહેરાબો છે. આગળની ભીંતમાં સોનેરી કામ છે. મકરબામાં ખ્વાજાચીસ્તી, તેની બે સ્ત્રી ને કન્યા, હાફીજ જમાલ અને ચીમની બેગમ તથા બાદશાહ શાહજાંહની દીકરીની કબરો છે. દરગાહ પાસ એક મોટું તળાવ છે. ચીસ્તીની દરગાહની બાજુમાં શાહજાંહ બાદશાહની બનાવેલી સુંદર મસીદ છે. અહીંઆં પથ્થરોમાં કોતરેલા લેખો આરેબીકમાં છે.

મોઇદ્દીન ચીસ્તીનો જન્મ હીજરી સન ૫૩૭ ( સન ૧૧૪૨ ) મા સાજીહાં નામના સ્થાનમાં એશીયાખંડમાં એક ગરીબ માબાપને ઘેર થયો હતો. તેની એક ઓલીઆ ફકીર સાથ મુલાકાત થઇ. પોતે ફકીર થઈ બુખારા, ખુરાશાન, ઇસ્તરાબાદ, ઇપહાન, બગદાદ ઇત્યાદિ સ્થાનોમાં ફરી મહાત્માઓના સંગમાં જ્ઞાન લાભ લેવા લાગ્યા અને લોકોને ઉપદેશ આપવા લાગ્યા. આ પરથી તેનું ખ્વાજા (પવિત્ર) એવું નામ પડ્યું. બગદાદથી પોતાના ગુરૂ સાથે મક્કા મદીના થઇ ફરતા ફરતા હેરાતમાં આવી રહ્યા. ૫૨ વર્ષની ઉમરે ખ્વાજા સાહેબ અજમેર આવ્યા. ત્યાં આના સાગરપર રહેવા લાગ્યા પણ લોકોની પ્રાર્થનાથી અત્રે દરગાહના સ્થાન ઉપર આવી રહ્યા. અને ૯૬ વર્ષની ઉમરે ગુજરી ગયા અને જ્યાં ગુજરી ગયા ત્યાંજ કબર કરી. અકબર બાદશાહે માનતા કરી હતી કે જો તેને દીકરો થશે તો પગ પ્યાદલ ખ્વાજા સાહેબના મકરબામાં આવીશ. આ પ્રમાણે અકબર બાદશાહ આવેલ હતા. દર વર્ષે અકબરબાદશાહ અહીંઆં આવતા હતા. અજમેરનો કિલ્લો પાડવામાં પણ આ ખ્વાજા સાહેબનો કરામતી હાથ હતો આમ કહેવાય છે, આ દરગાહ જોવા જોગ છે.

અઢી દિનની ઝુંપડી આ ખાસ જોવા લાયક સ્થળ છે. આ સ્થાન પ્રાચીન કારીગરીનો આછો ખ્યાલ આપે છે. અસલ આ જૈન દેરાસરો હતાં અને તેને પાડી અઢી દિવસમાં મસીદ બનાવી તે પરથી તે અઢી દિવસની ઝુંપડી કહેવાય છે. આ ઝુંપડીની દીવાલપર વીસલદેવ રાજાના કેટલાક લેખો જળવાઇ રહ્યા છે. આ સ્થાનમાં ઘણોક ફેરફાર થયો છે છતાં તે બીજા ત્રીજા સૈકામાં બૌધોએ બનાવેલ હોય એમ અનુમાન થાય છે. બૌધો પછી જૈનોએ પોતાનું સ્થાન કર્યું હોય એમ ભાસે છે અને મુસલમાનોએ ફેરફાર કર્યા છતાં હજી બારીકાઇથી જોનારા તેનું અસલ સ્વરૂપ જોઇ શકે છે.

જુનું અજમેર શહેર તારાગઢની ઘાટીમાં છે પણ અત્યારે ત્યાં કાંઇ નામ નીશાન જોવામાં આવતું નથી.

તારાગઢ અજમેર પાસનો ડુંગરી કિલ્લો છે. ઘોડા ઉપર કે ડોળીમાં જઇ શકાય છે. અત્યારે જુની નિશાનીઓ અહીંઆં પોડીજ છે. આ કિલ્લો લશ્કરને માટે આરોગ્યભુવન તરીકે વપરાય છે. આ કિલ્લામાં મીરહુસેનની દરગાહ છે.

મેયોકોલેજ નામની રાજકુમાર કોલેજ જોવા જોગ છે.

૬. તારાગઢની પહાડીમાં સીસું, તાંબુ અને લોઢું નીકળે છે. સીસાની ખાણ અત્યારે પણ જોઇ શકાય છે. આ પ્રદેશમાં પથ્થરો ઉત્તમ જાતના મળી શકે છે.

## પુષ્કર.

પુષ્કર અજમેરથી ૭-૮ માઇ છેટે છે. અજમેરથી એકકાઓ મળે છે. અને તેના આવવા જવાના ૨ થી ૩ રૂપીઆ પડે છે. એકકામાં ત્રણ માણસ સુખે દુઃખે રહી શકે છે. અજમેરમાં ધર્મશાળામાં, સ્ટેશનપરના વેટીંગરૂમમાં કે સ્ટેશન પાસની વીશીમાં સામાન મુકી સવારના પાંચ ૭ વાગ્યે નીકળ્યા હોઇએ તો દશ અગીઆર વાગ્યે અજમેર પાછા આવી શકાય છે. આખા ભારત વર્ષમાં પુષ્કર તીર્થરાજ ગણાય છે. બ્રહ્માનું પુજન અત્રેજ થાય છે. કાર્તિકી પુનમે અહીંઆં મોટી જાત્રા ભરાય છે. જે વખતે લક્ષાવધી માણસો આવે છે તેમજ વેપાર રોજગારની ઘણીક ચીજો અને અત્ર દેશરથ માલ જોવા મળે છે.

પુષ્કર તીર્થનું મહાત્મ્ય આર્યધર્મશાસ્ત્રોમાં સર્વોત્તમ ગણ્યું છે. હિંદુઓમાં મુખ્ય પાંચ સરોવરોને અતિશય પવિત્ર માનવામાં આવેછે. ટીબેટમાં **માનસરોવર**, અજમેર પાસેનું પુષ્કર, સિધ્ધપુરમાં **બિંદુસરોવર**, કચ્છનું **નારણસર** અને કિષ્કંધાનું **પંપાસર** આ, પાંચ પવિત્ર સરોવર છે. આ બધાં સરોવરોમાં પુષ્કરજીનું મહાત્મ્ય વેદથી માંડીને પુરાણ સુધીમાં વર્ણવેલું છે. નારાયણના નાભી કમળથી બ્રહ્મા પ્રકટ થયા અને હાથમાં કમળ લઇ યજ્ઞને સારૂ જમીન શોધવાનો વિચાર કરવા લાગ્યા. જ્ઞાન દ્દષ્ટિથી આ પુષ્કરની જગ્યાજ યજ્ઞને સારૂ પવિત્ર સમજી હાથનું કમળ અહીંઆં પછાડયું. કમળનું બીજું નામ પુષ્કર અને અને કમળ પડવાથી આ તીર્થ પુષ્કર તિર્થ કહેવાયું. બ્રહ્માના યજ્ઞની વેદી સારૂં ઇશ્વરે વારાહ રૂપ ધારણ કરી જળમાંથી પૃથ્વી બહાર કાઢી અને પોતાના શીંગડાપર ધરી રાખી. બ્રહ્માજીએ આ પૃથ્વીપર યજ્ઞ કર્યો. પુષ્કરજીમાં વારાહભગવાનની મૂર્તિનું દર્શન થાય છે. શાસ્ત્રની અગમ્ય વાણીના મૂળમાં ઉતરવાનું મુકી દઇએ અને અહીંનો ભુપ્રદેશ તપાસીએ તો આજુબાજુ ડુંગરાઓ એ વરાહના શીંગડા તુલ્ય અહીંઆં ભાસે છે. બીજી જમીનનો ભાગ આખા વરાહના શરીરના સ્વરૂપનો કેમ ન હોય એમ અત્યારે પણ સૂક્ષ્મ રીતે જોતાં સહજ જણાય છે.

બ્રહ્માના યજ્ઞના સમયમાં તેમની સ્ત્રી સાવીત્રી મુહુર્તપર ન આવી શકવાથી અધ્વર્યુને તેડવા મોકલ્યા અને અધ્વર્યુએ બ્રહ્માની આજ્ઞા કરી

સંભળાવી ત્યારે સાવીત્રીએ કહ્યું કે લક્ષ્મી, ઈંદ્રાણી, અરૂંધતિ, ગૌરી ઇત્સાદિ મારી સહચરીઓ હજી આવી નથી તેથી હું એકલી આવી શકતી નથી. બ્રહ્માજીને મૂહુર્ત મોડું રાખવા કહો. અધ્વર્યુએ આવીને બ્રહ્માને આ હકીકત કહી તેથી બ્રહ્માને ક્રોધ ચડયો અને ઇંદ્રને બીજી સ્ત્રી લાવવા કહ્યું. ઇંદ્ર એક આહિરની રૂપવતી, કન્યા જબરદસ્તીથી લઇ આવ્યા. ગાંધર્વલગ્નથી આ કન્યા સાથ લગ્ન કરી બ્રહ્મા પાસ એ-સારી યજ્ઞ શરૂ કર્યો. આ સ્ત્રીનું નામ ગાયત્રી પડયું. બ્રહ્મા યજ્ઞ કરતા હતા એટલામાં સાવીત્રી આવી પોહાંચ્યાં અને બ્રહ્માનું કૃત્ય જોઇ ક્રોધે ભરાઇ શાપ આપ્યો કે આ સ્થાન શીવાય તમારું બીજી કોઇ પણ જગ્યાએ પુજન થશે નહીં. ગાયત્રીને હાંકી કાઢવાથી તેણે પણ ક્રોધ કરી તપની તૈયારી કરી. વિષ્ણુએ સાવીત્રી અને ગાયત્રીના મનનું સ-માધાન કરી યજ્ઞ શરૂ કર્યો એટલામાં શંકર હાથમાં ખોપરી લઇ અ-તિતને વેશે અન્ન માટે આવ્યા. શંકરને અન્ન આપી ત્યાંથી જવા કહ્યું. શંકર ગયા પણ ખોપરી મુકતા ગયા. યજ્ઞ સ્થાનમાં ભ્રષ્ટ ચીજ ન જોઇએ તેપરથી એક બ્રાહ્મણે તે નાંખી દીધી તો તેની જગ્યાએ બીજી થઇ. આમ હજારો ખોપરી થતાં તે દૈવ કાર્ય સમજી શંકરને પ્રસન્ન કરી બ્રહ્માએ યજ્ઞ પુરો કીધો. બ્રહ્માના યજ્ઞના સ્થાન તરીકે આ તીર્થનું મહાત્મ્ય વિશેષ છે. અહીંઆ શ્રાદ્ધ, દાન અને તેમાંએ ગોદા-નનું મહાત્મ્ય ઘણુંજ કહ્યું છે. પાંડવો અને રામચંદ્રાદિક અત્રે આવ્યાનું જણાય છે. પરિક્ષીતના પુત્ર જનમેજયે સર્પયજ્ઞ પણ અત્રેજ કર્યો હતો એમ પુરાણો પરથી જોવામાં આવે છે. આ સ્થાનમાં વજ્રનાભ નામનો રાક્ષસ બાળભક્ષક હતો તેને બ્રહ્માએ કમલ પછાડી મારી નાંખ્યો હતો.

જેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ આવા ત્રણ કુંડો એ પર્વતની એટલે વરાહના સીંગડાની વચ્ચે છે અને તે ત્રણ પુષ્કર કહેવાય છે. આમાં જેષ્ઠ પુષ્કરનું સરોવર ઘણુંજ મોટું અને સુશોભીત છે. તળાવના કાંઠા ઉપર રજપુતાનાના રાજાઓનાં પુષ્કળ મુકામો, દેવસ્થાનો, ઘાટો વીગેરે કિલ્લાની દિવાલતુલ્ય શોભી રહ્યા છે. આ મુકામોનું પ્રતિબિંબ સરોવરના જળમાં પડતાં એવો સુંદર ચીતાર આપે છે કે જાણે જળની અંદર પણ બીજું ગામ કેમ ન હોય. પુષ્કરનાં પ્રાચીન સ્થળોનો ઔરંગજેબે નાશ કર્યો છે અને તેની જગ્યાએ નવાં સ્થાનો થયાં છે. સિધ્ધપુર પાસ પ્રકટ દેખાતી સરસ્વતિ નદી આ પુષ્કરમાંથીજ નીકળી છે.

પુષ્કરના કીનારા પર ગૌઘાટ, બ્રહ્મઘાટ, કપાલમોચનઘાટ ( શીવજીની ખોપરી જ્યાં હતી તે ) યજ્ઞઘાટ, બદરીઘાટ, રામઘાટ અને કોટીતીર્થઘાટ વીગેરે પથ્થરના બાંધેલા છે. જ્યેષ્ઠ પુષ્કરથી બે માઇલ પર મધ્યમ અને કનિષ્ઠ પુષ્કર છે. એની સામે શુદ્ધવાપી નામનો ગયાકુંડ છે. ત્યાંથી ૧૦ માઇલ પર .સરસ્વતિ અને નંદાનો સંગમ થયો છે.

પુષ્કરજીમાં બ્રહ્મા, બદરીનારાયણ, વરાહજી, આત્મેશ્વર મહાદેવ અને સાવિત્રીનાં મુખ્ય પાંચ મંદિરો છે. આમાં બ્રહ્માજીનું અત્યારનું દેરૂં સિંધીઆના દિવાને બનાવ્યું છે. આમાં ચતુર્મુખી બ્રહ્માની મૂર્તિ છે. જમણા હાથ તરફ સાવિત્રી અને ડાબા હાથ તરફ ગાયત્રીની મૂર્તિ છે. સભા મંડપમાં સનકાદિક ચાર ભાઇઓની મૂર્તિઓ છે, નાના મંદિરમાં નારદજીની મૂર્તિ છે, બીજા નાના મંદિરમાં આરસ પાણના હાથી પર ઈંદ્ર કુબેરની મૂર્તિ છે. બદરીનારાયણ અને વરાહજીના જુનાં મંદિરો જાંહગીરે ભાંગી નાંખેલાં છે. અત્યારનાં મંદિરો જોધપુરવાળા ભક્તસિંહે બનાવેલાં છે. આત્મેશ્વર અથવા કપાલેશ્વરનું મંદિર મહારાષ્ટ્ર સુબેદાર ગોમારાવનું બનાવેલું છે. ભોંયરામાં થઇને અંદર જવાય છે. આ શીવાય વિશલદેવ, અમરરાજ, માનસિંહ, અહલ્યાબાઈ, ભરતપુરના રાજા જવાહરમલ અને મારવાડના રાજા વિજયસિંહનાં બનાવેલાં અનેક મંદિરો શોભી રહ્યાં છે. જ્યેષ્ટ પુષ્કરજીની પ્રદક્ષિણા કરતાં પહાડીની નીચે નાગકુંડ, ચક્રકુંડ, ગંગાકુંડ નામના નાના કુંડો છે. આમાં નાગકુંડમાં શ્રાવણ શુદ ૫ ના સ્નાનનો મોટો મહિમા છે. શ્રાવણ સુદ ૫ મે નાગકુંડમાં સ્નાન કરનારને સરપ કરડતોજ નથી અને કરડે તોપણ ઝેર ચડતુંજ નથી. પહાડની ટેકરી ઉપર સાવિત્રીનું મંદિર આવેલું છે. સાત સરસ્વતિ કહેવાય છે તેમાં પુષ્કરમાં સુપ્રભા સરસ્વતિ છે જે કેટલીક જગ્યાએ દેખાય અને કેટલીક જગ્યાએ ન દેખાતાં આખર કચ્છના રણમાં અદૃશ્ય થાય છે. નૈમિષારણ્યમાં કાંચનાક્ષી સરસ્વતિ છે, ગયામાં વિશાળા સરસ્વતી છે, અયોધ્યામાં મનોરમા સરસ્વતિ છે, કુરુક્ષેત્રમાં ઓઘવતી સરસ્વતિ છે. ગંગાદ્વારમાં સુરેણુ સરસ્વતિ છે, અને હિમાલયમાં વિમલોદકા સરસ્વતી છે પુષ્કરના તળાવમાં મગરો પુષ્કળ છે અને ઘણીક વખત લોકોને ખેંચી જવાના બનાવો પણ બને છે. પુષ્કરના જળમાં જીવહિંસા થઇ શકતી નથી. પુષ્કર ને અજમેર વચ્ચેનો રસ્તો પહાડી હોવાથી લુંટાવાનો સંભવ છે વાસ્તે .યાત્રીએ

આવી જગ્યામાં જતાં જોખમ અને સંગાથનો ખાસ વિચાર કરવાનો છે. ખુદ મારાજ એક મિત્ર મી. શામળજી નાનજી આ રસ્તામાં લુટાયા હતા અને ગાંઠનો ગર્વ ગુમાવ્યા સાથ થોડુંક શરીરને પણ સોસવું પડયું હતું.

પુષ્કરમહાત્મ્ય સંબંધી એક બીજી વાત પણ નોંધી લેવા જોગ છે. બ્રહ્મા અને વિષ્ણુ વચ્ચે એમાં મોટું કોણ આ સંબંધે ઝગરો થયો આ ઝગડાનો નિર્ણય કરવા મધ્યસ્થ શંકર નિમાયા. શંકરે કહ્યું કે પરમાત્માનું મૂળ જે શોધી લાવે તે મોટા દેવ. વિષ્ણુ એ નિરભિમાનથી કહ્યું કે પરમાત્માના મૂળનો પાર પામી શકાય એમ નથી. બ્રહ્માએ કહ્યું કે હું પાર પામ્યો છે અને ગાયે તેની સાક્ષી પુરી. આ પરથી શંકરે બ્રહ્માનું માથું કાપી નાખી શાપ આપ્યોકે તમારૂં પુજન થશે નહીં. બ્રહ્માના કરગરવાથી અત્ર પુષ્કરમાં પુજન થશે આમ કહ્યું. વિષ્ણુને બ્રહ્માથી મોટા ઠરાવી તેનુ પુજન સર્વત્ર ઠરાવ્યું.

પુષ્કરનું આચારનું, તળાવ અને ઘાટ મંદિરના નહારરાય નામના રાજાના બંધાવેલાં છે. આ રાજા મૃગયા કરતાં અહીંઆં આવી ચડયો અને તૃષા લાગવાથી જળપાન કીધું. જળમાં હાથ બોળવાથી તેનુ રકતપીત મટી ગયું તેથી તેણે આ તળાવ બંધાવ્યું છે. આ સ્થાનના જળની ઉત્પતિ સાવિત્રીના રૂદનના જળથી થએલી ગણાય છે.

પુષ્કરની પાસેના **નાગપહાડના** સંબંધમાં કહેવાય છે કે અજમેર વસાવનાર અજયપાળે આ પહાડપર કિલ્લો બાંધવા માંડયો હતો. દિવસના કરેલું કામ રાતના પડી જવા માંડયું. આમ વારંવાર થવાથી તેણે આખરે અજમેર વસાવ્યું. આ પહાડપર હજી જુના કિલ્લાનાં ખંડેરો જોવામાં આવે છે. આ પહાડ ઉપર અનેક ગુફાઓ છે તેમાં ભર્તૃહરીની ગુફા જોવા જોગ છે. એક શિલાપર ભર્તૃહરી સુતો હતો તેને અત્યારે યાત્રીઓ સહજ સુંઘે છે

વાંચનારાઓને અહીંઆં મુંબઇથી જી. આઇ. પી. રેલ્વે લાઇનમાં ખંડવા ઉપર થઇને લઇ આવ્યો છું. હવે અત્રે અટકવાની જરૂર છે. કારણકે જી. આઇ. પી. લાઇનને બદલે બી. બી. સી. આઇ. લાઇનમાં મુસાફરી કરનાર તેજ લાઇનમાં અજમેર આવી શકે છે. આથી મુંબઇથી બી. બી. સી. આઇ. લાઇનમાં વાંચનારાઓને અજમેર લાવવા આ ઠીક છે એમ ભાસતાં, હવે તેજ લાઇનનાં અજમેર સુધીનાં સ્થાનોનું વિવેચન કરી પછી તેમને મારવાડ અને બીજાં સ્થાનો બતાવતાં બતા-

વતાં આગ્રે લાવવા આજ વાસ્તવિક લાગે છે. ખંડવાથી ઇટારસી થઇ ત્યાંથી આગ્રે વાંચનારાઓને લઇ ગયા બાદ, વચમાંની તુટેલી સાંકળ સાંધી અલાહાબાદ ( પ્રયાગ ) ઉપર થઇ આગ્રે, ગોકુળ મથુરાં કરાવતાં લાવીશ. આગ્રેથી દિલ્હી, કુરૂક્ષેત્ર પંજાબ, કાશ્મીરમાં લઇ જઇ હરદ્વારથી હિમાલયની મુસાફરી કરાવી અયોધ્યાપરથી કાશી લાવી પ્રયાગ અને કાશીનો ખાંચો પુરી નાખીશ.

## મુંબઇથી બી. બી. સી. આઇ. રેલ્વેની મુસાફરી.

વડોદરા રેલનું મુંબઇમાં છેડાનું સ્ટેશન કોલાબા છે એટલે કે બહાર દેશાવરથી આવેલી ગાડી કોલાબેથી આગળ વધી શકતી નથી. અને મુંબઇથી ઉપડેલી ગાડી કોલાબેથી ઉપડે છે. મુંબઇમાં આવનાર કે મુંબઇથી જનાર પ્રજાને કોલાબાનું સ્ટેશન ખાસ અગત્યનું નથી. કારણ કે સારી જગ્યા મેળવવાની લાલચે કોલાબેથી બેસે તો જુદી વાત છે પણ કોલાબે બેસવા જતાં ગાડી ભાડું વધારે આપવું પડે છે અને વેહેલું જવું પડે છે. કોલાબામાં મુખ્ય વસ્તી યુરોપીયનોની છે. કોલાબા પછીનું સ્ટેશન ચર્ચગેટ છે. ખાસ કોટના લતામાં રહેનારને ચર્ચગેટ ચડવું ઉતરવું ઠીક પડે છે. મુંબઇની વસ્તીનો ભાગ બહારકોટમાં વધારે છે. બહારકોટના લોકોને **મરીનલાઇન** અને **ચરનીરોડનાં** સ્ટેશનનો અનુકુળ હતાં પણ હાલમાં ત્યાં મેલ ઉભી રહેતી નથી. બીજી ગાડીમાં આ સ્ટેશનોપરથી ચડવા કે ઉતરવાનું બને છે. મેલને માટે **ગ્રાંટરોડ** સ્ટેશનજ ચડવા ઉતરવા માટેજ ઠીક છે. મુંબઇની હકીકત છેલ્લે આપવાની હોવાથી ગ્રાંટરોડથી ઉપડયાજ આમ સમજી લેવું. **મહાલક્ષ્મી, પરેલ, એલફીનસ્ટનરોડ** આ સ્ટેશનો મુકયા પછી દાદર આવે છે. ગ્રાંટરોડથી ઉપડેલી મેલ **દાદર** ઉભી રહે છે. મહાલક્ષ્મી સ્ટેશને ઉતરી વરલીમાં **માર્કંડેશ્વર** મહાદેવનાં અને **મહાલક્ષ્મી** માતાનાં દર્શન થઇ શકે છે. સ્ટેશનથી એક માઇલ દુર આ સ્થાનો છે. આ સ્થાનો મુંબઇનાં છે છતાં સ્ટેશનેથી જનારને સુગમ પડવા આટલો નિર્દેશ કર્યો છે. મુસલમાન લોકોનું મામાહાજીઆણીનું સ્થાન પણ અહીંઆજ છે. આ સ્થાન દરિયામાં બેટ રૂપ છે અને અહીંઆં તંદુરસ્તીના સુધારા માટે ઘણાક મુસલમાન ભાઇઓ રહે છે. પરેલમાં બી. બી. સી. આઇ. રેલ્વેની વર્કશાપ છે. જી. આઈ. પી. લાઇનની હકીકતમાં આ સંબંધે લખેલું હોવાથી વિશેષ લખવાની જરૂર નથી. દાદર બી. બી. સી. આઇ. અને જી. આઇ. પી. રેલ્વેનું જંકશન સ્ટેશન છે. જી. આઇ. પી. ના પા.

સેન્જર અહીંઆં બી. બી. લાઇનમાં બેસી શકે છે. અને બી. બી. લાઈનના પાસેન્જર અહીંઆ જી. આઇ. પી. માં બેસી શકે છે. મુંબઇના પૂર્વ વિભાગમાં રહેનારાઓ જેને જી. આ. પી. નાં સ્ટેશનો પાસે હોય તે દાદર ઉતરી ગાડી બદલે છે. માહીમ દાદર પછીના માટુંગા પછીતું સ્ટેશન છે. અહીંઆં મુસલમાન લોકોનો ઉરસ બહુજ ઠાઠથી વરસમાં એકવાર થાય છે અને આઠ દિવસ રહે છે. ઉરસ એટલે જાત્રા. વાંદરા માહિમ પછીતું સ્ટેશન છે. પ્લેગને લીધે અત્યારે લોકો વાંદરાથી આગળ રહેવા ગયા છે પણ વાંદરાની આ બાજુએ મુંબઇ શહેરની હદ પુરી થાય છે. વાંદરા થાણા જીલ્લામાં ગણવામાં આવ્યું છે. આપણે વાંદરા સુધીની મુંબઇની હદ ગણીશું. દાદર પછી વાંદરે મેલ ઉભી રહે છે. અહીં સુધી છેટું અને ભાડું આપવાની કશી જરૂર નથી. મુંબઇના ધનિકો વાંદરામાં બંગલા બાંધી રહ્યા છે.

## પાલઘર.

છેટું ૫૮ માઇલ * ભાડું મેલનું ૦-૧૨-૬ બીજીનું ૦-૧૨-૦

વાંદરા પછી મેલ પાલઘર ઉભી રહે છે પણ પાલઘર અને વાંદરાં વચ્ચે ઘણાંક સ્ટેશનો આવી જાય છે. સાન્તાક્રુઝ, અંધેરી, ગોરગામ, મલાડ, બોરવલી, ભાઇન્દર, વસઇ, નાલાસોપારા, વીરાર, સોપારા આ વચલાં સ્ટેશનો છે. આમાં ગોરગામથી યોગેશ્વરીની પ્રાચીન ગુફાઓ જોવા જેવી છે. આ ગુફાઓ બીજી ગુફાઓની માફક ડુંગરમાં ખોદી કાઢેલી નથી પણ જમીન ખોદી તેના પેટામાં ભોંયરાની જેમ બનાવેલી છે. આ ગુફાઓ વિસ્તારમાં બહુજ મોટી છે. અને તેમાં કેટલીક જુની મૂર્ત્તિઓ ખંડિત હાલતમાં જોવામાં આવે છે. અંદર થાંભલાઓ કોરી કાઢેલા છે. અજવાળાની વ્યવસ્થા કરી છે. પાણીની ગોઠવણ કરી છે. એક મૂર્ત્તિવો અધુરી જણાય છે. મુંબઇમાં ધર્મ સંબંધી પ્રશ્નો કાઢી શાસ્ત્રાર્થ કરાવનાર રામેશ્વરાનંદને હું પહેલાં એકલો અને પછી મારા મિત્ર ઠા. છગન ખેરાજ કે જે હાલમાં જાપાનમાં છે તેની સાથ મળ્યો હતો. અને ત્યાં તેમની લીલા જાણવા શક્તિવાન થયો હતો. આ ગુફામાં બેથી ત્રણ હજાર માણસ અહર્નિશ રહી શકે એમ છે. આ ગુફાથી ત્રણ ગાઉ પર બીજી ગુફા છે. પણ તે બહુ અગત્યની નથી. અંધેરીથી પણ અહીંઆં આવી શકાય છે. બો-

---

* આ છેટું અને ભાડું મુંબઇથી વરોદરા રેલવેનું સમજવું.

**રવલી** પાસ મોન્ટપઝીરની ગુફા છે. અને તે અસલ હિંદુ હોઇ રોમનકે થોલિકે સ્વરૂપ બદલાવી પોતાની બનાવી છે. આ લાઇનમાં અહીંઆંથી કેનરીની ગુફા જોઇ શકાય છે જેનું વર્ણન આ પુસ્તકના પાના ૨૪ માં આપવામાં આવ્યું છે. અહીંઆંથી બે ગાઉ ઉપર **મંડપેશ્વર**ની ગુફાઓ જોવા યોગ્ય છે. અહીંઆં એક મોટી ભીમની મૂર્તિ છે. કુંડ છે જેમાં પાણી કાયમ રહે છે. અહીંઆં એક સ્થાનમાં બ્રાહ્મણ પુજા કરે છે અને તાળું મારી ચાલ્યો જાય છે. ભાઇન્ડર મીઠાના વેપારનું મોટું મથક છે. વસઇ આ ઇતિહાસ પ્રસિધ્ધ શેહેર છે અને તેનો કિલ્લો જોવા લાયક છે. અહીંઆં એક શીવ મંદિર પણ છે, વસઇ પ્રાચીનકાળમાં મોટું શહેર ગણાતું હતું. પોરત્યુગીઝ, મરાઠા અને પેશવાએ આ શેહેર ઉપર ઘણાક હુમલાઓ કર્યા હતા. અત્યારે જુનું વસઇ તો ખંડેર જેવું જ છે. બાકી વસ્તી નવા વસઇમાં છે. વસઇ પાસ અગાસીમાં જૈનોનુ દેરાસર છે અને મુંબઇના જૈનો દર્શન માટે ત્યાં જાય છે. વસઇનો પ્રદેશ ફળદ્રુપ છે અને પાન, કેળાં, શાકભાજી વીગેરે જથ્થાબંધ થાય છે અને દૂર દેશાવર જાય છે. અહીંથી નાલાસોપારા છે જ્યાંથી **નિર્મળેશ્વર** જવાય છે. આ નિર્મળેશ્વર પ્રાચીન સ્થાન છે અને પ્રદેશ બહુજ રમણીય છે. અહીંઆ વર્ષમાં એક મોટી જાત્રા ભરાય છે જે આઠ દિવસ રહે છે.

**વીરાર** આ પણ કેળાં, નાળીએર અને પાનની પેદાશનું સ્થળ છે.

**સોપારા** આ પ્રાચીન સ્થાન છે. મુંબઇ વસ્યા વેહેલાં તે એક મોટું નગર હતું અને બૌધ તથા જૈન ગ્રંથોમાં તથા જુનાં મુસાફરોએ આ સ્થાનનું નિદર્શન કરેલું છે. **પાલઘર** આ પણ પાન, કેળાં અને નાળીએરની ઉત્પતિનું સ્થળ છે. અહીંઆં રેલ્વે આવતાં જતાં ઠીક ખોટી થાય છે. અને પીશાબ પાણી કરી શકાય છે. પ્લેગની તપાસ અહીંઆં કરવામાં આવતી હતી.

| બોઇસર | વાનગામ |
|---|---|
| છેટું માઇલ ૬૫ ભાડું * ૦-૧૩-૬ | છેટું માઇલ ૭૧ ભાડું ૦-૧૪-૯ |

---

* આ સ્ટેશનોએ મેલ ઉભી રહેતી ન હોવાથી ભાડું બીજીનુંજ આપ્યું છે. જ્યાં મેલ ઉભી રહે છે ત્યાં મેલ ને બીજીનું ભાડું આપવામાં આવશે. મેલનું ભાડું ન હોય ત્યાં બીજીનુંજ સમજવું.

દેહણું — ગોલવડ

છેડું માઇલ ૭૮ ભાડું ૧–૦–૦ છેડું માઇલ ૮૫ ભાડું ૧–૨–૦

વેવજી — સંજાન.

છેડું માઇલ ૯૧ ભાડું ૧–૩–૦ છેડું માઇલ ૯૪ ભાડું ૧–૪–૦

ભીલાડ

છેડું માઇલ ૧૦૨ ભાડું ૧–૫–૦

આમાં સંજાન પારસીઓનું પ્રાચીન સ્થાન છે. હિંદુસ્તાનમાં પારસીઓ આવી વસ્યા તે અહીંજ વસ્યા હતા. તેઓએ આ સ્થાનને પોતાનું વતન બનાવ્યું હતું અને તેના રક્ષણ માટે હથીઆર લઇ લડયા હતા. પારસી કોમ હજી પણ સંજાનને પુજ્યભાવથી જુવે છે. દેહણું આ ચોખાના અને ઇમારતી લાકડાના વેપારનું ઉતમ સ્થળ છે. ચીચણ તારાપુર કરીને પાસેના ગામો છે ત્યાં પ્રાચીન દર્શનીય સ્થાનો છે.

દમણ.

છેડું માઇલ ૧૦૯ ભાડું મેલનું ૧–૧૧–૦ બીજીનું ૧–૭–૦

હિંદુસ્થાનના પોરચુગીઝનાં જે સ્થાનો છે તેમાંનું દમણ એક છે. અહીંઆં તેમનો ગવરનર રહે છે. નાની દમણ અને મોટી દમણ આવા બે ભાગ છે. દમણ ગંગાના બંને કીનારાપરની વસ્તી આ રીતે વેહેંચાઇ ગઇ છે. એક તરફ ઓફીસરો રહે છે. અને બીજી તરફ પ્રજા રહે છે. શેહેર કિલ્લાબંધ છે. અને દારૂગોળો તોપો વગેરે રહે છે. વેપાર રોજગાર અગાઉ સારો હતો પણ હાલ પડતી હાલતમાં આવી ગયો છે. અહિંઆંથી શનની મહાલક્ષ્મી કરીને એક પવિત્ર સ્થાન છે ત્યાં જવાય છે, અહીંઆં વાર્ષિક જાત્રા ભરાય છે. અને હજારો લોકો આવે છે. રસ્તો વીકટ અને જનાવરોનો ભય રહે એવો છે. માતાનું સ્થાન ઘણુંજ અલૌકિક છે અને લોકોની ઇચ્છા શુધ્ધ ભક્તિથી પુરી પાડે એવું છે. વચલા સ્ટેશનોથી પણ અહીંઆ જઇ શકાય છે. દેહણું, ગોલવાડ વીગેરે સ્થાનોથી પણ લોકો જાય છે.

ઉદવાડા.

છેડું માઇલ ૧૧૫ ભાડું ૧–૮–૦

ઉદવાડા આ પારસીઓનું પવિત્ર સ્થાન છે. પારસીઓ અગ્નિ પૂજક છે. પારસીઓ ઉપર ઇરાનમાં મુસલમાની રાજ્યો તરફથી જુલમ.

થવા લાગ્યો ત્યારે તેઓ પોતાના અગ્નિ સાથ ગુજરાતમાં આવ્યા. આ અગ્નિની સ્થાપના તેઓએ ઉદવાડામાં કરી. પારસી લોકોના આતસ બહેરામનો અગ્નિ કોઇ કાલે ઓલવાતો નથી. આર્ય પ્રજાના અગ્નિ-હોત્રનો અગ્નિ વંશપરંપરા ચાલતો હતો અને કદિ ઓલવાતો નહોતો અને શુભાશુભ કર્મ યજ્ઞનારાયણના અગ્નિથી થતાં હતાં તેજ પ્રમાણે પારસીઓની પણ પરંપરા જણાય છે. અહીંઆં આદર અને અરદીબે-હેસ્ત મહીનામાં પારસી લોકો જથાબંધ આવે છે. સ્ટેશનથી ગામ ચાર માઇલ છે.

### વલસાડ.

છેટું માઇલ ૧૨૫ ભાડું મેલનું ૧-૧૫-૦ બીજીનું ૧-૧૦-૦

ઉદવાડા અને વલસાડ વચે પારડીનું સ્ટેશન આવે છે. વલસાડ વેપારનું મોટું સ્ટેશન છે. વળી, વાંસ, સાગ, ગોળ, શેરડી, ચોખા અને તલ, એરંડી વીગેરે બીઆં અને બાજું અનાજ વલસાડથી બીજી જગ્યાએ જાય છે. વલસાડ પાસ ઓરંગા નદી છે કે જે નદીમાં બોરા ચાલે છે અને તેની મારફત આજુબાજુનો માલ ભરાઇ આવે છે. વાંસદા અને ધરમપુરનાં દેશી સંસ્થાનો વલસાડની આસપાસ છે. આ સંસ્થાનોના જંગલમાંથી કાઠ પુષ્કળ આવે છે. વલસાડ પાસ તીથલ કરીને હવા ખાવાનું સ્થાન દરીઆ કિનારે છે. અહીંઆં ઉનાળામાં હવા ખાવા ઘણાક માણસો આવે છે. વલસાડનાં હવા પાણી સારાં હોવાથી અશકત લશ્કરી સિપાઇઓને અહીંઆં મોકલવામાં આવે છે. વલસાડમાં શંકરનાં અને બીજાં હિંદુ મંદિરો તથા જૈન મંદિરો સારાં છે સ્ટેશન પાસ ધર્મશાળા પણ છે. વલસાડથી થોડે દૂર ધર્મપુર છે તે રાજ્યની હદ અને દક્ષિણના ત્ર્યંબકની આસપાસની હદ સંયુક્ત છે. ધર્મપુર થઇ ત્ર્યંબક આવી શકાય છે.

### નવસારી.

છેટું ૧૪૯ માઇલ. ભાડું મેલનું ૨-૫-૦ બીજીનું ૧-૧૫-૦

વલસાડ મુકયા બાદ **ડુંગરી**, **બીલીમોરા**, **અમલસાડ**, **વેડછા** આ સ્ટેશન બાદ **નવસારી** આવે છે. બીલીમોરા આ પારસીઓની મોટી વસ્તીનું સ્થાન છે. સંજાનથી ભરૂચ સુધીમાં શરૂઆતમાં પારસી-ઓ ગુજરાતમાં આવી વસ્યા હતા, પણ તેમનો મોટો વસવાટ નવસારી સુધીમાંજ હતો. પછી તેઓ ભરૂચ સુધી અને મુંબઇ સુધી વધ્યા હતા.

અહીંઆં તેઓનાં આગસ ગેહુંરામ તથા ભરતા વીગેરે છે. નવસારી ગાયકવાડી રાજ્યનો કસબો છે. પૂર્ણા નદી અહીંઆં વેપારના કામમાં ઠીક આવે છે. નવસારી ગણુદેવી આ વેપારની સારી જગ્યા છે. અહીંઆં ગોળ, તંબાકુ, શેરડી અને અનાજ વીગેરે સારા જથ્થામાં ઉત્પન્ન થાય છે. અત્યારે નવસારી ચડતી સ્થીતિમાં આવતું જાય છે.

## સુરત.

છેટું ૧૬૭ માઇલ; ભાડું મેલનુ ૨-૧૦-૦ બીજાનું ૨-૩-૦

નવસારી મુક્યા બાદ મરોલી, સચીન, આ બે સ્ટેશનો બાદ સુરત આવે છે. સચીન એ એક નાનું મુસલમાની રાજ્ય ગણાય છે. સોનાની મૂરત ગણાતું સુરત શેહેર તાપી નદીને કિનારે આવી રહ્યું છે. જે વખતે મુંબઇ ન્હોતું વસ્યું તે વખતે પરદેશીઓને પગ મુકવાની જગ્યા સુરતજ હતું. વલંદા, પોરચુગીઝ, ફ્રેંચ અને અંગ્રેજોએ વેપારી તરીકે આ શહેરમાંજ પ્રથમ પડાવ કર્યો હતો. અત્યારે સુરત પડતી હાલતમાં આવી ગયું છે અને સુરતનો હસ્તકૃત વેપાર પાયમાલ દશામા આવી ગયો છે છતાં, એકવાર સુરત તે સુરતજ હતું અને તેની જાહોઝલાલી અપૂર્વ હતી. સુરત પાસે કામરેજ કરીને એક ગામ છે. તે ગામનો હિંદુ રાજા ઇ. સ. ૧૩૪૭ ના ગુજરાતના દિલ્હીના બાદશાહ સામેના બળવામાં સામેલ હતો ૧૩૭૩માં ભીલોથી રક્ષણુ માટે કિલ્લો બાંધવામાં આવ્યો હતો. ૧૨ મી સદી સુધીમાં આ પ્રદેશ ભીલોથી વસાયલો હતો અને અત્યારે પણુ ધરમપુરના જંગલમાં ભીલો વસે છે. સુરતનાં દુબળાં આ ભીલોનીજ ઓલાદ છે. અત્યારનું સુરત ગોપી નામના એક હિંદુ ગૃહસ્થે ૧૫ મી સદીમાં વસાવ્યું જણાય છે. સુરતનું ગોપીપરૂં આ તે વખતનો મોહોલ્લો હજી ગણાઇ રહ્યો છે. આ ગોપીની રાણી નામની સ્ત્રીએ રાણીતળાવ બંધાવ્યું જણાય છે. કેટલાક સુરત નાયકણે વસાવ્યું છે આમ કહે છે. સુરતના વસાવ્યા સંબંધી બીજી પણુ કેટલીક દંતકથાઓ ચાલે છે.

સુરત સ્ટેશનથી પાકી સડક ગામમાં જાય છે. સુરતમાં હિંદુઓનાં મદિરો, જૈનોનાં દેરાસરો, મુસલમાનોની મસજીદો અને ક્રીશ્ચનોનાં દેવળો છે. સુરતનો ડચ લોકોએ બાંધેલો કિલ્લો અત્યારે સરકારી ઓફીસો તરીકે કામમા લેવાય છે.

સુરત મોગલબાદશાહને તાબે હતું. અને ત્યાં તેનો સુબો રહેતો હતો. મોગલ બાદશાહની પરવાનગીથીજ વિદેશીઓએ સુરતમાં પોતાની

કાઢીએ સ્થાપી હતી. સુરતમાં રેશમી કાપડ, કીનખાબ, જરી ને કલાબ-તુનું કામ અત્યારે પણ ઉત્તમ થાય છે. સુરતના લોકો ખાવા પીવામાં બહુજ ખરચ કરે છે. "સુરતનું જમણ" એ હજી સર્વોત્તમ ગણાય છે. સુરતની પ્રજા મોજ શોખ વાળી છતાં હુન્નર ઉદ્યોગમાં ખેપરવા નથી. કરકસર આ આ લોકોનો ખાસ ગુણ છે. સુરતમાં શાકભાજી, અનાજ વગેરેનો મોટો વેપાર છે. સુરતમાં મીલો પણ થઇ છે. સુરતમાં રંગનું નકસીનું અને બીજી હાથની કારીગરીનું કામ વખાણવા લાયક થાય છે. હજી પણ સુરતમાં લાખેક માણસની વસ્તી છે. સુરતમાં સ્વામીનારાયણનું મંદિર, પાતાળી હનુમાન, વલભાચાર્યની હવેલી, અંબાજી વગેરે ઘણાંક દેવ મંદિરો છે. સુરત અત્યારે પડતી હાલતમાં છે છતાં તે જોવા લાયક શેહેર છે. આ શેહેર જોવાથી તન ધન જોબનના અભિમાનીને શિક્ષણ મળે એમ છે. સુરતના ઉપર દૈવી કોપજ છે. છેલ્લે પેશવા સુધી સુરત લુંટાયા કર્યું આતો બાજુએ રાખીએ છતાં રેલ ને અગ્નિની સુરતને ભારે સોસવું પડે છે. ઇ. સ. ૧૮૩૭ માં સુરતમાં ભયંકર આગથી ૧૦૦૦૦ ઘરોનો નાશ થયો હતો. બે પાંચ વરસે રેલથી અને આગથી સુરતની પાયમાલી થતીજ રહે છે. અંગ્રેજોના હાથમાં સુરત આવ્યા બાદ પણ સુરત સુધારવા ઝાઝું લક્ષ આપવામાં આવ્યું નથી. સુરતના માજી કલેક્ટર મી. ટી. સી. હોપની મમતા સુરત પ્રત્યે ઘણીજ હતી અને રેતીથી પુરાતી તાપી ખોદાવી સુરતને મોટું બંદર કરવા તેની ઇચ્છા હતી પણ તે ઇચ્છા પાર પડી નથી. ગુજરાતી વર્ગમાં કવિ નર્મદાશંકર નવલરામ, નંદશંકર વીગેરે નરરત્નો સુરતેજ પુરાં પાડયાં હતાં અને હજી પણ પુરા પાડે છે. સુરત દરેક ગુજરાતીને અભિમાન ધરવા જેવું સ્થાન કહી શકાય.

સુરતથી બે ત્રણ માઇલ અશ્વનીકુમારનો ઘાટ છે, આ ઘાટ બહુજ પવિત્ર ગણાય છે. સુરતના હિંદુ લોકોને અહીંઆં અગ્નિસંસ્કાર કરવામાં આવે છે. અહીંઆં અગ્નિસંસ્કાર પામેલાની અસદ્‌ગતિ થતી નથી. સુરતથી નવ માઇલ દૂર ભીમપોર અને ડુમસ આ બે હવા ખાવાનાં અને તંદુરસ્ત કરનારાં સ્થાનો છે. ભીમપોરના હનુમાનની શ્રાવણ મહિનામાં સુરતના લોકો બહુજ ભાવથી પુજા કરે છે. તાપીને સામે કિનારે રાંદેર આ જુના વખતનું સ્થાન છે. અગાઉ સુરત ને ભરૂચથીજ કાઠીઆવાડના બંદરો ખાતે આગબોટો જતી હતી, હાલ તે બંધ થઇ મુંબઇથી જાય છે. સુરતથી ૨૦ માઇલપર ભગવા કરીને ગામ છે ત્યાંથી

અહીંઆં તેઓનાં આતસ બેહેરામ તથા ભરતા વીગેરે છે. નવસારી ગાયકવાડી રાજ્યને કસબો છે. પૂર્ણા નદી અહીંઆં વેપારના કામમાં ઠીક આવે છે. નવસારી ગણદેવી આ વેપારની સારી જગ્યા છે. અહીંઆં ગોળ, તંબાકુ, શેરડી અને અનાજ વીગેરે સારા જથ્થામાં ઉત્પન્ન થાય છે. અત્યારે નવસારી ચડતી સ્થીતિમાં આવતું જાય છે.

## સુરત.

છેટું ૧૬૭ માઇલ; ભાડું મેલનુ ૨-૧૦-૦ બીજાનુ ૨-૩-૦

નવસારી મુકયા બાદ મરોલી, સચીન, આ બે સ્ટેશનો બાદ સુરત આવે છે. સચીન એ એક નાનું મુસલમાની રાજ્ય જળવાઇ રહ્યું છે. સોનાની મૂરત ગણાતું સુરત શેહેર તાપી નદીને કિનારે આવી રહ્યું છે. જે વખતે મુંબઇ નહોતું વસ્યું તે વખતે પરદેશીઓને પગ મુકવાની જગ્યા સુરતજ હતું. વલંદા, પોરચુગીઝ, ફ્રેંચ અને અંગ્રેજોએ વેપારી તરીકે આ શહેરમાંજ પ્રથમ પડાવ કર્યો હતો. અત્યારે સુરત પડતી હાલતમાં આવી ગયું છે અને સુરતનો હસ્તકૃત વેપાર પાયમાલ દશામાં આવી ગયો છે છતાં, એકવાર સુરત તે સુરતજ હતું અને તેની જાહોજલાલી અપૂર્વ હતી. સુરત પાસે કામરેજ કરીને એક ગામ છે. તે ગામનો હિંદુ રાજા ઇ સ. ૧૩૪૭ ના ગુજરાતના દિલ્હીના બાદશાહ સામેના બળવામાં સામેલ હતો. ૧૩૭૩માં ભીલોથી રક્ષણ માટે કિલ્લો બાંધવામાં આવ્યો હતો. ૧૨ મી સદી સુધીમાં આ પ્રદેશ ભીલોથી વસાયલો હતો અને અત્યારે પણ ધરમપુરના જંગલમાં ભીલો વસે છે. સુરતનાં દુબળાં આ ભીલોનીજ ઓલાદ છે. અત્યારનું સુરત ગોપી નામના એક હિંદુ ગૃહસ્થે ૧૫ મી સદીમાં વસાવ્યું જણાય છે. સુરતનું ગોપીપરું આ તે વખતનો મોહોલો હજી જળવાઇ રહ્યો છે. આ

કોઠીઓ સ્થાપી હતી. સુરતમાં રેશમી કાપડ, કીનખાબ, જરી ને કલાબ-તુનું કામ અત્યારે પણ ઉત્તમ થાય છે. સુરતના લોકો ખાવા પીવામાં બહુજ ખરચ કરે છે. " સુરતનું જમણ " એ હજી સર્વોત્તમ ગણાય છે. સુરતની પ્રજા મોજ શોખ વાળી છતાં હુન્નર ઉદ્યોગમાં બેપરવા નથી. કરક-સર આ આ લોકોનો ખાસ ગુણ છે. સુરતમાં શાકભાજી, અનાજ વગેરેનો મોટો વેપાર છે. સુરતમાં મીલો પણ થઇ છે. સુરતમાં રંગનું નકસીનું અને બીજી હાથની કારીગરીનું કામ વખાણવા લાયક થાય છે. હજી પણ સુરતમાં લાખેક માણસની વસ્તી છે. સુરતમાં સ્વામીનારાયણનું મંદિર, પાતાળી હનુમાન, વલભાચાર્યની હવેલી, અંબાજી વગેરે ઘણાંક દેવ મંદિરો છે. સુરત અત્યારે પડતી હાલતમાં છે છતાં તે જોવા લાયક શેહેર છે. આ શેહેર જોવાથી તન ધન જોબનના અભિમાનીને શિક્ષણ મળે એમ છે. સુરતના ઉપર દૈવી કોપજ છે. છેલ્લે પેશવા સુધી સુરત લુંટાયા કર્યું આતો બાજુએ રાખીએ છતાં રેલ ને અગ્નિની સુરતને ભારે સોસવું પડે છે. ઇ. સ. ૧૮૩૭ માં સુરતમાં ભયંકર આગથી ૧૦૦૦૦ ઘરોનો

કાઠીઆવાડનું ગોઘા બહુ લાંબે નથી. રેલવેનો સળંગ વ્યવહાર નહોતો ત્યારે ટપાલ અહીંઆંથી કાઠીઆવાડમાં જતી હતી. અને આવતી હતી. સુરત પાસ બારકસનો હજીરો કરીને એક સ્થાન છે. આ સ્થાનનું પાણી અને હવા ઘણુંજ ઉત્તમ છે. અને ક્ષયવાળા દરદીઓ અહીંઆં વગર દવાથી સારા થાય છે. આ હજીરા પ્રત્યે વહાણવટીઓ ઘણીજ પુજ્ય બુધ્ધિ ધરાવે છે. ડુમસ જે હવા ને આરોગ્ય માટે વખણાય છે ત્યાં મુંબઇના શ્રૃહસ્થોએ આરોગ્યભુવન અને બંગલાઓ બાંધ્યા છે. ઉનાળાના દિવસમાં અહીંઆં લોકો રહે છે. ડુમસમાં સંધિવાના દરદીઓને જમીનમાં ખાડા ખોદી તેમાં ઉપર નીચે વનસ્પતિ નાખી શેક-કરવાની ક્રીયા કરવામાં આવે છે. આ ક્રીયાથી ઘણાક ઝલઇ ગયલા માણસો સારા થએલા છે. ઉનાઇ અને ઓઢાણનાં જાત્રાનાં સ્થાનો સુરતની આસ-પાસજ છે. ઉનાઇમાં ગરમ પાણીના કુંડો છે. સુરતમાં વાર તહેવાર મેળાઓ બહુજ ભરાય છે. લોકો ઉજાણી વીગેરેની મોજમજામાં ગુલતાન રહે છે. મુસલમાની રાજ્યનો ઠાઠ હજી પણ કેટલીક જગ્યાએ જોવામાં આવે છે.

તાપીના મહાત્મ્ય સંબંધે કહેવામાં આવ્યું છે કે સૂર્યની સંજ્ઞા
નામની સ્ત્રીથી યમ નામનો પુત્ર અને યમુના નામની પુત્રી અને છાયા
નામની સ્ત્રીથી સાવર્ણીમનુ અને શનિશ્ચર આ બે પુત્રો અને
તાપી નામની કન્યા ઉત્પન્ન થયાં. કેટલાક વખતબાદ યમુના અને
સૂર્યનારાયણ ઝઘડો થયો અને પરસ્પરના શાપથી બેઉ નદીઓ થઇ ગઇ.
સમાન યમુનાના જળને ગંગા સમાન અને તાપીના જળને નર્મદા
સમુદ્રને મળ્યું. તાપી સાતપુડાપર્વતમાંથી નીકળી ડુમસ પાસ
સ્થાનો છે. તાપીના કિનારાપર કેટલીક જગ્યાએ ઘણુંજ પવિત્र
તાપીના સ્નાનું સ્થાનનું મહાત્મ્ય જેમ કાર્તિકમાં વિશેષ છે તેમ
સંબંધે આરીમહાત્મ્ય અસાડમાં વિશેષ ગણ્યું છે. આ મહાત્મ્ય
સાડમાં થાય છે કરતાં તાપીમાં ચોમાસાના પાણીનો ભરાવો અ-
રક્ષવાન અને તાપીનું મૂળ કેટલાક પુરાણમાં વિંધ્યાચળ. કેટલાકમાં
પવિત્ર સ્થાનોનું પારિપાત્ર પહાડ ગણાવેલ છે. આ જોતાં અનેક
ત્મ્ય ગણ્યું છે અ. માં અસાડમાં આવે તેથી તે મહિનામાં મહા-
ર્તિકમાં નિર્મળ અં મૂળ હિમાલય છે. હિમાલયનું જળ કા-
થાય છે સબબ યમુનાનું મહાત્મ્ય કાર્તિકનું

ગણાવ્યું છે. તાપીનો સર્વ કિનારો પવિત્ર છે. અને બ્રાહ્મણોએ તાપીના કિનારાની કેટલીક જગ્યાને પ્રાચીન નામો આપ્યાં છે.

સુરતથી અમલનેરની નવી લાઇન જે તાપ્તીવેલી રેલવે તરીકે ઓળખાય છે તે લાઇને ગુજરાત ને ખાનદેશ જોડી દીધાં છે. આ રેલવેની આ શાખાના સ્થાનોનું ટુંક વિવેચન અત્રેજ કરી લેવું ઠીક થઇ પડશે એમ સમજી હવે તાપ્તીવેલી લાઇન લઉં છું. આ લાઇનના માઇલ અને ભાડું સુરતથીજ આપું છું આ વાંચનારાઓએ ધ્યાનમાં રાખવાનું છે.

સુરતથી

| ગામનું નામ. | છેટું માઇલ | ભાડું. | | | |
|---|---|---|---|---|---|
| ચલથાન | ૧૦ | ૦-૨-૦ | ખાંડબારા | ૭૪ | ૧-૨-૦ |
| બારડોલી | ૨૦ | ૦-૪-૦ | નંદરબાર | ૧૦૦ | ૧-૫-૦ |
| મઢી | ૨૯ | ૦-૬-૦ | રનાલા | ૧૧૨ | ૧-૭-૦ |
| વ્યારા | ૩૮ | ૦-૮-૦ | દોનદેચી | ૧૨૧ | ૧-૯-૦ |
| સોનગઢ | ૫૦ | ૦-૧૦-૦ | સીંદખેડા | ૧૩૩ | ૧-૧૨-૦ |
| નવાપુર | ૬૫ | ૦-૧૪-૦ | નારદાના | ૧૪૨ | ૧-૧૪-૦ |
| ચીંચપાલા | ૭૪ | ૦-૧૫-૦ | બેટાવડ | ૧૪૭ | ૧-૧૫-૦ |
| | | | અમલનેર | ૧૫૯ | ૨-૧-૦ |

આ લાઇનના ચલથાણ બારડોલી આ સ્થળોમાં હિંદુઓનાં પ્રાચીન દેવાલયો જોવા જોગ છે. વ્યારા અને સોનગઢ આ ગાયકવાડી રાજ્યના મહાલો છે. સોનગઢ લશ્કરી મથક જેવું સ્થાન છે. ચીંચપાલાથી ત્ર્યંબક પગ રસ્તે ૨૦ ગાઉજ થાય છે ને બે દિવસમાં જવાય છે. નંદરબાર અને અમલનેર આ વેપારનાં સ્થળો છે. આ લાઇનની રેલવેની મુસાફરી ખરુંજ આનંદ ઉપજાવે એમ છે. રેલ્વેમાંથી કુદરતની બલીહારી જોવાનું અને આનંદ પામવાનું સાંપડે છે. આગળના વખતમાં પેશવાઇ અને મરાઠા લશ્કર આ રસ્તે થઇ ત્ર્યંબક ઉપરથી આવતું હતું. સોનગઢ તેમના લશ્કરી મથક જેવું હતું. ગુજરાતના પેશવાઇ સુબા ગાયકવાડ અને પેશવાઇ લશ્કર વચ્ચે આ રસ્તાથી અનુસંધાન રહેતું હતું.

ભરૂચ.

છેટું ૨૦૪ માઇલ ભાડું મેલનું ૩-૩-૦ બીજીનું ૨-૧૧-૦

સુરતથી **અમરોલી, સાયન, કીમ, કોસંબા, પાનોલી** અને **અંકલેશ્વર** મુકયા બાદ ભરૂચ આવે છે. સુરત ને આમરોલી વચ્ચે તાપીનો વિશાલ પુલ જોવાય છે. અને અંકલેશ્વર ને ભરૂચ વચ્ચે નર્મદાને

ગંગેશ્વર પુલ જોવાય છે અને અમરેલીમાં રેલવેનું કારખાનું અને તાર શીખવવાની સ્કુલ છે. અંકલેશ્વર એક સારો અગત્યનો કસબો છે. અંકલેશ્વરથી રાજપીપળાના રાજ્ય તરફ એક રેલ્વેનો ફાંટો ગયો છે. અંકલેશ્વર નર્મદાના આ કિનારાપરનું સુંદર ગામ છે. સ્ટેશન પણ રમણીય છે નર્મદા ઉતરતાંજ તુરત ભરૂચનું સ્ટેશન આવે છે. ગામ સ્ટેશનને લગતુંજ છે. સ્ટેશનપર ધર્મશાળા છે. ભરૂચ તીર્થ તરીકે, વેપારી સ્થાન તરીકે, હજી પણ પોતાની મોટાઇ જાળવી રહ્યું છે. ભરૂચના જુના કિલ્લાનો દેખાવ પણ હજી જણાય છે.

ભરૂચ આ પ્રાચીન શેહેર છે. આયેરીયન અને ટાલેમીએ આને બેરીગેઝા જણાવ્યું છે તે ભૃગુકચ્છનો અપભ્રંશ શબ્દ છે. સૌરાષ્ટ્ર અને કોંકણના રાજાઓ સાથે ગ્રીક લોકોએ સંધિ કરી પ્રથમ જે બંદરોમાં આવવાની છુટ મેળવી હતી તે બંદરોમાંનું ભરૂચ પણ એક બંદર હતું. ભરૂચને ભૃગુપુર પણ કહેવામાં આવતું હતું. સન ૬૦ થી ૨૧૦ સુધીમાં ભરૂચને બહગાજા કહેતા હતા આમ પણ જોવામાં આવે છે. કદાચ બહગાજા પરથી બેરીગેઝા નામ પ્રાચીન મુસાફરોએ આપ્યું હોય. પ્રસિદ્ધ ચીનાઇ મુસાફર હુએનસંગ લખે છે કે "ભરૂચમાં ૧૦ બૌધ મઠ, ૩૦૦ બૌધ સાધુ, ને ૧૦ મંદિર છે." ભરૂચમાં અત્યારે ભૃગુરૂષિના આશ્રમ તરીકે નર્મદાના કિનારા પર એક સ્થાન છે, આ સ્થાનમા અત્યારે શંકરનું મંદિર છે. આ સ્થાનની બાજુમાં ભરૂચના ભાર્ગવ બ્રાહ્મણનો એક નાનો બંગલો છે. આ બંગલામાં રહેનાર નર્મદાનો ઉત્તમ દેખાવ જોઇ શકે છે. પ્લેગના વખતમાં આ ભૃગુરૂષિના આશ્રમમાં કવેરેન્ટાઇનનાં છાપરાંઓ બનાવવામાં આવ્યાં હતાં. દશાશ્વમેધ કરીને ભરૂચમાં જે ઓવારો છે આ બહુજ પવિત્ર ગણાય છે અને ત્યાં સ્નાન, દાન, આદિક કરવામાં આવે છે. આ સ્થળે દશ અશ્વમેધ યજ્ઞો કરવામાં આવ્યા હતા. ભરૂચમાં જૈનોનાં મંદિરો, સ્વામી નારાયણનું મંદિર અને વલ્લભાચાર્યે સંપ્રદાયની હવેલીઓ પણ છે. ભરૂચ લાંબો વખત હિંદુ રાજાઓને સ્વાધીન હતું પણ તે આખરે મુસલમાનોને તાબે થયું મુસલમાન નવાબો તરફની નવાબીની ચીજમાં ચાંદી મસીદ છે. આ મસીદ આરસની હોઇ ચાંદીના પતરાંથી મઢેલી છે. ભરૂચ ઉંચાણ જગ્યા પર હોવાથી સુરતની માફક રેલથી પાયમાલ થયું નથી આ ખરી વાત છે છતાં ભરૂચને પણ રેલથી ઘણીક વખત નુકશાન થયું છે. પેશવા અને મરાઠાઓ તેમજ મુસલમાન લોકોએ ભરૂચને ઘણીક

વખત લુટયું હતું આવી સાક્ષી ઇતિહાસ પુરે છે. સુરત, અમદાવાદ અને વડોદરા પેહેલાંનું ગુજરાતનું જાહોજલાલીવાળું પ્રાચીન શેહેર ભરૂચ છે. ભરૂચમાં નર્મદા નદીનો પટ મોટો હોઇ ભરૂચથી ચોરેજ દુર સમુદ્ર હોવાથી દરીઆઇ વેપારને માટે ભરૂચ ઉત્તમ બંદર પ્રાચીન વખતમાં ગણાતું હતું. ભરૂચના નવાબના હાથમાંથી ભરૂચ અંગ્રેજોના હાથમાં આવ્યું છે. અંગ્રેજ લશ્કર શેહેર સુધી આવતાં ભરૂચનો નવાબ બેદરકાર રહ્યો અને ભરૂચ ગુમાવ્યું આ પરથી કેટલાક બેદરકારને એ તો ભરૂચના નવાબ છે આમ હજી પણ કહેવામાં આવે છે. " હમબી નवाब भरूचके " આમ અક્કડબાજોને કહેવામાં આવે છે તે પણ આ પરથીજ હોવું જોઇએ.

વેપારની બાબતમાં અત્યારે પણ ભરૂચ પોતાની મોટાઇ જાળવી રહ્યું છે. ભરૂચનો મોટો વેપાર રૂનો છે. ભરૂચનું રૂ પ્રદેશ પણ જાય છે, ભરૂચી રૂ સારૂં ગણાય છે. ભરૂચમાં પણ મીલો થએલી છે. અનાજ, તેલનાં બીઆં, મહુડાં અને ઘી વગેરે ભરૂચનો વેપાર ધીકતો છે. ભરૂચનો તંબાકુનો વેપાર પણ સારો છે. ભરૂચમાં પ્રાચીન કારીગરી માંહેનું અત્યારે કાંઇ પણ અવશેષ રહેલું જણાતું નથી. સુરત ને ભરૂચ પાસે છતાં સુરતે હજી કેટલીક પ્રાચીનતા જાળવી રાખી છે ત્યારે ભરૂચે ગુમાવી છે. ભરૂચમાં કાપડનું વણાટ કામ હજી નહિ જેવી સ્થીતિમાં છે. ભરૂચ અત્યારે વસ્તી અને વેપારની બાબતમાં સુરતથી વધે એમ છે. ભરૂચમાં કાઠનો વેપાર પણ સારો ચાલે છે. ભરૂચમાં ઇંટો, માટીનાં વાસણો વીગેરે સારાં બને છે પણ આ ધંધો કુંભારોને હાથ રહ્યો છે તેથી ખીલવો નથી. આ સંબંધે કેળવાયલો વર્ગ દિલ લગાડે તો ભરૂચની માટી અને અને રેતીના સંયોગથી કાચ કામ પણ થઇ શકે એમ છે.

## નર્મદાનાં તીર્થ સ્થાનો.

**શુકલતીર્થ** ભરૂચથી દશ માઇલ છે. ભરૂચથી નર્મદામાં હોડીથી કિંવા પગરસ્તે અહીંઆં જઇ શકાય છે. શુકલતીર્થમાં કાર્તિકમાં મોટી જાત્રા ભરાય છે. અહિંઆં શુકલ, ॐकारेश्वर અને કવિ આવા ત્રણ કુંડો છે. અનેક દેવમંદિરો હોઇ ॐकारेश्वर પાસ શુકલનારાયણની એક મૂર્તિ છે. ચંદ્રગુપ્તે અને અણહિલવાડના રાજાઓએ પોતાના પાપના પશ્ચાતાપ માટે અહીંઆં આયુષ્ય વ્યતિત કર્યાનું ઇતિહાસદ્વારા જણાય છે. પુરાણાદિકોમાં શુકલતીર્થનું મહાત્મ્ય વર્ણવેલું છે. શુકલતીર્થ-

થી એક માઇલપર મોટો કબીરવડ છે. આ કબીરવડનો કેટલોક ભાગ ઇ. સ. ૧૮૨૫ની રેલથી તણાઇ ગયો છે છતાં હજી પણ આ કબીરવડ જેવું બીજું મોટું વૃક્ષ ભાગ્યેજ જણાશે. આ વૃક્ષે ૨૦૦૦ ફીટની આશરે જગ્યા રોકી હોવી જોઇએ. આ વડ પાસે એક નાનું મંદિર છે. આ વડ નીચે અત્યારે પણ પાંચ હજાર માણસો બેશી શકે એમ છે. શુકલતીર્થ બેટ જેવું છે. અનુસુયા માતાની ટેકરી નર્મદાની મધ્યમાં છે. આ સ્થાન અલૌકિક હોઇ સ્થાન પરથી આ તરફનો પ્રદેશ બહુજ ઉત્તમ લાગે છે. શુકલતીર્થથી ત્રણ ચાર ગાઉપર રતનપુર કરીને ગામ છે. ત્યાં અકીકની ખાણો છે. આ અકીકનો આગલો વેપાર સારી પેદાશ આપતો હતો. શુકલતીર્થ પાસનું વ્યાસનું સ્થાન પણ અદ્‌ભુત છે.

## ચાંણોદ કરનાળી.

અગાઉ જ્યારે રેલવે ન હોતી થઇ ત્યારે યાત્રીઓ શુકલતીર્થથીજ ચાંણોદ જતા હતા પણ હવે ભરૂચથી ચમારગામ, પાલેજ, લાકોદરા અને મીઆગામ સ્ટેશને થઇ મીઆગામથી ડભોઇ ઉપર થઇ ચાણોદ જવાય છે. મીઆગામ મુંબઇથી ૨૨૮ માઇલ છે. અને ભાડું ૩–૦–૦ પડે છે. મીયાંગામથી ૨૦ માઇલ ડભોઇ નામનું ગાયકવાડી ગામ છે. આ ગામમાં મહાકાળી, નરનારાયણ, લક્ષ્મી વ્યંકટેશ વીગેરેના મંદિરો છે. આ ગામ કિલ્લાબંધ છે. આ કિલ્લો અણુહિલવાડના રાજાનો કરાવેલો કહેવાય છે. આ ગામનું પ્રાચીન નામ ધર્મવતી જણાય છે. ડભોઇ પાસના સોનગીરીમાં આરસના પથ્થર નીકળે છે. ડભોઇથી ચાણોદ ૧૦ માઇલ છે. મીઆગામથી ડભોઇ થઇ ચાણોદ જવાય છે, નર્મદા અને ઓરના સંગમપર આ ચાણોદનું પવિત્ર સ્થળ છે. અહીંઆં મોટી યાત્રા ભરાય છે. ચાણોદમાં અનેક દેવાલયો, પાઠશાળાઓ અને ધર્મશાળાઓ છે. અગાઉ ચાણોદ વિદ્યાપીઠ ગણાતું હતું. વેદવિદ્યા એ અત્રનું ખાસ શિક્ષણ હતું. અથર્વવેદ જાણનાર આખા હિંદુસ્તાનમાં થોડાજ મળે છે તેમાં ગુજરાતમાં તો કોઇજ નથી છતાં અહીંઆં તેના બ્રાહ્મણો મળે છે. ચાણોદ ગાયકવાડી ગામ હોવાથી ધર્માદાપર ગુજારો કરનારા અત્રે ઘણાક હોય છે. અત્રેના ગોરો યાત્રીઓની ઘણીજ સરભરા રાખે છે. કરનાળી અને ચાણોદ પાસે પાસેજ છે અને તે એકજ ગણાય છે. કરનાળીમાં સંન્યાસીઓનું ભરણું વિશેષ રહે છે. આ સંન્યાસીઓમાના કેટલાક વિદ્વાનો છે અને કેટલાક જડભરત જેવા છે. ગુજરાતનું પ્રાચીન વિદ્યાપીઠ આજ ગણાતું હતું.

અહીંઆં હજી પણ કેટલાક પોતાની ઉતરાવસ્થા શાંતપણે ગુજારવા આવી રહે છે. ચાણોદથી શુળપાણેશ્વર જવાય છે આ શુળપાણેશ્વરનો રસ્તો વિકટ છે છતાં આ સ્થાન અવશ્ય દર્શનીય છે. નર્મદાની પરિક્રમા અમરકંટક સુધી ન કરી શકનાર શુળપાણેશ્વરનાં દર્શન કરવાથી પરિક્રમાનું ફળ મેળવી શકે છે. ચાણોદમાં નર્મદાના ઘારો બહુજ ઉત્તમ રીતે બાંધેલા છે અને એ ઘારો ઉપર ધ્યાન ધારણા અને સ્નાન સંધ્યાદિક કરતા યતિ અને બ્રાહ્મણો જોતાં મન ક્ષણિક શાંતિ ગ્રહણ કરે, છે. સ્ત્રીઓ પણ સ્નાનાદિક કરે છે તે વખતનો દેખાવ મનહરણ છે.

### વડોદરા.

છેટું માઇલ ૨૪૮ ભાડું મેલનું ૩–૧૪–૦ બીજીનું ૩–૪–૦

મીઆગામથી મુખ્ય લાઇનમાં ઇટોલા, મકરપુરા અને વિશ્વામિત્રી સ્ટેશનો મુકયા બાદ વડોદરા આવે છે. ડભોઇથી ભીલપર, કીલાનપર, ગધાગેટ ને વિશ્વામિત્રી સ્ટેશનથી વડોદરે અવાય છે. આમાં મીઆંગામ, પાલેજ, ઇટોલા આ રૂના વેપારનાં સારાં સ્થળો છે અને અહીંઆ જીનીંગ પ્રેસો છે. ચાણોદ જનારે મારી સલાહ પ્રમાણે પગરસ્તે શુકલતીર્થથી ચાણોદ જવું અને ત્યાંથી ગાડીમા ડભોઇ ઉપર થઇ વડોદરે આવવું. ગુજરાતના સાપ્રતકાળના હિંદુરાજ્યની રાજ્યધાનીનું સર્વોતમ શેહેર વડોદરા છે. વરોદરા આ વટોદરાનું પ્રાચીન નામ છે અને તેની વ્યુત્પતિ "વટ છે જેના પેટમાં" આવી થાય છે. ગુજરાતમા વટોનો છતારો છે. વટોદરાનો પ્રાચીન વડ અત્યારે કયાંઇ જોવામા આવતો નથી. વડોદરા કિલ્લાવાળું શેહેર છે. કિલ્લાની બહાર સ્ટેશન સુધી વસ્તી ફેલાઇ છે. સ્ટેશન પર બે ધર્મશાળાઓ છે. સ્ટેશનથી જતાં ડાબા હાથ ઉપર રેસીડન્સીનો રસ્તો જાય છે. વડોદરાના સ્ટેશનથી શેહેરમાં જતા વડોદરાની મુખ્ય નદી વિશ્વામિત્રી પેહેલાં નજરે પડે છે ડાબા હાથ ઉપર ગાયકવાડ સરકારનો મોતીબાગ અને જમણા હાથ ઉપર ઉચા પુલ ઉપરથી વિશ્વામિત્રી નદીના સુંદર ઘારો અને તે પરનાં દેવમંદિરો જોવામા આવે છે આ મોતીબાગમાં વિશ્વામિત્રિને ઘેરવામા આવી છે અને તેથી આ બાગના ઝાડોને પ્રફુલિત રહેવામા મદદ મળે છે. બાગની અંદરના નદીના ભાગ પર દારૂખાનું ફોડવામા આવે છે ત્યારે અદ્ભૂત દેખાવ નજરે પડે છે. લોરડ ડફરીન જ્યારે વડોદરે આવેલ ત્યારે આ લેખકે આજ ભાગમા "જામેજમસેદ"ના સુરતના ખબરપત્રીને લોરડ ડફરીનનું વડોદરા આવવાનું ખરૂ કારણ શું

છે આ જણાવ્યું હતું એટલુંજ નહિ પણ હું ભુલતો ન હોઉં તો એ ખબર મેં મારેજ હાથે લખ્યા હતા. વાઇસરોયનું વડોદરા આવવાનું કારણ દારકાનું-બંદર લેવાનું છે આવી ખબર જ્યારે પેહેલી બહાર પડી ત્યારે ચારે તરફથી આશ્ચર્ય બતાવવામાં આવ્યું હતું પણ રફતે રફતે આ ખબર વખત જતાં ખરે થતી ગઇ. લોરડ ડફરીનના આવાગમન વખતે આ બાગમાં જે રમત ગમતો થઇ હતી તેનો હજી પણ ઝાંખો ચીતાર મારા હૃદય ઉપરથી ભુંસાયો નથી. ત્યાંથી આગળ ચાલતાં પરાઓમાં કોઠી આવે છે. આ કોઠી અત્યારે કચેરી અને કોરટ તરીકે વપરાય છે પણ તે પેહેલાં લશ્કરી બરાખો હોય એવી લાગે છે. પછી દરવાજામાં થઇ વડોદરા શેહેરમાં જવાય છે. વડોદરાની બાંધણી અને દરવાજા અને વચ્ચમાનો માંડવીનો ભાગ જોઇ તરત એવો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી કે કાંતો જેપુરની બાંધણીનું અનુકરણ કરવામાં આવ્યું હોય અગર વડોદરાનું અનુકરણ જયપુરની બાંધણીમાં થયું હોય. આ બાબતનો નિર્ણય કરવા આપણને જરૂર નથી પણ વાંચનારાઓના ધ્યાન પર આટલીજ બાબત લાવવા ઇચ્છું છું, કે રસ્તાની સાંકડાઇ અને પહોળાઇનો, સામસામા દરવાજાનો અને ઘરની સરખી બાંધણીને ઉચ્ચાઇનો વિચાર મુકી દઇએ તો વડોદરા અને જયપુરને ઘણેજ દરજ્જે સરખાપણું છે એ સ્પષ્ટ થાય છે. સ્ટેશનથી દરવાજે થઇ માંડવી સુધી આવતાં જે રસ્તો આવે છે તે, ચાંપાનેર દરવાજાથી વધુ લાંબો છે. માંડવી પાસે રાજ્યમહેલ છે પણ રસ્તા પર દેખાતા જરૂખાઓ તો કચેરી અને તેજુરીનુ મુકામ છે. એ મુકામથી આગળ રાજમેહેલ છે. આ કચેરીની સામે સરકારી સંસ્કૃત પાઠશાળાનું મુકામ મેં જોયું હતું. અહીંઆ વેદ અને શાસ્ત્ર શીખવાતાં હતાં. ચાંપાનેરના દરવાજા તરફ જતાં જે દરવાજો આવે છે તેમાંથી રાજમેહેલમાં જવાય છે. આ દરવાજામાં પેસતાં બગીચો આવે છે. દાદર ચડી ઉપર જતાં પ્રાઇવેટ સેક્રેટરીની ઓફીસ છે અને તેની મારફત ગાયકવાડ સરકારની મુલાકાતની અરજ કરવી પડે છે. શેહેરની વચ્ચમાં સુરસાગર નામનું એક વિશાળ સરોવર છે આ સુરેશ્વર દેશાઇ નામના ઔદિચ્ય બ્રાહ્મણે બંધાવેલું છે. આ સુરેશ્વર આગળના વખતમાં ગાયકવાડ રાજ્યમાં સારી પ્રતિષ્ઠા ધરાવતા હતા. તેઓ જાગીરદાર હોઇ, તેમના વંશજો હજી મોજુદ છે. ઉદિચ્ય બ્રહ્મસમાજના કામમાં તેઓએ ઉલટભર ભાગ લીધો હતો. ચાંપાનેર દરવાજા તરફ તોપખાનામાં ગાયકવાડ સરકારની સોના રૂપાની

ઝાભાની તોપો જોવામાં આવે છે. આ તોપો હમણાજ ગળાવી નાંખી છે. ત્યાંથી દરવાજે સુધી બહાર નીકળીએ કે અગડનું સ્થાન ડાબા હાથ ઉપર છે. આ અગડનું સ્થાન જોવા લાયક છે. આ સ્થાનમાં મલયુદ્ધ, હાથી સીંહનું યુદ્ધ; ગેંડાનું યુધ્ધ વીગેરે થતાં હતાં. અહીંઆ આં સાઠમારીના સ્થાન તરીકે ઓળખાય છે. આ સ્થાનની એક બાજુએ ગાયકવાડ સરકારના રાજમેહેલનો ભાગ આવી રહ્યો છે કે જે ભાગની ઉચ્ચી બારીઓ પરથી રાજ્યકિય પુરૂષો આ સાઠમારી જોતા હતા. વડોદરામાં હિંદુ રાજ્ય હોવાથી દેવમંદિરો પણ અનેક છે. વડોદરાના મંદિરોમાં નૃસિંહજી, ભીમનાથ, બહુચરાજી, સ્વામીનારાયણ, વલ્લભાચાર્યજીની હવેલી, કાલિકા, રામમંદિર, ખંડોબા, વીઠલેશજી, સિધ્ધનાથજી ગોવર્ધનનાથજી, બળદેવજી, કાશીવિશ્વેશ્વર, ગણપતિ વીગેરેનાં ઘણાંક મંદિરો છે. ભીમનાથ અને બીજા મંદિરોમાં ગાયકવાડ સરકાર તરફથી બ્રાહ્મણોદ્વારા અહર્નિશ અભિષેક થયાજ કરે છે. ઘણાક મંદિરોને ધર્માદા વર્ષાશન કે જાગીરો મળેલી છે. ગાયકવાડ તરફથી રોજ અપાતી ખીચડી પણ આ મંદિરમાં અપાય છે. વડોદરામાં જઇન દેરાસરો પણ સારાં છે.

વડોદરાના રાજ્યે પુનાનું અનુકરણ કરી વિદ્યાને ઉત્તેજન આપવાનું આજ લાંબા વખતથી શરૂ કરેલું છે. અત્યાર સુધી વેદ, શાસ્ત્ર, પુરાણાદિકમાં વિદ્વાનોની પરીક્ષા લઇ તેમને દક્ષિણાને બાને ઉત્તેજન આપવામાં આવતું હતું. આ ઉત્તેજનના કામમાં અને પરીક્ષામાં માખા ભાસીનું થવાની ફરીયાદ ઉઠી હતી અને ઉત્તેજન મેળવનારા પોતાનો હક ઠરાવી બીજાને ઉત્તેજન મળતાં અટકાવતા હતા. આ ઉપરથી આ બાબત હાલમાં બંધ થઇ છે. આ બાબતની ખામી સુધારી તે ચાલુ રાખવી આ, આ પતિત દશાના કાળમાં આવશ્યક છે. એકવાર દક્ષિણા મળેલા બીજાવાર તે લેવા આવે તો તેણે શું વધારો કર્યો આ પુછી તેમાં તેની પરીક્ષા લઇ દક્ષણા સાથ બીજું ઉત્તેજન મળે એવું કરવાથી પ્રાચીન વિદ્યાને ઉત્તેજન આપ્યું ગણી શકાય. અથવા પોતાના રાજ્યની હકુમતની નીચેના બ્રાહ્મણોનેજ આવી દક્ષિણા આપી ઉત્તેજન આપી ભણાવવા આ સબાવર છે. અગર જો કે પ્રાચીન વિદ્યાને ઉત્તેજન નથી અપાતું આમ કહેવું એ અયોગ્ય છે છતાં તે તરફનો પ્રેમ આગળના જેવો તો નથી રહ્યો. આટલું છતાં સંતોષ લેવા જોગ એટલુંજ છે કે અત્યારના મહારાજા સયાજીરાવ ગાયકવાડ આધુનિક વિદ્યા અને દેશની

કારીગરીને ઉત્તેજન આપવા પછાત પડતા નથી. વડોદરામાં કૉલેજ, ઉદ્યોગશાળા, સંસ્કૃત પાઠશાળા, હાઇસ્કુલ વીગેરે વીગેરે સંસ્થાઓ છે.

વડોદરામાં જોવા લાયક સ્થળોમાં મોતીબાગ, રાજમેહેલ, નજર બાગ, લક્ષ્મીવિલાસ મહેલ છે. આમાં લક્ષ્મીવિલાસ મેહેલ હાલના ગાયકવાડ સરકારે ઉત્તમ કારીગરીથી બંધાવેલો છે. આજવાનું તળાવ કે જેમાંથી વડોદરા શેહેરને નળદ્વારા પાણી પુરૂં પાડવામાં આવે છે તેનું બાંધકામ પણ જોવા લાયક છે. આ આજવાના તળાવના બાંધકામ સંબંધે વડોદરા રાજ્યના માજી અધિકારી મારફત મેં એક વાત સાંભળી હતી તેની અત્ર નોંધ કરવી નિરૂપયોગી નહીં ગણાય. આ વાત ખરી છે એમ માની લેવાનું નથી અને ખરી હોય તો તે અત્યારના રાજ્યકર્તાની કુશાગ્રબુધ્ધિ, રાજ્યનીતિનિપુણતા અને સ્વતંત્ર પ્રકૃતિ સાથ પ્રજાહિતની અત્યુત્તમ કાળજીના સર્વોત્તમ પુરાવા જેવી છે. પણ આવા ગ્રંથોમાં તે વાત નોંધવાનું શું પ્રયોજન છે? આવો સહજ પ્રશ્ન થાય એટલા માટે અત્ર એટલોજ ખુલાસો કરીશ કે દેશમાં દેવમંદિરો, જળાશયો, રાજમેહેલો ઇત્યાદિ, જેની પાસ વિપુળ દ્રવ્ય છે તે, કરે છે તેમાં અર્થશાસ્ત્ર દૃષ્ટીએ બહુ વાંધા જેવું નથી એમ ગાયકવાડની સરકારના દૃષ્ટાંત પરથી બોધ લેવાનું છે સબબ તેનો અત્ર ઉલ્લેખ કરૂં છું.

ગાયકવાડ સરકારની તેજુરીમાં દ્રવ્ય પડી રહેલું છે આવું ત્યાંના રેસીડેન્ટના જાણવામાં આવતાં વેણે તે બાબત સરકારના કાનપર આણેલી. જેમ મહારાજા સિંધીઆની તેજુરીમાં કરોડો રૂપીઆ પડયા રહેવાથી સરકારે તેને લોન લેવા ફરજ પાડેલી અને જે પરથી દેશી વર્તમાનપત્રોએ પુકાર ઉઠાવી પોતાની પ્રજા માટે આ નાણું ખરચવા પુષ્કળ જણ્યા છતાં સરકારે ફરજ પાડી છે તે ગેરવ્યાજબી કર્યું છે આમ જણાવ્યું હતું તેમ ગાયકવાડ સરકાર માટે બોલવા કોઇને વખત નથી મળ્યો આ ખુશી થવા જોગ છે. ગાયકવાડ સરકારે આ બાબતમાં સ્પષ્ટ જણાવ્યુ કે તેજુરીની પુરાત મુદ્દાસર છે અને તે લોકોપયોગી કામને સારૂ એકઠી કરવામાં આવી છે, આ કામમાં મુખ્ય કામ પાણીની જરૂરીઆતનું બતાવ્યું હતું. ને આ આજવાના પાણીનું બાંધકામ તુરતજ હાથ ધરવામાં આવ્યું હતું. અને વધારાનાં નાણાં રેલ્વે વીગેરેના કામોમાં ખરચવામાં આવ્યાં હતા. જરૂરથ કે રાજા જેને આવકનાં સાધનો હોય તેઓ પૈસા ન ખરચતાં વ્યાજપાઉં બને તેઓને આ ઉદાહરણ

લક્ષમાં લઇ વિચાર કરવા જોગ છે. યાત્રા વીગેરેનો ખરચ પણ સિધે કે આડકતરો પોતાના બંધુઓના હિસ્સામા આવે છે આ પણ આ પરથી વ્યક્ત થાય છે.

વડોદરા આયાત અને નિકાશ વેપારનું સારૂં સ્થાન છે. જકાતનો લીધે વડોદરાના સ્થાનિક વેપારને મોટો ધક્કો પોંહોચ્યો હતો. વડોદરામાં અત્યારે મીલો છે. અગાઉ વડોદરામાં હાથના વણાટનું કાપડ સારૂં થતું હતું. વડોદરામાં નકસી કામ કરનારા કારીગરો ઘણાજ સારા છે. થી નાયજી સારૂં ચાંદી સોનાની નકસીનું કામ વડોદરે થયાનું હું જાણુ છું. ગાયકવાડ સરકારની અંબાડીઓ, તોપો, સિંહાસનો વીગેરે સોના રૂપાનાં થતાં અને તે વખતે કારીગરોને ઉત્તેજન મળતું સબબ એ હુન્નર જળવાઇ રહ્યા છે પણ હવે પછી તે જળવાશે કે કેમ આ શંકાનુ સ્થાન છે. વડોદરામાં જવાહિરનો વેપાર પણ પહેલાં મોટો હતો.

વડોદરાની દસેરાની સ્વારી, મહોરમ, નવરાત્રના ગરબા વીગેરે અત્યારે પણ વખણાય છે. વડોદરા રાજ્યનુ ઝવેરાત બહુજ મૂલી ગણાતું હતું અને પ્રદેશીઓને તે જોવાનું દૃષ્ટિબિંદુ હતું

**ચાંપાનેર** વડોદરાથી અઢાર માઇલ છે. ચાંપાનેર અત્યારે તો ખંડેર જેવું છે પણ પેહેલાં ને ગુજરાતનું મોટું શહેર હતું લગભગ' ૧૨ માઇલ વિસ્તારનુ આ શહેર હતું. આ શહેરની પાસ પાવાગઢનો મોટો અને મજબુત કિલ્લો હતો. આ સ્થાનપરથી મળેલા શિલા લેખો પરથી ઇ. સ. ૩૫૦ થી ૧૩૦૦ સુધી આ પ્રદેશ તુવાર વંશના રાજાઓને સ્વાધી હતો આમ જણાય છે. ૧૪૮૪ સુધી ચોહાણ રાજાઓને સ્વાધીન આ પ્રદેશ હતો. ૧૪૮૪ થી ૧૫૩૬ સુધી આ ગુજરાતની રાજધાનીનું શહેર હતું. સન ૧૫૩૫ મા મોગલબાદશાહ હુમાયુએ આ શેહેરનો નાશ કર્યો. અને ત્યારથી અમદાવાદ ભરભરાટીમાં આવ્યું, પાવાગઢ અને ચાંપાનેરમાં અત્યારે ખંડેર શીવાય વધારે જોવા જોગ નથી. કેટલીક જુની મસીદો, કેટલાક જુના વાવ કુવાનાં બાંધકામ અને ખંડેરોની પ્રાચીન સ્થીતિ જોઇ ચડતી પડતીના ઇશ્વરી નિયમનું જ્ઞાન થાય છે. ચાંપાનેરની પડતીના સંબંધમાં ચાલતી એક આખ્યાયિકા અત્રે ટુંકમાં ટીપી લેવી જરૂરની છે.

પાવાગઢમાં મહાકાળીનાં દર્શન કરવા હજી પણ હિંદુ લોકોનો મોટો ભાગ જાય છે. આ મહ [illegible] સ્થાન ઘણું પ્રાચીન છે. નવરાત્રીના દિવસોમાં માતાના ગરબામા સ્ત્રી પુરૂષો

પાવાગઢથી ઉતર્યાં મહાકાળીરે,

સોળે કર્યા શણુગાર પાવાવાળીરે;

આ ગરબો બહુજ ઉલટથી ગાય છે. મહાકાળીની ઉત્પતિ સંબંધે સપ્તસતીમાં જણાવ્યું કે દેવીએ દેવતાઓને વરદાન આપેલું કે તમો આપતકાળમાં જ્યારે મને યાદ કરશો ત્યારે હું તમોને દર્શન આપી સહાય કરીશ. શુંભનિશુંભ નામના પ્રબળ રાક્ષસો દેવતાઓને દુઃખ આપવા લાગ્યા અને તેમનો અધિકાર છીનવી લઇ ભોગવવા લાગ્યા ત્યારે દેવતાઓએ માતાનું સ્મરણું કર્યું. પાર્વતિજીએ સ્મરણ કરતા દેવોને કહ્યું કે મારા શરીરથી મારૂં સ્વરૂપ પ્રકટ થયું છે તે તમારૂં રક્ષણ કરશે. મારા શરિરથી ઉત્પન્ન થએલ મારૂં સ્વરૂપ કૌશિકી દેવી તરીકે પુજાશે. શરીરમાંથી બીજું સ્વરૂપ કાઢતાં પાર્વતિજી કાળાં થઇ ગયાં આ ઉપરથી કાળી માતા તરીકે પુજાશે. આ કાળી માતા હિમાચળમાં છે છતાં તેનાં સ્વરૂપ તરીકે સર્વત્ર કાળી, કાળિકા, તરીકે લોકો દેવીને પુજે છે. પાવાગઢમાં આ કાળી માતા રહેતાં હતાં, આ માતા દેવી સ્વરૂપ ધરી રમતાં હતાં એ વખતે ત્યાંના રાજાએ તેમને જોયાં અને પોતે વિકારી થયો. માતાએ સમજાવ્યો પણ માન્યું નહીં અને માતાએ શાપ આપ્યો તેથી રાજા અને તેના નગરનો નાશ થયો, સપ્તસતીના ઉત્તમ ચરિત્રમાં પણ શુંભ નિશુંભના પ્રધાન ચંડ મુંડે માતાનાં અતીવ સ્વરૂપનાં વખાણ કરવાથી તેને મોહ થયાનું અને માને પોતાને સ્વાધીન થવા કહેવાનું અને માને જબરીથી સ્વાધીન કરવા પ્રયત્ન કરતાં પોતાનું સૈન્ય નાશ કરાવ્યાનું લખ્યું છે. આનેજ મળતી ઉપરની આખ્યાયિકા છે. લોકોએ આ ચાંપાનેરના નાશને આ આખ્યાયિકા બરોબર બંધ બેસતી કરી છે. આખ્યાયિકામાંથી ગ્રહણ કરવાની મુખ્ય બાબત આજ છે કે ઘણાંક હિંદુરાજ્યો સ્ત્રીના મોહમાં પાયમાલ થયાં છે તેમાંનું આ પણ છે. પૃથીરાજ, કરણઘેલો વીગેરેના દૃષ્ટાંત મોજુદ છે. પાવાગઢના ડુંગરપર અનેક અલૌકિક વનસ્પતિ ભરી છે. વનસ્પતિ વિદ્યાના અભ્યાસીને આ સ્થાન જોવા લાયક છે.

ચાંપાનેર પહેલાં પગરસ્તે જવાતું હતું પણ હમણાં વડોદરા રતલામ રેલવે ચાલુ થવાથી, ચાંપાનેર જવું સુગમ થયું છે અને ચાંપાનેરથી ડાકોર આવી શ્રી રણછોડરાયજીનાં દર્શન કરી આનંદથી મુખ્ય ગાડીમાં આગળ વધવાનું સાધન મળ્યું છે.

વડોદરા અને આનંદની વચમાં મુખ્ય લાઇનમાં બાજવા, વાસદ અને નાવલી સ્ટેશનો આવે છે. આમાં વાસદ આ મહિ. નદીને કિનારે છે.અને મહિનો મોટો પુલ જોવાય છે.

## ડાકોર

છેડું ૨૮૮ માઇલ ભાડું મેલનું ૪-૮-૦ બીજાનું ૩-૧૦-૦ *

હિંદુઓનાં મુખ્ય ચાર ધામો જગન્નાથ, દ્વારિકાં, બદ્રીનારાયણ અને રામેશ્વર આ છે. આમાં દ્વારિકાંની પ્રાચીન રણછોડરાયજીની મૂર્ત્તિ અહીંઆં ડાકોરમાં છે. તેથી યાત્રીઓનો મોટો ભરાવો અત્રે થાય છે અને કોઇ પણ યાત્રી અત્રે આવવાની પોતાની ફરજ સમજે છે. આ વિષ્ણુનું ધામ છે. અહીંઆં દર પૂર્ણિમાએ ભારે ધામધુમ થાય છે અને યાત્રીઓની ગરદી થાય છે પણ આશ્વીન શુકલ પૂર્ણિમા એટલે સરદપુનેમની યાત્રાતો અવધિજ. આ વખતે દૂરદૂરના ભાગના યાત્રીઓ હજારોની સંખ્યામાં આવે છે.

ડાકોરમાં શ્રી રણછોડરાયજીનું મંદિર બહુજ વિશાળ હોઇ મજબુત અને કેટલીક કારીગરીવાળું પણ છે. શ્રીવિક્રમજીનું મંદિર પણ પાસેજ હોઇ સુંદર છે. બીજાં પણ નાનાં મોટાં શંકરનાં, દેવીનાં અને બીજા દેવોનાં મંદિરો છે. ગોમતીજીનું સુંદર તળાવ દેદિપ્યમાન લાગે છે. ડાકોરમાં સંન્યાસીઓ સારૂ એક મઠ છે. ડાકોરના શ્રી ગોડ બ્રાહ્મણ ગોરપદું કરે છે. યાત્રીઓની કમાણીને લઇને આ ગોરોમાં વિદ્યા ઓછી થઇ છે. માત્ર સરભરા એજ તેમની ખુબી છે.

દ્વારકાંમાંથી ડાકોરમાં શ્રી રણછોડરાયજી આવ્યા તેમાં શ્રી ઠાકોરજીનું ભક્તવાત્સલ્ય સંપૂર્ણ જોવામાં આવે છે. બુહાણા અથવા રામદાસ નામના એક ભક્ત બ્રાહ્મણને નિયમ હતો કે પ્રતિ વર્ષે શ્રીદ્વારકાનાથનાં દર્શન કરવાં. વૃદ્ધાવસ્થા સુધી આ નિયમનો ભંગ થવા દીધો નહીં. પોતાના ભક્તનો અનન્ય પ્રેમ જોઇ શ્રીદ્વારકાધિશે કહ્યું કે હે વિપ્ર! તારી ભક્તિ જોઇ હું પ્રસન્ન થયો છું. એક ગાડું અરધી રાતે લઇ આવ. હું તારી સાથે આવી રહું છું અને તારો પરિશ્રમ દૂર કરૂં છું. શ્રી ભગવાનની આજ્ઞાનુસાર ભક્તે કર્યું અને શ્રીદ્વારકાધીશ ગાડામાં

---

* આ ભાડું મુંબઇથી મુખ્ય લાઇનનું આપ્યું છે. વડોદરા રતલામ લાઇન હમણાં ખુલ્લી છે અને એ લાઇનની મુસાફરી મેં કરેલી નહોવાથી તે સંબંધે હું લખી શકતો નથી.

બેસી ડંકાર આવ્યા. સવારના ઠાકોરજીને ન જોતાં ત્યાંના બ્રાહ્મણો આ કૃત્ય બોડાણાનું જાણી તેની વાસે ડંકોર આવી પોહોચ્યા બ્રાહ્મણોના નિકળવાની વાત ભગવાને ભક્તને કહી અને પોતાને જળમાં પધરાવા જણાવ્યું. ભક્તે તે પ્રમાણે કર્યું. પુજારીઓએ જળમાથી ભગવાનને બહાર કાઢયા અને તેઓ લઇ જવા તૈયાર થયા. છેવટે મૂર્તિ બરોબર સોનું આપી ભગવાનને અહીંઆ રહેવા દેવા પુજારીઓને સમજાવ્યું અને તેઓ લોભ વશ થઇ કબુલ થયા ભગવાન ગમે તેટલા સોનાથી ન તોળાયા, કેવળ તુળસીના પત્રથી તોળાયા પુજારાઓ તુળસી પત્રના અધિકારી ઠર્યા. પુજારીઓને ભગવાને સ્વપ્નમાં કહ્યું કે મારી મૂર્તિ અમુક જગ્યાએ બોમા છે તે કાઢી સ્થાપન કરો. ગોમતીનું મહાત્મ્ય કાયમ રહેશે હું દિવસના એક પ્રહર ત્યાં બીરાજીશ. આ ઉપરથી

નાથ તમે તુળસીના પત્રે તોળાયા,

આવું ભજન ગાવામાં આવે છે.

ડાકોરથી દોઢેક માઇલ જે ગાડામાં ભગવાન આવતા હતા તે ગાડું અટકયાનું સ્થળ છે. આ સ્થળે ગાડું અટક્યું તેપરથી ભગવાનની અત્ર રહેવા મરજી છે આમ સમજી અત્રે ભગવાનને પધરાવ્યા છે.

અન્યય પ્રેમથી ઉત્પન્ન થએલી પ્રેમલક્ષણા ભક્તિનો ભગવાન કેવી કૃપાથી બદલો આપે છે તે અને પ્રેમલક્ષણા ભક્તિમાં દેહભાન કેવી રીતે ભુલી જવાય છે તે આ આખ્યાનમાંથી સંપૂર્ણ રીતે ગ્રહણ કરવા જોગ છે. બાકી સંસાર વ્યવહારમાં મચ્યા રહી, શરીર સાચવવાની કાળજી કર્યા કરી, ટોકરી વગાડવાથી કે ભગવાનને ભોગ ધરાવી પેટ ભરવાથી સિધ્ધિ થતી નથી આ દરેકે ધ્યાનમાં રાખવા જેવું છે. પણ આટલું છતાં આ રીતે થોડો કાળ ઇશ્વર ભજનમાં જાય છે તેને બદલે ગપ્પા મારવામાં કે નાટકચેટક જોવામાં ગાળવાનું તેમજ ભગવાનને ધરીને મિષ્ટાન્ન ખાવાને બદલે અભક્ષાભક્ષનો વિચાર ન કરતાં મસ્ત બનવા મદિરા ખાવાનું હું પ્રસન્ન કરતો નથી આ સ્પષ્ટપણે જણાવું છું. અને પાછલા કરતાં આગલું કેટલાક અંશે સારૂં છે આમ સમજુ છું.

### આનંદ

છેટું ૨૭૦ માઇલ ભાડું મેલનું ૪-૪-૦ બીજાનું ૩-૭-૦

આણંદ આ જંકશન સ્ટેશન તરીકે તેમજ ગુજરાતના તંબાકુના મોટા વેપાર તરીકે ઘણા વખતથી જાણીતું ગામ છે. સ્ટેશન પાસ ધર્મશાળા

છે. અને પ્લેગના ટાઇમમાં કવેરેન્ટાઇનના વખતમાં આ ધર્મશાળા ઠીક ઉપયોગી થઇ પડી હતી. કવેરેન્ટાઇન પછી આનંદ કેટલાક વખત સુધી ઉતારૂઓની તપાસનું પણ સ્થળ હતું. આનંદથી રતલામ એક લાઇન ગઇ છે. બીજી ખંભાત લાઇન ગઇ છે. આનંદથી થોડે દુર **સ્વામીનારાયણ** સંપ્રદાયનું વડતાલનું મંદિર દર્શનીય છે. સ્વામીનારાયણ સંપ્રદાયનું **વડતાલ** આ મુખ્ય ધામ છે, વૈષ્ણવોનું **શ્રીનાથજી** તેવું આ **વડતાલ** છે. વડતાલમાં નારાયણનું મંદિર વિશાળ હોઇ પથ્થરથી બાંધેલું છે. ગુજરાતમાં આવું વિશાળમંદિર ભાગ્યેજ હશે આમ કહીએ તો અતિશયોક્તિ કરી નહિજ કહેવાય. સંપ્રદાયના ગાદીસ્થ આચાર્યનું આ સ્થળ છે. ઠાકોરજીનો ભંડાર અહીંઆંજ છે. સાધુઓ અને બ્રહ્મચારીઓ અત્રેજ મોટાભાગે રહે છે. થોડો ઘણો રાજ્યકિય વૈભવનો પણ ઠાઠ છે સઘળ મંદિર બહુજ દેદિપ્યમાન દેખાય છે. આ સંપ્રદાય આધુનિક છતાં તેમાં ભક્તિ, દેહદમન, ઇંદ્રિનિગ્રહ ઇત્યાદિ ઉત્તમ ધર્મનાં તત્વો પ્રાધાન્યપણે રહેલાં હોવાથી ગુજરાતમાં આ સંપ્રદાય સારો પગભર થયો છે. આ સંપ્રદાયનો દ્રવ્ય સંગ્રહ-દેવ દ્રવ્ય તરીકે સારો છે. આ સંપ્રદાયમાં વિદ્યાભિરૂચિ પણ સારી છે. સાદાઇ અત્યુત્તમ છે. સાંપ્રદાયીક ગ્રંથો મોટે ભાગે પ્રાકૃત છે. ગ્રંથો છપાવવાનું આ લોકોને પ્રીય નથી. લહીઆ પણ ઘણા સારા રહે છે. ભક્ત કવિ આ સંપ્રદાયના ગુજરાતમાં ઘણાજ વખણાય છે. અને તેમનાં ભજનો સર્વ લોકો ગાય છે. વડતાલ **બોરીઆવી**થી પાસે પડે છે પણ ત્યાં મેલ થોભતી નથી. વડતાલમાં ચૈત્રી અને કાર્તિકી પુનમની જાત્રા ભરાય છે.

### ખંભાત.

ગુજરાતના વેપારનું બંદર તરીકેનું અને ઐતિહાસીક શેહેર **ખંભાત** લાંબા વખતથી જણાયું છે. ખંભાતનું જુનું નામ **ત્રંબાવટી** પણ કેટલીક જગ્યાએ જણાવામાં આવ્યું છે. **ખંભાતને** જઇન લોકો **સ્થંભતીર્થ** કહે છે. જૈનોના અહીંઆં અનેક જુના ને નવા મંદિરો છે. અહીંનો જૈનોનો ગ્રંથભંડાર પાટણથીજ ઉતરતો છે. જઇન લોકોએ અહિંઆં ગ્રંથ ભંડાર રાખ્યો છે તે પરથી આ રાજ્ય અગાઉ જઇન ધર્માનુયાયી દ્રઢવૃતિના અજીત રાજાના કબજામાં હશે આમ સહજ અનુમાન કરી શકાય છે. અન્ય ધર્મિઓનાં મંદિરો જઇનોના પ્રમાણમાં નહીં જેવાં છે. ગુજરાતમાં મુસલમાની રાજ્ય થયા બાદજ આ

રાજ્ય મુસલમાનોના હાથમાં આવ્યું જણાય છે. પેહેલાંનું ગંબાવટી ભૂકંપને લીધે નાશ પામ્યું હોય અને તેની જગ્યાએ ખંભાત વસ્યું હોય તો તે સંભવિત છે. અહિંઆ સમુદ્ર પેહેલાં પુર જોસમાં ગડગડાટ કરતો હતો. ધરતીકંપથી આ સમુદ્ર પાછો હડ્યો છે અગર પાણી સુકી ગયું છે આમ જણાય છે. ખંભાતનો અગાઉનો વેપાર મોટો હતો અફ્રીકનો ખાસ. ખંભાતમાં અત્યારે પણ કપડાના વણાટનું કામ અને વખાણવા લાયક થાય છે. ઇ. સ. ૧૩૦૪ માં ખંભાત મુસલમાનોએ લુંટ્યાની ઇતિહાસ સાક્ષ પુરે છે. ખંભાતમાં ડચ અને ગ્રાની પેઢીઓ સ્થાપિત થયા બાદ અંગ્રેજો હિંદુસ્થાનમાં છે. ખંભાતની જુમામસીદમાં જૈન મંદિરના થાંભલાઓ નખા- અત્યારે પણ જોવાય છે. ખંભાતની આજુબાજુ જુનાં ખંડેરો- આવે છે. જૈનોનું આ અગત્યનું તીર્થ સ્થાન છે.

## નડીઆદ.

છેટું ૨૮૧ માઇલ ભાડું મેલનું ૪-૬-૦ બીજીનું ૩-૯-૦.

ખંભાતથી આનંદ આવી બોરીઆવી મુકયા બાદ નડીઆદ આવે છે. અત્યારનું નડીઆદ ખેડા જીલ્લાનું સૌથી મોટું શેહેર છે. નડીઆદ અત્યારનાં કરવાં પણ પેહેલાં મોટું શેહેર હશે એમ તેનો દેખાવ જોઇ કહી શકાય એમ છે. નડીઆદમાં તંબાકુનો વેપાર ઘણોજ મોટા પાયા પર ચાલે છે. નડીઆદમાં ઘી, કાપડ અને રૂનો પણ વેપાર સારો છે. નડીઆદમાં એક મીલ છે. સુરત જીલ્લામાંથી સુરત શેહેરે જેમ ગુજરાતને કેટલાંક રત્નો આપ્યાં છે તેમ ખેડા જીલ્લામાંથી પણ નડીઆદે કેટલાક રત્નો આપ્યાં છે. સ્વર્ગીય ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક, મણીલાલ નભુભાઇ, બાલાભાઇ, ઉલ્લાસરામ કંથારીઆ તેમજ વિદ્યમાન સાક્ષરોત્તમ મનસુખરામ સૂર્યરામ અને ગોવર્ધ્ધનરામ માધવરામ ત્રિપાઠી જેઓ વર્તમાન સમયમાં દેશ સેવા બજાવે છે આ સર્વે વ્યક્તિ નડીઆદી ગણાય છે. નડીઆદે સ્વર્ગીય હરિદાસ વીહારીદાસ જેવા વિચક્ષણ રાજ્યક્રિય પુરૂષ અને તેમના વિધમાન બંધુ બેચરદાસ વીહારીદાસ જેવા પુરૂષો આપેલા છે. સુરતના વિદ્વાનો યાહોમ નીતિના હતા; નડીઆદના ગત અને વર્તમાન વિદ્વાનો વેદાન્ત ઉપર મોટે ભાગે અવલંબિત દ્રષ્ટિએ પડે છે. ભૂમિ અને કુદરતના આ ફેરફાર ઉપર વાચકોએ પ્રૌઢ વિચાર કરવાનો છે. નડીઆદમાં જળાશય, દેવ સ્થાન, હાઇસ્કુલ વીગેરે સ્થાનો છે. મુસલમાન રાજ્યકર્તાઓએ નડીઆદને પણ ધોખો લગાડયો છે.

## કપડવંજ.

ખેડા જીલ્લાનું નડીઆદથી ઉતરતું પણ કારીગરીની બાબતમાં આગળ વધેલું બીજું ગામ કપડવંજ ડાકોરથી ૨૦ માઇલ છે. ડાકોરથી કપડવંજ જતાં રસ્તામાં લાસંદરામાં ગરમ પાણીના ઝરા છે. આ પાણીમાં ગંધકની અસર હોવાથી ચામડીના વ્યાધિને ફાયદો કરે છે. કપડવંજ કાચ, સાબુ અને છાયલના વેપારને માટે લાંબા વખતથી વખણાતું શેહેર છે. ગામમાં પાણીનું સુંદર સરોવર છે. મુસલમાનોની મસીદોના જુનાં ખંડેરો જણાય છે. હાલમાં એક ઉત્તમ જૈન મંદિર આરસ પહાણનું ઉત્તમ કારીગરીથી લાખો રૂપીઆ ખરચી બંધાવ્યું છે આ જોવા જોગ છે. કપડવંજનો બીજો વેપાર પણ સારો છે. કપડવંજ પાસ માતર ગામ છે તે પણ કપડવંજની હરીફાઇ કરે એવું છે. માતરમાં જૈન મંદિર સારૂં છે.

## મેમદાવાદ.

છેટું ૨૯૨ માઇલ; ભાડું ૪-૯-૦ મેલનું, બીજાનું ૩-૧૦-૦ ૪. સન ૧૪૭૯ માં મહમદ બેગડાએ બાંધેલું કિલ્લાવાળું આ ગામ છે. અત્યારે કિલ્લાનો ઘણોક ભાગ જીર્ણાવસ્થામાં છે છતાં તે જોતાંજ માલુમ એ કિલ્લો બાંધ્યો હશે ત્યારે કેવો હશે તેનું સહજ અનુમાન કરી શકે એમ છે. મહમદ બેગડાની બાંધેલી વાવ જો કે અત્યારે તદન જીર્ણ થઇ ગઇ છે છતાં જોવા લાયક છે. આ વાવ ૭૫ ફીટ લાંબી અને ૨૫ ફીટ પહોળી છે. ગોળ પગથીઆં ઉતરી નીચે જવાય છે. નીચે આઠ મજલાઓ છે. પથ્થરની બે ગોળ કમાનો કરવામાં આવી છે કે જે કમાનોમાં બાદશાહનું પાલણું રહેતું હતું આમ કહેવાય છે. હુંડીઆ તળાવ, ભમરીઓ કુવો જે ખેડે જવાના રસ્તાપર છે આ પણ જોવા જોગ છે. મેમદાવાદ અત્યારે નહિ જેવું ગામ છે પણ અગાઉ બાદશાહી સ્થાન હતું, ગામથી દુર દોઢ માઇલપર ૧૪૮૪ માં મુબારક સૈયદના માનમાં બનાવેલી બે જુની મસીદ પણ હજી જોવા જોગ છે. મેમદાવાદમાં કાપડના વણાટનું કામ સારૂં થાય છે.

## ખેડા.

મેમદાવાદથી ૭ માઇલ દુર ખેડાજીલ્લાનું મુખ્ય ગામ ખેડા છે. મેમદાવાદથી સુંદર રસ્તો ખેડા સુધીનો છે. ખેડા ને મેમદાવાદ વચ્ચે

હમણાં ટ્રામ નાંખવા તજવીજ થાય છે. ડાકોરથી કપડવંજ થઇ ખેડા આવી મેમદાવાદ અવાય છે. અગર મેમદાવાદ થઇને પણ જવાય છે. ખેડા બહુજ જુનું સ્થાન છે. એટલે સુધી કે મહાભારતના સમયમાં પણ ખેડા વિદ્યમાન હતું. તાડપત્રના લેખો ઉપરથી આટલું તો નકી થાય છે કે પાચમી સદીમાં ખેડા હતું. ગુજરાતમાં મુસલમાનો નહિ આવ્યા હતા ત્યાં સુધી ખેડા હિંદુરાજાઓનું સંસ્થાન હતું. ખેડા શેઢી અને વાત્રક નદીના સંગમ ઉપર આવેલું છે અને કિલ્લાવાળું ગામ છે. જુની બાંધણીનાં ઘરો અને લાકડાનું નકશીકામ જે પહેલાં થતું હતું તે જાળવી રાખવાનું માન હજી ખેડા ધરાવી શકે છે. ગામની વચમાં એક મોટું જૈન દહેરૂં છે, તે દહેરાનું નકશી કામ ખરેજ વખાણવા લાયક છે. મી. રથલેટ નામના એક ફ્રેન્ચ ગ્રહસ્થે બહાર પાડેલા " ઇંન્ડીઆ એન્ડ ઇટસ નેટીવ પ્રીન્સીસ " નામના પુસ્તકમાં લખ્યું છે કે " આ દહેરામાં ત્યાંના ગોરજીએ હાથ પગ હલાવનારી તથા આંખો અને મ્હોં ઊઘાડનારી કેટલીએક મૂર્તિઓ બતાવી હતી. " તે પરથી હિંદુઓ યાંત્રિક કળાથી અજાણ્યા નહોતા એમ ખાત્રી થાય છે. એ દહેરાના ભોયરામાં પણ કેટલીએક મૂર્તિઓ રાખવામાં આવી છે અને એ મૂર્તિઓ તીર્થંકરની છે. ખેડા કલેક્ટરનું મુકામ હોવાથી સરકારી ઓફીસો અને બીજી ઇમારતો પણ સારી છે. ખેડામાં કાપડના વણાટનું કામ આગળના વખતમાં ઘણુંજ ઉત્તમ થતું હતું. અત્યારે આ કામ નહિ જેવી રીતે જળવાયલું છે. ખાસ કરીને સ્ત્રીઓને પહેરવાનાં છાયલો અને તેના રંગો વખણાય છે. અને ગુજરાત અને કાઠીઆવાડની મોટી ગરજ આ કાપડ સારે છે. પાઘડીઓ પણ ખેડામાં હજી થાય છે છતાં આગળ જેવી તો નહીંજ. રેશમી કીનારનાં ધોતીઆં ખેડામાં હજી થાય છે પણ મીલોને લઇને આ વેપાર નાશ પામવાની હાલત ઉપર છે. અનાજ, તંબાકુ, ઘી, મહુડાં, અને તેલના બીઆંનો વેપાર ખેડામાં સારો ચાલે છે.

## અમદાવાદ.

છેટું ૩૧૦ માઇલ ભાડું મેલનું ૪–૩–૦ બીજાનું ૩–૧૧–૦

મેમદાવાદથી અમદાવાદ આવતાં વચમાં બારેજડીનું એક નાનું સ્ટેશન આવે છે. અમદાવાદ જ્યારથી વસ્યું ત્યારથી અત્યાર સુધીમાં ચડતી સ્થિતિમાં રહેલું છે. અહમદશાહે ઇ. સ. ૧૪૧૨ માં આસાવળ નામના એક હિંદુ ગામને ઠેકાણે અમદાવાદ વસાવ્યું અને ચંદ્રાવતી તથા

અણહીલવાડ પાટણના શહેરો લુટીને તેનો ઘણોક સામાન મહેલો અને મસીદો બાંધવામા કામે લગાડયો મુગલબાદશાહે પણ આ શહેર પોતાને કબજે લઇ સુબ નું મથક ઠરાવ્યુ હતુ ત્યાર પછી ગાયકવાડે અમદાવાદનો કબજો લીધો હતો અને છેવટ ૧૮૧૮ મા તે અગ્રેજોના હાથમાં આવ્યું. અમદાવાદની આસપાસ અત્યારે જે મજબુત કોટ જોવામાં આવે છે તે મહમદબેગડાએ ૧૪૮૫ મા બધાવેલો છે અમદાવાદના સ્ટેશન ઉપર બે બુરૂજો ભાગી તુટી હાલતમાં ઉભા છે તે જોવાજોગ છે, આ બુરૂજોની નીચે કેટલાએક ભોયરાઓ છે કહે છે કે આ બુરજો અસલ મસીદના છે. સ્ટેશન પાસે એક ધર્મશાળા છે અને કેટલીક વીશીઓ છે, સ્ટેશનથી ગામમા જવાનો રસ્તો રીચીરોડના નામથી ઓળખાય છે પ્લેગને લઇને મુંબઇના ઘણા વેપારીઓએ આ રીચીરોડના દરવાજા બહાર પોતાની કાપડની દુકાનો કરી તે ભાગને એક બજાર જેવુ કરી દીધુ છે પે રસ્તા ઉપર સીદ્ધા ચાલતા અમદાવાદના મુખ્ય વેપારી લતા તરીકે ૧ખાતા માણેકચોકમા આપણે આવી પહોચીએ છીએ આ માણેક ૨કમા એક નાની દહેરી જોવામા આવે છે માણેક નામનો કોઇ બાવો અહીંઆ રહેતો હતો. અને એ બાવાના નામ ઉપરથી માણેકચોક એવું નામ પડયુ છે અમદાવાદના વેપારમા મુખ્ય કાપડ, જરી, કિનખાબ, પીતાંબરીઓ, રેશમીકી નારના ધોતીયા, ખેરો શેલાઓ, વિગેરેનો વેપાર અહીંઆ ચાલે છે મુસાફરોએ આ સ્થાને ખાસ સાવચેતી રાખવાની જરૂર છે આ ઠેકાણે કેટલાક એવા માણસો ફરે છે કે જે દુકાનદારને " સારો માલ આપજો " આટલુ જ કહે એટલે તેની દલાલી ચડી ચુકે છે આ લોકો ઇસારાથી પોતે શુ લેશે આમ સમજાવે છે અને તેનો ભોગ અજ્ઞાન લેનારો થઇ પડે છે માણેકચોકની આજુબાજુ વાસણો, વસાણા, વિલાયતી સામાન વેચનારાઓની દુકાનો આવી રહેલી છે માણેકચોક અને માણેકચોકની આસપાસથી માણસ પોતાને જોઇતી ચીજ મેળવી શકે છે, અમદાવાદમા મુસલમાની રાજ્ય થઇ ગયતું હોવાથી જોવા જેવી અનેક મસીદો છે આ બધી મસીદોમા મુખ્ય ગણાતી જુમામસીદ અહીંઆ માણેકચોકમા છે અત્યારે આ મસીદ જીર્ણાવસ્થામા આવી ગઇ છે છતા તે જોતા, મુસલમાન બાદશાહોએ અમદાવાદને પોતાનું રાજ્ય સ્થાન બનાવી તેમા પૈસો ખરચવામા કશી કચાશ રાખી નથી એમ જોઇ શકાય છે આ મસીદ બહુજ વીશાળ છે. અને તેમા અનેક થાંભલાઓ જોવામા આવે છે, આ મસીદમા

કરેલા આરસ કામની કેટલીક નીશાનીઓ જોવામાં આવે છે, એટલુંજ નહિ પણ ઉત્તમ નકશી કામ પણ ઠેર ઠેર જણાય છે અમદાવાદના દરેક મહોલામાં મોરો લાગે મસીદો જોવામાં આવે છે અને તેમા કેટલીક તો ઉત્તમ કારીગરીથી ભરપુર છે. પણ એ બધાનું વિવેચન કરવું જરૂરનું નથી. માણેકચોકથી આગળ ચાલતાં ત્રણ દરવાજા જોવામાં આવે છે આ દરવાજા પાસે આ શહેરમાં દર શુક્રવારે બજાર ભરાયા કરે છે તે જગ્યા છે. આ બજારની સામે ભદ્રનું મહોટું વિશાળ કિલ્લા જેવું સ્થાન જોવામાં આવે છે. આ સ્થાનમાં અત્યારે કેદખાનું રાખવામાં આવ્યું છે. પહેલાં આ **ભદ્ર** રાજમહેલ હતો. આ ભદ્રમાં પણ કેટલાંક ભોયરાંઓ છે. ભદ્રમાં થી **ભદ્રકાળી** માતાનું જાગતુંજોત સ્થાન છે. આ ભદ્રકાળીમાતા પ્રત્યે લોકોની શ્રધ્ધા ઘણીજ છે. ભદ્રકાળીની બાજુમાં પ્રેમાભાઇ ઇનસ્ટીટયુટ અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફીસ છે. આ સોસાઇટીએ ગુજરાતી પ્રજાના કલ્યાણને માટે સારો પ્રયત્ન કરેલો છે, અને હજી પણ તે કરે છે. ભદ્રકાળીની પાસેના દરવાજામાંથી બહાર નીકળતાં મેદાન આવે છે, અને તે મેદાનમાં કોરટો અને લશ્કરી કંપ છે. મેદાન મુકયા બાદ **સાબરમતી** નદી મદ પ્રવાહે વહેતી જોઇ શકાય છે.

અમદાવાદમાં જોવાનાં સ્થાનો ઘણાંજ છે. તેમાં મુખ્ય ભદ્ર ને ભદ્રકાળીમાતા, શેઠ હઠીસીંગજીનું જૈન મંદિર, સ્વામીનારાયણનું મંદિર, દાદાહરીનો કૂવો, શાહીબાગ, શાહઆલમનો રોજો, કાંકરીઆ તળાવ, મુહાફીજખાંની મસીદ, રાણી સીપ્રીની મસીદ, આઝીમ મસીદ અને આઝીમનો મકરબો, સરસપુરનું જૈન દેરું એ શીવાય અનેક જઈન દેરાંઓ તથા બીજા હિંદુઓનાં દેવ દેવીઓનાં સુંદર મંદિરો છે. શ્રી વલ્લભાચાર્ય સંપ્રદાયનાં પણ અનેક મંદિરો છે. આ બધાનું સક્ષિપ્ત વર્ણન આપવાની જરૂર નથી પણ અમદાવાદ ઉતરનાર આ બધું જોવા વખત લેશે તો તેણે વખત નકામો ગુમાવ્યો નહિજ ગણાય.

અમદાવાદની આજુબાજુમાં જોવાના કેટલાંક પ્રાચીન સ્થાનો છે તેમાં સરખેજ ખાસ જોવા લાયક સ્થાન છે. પહેલાં સાબરમતી અહીં સરખેજ પાસ વેહતી હતી. આ સરખેજમા બાદશાહી વખતનાં સુંદર કારીગરીનાં બનાવેલા અનેક મેહેલો જીર્ણાવસ્થામાં જોવામાં આવે છે. મહમદ બેગડાનો મકરબો, રાજબાઇ (મહમદ બેગડાની સ્ત્રી) નો મકરબો, સેખ અહમદ ખટુગંજબક્ષની મસીદ ને મકરબો, મહમદ

બેગડાનું બંધાવેલું એક ચોરસ માઇલનું તળાવ કે જે તળાવ પર મસીદ અને પગથીનું કામ કરવામાં આવ્યું છે ઇત્યાદિ જોવા જોગ સ્થળો છે. વ્યાપારની બાબતમાં અમદાવાદ અત્યારે મુંબઇથી ઉતરતું શેહેર ગણાય છે. અમદાવાદમાં કાપડની મીલો, જીનીંગફેક્ટરીઓ, દીવાસળીની મીલ, અનેક છાપખાનાંઓ અને વાસણો બનાવવાનું કારખાનું વીગેરે યાંત્રિક બળ વાપરનારાં ખાતાંઓ છે, હાથથી કાગળ બનાવવાની જુની કળા હજી અમદાવાદ જાળવી રહ્યું છે. ચોપડાનાં ચામડાંના પુઠાંઓ નકસીદાર અહીંઆજ તૈયાર થાય છે. કાપડના હાથનું વણાટ કામ રેશમી, સુતરાઉ અને જરીનું અહીંઆ હજી થયાજ કરે છે. અમદાવાદના વતનીઓ કરકસરીઆ હોઇ, થોડા ખરચમાં પોતાનો ગુજારો કરી શકે છે સબબ હજી આ ધંધાઓ સચવાઇ રહ્યા છે. જઇન લોકોની અમદાવાદમાં સારી વસ્તી છે. અમદાવાદનો વેપાર અત્યારે દિન પર વધતો જાય છે.

ગુજરાતમાં અમદાવાદ પેહેલા નંબરનું શેહેર છે. અમદાવાદની **સાબરમતી** નદીની હકીકત પુરાણમાં મળે છે. પદ્મપુરાણમાં કાસ્યપ રૂષીએ શીવજી પાસ વર માંગી તેમની જટા લઇ આવી સાબરમતી ઉત્પન્ન કર્યાનું જોવામાં આવે છે. સાબરમતીનું નામ કાસ્યપી ગંગા પણ જોવામાં આવે છે. સાબરમતી નંદીકુંડમાંથી નીકળી અહીંઆં આવી છે અને ખડગધારેશ્વર ,અને નિલકંઠ મહાદેવનાં જે પવિત્ર સ્થાનો અહીંઆં આવ્યાં છે ત્યાં આગળ સ્નાન દાન, શ્રાદ્ધદિક કરવાનું મોટું મહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે. સમુદ્ર સંગમનું સ્નાન પણ પુણ્યકારક ગણ્યું છે.

સાબરમતીમાંથી પાણી ઉંચે ચડાવી શહેરને પુરં પાડવામાં આવે છે તે તથા સાબરમતી ઉપરનો જુનો બગીચો જોવા સુકવું જોઇતું નથી. અમદાવાદે ગુજરાતને બીજાં શેહેરોની માફક સારાં નરરત્નો આપ્યાં છે. આમાં સ્વર્ગીય ભોળાનાથ સારાભાઇ, રણછોડલાલ છોટાલાલ, કવિ દલપતરામ ડાહ્યાભાઇ, શેઠ હઠીસીંગ કેશરીસીંગ, શેઠ પ્રેમાભાઇ હેમાભાઇ વીગેરે વીગેરે લોકોનાં પ્રાત સ્મરણીય નામો છે. મુંબઇ જ્યારે સુધારામાં પા હોમ પડવા તૈયાર થયું ત્યારે અમદાવાદ મુંબઇની સ્પર્ધા કરવા પહેલું બહાર પડયું હતું. અમદાવાદનો સુધારો ધીમો હતો. મુંબઇના લોકોમાં સાહસ અને દ્રવ્યવ્યયનો જે ગુણ છે તે અમદાવાદીઓમાં

નથી, તેઓ પોતાની સ્થીતિનો ઉત્તાવળો ફેરફાર પસંદ કરતા નથી પણ પ્રાપ્ત સ્થિતિ જાળવી રાખવા વધારે આતુર જણાય છે.

અમદાવાદથી રેલવે લાઇનની શાખાઓ જે જે નિકળી છે તે આ છે:— અમદાવાદથી એક લાઇન પીળાજ જાય છે, બીજી વીરમગામ ઉપર થઇને કાઠીઆવાડ જાય છે, ત્રીજી ઇડર તરફ અમનગર સુધી જાય છે, ચોથી આર. એમ. રેલવે ઉત્તર હિંદુસ્તાન, રજપુતાના વીગેરેમાં જાય છે, આપણે હમણાં આ છેલી લાઇનનું કામ છે તથાપિ બીજી શાખા લાઇનો સંબંધે આગળ પણ લખવા પ્રસંગ મળે એમ ન હોય તો તે સંબંધે થોડોક ઉલ્લેખ અત્રે કરૂં છું. ઇડરવાળી લાઇન વેરૂસે કે મોરે ઉદેપુર ચીતોડ લાઇન સાથ જોડાઇ જશેજ. અત્યારે અમનગરથી આગળ પગ રસ્તો છે. આ લાઇનપર શ્રી કોટયર્ક તીર્થ તથા શ્રી સામળાજીનાં પ્રાચીન તીર્થો છે. આ તીર્થો સંબંધે "મુંબઇ સમાચાર" માં મેં ટુંક ઇસારો કર્યો હતો પણ હવે જ્યારે આ બાબત એક ગ્રંથમાં દાખલ કરવાની છે ત્યારે તે સંબંધે મહાશય મૂળજી નાથજી કોઠારી જેઓ વૈશ્ય પત્રિકાના સબ એડીટર છે તેઓ તરફથી લખાઇ આવેલા લેખો ખુદ તેમનાજ શબ્દોમાં અત્રે આપું છું.

## ' શ્રી કોટયર્ક તીર્થ. '

આ સ્થળ અમદાવાદ પાસેના ગાયકવાડી રાજ્ય માંહેના વિજાપુર તાલુકા મહાલના ખડાત ગામે સાબ્રમતી નદીના એક અલૌકિક પવિત્ર તટ ઉપર આવેલું છે અને ત્યાં જવાને અમદાવાદથી કલોલના સ્ટેશન મારફતે, વિજાપુર યા લોદરા સ્ટેશન થઈને અથવા તો અમદાવાદથી ઇડર અહમદનગર સુધીના આર. એમ. રેલવેના રસ્તે પ્રાંતીજના સ્ટેશનથી જવાય છે. પ્રાંતીજ લોદરા કે વિજાપુર એ ત્રણે સ્થળોથી આ તીર્થ ફક્ત ચાર માઇલ છેટે છે.

શ્રી કોટયર્ક તીર્થ એ કોટયર્ક દેવના નામથી અને હિંદુસ્થાન માંહેના દશા, વીશા ખડાયતા વૈશ્ય અને બ્રાહ્મણના કુળદેવ હોવાથી ઇષ્ટદેવ તરીકે પુજાય છે. શ્રી કોટયર્ક ભગવાનના પ્રાગટય સંબંધી પદ્મપુરાણના ઉત્તરાર્ધ વિભાગમાં, સાભ્રમતિ મહાત્મ્યમાં કેટલુંક વિવર્ણ છે. તે ઇતિહાસ ઉપર આધાર રાખતાં શ્રી કોટયર્ક દેવને માટે મધુહા વા મધુહા-હરિ એ નામથી પ્રાગટયનો કેટલોક વિશેષ ખુલાસો અનુભવમાં આવે છે, અને મધુરાર્ક મધુ+અર્ક અને મધુહા-હરિ. એ નામ સાથે હાલના, કોટિ+

અર્ક ( કોટયર્ક નામનું મલતાપણું થવામાં મધુહા-હરિ, મધુ, હન્તિ, બીજી રીતે મધુ નામના દાનવનો વિનાશ કરનાર પ્રભુ એ ઉપરથી "મધુહા-હરિ" ને "મધુ-હન્તિ" શબ્દનું ખરાપણું સિધ્ધ થાય છે; અને મધુઃ+અર્કઃ મધુરાર્ક ( મધુ એટલે મીઠાશ ઉત્પન કરે એવા પ્રાતઃ કાળના બાળ સૂર્ય સમાન પ્રભાવવાળા પ્રભુ ઉપરથી ) કરોડો સૂર્યના સમાન તેજસ્વી ( પ્રભુ ) નું કોટયર્ક નામ સિધ્ધ થાય છે.

આ તિર્થમાં શ્રી કોટયર્કજીની ગૌર સ્વરૂપે ચતુર્ભુજ ભગવાનની મૂર્તિ છે. અને શ્રી ત્રિકમરાયજી અને ધનસ્યામરાયજી એ રીતે બીજાં બે સ્વરૂપ શ્રી કોટયર્ક ભગવાનની સાથે વીરાજે છે; તેમ શ્રી લક્ષ્મીનું સ્વરૂપ એ એકજ મંદિરમાં સ્થાપિત છે. આ દેવની પુજાવિધી વલ્લભિ ( પુષ્ટિ ) સમ્પ્રદાયને અનુસરીને હાલ ચાલે છે.

શ્રી કોટયર્ક ભગવાનનું પ્રાગટય પ્રમાણ સત્યુગના પદ્મકલ્પમાં હોવાનું જણાય છે; અને તેથી કરી શ્રી કોટયર્કજીનું સ્વરૂપ ગૌરવર્ણે હોવાનું પુરાણોકત ભાવનાથી સિધ્ધ થાય છે.

ખડાયતા વૈષ્ય અને વિપ્રોની ઉત્પતિ સંબંધે હાલનું સ્થળ "ખડાતૂ" એ ઐતિહાસીક માહિતિ ઉપરથી મૂળનું પ્રાચીન નગર, પડાનત્ પડાયત્, પડાત, ખડાયત્, ખડાત્, એ ગામના મૂળ નામ ઉપરથી 'ખડાયતા' એવું આ જ્ઞાતિનું નામ પડવાનું પ્રાચીન ભાષામાંથી પ્રાકૃતમાં થતા ફેરફાર સમજનારની દૃષ્ટિએ સિધ્ધ થાય છે,

આ તિર્થમાં ખડાયતા વિપ્રો અને વૈષ્યો બન્નેની જુદી જુદી જ્ઞાતિની કૂળદેવીઓ છે. ખડાયતા વિપ્રોની દેવી,* સાત છે. અને વૈસ્યની બાર છે. આ દેવીઓના જુદા જુદા નામથી આ જ્ઞાતિના પેટા વિભાગમાં ગોત્રની સંજ્ઞાથી આખી જ્ઞાતિમાં ગોત્રના સાત અને બાર પેટા વિભાગ છે. એકજ ગોત્રવાળા વૈસ્ય કે બ્રાહ્મણ તે એકજ કુટુંબના ગણાય છે; અને તેથી પરસ્પર એક ગોત્રમાં લગ્ન થઇ શકતું નથી.

આ જ્ઞાતિના ખડાયતા વૈસ્યોની વસ્તી ગુજરાતના વિભાગમાં ઘણું કરી નડીઆદ, ઉમરેઠ, અમદાવાદ ને મોડાસા એ સ્થળે વિશેષ છે, તેમ હિંદુસ્થાનના પૂર્વ અને દક્ષિણ-બનારસ અને મધરાસ વચ્ચેના પ્રદેશો સુધી છુટક છુટક. એકંદર હાલ છેલ્લી વસ્તીની ગણતરી ઉપરથી ૨૮૦૮૨ માણસની હોય એમ જણાય છે. આ વૈસ્યો આ બ્રાહ્મણોનું સર્વે રીતે પાલન કરે છે. એટલે તેઓને વ્યવહાર સારી રીતે ચાલવા

લગ્ન મરણ અને તેવી બીજી દરેક ધાર્મિક ક્રિયાઓ આ બ્રાહ્મણો પાસે કરાવવામાં આવે છે અને આ જ્ઞાતિના જુદા જુદા પેટા વિભાગોમાં તે ક્રિયાઓ કરાવવા બદલ અમુક પંચથી મુકરર કરેલ દક્ષિણા આ બ્રાહ્મણોને અપાય છે. આ બ્રાહ્મણોમાં ઘણું કરી હજુ સુધી એવો કડ નિયમ જોવામાં આવે છે, આ જ્ઞાતિના વૈશ્યો સિવાય બીજા કોઇની પાસેથી પ્રતિગ્રહ કરતા નથી.

ખંભાત ગામ ઉપરથી " ખડાયતા " નામ પડવાનું અને તે પૂર્વેના પડાનનૂ નગર ઉપરથી અપભ્રંશ થયેલ શબ્દથી સિધ્ધ થાય છે એવું આપણે ઉપર જણાવ્યું છે. આ સ્થળે આ નગરની પૂર્વની પ્રાચીનતા સિદ્ધ થવાને હાલ અનેક ખંડેરો પૂર્વેના નગરની સાક્ષી પુરે છે. આ સ્થળેથી નિકળતી માટીની ઈંટો લગભગ ૧॥ ફુટ કદની વજનમાં આશરે ૧૫ શેરની હોય છે. શિવાય શંખની હાથની સુશોભિત કંકણીઓ અને તેવા કકડાઓ, કાંડી, માટીનાં ઠીક્ણાં મોટાં કેટલાંક સાજાં ભાગેલાં ઘણાંજ મજબુત વાસણ, ચાંદિનાં અને ત્રાંબાના શિકકા ( કે જેના ઉપર સહેજ રીતે ગધેડાના આકારનું કંઇક પણ ચિન્હ જેવું જોવામાં આવે છે. અને તે હાલ ગધૈયાં એ નામથી ઓળખાય ) એ ઉપરથી આ સ્થળ ભૂળનું હોવાનું અનુભવી શકાય.

## શ્રી સામળાજી તિર્થ

આ પવિત્ર "ક્ષેત્ર" મહીકાંઠા એજન્સીમાંહેના ઇડર રાજ્યની હદમાં, એક પહાડી પ્રદેશમાં આવેલ છે. ત્યાં જવાને અમદાવાદથી આર. એમ. રેલ્વે મારફતે, તલોદ ( Talod ) સ્ટેશને ઉતરવું પડે છે; અને ત્યાંથી મોડાસાના રસ્તા સુધી પાકી સડક હોવાથી ઘોડાગાડીનું સાધન સહેલાઇથી મળી શકે છે; તલોદ અને મોડાસા વચ્ચે લગભગ ૩૨ માઇલનું અંતર છે. અને ત્યાં સુધીનું ગાડીભાડું ઘણું કરી મુકરર ઠરાવેલું હોવાથી દરેક માણસે રૂ. ૧–૧–૦ બેસે છે. મોડાસા એ બ્રિટીશ રાજ્યની હકુમત નીચેનો અમદાવાદ જીલ્લાનો એક પેટા વિભાગ છે. અહીંથી સામળાજી કે તે અગાઉની હદ ડુંગરપુર, ખેરવાડા, રૂષભદેવ અથવા તો રીખવદેવ યાને કેશરીયાજીની યાત્રાએ જવાના પહાડી અને વિકટ પગ રસ્તાની શરૂઆત થાય છે, મોડાસા અને સામળાજી વચ્ચે ૧૮ માઇલનું અંતર છે, અને ત્યાં સુધી જવાને અહીંથી ગાડાં, ઘોડું, યા માણસ મળી શકે છે. પહેલાંના સમયમાં આ રસ્તે જવું બહુ વિકટ ગણાતું હતું, પણ હાલ

રાજ્યના સારા બંદોબસ્તથી એ વિકટતાનો ભય દૂર થયો છે. તોપણ હાલ આ પ્રદેશની રીતભાતથી અંજાણ્યા માણસને ખાસ જાપતાને માટે ચોકીઆત રાખવાની ફરજ પડે છે. એકંદરે અમદાવાદથી સામળાજી જવાને એક સાધારણ મનુષ્યને અમદાવાદથી તલોદ પર્યંતનું ત્રીજા વર્ગનું રેલવે ભાડું રૂ ૦–૬–૩ ઉમેરતાં ફક્ત રૂ ૨–૦–૦ થી રૂ ૨–૮–૦ સુધીના ખરચે સામળાજીની યાત્રા થાય છે.

આ તિર્થ માટે દંતકથા ઉપર આધાર રાખતાં મૂળ, આ નગરનું નામ હરિશ્ચંદ્રપુરી હતું એમ સાંભળવામાં આવે છે. આ દેવની પ્રતિષ્ઠા ક્યારે અને કોની કારકીર્દીમાં થઇ તે વિષે ભરસો રાખવાલાયક હકીકત હું મેળવી શક્યો નથી એટલે તેનો વિસ્તાર જણાવવાને આંચકો ખાઉં છું. તોપણ આ સંબંધે વિશેષ હકીકત જણાવાને "ગદાધર મહાત્મય" નામનું એક હસ્તલિખીત પુસ્તક હોવાનું મારી જાણમાં આવ્યું છે અને તે દ્વારાએ આ સ્થળની પૂર્વેની હકીકતનો કેટલોક વિશેષ અનુભવ થાય તેમ છે. હાલ આ ભગવાનની સેવા પુજા વૈષ્ણવી, મર્યાદા માર્ગને અનુસરીને થાય છે. આ સ્વરૂપનું પ્રાબલ્ય ઘણું અલૌકિક છે.

આ ક્ષેત્રની મુલાકાતથીજ તેની પ્રાચીન ગૌરવતાનો કેટલોક વિશેષ અનુભવ થાય છે અને પ્રાચીન ખંડેરો એટલાં બધાં જણાય છે કે, આ મંદીરની કામગીરીમાં આ ખંડેરોની ઇંટનો ઉપયોગ કરવામાં મોટી વીસાળતાવાળી દીવાલો ને દીવાલો દ્રષ્ટિગોચર થઇ આ સ્થળની પુરાતન જાહોજલાલીનું શુભ સ્મર્ણ કરાવે છે.

તીર્થના જોવાલાયક સ્થળોમાં ખાખચોકનું સાધુલોકનું સ્થળ, ત્રૈલોકીનાથ, રણછોડજી, ગીરધારી એ ભગવાનનાં સ્થળો અને કાશિવિશ્વનાથ મહેશ્વરનું મંદિર અને કર્મબૂજ–કરમાબાઇનું તળાવ એ જોવાલાયક છે. શિવાય ડુંગરના મથાળા ઉપર ભાઇ, બહેનનું દેવળ અને આ ડુંગરોમાંહેના કેટલાંક દેવળો વિગેરે પુરાતની કામો ખાસ જોવાલાયક છે.

આ સ્થળ અને ધામની ચારે બાજુ પુષ્કળ ઘટાવાળી નજીક નજીક ઝાડી સાથે ડુંગરો આવી રહેલા છે આથી અને ડુંગરની ખાણમાં મંદીરથી થોડેક છેટે "મેશ્વો" નામની નદીનું વહેણ આવવાથી આ તીર્થની અલૌકિકતામાં કેટલોક ઉમેરો થાય છે.

"સામલાજી યાને ગદાધર ભગવાન" દશા અને વિશા "નિમા" વૈશ્યોના કુળ-ઇષ્ટદેવ મનાય છે. આ વૈશ્યો તરફના નહીં જેવા ઉત્પનથી તેમ નજીકના વૈશ્યોના ભક્તિભાવથી આ મંદિરનો વૈભવ કેટલીક સારી રીતે ચાલે છે. મંદિરનો કારોબાર એક ટ્રસ્ટના હાથ નીચે છે અને તેમાં નજીકના ટીંટોઇ ગામના બે વૈષ્ણવો અને આ રાજ્યના એક સ્થાનિક અધિકારી એ ટ્રસ્ટમાં જોડાએલ છે.

'નીમા' વૈશ્ય વાણીઆની વસ્તી ગુજરાતના-મોડાસા, દાહોદ, ઝાલોદ, વાડાસીનોર, વીરપુર અને માળવામાં-ઇંદોર, રતલામ, ઉજ્જન, અને દક્ષિણના વિભાગમાં ગોરેગામ એ સ્થળે કેટલીક વિશેષ આવેલ છે, અને આર્યાવર્તની છેલ્લી વસ્તી નોંધથી ૮૮૦૪ માણસની હોવાનું જણાય છે. આ વૈશ્યોના કુળગોર, ઉદમ્બર બ્રાહ્મણ છે.

આ તીર્થનું સ્થળ અતિશય આલ્હાદજનક અને ચિતાકર્ષક હોવાથી તેની પૂર્વસ્થિતિ અતિ ઉત્કૃષ્ટ હશે એમ કહેવામાં કોઇપણ પ્રકારે અતિશયોક્તિ થતી હોય એમ મને જણાતું નથી. આ તીર્થને 'ગદાધરપુરી' એ નામથી પણ કેટલાક લોકો ઓળખી શકે છે, અને તેથી આ તીર્થના અધિષ્ઠાતા દેવ ગદાધર યાને સામલાજીના નામે જગજાહેર છે. મંદિર તરફ દ્રષ્ટિ કરતાં મંદિરનું કામ એટલું બધું વિશાળ જણાય છે કે, શિલ્પના પુરા અભ્યાસીઓ પણ લાખો રૂપીઆની હદ લંબાવી મંદિરના ખરચનો અડસટો બતાવવાને અસમર્થપણું બતાવે છે. મંદિરની પ્રૌઢતા ઘણી વિસ્તાર્ણીય છે અને તેના વિભાગ તરીકે નિજમંદિર, નિજમંડપ, ચોક અને એ શિવાયનો એક મોટો ચોક કે જેને રતનચોક કહે છે એ સઘળું ઘણી બહોળી જગોમાં છે. આ મંદિરના આ સઘળા ભાગ તરીકે ઉપરાઉપરી ત્રણ માળ છે, અને તેની વિશાળતાના પ્રમાણમાં મંદિરનું શિખ્ખર વિશેષ ઉંચાણમાં છે. આથી મંદિરની અલૌકિકતા, દિવ્ય અને મનમોહક લાગે છે. આ મંદિરની વિશાળતા માટે એટલું કહેવું બસ છે કે, મંદિરનો અંગત વહિવટ, રાજમંદિર, રસોઈ ભંડાર, કાચોભંડાર, જલઘરો, તોષાગર, તથા મંદિરને લગતી સર્વે જણસો રાખવાનું સ્થળ એ સર્વેનો શ્રી ઠાકોરજીને બીરાજવાના મૂળના મંદિરમાંજ તેની વિશાળતાના લીધે સમાવેશ થાય છે.

આ સ્થળ ખાસ પહાડી પ્રદેશમાં અને તેવાજ સ્થળમાં આવેલું છે, અને મંદિરના મુખીઆ, સેવક, નોકર, ચાકર એ વિગેરે લગભગ

૨૫ માણસનું મંડલ તથા આખા ચોકનું સ્થળ, ગીરધારી, ત્રૈલોકિનાથ, રણછોડજી, ભગવાનનાં જુદાં જુદાં સ્થળો, કાશિવિશ્વનાથ મહેશ્વરનું સ્થળ અને એ મંદિરના પુંજાધિકારીઓ અને ત્યાંની ડુંગરી જાતના ભીલ (કોળી) લોકોની થોડી વસ્તિ થઇ એકંદર ફક્ત આ ક્ષેત્રમાં ૧૦૦ માણસની આશરેજ વસ્તિ જોવામાં આવે છે. *

આ પ્રદેશ ડુંગર અને પહાડીવાળો હોવાથી કેટલેક ભાગે પહાડી ગણાય છે. નિપજ—મહુડાનાં ઝાડ કેટલેક ભાગે વધારે હોવાથી આ ઝાડનાં ફુલ અને ફળ—મહુડાં અને ડોળી ઉપર આ તરફની વસ્તિ નિર્વાહનું મોટું સાધન ગણે છે. શિવાય મકાઇ, કોદરા અને બાવટો જેને દક્ષિણના ગામોમાં નાચણી કહે છે તેની નિપજ વધારે છે. આ મુલકની સાધારણ સ્થિતિ ગરીબાઇવાળી છે અને તેથી વેપારસ્થિતિ ગરીબ, ભીલ-કોળી લોકોના નિર્વાહ પુરતી જાુજ ખેતી અને તે લોકો સાથે તેમના નીર્વાહની જરૂરીઆતો પાર પાડવા પુરતી ધીરધાર એ રીતે વેપારનું કેટલુંક ધોરણ જોવામાં આવે છે. આ પ્રદેશ ઇડર રાજ્યના એક વિભાગ તરીકે ગણાય છે, અને તેથી આ પ્રદેશનો વિશેષ અનુભવ થવા હાલની એક પ્રચલિત કેહેવત આ નીચે ટાંકી આ લેખ પૂરો કરૂં છું.

" ઇડરે પંચ રત્નાનિ, પાણિ પાષાણ પાંદડાં;
ચતુર્થં મધુપુષ્પાનિ, પંચમં વસ્ત્ર લોચનં. "

ઉપરના પદના છેવટના વાક્યનો "પંચમં વસ્ત્રલોચનં" નો આ સ્થળે કેટલોક ખુલાસો જણાવતાં વિશેષ આનંદ થાય છે કે હાલ બ્રિટીશ રાજ્યના તેજસ્વી પ્રતાપથી પુર્વકાળથી ચાલતી હાલની કહેવત નષ્ટ થઇ છે.

આ શીવાય ખડાલીમાં શંકરનું ભવ્ય સ્થાન દર્શનીય છે.

## વીરમગામ.

છેટું ૩૫૦ માઇલ; ભાડું મેલનું ૫-૩-૦ બીજાનું ૪-૨-૦. અમદાવાદથી આર. એમ. રેલવેમાં જવા કરતાં **વીરમગામ** આવી ત્યાંથી મેહસાણે જવામાં યાત્રીઓને લાભ છે. એક તો **વીરમગામ** જોવાને મળે છે. વીરમગામ કિલ્લાવાળું ગામ છે. વીરમગામમાં રૂનો, અનાજનો, કાપડનો અને બીજો વેપાર સારો છે. સિદ્ધરાજ જય-સિંહની માનું બંધાવેલું એક સુંદર તળાવ અહીંઆ જોવા જોગ છે.

આ તળાવ ઉપર અનેક દેરીઓ આવી રહી છે. તળાવ બાંધેલું છે. તળાવનો દેખાવ ઉત્તમ છે વીરમગામથી મેહેસાણે જે લાઇન જાય છે તે લાઇનના દેતરોજ સ્ટેશને ઉતરી બહુચરા માતનાં દર્શન કરવાની જરૂર છે આ બહુચરાજીની માનતા ગુજરાતમાં ઘણીજ ચાલે છે નવરાત્રીના દિવસોમાં અહીંઆ મોટી જાત્રા ભરાય છે, પેહેલા અહીંઆ પાંડળો (હીજડાઓ) નાં ટોળાઓ રહેતા હતા અહીંઆ નવરાત્રીના દિવસોમાં ભવાઇઓ થાય છે બહુચરાજીના મંદિર પાસ માન સરોવર નામનો કુંડ છે "બહુચરાજીના મંદિરમાં કોઇએ કુકડો મારી ખાધેલો તે ખાનારના પેટમાં બોલ્યો અને મશ્કરી કરવા જતા એક પુરૂષ સ્ત્રીરૂપ થઇ ગયો આવું, માતાના મહાત્મ્ય સંબંધે લાંબા વખતથી બોલાય છે. જૈનો દેત્રોજના સ્ટેશને થઇ બેગાઉપરના ભોંયણીના તીર્થે ખાસ જાય છે. આ માતાના દર્શન કરી પાછા દેત્રોજ આવી, આર એમ. રેલવેમાં મેહેસાણે આવવુ. અમદાવાદ મુકયાબાદ સાબરમતી, આંબલી-રોડ, સાણંદ, છારોડી, જખવાડા આ સ્ટેશનો મુકયા બાદ વીરમગામ આવે છે. આમાં સાણંદ એક તાલુકો છે અમદાવાદથી મેહેસાણે જતાં આર. એમ. લાઇનમાં સાબરમતિ, ખોડીઆર, કલોલ પાનસર, ડાંગરવા, જગુદન આ વચલાં સ્ટેશનો છે તેમાં કલોલ થઇ કડી ગાયકવાડી મહાલમાં જવાય છે આ કડીમા ઘણાક મેળાઓ થાય છે. કડી વ્યાપારનું સ્થાન છે.

## મેહેસાણા.

છેડું ૩૫૩ માઇલ, ભાડું મેલનું ૫-૪-૦ બીજાનું ૩-૧૩-૦.

મેહેસાણા રેલવે જંકશન છે. પાટણ તરફ એક લાઇન, એક લાઇન ખેરાલુ, એક લાઇન વીરમગામ તરફ જાય છે અહીંઆ ઉત્તર તરફથી અમદાવાદ આવનાર કે અમદાવાદથી અજમેર જનાર શિવાયના બીજા પાસેન્જરોને ગાડી બદલવી પડે છે આથી ગાડી વધુ વખત ખોટી થાય છે. લોકોને જળપાન મળમૂત્ર ત્યાગ અને જરા નાસ્તો પાણી કરવાની સવડ મળે છે મેહેસાણામાં દેવદર્શનનાં કેટલાક સ્થાનો છે મેહેસાણાનો સ્થાનિક વ્યાપાર સારો છે

વીરમગામથી ભાંકોડા, દેત્રોજ, કટોસણ, જોટાના લીંચ, મેહેસાણા, ધીણોજ, આનંદરોડ અને પાટણ સળગ ગાડી જાય છે આ ગાડી કાઠીઆવાડની ગાડી સાથ હાલમાં સળંગ વ્યવહારમાં જોડી દીધી છે.

મેસાણાથી રાંદલા, વીસનગર, વડનગર અને ખેરાલુ આ ખેરાલુ લાઇનનાં સ્ટેશનો છે. ખેરાળુપાસે જઇન લોકોનું તારંગાનું પ્રાચીન સ્થાન છે. અહીંઆ કુમારપાળ રાજાનું બંધાવેલું મોટું જઇન દેરાસર છે. આ દેરાશરની બાંધણી ઉત્તમ છે.

અમદાવાદથી મેહેસાણે આવતાં કલોલથી વીજાપુરની એક લાઇન કડી અને વીજાપુર વચ્ચે જાયછે.

અમદાવાદથી વીરમગામ આવતાં વીરમગામથી ખારાઘોડાની લાઇન જાય છે. આ લાઇનમાં પાટડી એ એક સંસ્થાન છે અને ખારાઘોડા મીઠાનું સરકારી મથક છે. અહીંઆ ખાણુનું પાકું મીઠું જથાબંધ થાય છે.

ઉપલી જુદી જુદી લાઇનોમાંથી મુખ્ય સ્થળોનું ટુંક વિવેચન નીચે કરૂં છું. આ બધી લાઇનો ટુકી હોઈ તેનું ભાડું અને માઇલો આપવાની જરૂર જોતો નથી.

## પાટણ.

પાટણ આ ગુજરાતના ઐતિહાસીક શેહેરમાંથી સૌથી પ્રસિદ્ધ શેહેર છે. અણહિલવાડ પાટણ તરીકે આ કેટલીક સદીઓ સુધી રાજ્યધાનીનું શેહેર હતું. અનેક વખતે આ શેહેર ઉપર હુમલ્લાઓ થઇ શેહેર તારાજ થયું હતું. મહમદ ગીજનીએ, અલાઉદ્દીને, કલ્યાણીના ભુવડે, મોગલ બાદશાહોએ આ શેહેરની પાયમાલી કરવામાં બાકી રાખી નથી. અત્યારનું પાટણ જુનું પાટણ નથી પણ સ્થાન તો તેજ છે. આજુ બાજુના ખંડેરો અને ખોદકામ કરતાં કેટલીક વખત હાથ લાગતી ચીજો આ શેહેરની પ્રાચીનતાના પુરાવાઓ છે. અત્યારે પણ આ પાટણમાં અડધા લાખની વસ્તી છે. પાટણમાં જૈનોનાં દેવાલયો ઘણાંજ છે. પંચાસરના દેરાની પ્રતિમા અત્રે આણવામાં આવી છે. પાટણના રાજાઓમાં જઇન ધર્માભિમાનીઓ કેટલાક હતા એટલે જઇન ધર્મનો અહીંઆ પ્રભાવ ભારે હતો. જઇન દેવસ્થાનોને તારાજ કરી મુસલમાનોએ મસીદો બનાવી છે છતાં હજી કેટલાંક જઇન દેરાસરો ઉત્તમ કારીગરી ધરાવે છે. શ્રીમચ્છંકરાચાર્ય અને જઇનાચાર્ય વચ્ચે શાસ્ત્રાર્થ થયાનું શંકરદિગવિજયમાં તથા જઇન ગ્રંથોમાં લખ્યું છે તે આ પાટણમાંજ હતો. પાટણમાં હિંદુઓનાં દેવાલયો પણ વિશાળ અને

સુશોભિત છે. પાટણનો જઇન ભંડાર અદ્વિતીય કહેવાય છે. આ ભંડારમાં જઇન ધર્મોનાં અનેક પ્રાચીન પુસ્તકોનો સંગ્રહ છે. આ પુસ્તકોના અવલોકનથી ગુજરાતના પ્રતિહાસપર ઘણુંક અજવાળું પડયું છે. પાટણ વેપારનું, હસ્તકૃત કારીગરીનું વળી પણ મોટું મથક છે. ગાયકવાડી રાજ્યનો આ એક મહાલ છે અને ત્યાં સરકારી ઓફીસો વીગેરે છે. વીજાપુર તરફથી આવતા અફીણનો પણ અહીંઆ વેપાર ચાલે છે.

### રાંધણપુર.

પાટણથી અને ખારાઘોડાથી પગરસ્તે રાંધણપુર જવાય છે. રાંધણપુર મુસલમાની રાજ્ય છે. રાંધણપુર કિલ્લાવાળું ગામ છે. કિલ્લામાં સોંઘરાઓ છે. રાંધણપુર વેપારનું સારૂં સ્થાન છે. મુખ્યત્વે કરીને ઘીનો વેપાર મોટો છે.

### વીસનગર.

વીસનગરા નાગરોનું પ્રધાન ક્ષેત્ર **વીસનગર** કહેવાય છે. આ સ્થાનપરથી તેમને વીસનગરા એવું નામ મળ્યું છે. આ સ્થાન પ્રાચીન છે. અત્રે સ્વામીનારાયણ સંપ્રદાયમાં નાગરો ઘણાક દાખલ થએલા જોવામાં આવે છે. વીસનગરમાં બે ત્રણ મોટા મઠો છે. શીવાલય, જઇન મંદિરો વીગેરે સારાં છે.

### વડનગર.

વડનગરા નાગરોનું પ્રધાન ક્ષેત્ર આ છે. વીસનગરાની માફક વડનગરા નાગરોએ પોતાનું ઉપપદ આ ગામ ઉપરથી મેળવ્યું છે. વડનગરા નાગરોના ઇષ્ટદેવ હાટકેશ્વર મહાદેવનું મંદિર સારૂં છે. જઇન મંદિરો પણ સારાં છે. બીજાં દેવ દેવીનાં મંદિરો પણ છે.

આજુબાજુની લાઇનમાં આ મુખ્ય સ્થળો બાદ મેહેસાણેથી આગળ વધતાં ભાડુ મુકયા બાદ ઉંઝા આવે છે.

છેટું ૩૯૬ માઇલ; ભાડું મેલનું ૫–૬–૦ ને બીજાનું ૩–૧૩–૦ છે.

ઉંઝાનું બીજું નામ ઉમાપુર છે. (ગુજરાત)માં કણબી એટલે ખેડુતની એક ઉજળી જાત વસે છે. આ કણબીમાં કડવા, લેઉવા અને આંજણા આ ત્રણ વિભાગ છે. કડવા કણબીનો મોટો ભાગ વેપારમાં પડેલો છે અને બાકીનો ભાગ ખેડુત છે, લેઉવામાં મોટો ભાગ

ખેડુતનો અને થોડો ભાગ જાગીરદાર કે વેપારમાં પડેલો છે. પાટડીનું વીરમગામ પાસનું નાનું સંસ્થાન કણબી જાગીરદારનું છે. આંજણાઓ મારે ભાગે પરદાખ કે મજુરી કરે છે. લેઉવા અને કડવા આ બેઉ ઉજળ જાત છે. આમાં કડવાની કુળદેવી ઉમાજીનું અત્રે મોટું મંદિર છે. કડવાઓમાં બાર વર્ષે લગ્ન કરવાનો રીવાજ છે. આ લગ્નની ચીઠી આ માતાજીમાં નાંખવામાં આવે છે. માતાજીથી હુકમ જવાબ આવે તોજ લગ્ન થઇ શકે છે. આ લગ્નમાં ગર્ભવાળી બે સ્ત્રીઓ પણ ફેરા ફરે છે અને જો એકને પુત્રીઓ આવે તો લગ્ન મિથ્યા ગણાય છે અને એકને છોકરો ને બીજીને છોકરી આવી તો લગ્ન સદી થાય છે. આ લગ્નાભાસ જેવું છે બાકી ખરું લગ્ન તો આ લોકમાં આવુંએજ છે. આ માતાના મંદિરમાં એક કુંડ છે આ મંદિર પથ્થરાઓની લાદીઓથી બાંધેલું છે અને મંદિરની પાસે મોટી વીશાળ ફરસબંધી કરેલી જગ્યા છે ઉંઝા પાસે મીરાદાતારનો રોજો છે. આ રોજાની જાત્રાએ ગુજરાત અને બહાર દૂરના મુસલમાન લોકો જાત્રા વખતે હજારોની સંખ્યામાં આવે છે. આ મીરાદાતારની માનતા પણ ભારે ચાલે છે. મુસલમાન લોકો મૂર્તિ પુજક નથી છતાં આ દાતાર પ્રત્યે તેઓ દેવભાવ ધરાવે છે. આ દાતારની જગ્યામાં માણસો ધુણવા લાગે છે. વેહેમની બાબત બાજુએ મૂકીએ તો પણ દાતારનું સ્થાન તો જોવા લાયકજ છે. દાતાર એક ઓલીઆ થઇ ગએલા છે અને હિંદુ મુસલમાન પ્રત્યેના તેમના સમભાવને લઇને તેઓ બેઉ વર્ગમાં પૂજ્ય ગણાયા હતા.

## સિદ્ધપુર.

ઉંઢું ૩૭૪ માઇલ, ભાડું મેલનું ૫-૭-૦ બીજીનું ૩-૧૪-૦

ગુજરાતના સર્વ તીર્થસ્થાનોમાં કિંબહુના હિંદુસ્થાનના તીર્થસ્થાનોમાં સિદ્ધપુર મુખ્ય તીર્થમાંહેનું એક છે. માતૃગયા આ સિદ્ધપુર છે અને પિતૃગયા એ ગયા છે. સ્ત્રી જાતીના મોક્ષની કામનાએ અત્રે શ્રાદ્ધ કર્તવ્ય મુખ્ય છે.

### સિદ્ધપુરમાં સરસ્વતી માતાનું મંદીર.

સિદ્ધપુરમાં આ પ્રાચીન સ્થાન છે. સરસ્વતી નદી જે ગુપ્ત વહે છે, તે અહીંઆ પ્રસિદ્ધ થાય છે. અહીંઆ સ્નાન, દાન, શ્રાદ્ધાદિકનું મોટું મહાત્મ્ય છે. આ સિદ્ધ ક્ષેત્ર છે અને અહીંઆ કપીલદેવજીએ

ખેડુતનો અને થોડો ભાગ જાગીરદાર કે વેપારમાં પડેલો છે. પાટડીનું વીરમગામ પાસનું નાનું સંસ્થાન કણબી જાગીરદારનું છે. આંજણાઓ મારે ભાગે ઘરકામ કે મજુરી કરે છે. લેઉવા અને કડવા આ બેઉ ઉજ્વળ જાત છે. આમાં કડવાની કુળદેવી ઉમાજીનું અત્રે મોટું મંદિર છે. કડવાઓમાં બાર વર્ષે લગ્ન કરવાનો રીવાજ છે. આ લગ્નની ચીઠી આ માતાજીમાં નાંખવામાં આવે છે. માતાજીથી હાનો જવાબ આવે તોજ લગ્ન થઇ શકે છે. આ લગ્નમાં ગર્ભવાળી બે સ્ત્રીઓ પણ ફેરા ફરે છે અને જો બેઉને પુત્રીઓ આવે તો લગ્ન મિથ્યા ગણાય છે અને એકને છોકરો ને બીજીને છોકરી આવી તો લગ્ન સહી થાય છે. આ લગ્નાભાસ જેવું છે બાકી ખરું લગ્ન તો આ લોકમાં આણુંજ છે. આ માતાના મંદિરમાં એક કુંડ છે આ મંદિર પથ્થરાઓની લાદીઓથી બાંધેલું છે અને મંદિરની પાસે મોટી વીશાળ ફરસબંધી કરેલી જગ્યા છે ઉંઝા પાસે મીરાદાતારનો રોજો છે. આ રોજાની જાત્રાએ ગુજરાત અને બહાર દૂરના મુસલમાન લોકો જાત્રા વખતે હજારોની સંખ્યામાં આવે છે. આ મીરાદાતારની માનતા પણ ભારે ચાલે છે. મુસલમાન લોકો મૂર્ત્તિ પુજક નથી છતાં આ દાતાર પ્રત્યે તેઓ દેવભાવ ધરાવે છે. આ દાતારની જગ્યામાં માણસો ધૂણવા લાગે છે. વેહેમની બાબત બાજુએ મૂકીએ તો પણ દાતારનું સ્થાન તો જોવા લાયકજ છે. દાતાર એક ઓલીઆ થઇ ગએલા છે અને હિંદુ મુસલમાન પ્રત્યેના તેમના સમભાવને લઇને તેઓ બેઉ વર્ગમાં પૂજ્ય ગણાયા હતા.

## સિદ્ધપુર.

ભાડું ૩૭૪ માઇલ, ભાડું મેલનું ૫-૭-૦ બીજાનું ૩-૧૪-૦

ગુજરાતના સર્વ તીર્થસ્થાનોમાં કિંબહુના હિંદુસ્થાનના તીર્થસ્થાનોમાં સિદ્ધપુર મુખ્ય તીર્થમાંહેનું એક છે. માતૃગયા આ સિદ્ધપુર છે અને પિતૃગયા એ ગયા છે. સ્ત્રી જાતીના મોક્ષની કામનાએ અત્રે શ્રાદ્ધ કર્ત્તવ્ય મુખ્ય છે.

### સિદ્ધપુરમાં સરસ્વતી માતાનું મંદીર.

સિદ્ધપુરમાં આ પ્રાચીન સ્થાન છે. સરસ્વતી નદી જે ગુપ્ત વહે છે, તે અહીંઆ પ્રસિદ્ધ થાય છે. અહીંઆ સ્નાન, દાન, શ્રાદ્ધાદિકનું મોટું મહાત્મ્ય છે. આ સિદ્ધ ક્ષેત્ર છે અને અહીંઆ કપીલદેવજીએ

પોતાની મા દેહુતીને બ્રહ્મજ્ઞાન આપ્યું હતું. શ્રી સિદ્ધક્ષેત્રમાં શુદ્ધ મનથી કર્મ કરનારને તાકાળ સિદ્ધિ મળે છે. મહારાજા મૂળરાજે અહીંઆ રૂદ્રમાળાનું પ્રખ્યાત સુભગ બનાવવું હતું. એસનામી બાદશાહોએ આ રૂદ્રમાળાનો નાશ કરયો છે અત્યારે માત્ર થોડીક નીશાની રહી છે આ નીશાની જોઇને પણ લોકો મોમા આગળા ઘાથી આગળના કામની ભવ્યતા કેવી હશે, આ સબંધે તર્ક બાંધી શકે છે સીધપુરમા સરસ્વતી માતાનું મંદીર સ્વર્ગવાસી શેઠ દામોદરદાસ તાપીદાસે હમણાંજ બાંધ્યું છે અને તે સુંદર છે શ્રી વેણીમાધવનું પ્રાચીન મંદીર ઉત્તમ કારીગરીનો નમુનો છે આ સિદ્ધક્ષેત્રના પ્રાચીન દેવ છે સિદ્ધપુરમા બિંદુ સરોવરનું જે સ્થાન છે તે ખચીત આશ્ચર્યકારક છે આ સ્થાનમા કાઠીઆવાડના આટકોટ ગામના એક લુવાણાને મે જોએલ. આ લુવાણો રક્તપીતથી સડી ગયો હતો અહીઆ બે ત્રણ વર્ષ રેહેવાથી અને બિંદુ સરોવરના સ્નાન ને પાનથી આ લુવાણાનુ રક્તપીત તદન મટી ગયું હતું આ વાત ગામના માણસોએ કહી પણ તે મારા માનવામા નહોતી આવતી પણ મે જ્યારે તે લુવાણાથીજ જાણ્યુ, ત્યારે મારી અજાએબીનો પાર રહ્યો નહી

વડનગર અને વિશનગર આ નાગરોને માટે જેમ અભિમાનપ્રદ સ્થાન છે તેમ સમગ્ત ઔદિચ્ય બ્રાહ્મણોને માટે અભિમાનપ્રદ આ સ્થળ છે ગુજરાતમા બ્રાહ્મણોની જેટલી નાત છે તે પોતાને પ્રાચીન ગણાવવાનો દાવો કરેછે પણ અનેક વિદેશી વિદ્વાનો જેઓ ગુજરાતના ઇતિહાસના અભ્યાસીઓ છે તેમજ પ્રાચીન તામ્રપત્રો ઇત્યાદિકના જે પુરાવા મળે છે તે પરથી બ્રાહ્મણની જાત માત્ર ઔદિચ્યમાથી નીકળેલી છે આમ કહે છે કેટલીક જગ્યાએ **उदिच्यारुपयः सर्वे न च मोढा न च नागराः** આમ બોલાય છે અને આ ઉપરથી મોઢ અને નાગર આ ઉદિચ્યોની પૂર્વના કે સમકાલિન હોય આમ કેટલાકનું કથન છે. કેટલાક **न च मुढा न च नागराः** આમ કહી ઉદિચ્યોને વિદ્વાન અને નગરવાસી નહી પણ આશ્રમવાસી ઠરાવે છે ગમે તેમ હો. હુ અત્યારે બ્રાહ્મણની પ્રાચીનતા સબંધે લખવા નથી બેઠો. મારૂ કથન ઉદિચ્યો ઘણાજ પ્રાચીન કાળથી આ દેશમા આવ્યા છે અને તેઓએ અમુક ગામનુ ઉપપદ નથી ધરાવ્યુ પણ દિગ્‌ભાગનું ઉપપદ ધરાવ્યુ છે આજ બતાવવાનું છે. મહારાજા મૂળરાજએ ઉત્તર

દિશામાંથી ૧૦૦૦ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી અત્ર સિધ્ધપુરમાં યજ્ઞ કીધો હતો અને રૂદ્રમાળાનું પ્રસિદ્ધ સ્થાન બનાવ્યું હતું. ઉત્તરમાંથી આવેલા માટે ઉદિચ્ય કહેવાયા અને રાજાના દાનના પ્રસંગે કેટલાક બ્રાહ્મણે વાંધો લીધો અને ટોળું વાળી બેઠા છતાં આખરે તેઓ પણ દાન ભાગી થયા પણ તેમના આ આગ્રહે ટોળકીઆ સંજ્ઞા મેળવી, ઔદિચ્ય સહસ્ત્ર અને ટોળકીઆ આ બે પ્રથમ ભેદ થયા. દાન પ્રસંગે કેટલાક બ્રાહ્મણોને સિધ્ધપુર અને તેની આસપાસના ગામો આપ્યાં અને કેટલાકને સિહોર અને તેની આસપાસનાં ગામો આપ્યાં. આ લોકો સેંકડો વર્ષ સુધી ઔદિચ્ય સહસ્ત્ર તરીકે જ ઓળખાતા રહ્યા અને હજી પણ ઔદિચ્ય સહસ્ત્ર તરીક ઓળખાવે છે પણ કાળાંતરે જૂદા જૂદા સંપ્રદાયો બંધાયા અને તેઓનો પરસ્પર વ્યવહાર તુટયો. માત્ર ભોજન વ્યવહાર રહ્યો. પણ કન્યા વ્યવહાર નથી રહ્યો. અત્યારે સીધ્ધપુર, સીહોર, ખરેડી, ગઢીઆ, ઇડર પીસતાળીશ, અમદાવાદ બાવીશી, સુરતી વીગેરે ભેદો પડી ગયા છે. ગુજરાતના ઔદિચ્યો ગુજરાતમાં મુસલમાની રાજ્ય થતાં, કેટલાક રજપુતાના, માળવા, પંજાબ અને ઉત્તર હિંદુસ્થાનમાં ગયલા જણાય છે. પોતાની વિદ્વતાને અંગે તેઓ દેશી રાજ્યોમાં પુજાતા હતા. માળવામાં બડનગરનું નાનું સંસ્થાન છે ત્યાંના સતાધિકારી અત્યારે પણ ઔદિચ્યો છે. ઉત્તરહિંદુસ્થાનમાં અને બીજે હું કેટલાક ઔદિચ્યોના સમાગમમાં આવ્યો છું અને હજી તેઓ આપણા કરતાં વધારે પ્રાચીનતા જાળવી રહ્યા છે અને આચારવિચારમાં ઉત્તમતા દાખવે છે. સિદ્ધપુર ઉદિચ્યોનું ઇષ્ટ અને પ્રિયસ્થાન છે અને અહીંઆ સર્વ ઉદિચ્યોના ઇષ્ટદેવ ગોવીંદ માધવનું સર્વોત્તમ સ્થાન શેહેરની વચ્ચે છે. સિદ્ધપુરના મુખ્ય સ્થાનો રૂદ્રમાળ, ગોવિંદમાધવ, સરસ્વતિ અને બિંદુસરોવર આ ચાર છે. શીતાપ રણછોડજી, રૂદ્રેશ્વર જે રૂદ્રમાળા વખતે સ્થપાએલા અને રૂદ્રમાળ તોડતી વખતે ત્યાંથી સિરોહીના મહારાજાએ કાઢી લઇ પોતાના ગામમાં સ્થાપી શરણેશ્વરનું નામ આપ્યું છે તેનું ખાલી મંદિર, બિંદુસરોવર પર શેષશાયી ભગવાન, લક્ષ્મીનારાયણ, રામલક્ષ્મણ સીતા, વલભાચાર્ય સંપ્રદાયનું સ્થાન, સિધ્ધેશ્વર મહાદેવ, કર્દમરૂષી, કપીલરૂષી, દેવહુતી, ગયાગદાધર વીગેરે અનેક દર્શનનાં સ્થળો છે. બિંદુસરોવર પાસ એક મોટું તળાવ છે.

મહાભારતમાં બિંદુસરોવરનો ઉલ્લેખ જણાય છે. માતૃતીર્થ અનેક પુરાણોમાં પ્રસિદ્ધ છે. ભાગવતમાં ભગવાનના ૨૪ અવતારો ગણાવ્યા છે તેમાં ૬ ઠો અવતાર કપિલદેવનો ગણાવ્યો છે. આ ક્ષેત્ર સાથ કપિલદેવનો સંબંધ છે સબબ તે ઘણું જ જુનું ગણી શકાય એમ છે. બ્રહ્માએ કર્દમ ઋષીને સૃષ્ટી બનાવવા આજ્ઞા કરી. કર્દમ ઋષિએ અહીંઆ સરસ્વતિ પર ૧૦૦૦ વર્ષ તપશ્ચર્યા કરી. ભગવાને કહ્યુ કે બ્રહ્માના પુત્ર મનુ રાજા અહીંઆ ત્રીજે દહાડે આવશે અને તમને પોતાની પુત્રી પરણાવશે અને હું તમારા તપથી પ્રસન્ન થઇ તમારે ત્યાં જન્મ લઇશ. ભગવાને કર્દમઋષીને વરદાન આપતાં પ્રેમાશ્રુ પાડ્યાં હતાં તેનું બિંદુસરે થયું છે. રાજા મનુ અને તેની સ્રી શતરૂપાએ પોતાની પુત્રી દેવહુતીને કર્દમઋષીને વિવાહમાં આપી. કર્દમઋષીએ વિમાન ઉત્પન્ન કરી સમસ્ત લોકમાં વિહાર કરવા માંડ્યો. દેવહુતીએ શીવસરોવરમાં સ્નાન કર્યું અને સરોવરમાંથી ૧૦૦૦ કન્યા નીકળીને તેની દાસી થઇ. કેટલોક કાળ ફરી પોતાને સ્ત્રી અને દાસી સહવર્તમાન પોતાને આશ્રમે આવ્યા. પહેલાં દેવહુતીને ૯ કન્યા થઇ ને પછી કપીલદેવ ભગવાન થયા. કપિલદેવે દેવહુતીને બિંદુ સરોવરપર પરમાત્મા શું છે! મનુષ્યનું કર્તવ્ય શું છે ઇત્યાદિ સમજાવી પોતે ગંગાકિનારે ગયા. કપિલદેવ સમુદ્રની નીચે યોગ ધ્યાનમાં સદા રહે છે. સગર રાજાના છોકરાઓ કપિલદેવનો યોગસંગ કરવાથી બળીને ભસ્મ થઇ ગયા હતા તેના ઉધ્ધાર માટે ભગીરથે ગંગાજીને આણ્યા હતા. આ સ્થાનનું બીજું પણ મહાત્મ્ય ઘણુંજ છે પણ વિસ્તાર ભયથી લખતો નથી. અહીંઆ સરસ્વતિમાં સ્નાન, દાન, શ્રાદ્ધાદિક કરાય છે, બિંદુ સરોવર પર માતૃશ્રાદ્ધ થાય છે. યાત્રીઓની વૃત્તિને લઇને અત્રેના બ્રાહ્મણોમાં વિદ્યાનો લોપ થવા લાગેલો જોઇ બ્રાહ્મણોએ એક વેદશાળા સ્થાપી છે. શંકરાચાર્યનો એક મઠ છે જ્યાં સન્યાસીઓ રહે છે. સિદ્ધપુર ગાયકવાડી મહાલ છે અને તેથી કચેરીઓ વીગેરે છે. ગુજરાતની પ્રજા, સાધન નહોતાં ત્યારે સિદ્ધપુરની યાત્રા તો અવસ્ય કર્તવ્ય સમજતી હતી.

## પાલણપુર.

છેટું ૩૯૭ માઇલ, ભાડું મેલનું ૫-૧૧-૦ બાજનું ૪-૨-૦.

સિધ્ધપુર મુક્યા બાદ છાપી અને ઉમરદેશી સ્ટેશનો પછી પાલણપુર આવે છે. પાલણપુર કિલ્લાવાળું ગામ હોઇ મુસલમાની

રાજધાનીનું શેહેર છે. અહીંઆ અનાજનો વેપાર સારો છે. આ શેહેરથી ડીસા તરફ એક બ્રાંચ ગઇ છે. ચંદીસર મુક્યા પછી તરત ડીસા આવે છે. ડીસા લશ્કરી કાંપની જગ્યા છે અને વેપારનું સારૂં સ્થાન છે.

## આબુ.

છેટું ૪૨૫ માઈલ, ભાડું મેલનું ૬-૦-૦ બીજીનું ૪-૭-૦.

પાલણપુર મુક્યા બાદ આબુ આવતાં વચમાં ચીતરાસની, સારોંદરા, રોહો આ સ્ટેશનો આવે છે. આબુરોડ અથવા ખરેડી આ સ્ટેશનનું નામ છે. સ્ટેશનથી આબુ પહાડ ૧૭ માઈલ દૂર છે. સ્ટેશન પર વીશી અને ધર્મશાળાઓ છે. ખરેડીના સ્ટેશનથી અંબાજી અને આબુ જવાય છે. આબુને અર્બુદ પર્વત ઘણીક જગ્યાએ કહેલો છે. ખરી રીતે જોતાં તો આ અરવલ્લી પહાડની એક શાખા છે પણ તે અત્રે છુટો પડી ગયો છે. અંબાજીનો રસ્તો પાકો ન હોવાથી ઘોડા અને ડોળીઓમાંજ જવાય છે બાકી આબુનો રસ્તો પાકો હોવાથી સર્વે વાહન મળી શકે છે. બળદની ગાડી ૪ માણસોને લઈ જાય છે અને જતાં ૧૪ કલાક લાગે છે. ભાડું ગાડીનું પાંચ રૂપીઆ લેછે. બીજા ક્લાસનો ઘોડો અથવા ટટ્ટુ ૮ કલાકમાં એક માણસને બે રૂપીઆમાં લઈ જાય છે. મજુરને મણ ૪૦ શેર વજનના નવ આના આપવા પડે છે. સ્ટેશન ઉપર પારસી કંટ્રાકટર છે તે સર્વે પ્રકારની ગોઠવણ કરી આપે છે. યાત્રીઓ પાસેથી શીરોહી દરબાર ચોકીદારી જણ દીઠ ૦।= લે છે અને મુંડકાવેરો ૦।।=।। લે છે. હવા ખાનારાઓ પાસથી મુંડકાવેરો લેવાતો નથી.

ખરેડી મુક્યા બાદ ૪ માઈલ સપાટ રસ્તો આવે છે ને પછી ચડાવ શરૂ થાય છે. ખરેડીની બનાસ નદી ઉપર મજબુત પુલ બાંધેલો છે. અહીંઆ જુનો અને નવો રસ્તો જુદો પડે છે. નવે રસ્તે સડક બાંધેલી હોવાથી જુનો રસ્તો વપરાશમાં થોડો આવે છે. જુના રસ્તે ચાલતાં માનપુર કરીને ગામ મળે છે. ત્યાંથી આગળ ચાલતાં હૃષિકેશનું મંદિર આવે છે. આ હૃષિકેશ દ્વારિકાંનું દ્વાર ગણાય છે. મથુરાંથી શ્રીકૃષ્ણ દ્વારિકાં જતાં અહિંઆ રહ્યા હતા. મંદિર વિશાળ ને સુશોભિત છે. આ મંદિર પાસે બે કુંડ છે. આજુ બાજુ ખંડેર છે. અમદાવાદ વસાવવામાં જે ચંદ્રાવતી નગરીનો સામાન વાપર્યાનું કહેવાયું છે તે ચંદ્રાવતી નગરી

અહીંઆ હતી અને આ ખંડેર એજ નગરીનાં છે. ખંડેરો જોતાં ખુલ્લું જણાય છે કે પેહેલાં અહીંઆ મોટું નગર હોવું જોઈએ. અહીં થોડે દૂર અમરિષ રાજાનો આશ્રમ છે, અહીંઆ અમરિષ રાજાએ તપ કરેલું કહેવાય છે અને તપની જગ્યાની નિશાનીનો પથર જોવામાં આવે છે. આ પથ્થર પર એક મોટો પથ્થર ઢળતી હાલતમાં થોડા આધારે રહ્યો છે, અને તેથી તે તપના આસન પર છાયારૂપ બન્યો છે. આવી રીતે આ સ્થાન એક કુદરતી ખુલ્લી ગુફા કે કોતર જેવું જણાય છે. અહીંઆથી થોડેક દૂર લક્ષચોરાંશી પગલાંનું ચિત્ર છે. એક પથ્થર પર અનેક માણસો, જનાવરો, અને સર્વે પ્રાણીનાં પગલાં પડી રહેલાં જોવામાં આવે છે. આ પગલાં કેવી રીતે પડયાં હશે, જળવાઇ રહ્યાં હશે, આ આશ્ચર્યનો વિષય છે. આ પગલાંનો બારીક અભ્યાસ કરનાર પણ ઘડીભર મંત્ર મુગ્ધ થઇ જણાવશે કે આમાંનાં કેટલાંક પગલાંઓ અશ્રુત કે અદષ્ટ પૂર્વ જણાય છે. આટલું જોઇ જુનો રસ્તો મુકી નવે રસ્તે આવવું પડે છે. અનેક કુદરતી દેખાવો, સુંદર ઝાડીઓ, વનસ્પતિની અંદરથી આવતો પક્ષીઓનો મધુર અવાજ, વનસ્પતિ અને ફુલોની ઉત્તમ સુગંધથી મગજ તૃપ્ત કરતાં ૪ માઈલ આવીએ છીએ ત્યારે એક નાનું તળાવ અને વડનું ઝાડ આવે છે. અહીંઆ થોડો વિશ્રામ લેવાની આવશ્યકતા છે. અહીં-આથી ચડાવ શરૂ થાય છે. આગળ ચાલતાં વાઘનાળું, ગોળી, પાણીના ઝરા, ટીકીટાનું જોવું, ગોળીઆતોનું બદલાવું વીગેરે અનુભવ્યા બાદ સાતઘુમ આવી પોહોચીએ છીએ." સાતઘુમ એટલે સાત રીતે ઘુમી -ફરીને ઉપર પોહોંચવું તે. કસારા ને ઈગતપુરી વચ્ચે જેમ રેલ્વે આડા તેડા વાંકમાં જા આવ કરે છે તેમ અહીંઆ કરવું પડે છે. અહીંઆ પાણીનું પરબ છે અને ત્યે તેને ચવેણું આપવામાં આવે છે. આ સાતઘુમ પુરા થયા કે થી અચળગઢનું જૈન દેવાલય દેખાય છે. આ-ગળ તળાટીની ધર્મશાળા ને કુવો આવે છે. આ ધર્મશાળા જૈન ધર્મીની છે છતા ત્યાં રહેનારને સર્વ સગવડ થઈ શકે છે. આવનારને સેવ લાડુ વીગેરે મળે છે. અન્યને ચણાનો નાસ્તો આપે છે. અહીંઆ રાત રહેવા તથા રસોઈ પાણી કરવાની સર્વ સગવડ છે. ત્યાંથી ભમરગાઢા આવ્યા એટલે એક તરફ નીચેનો પ્રદેશ અને બીજી તરફ પથ્થરના મોટા પહાડો દેખાય છે. અહીંઆ થોડો વખત ઉભા રહી આજુબાજુ નજર કરવાથી પ્રભુનો અગાધ મહિમા પ્રત્યક્ષ થઇ હૃદય દ્રવીભૂત થાય છે. અહીંઆથી પછી સપાટ રસ્તે આગળ ચાલતાં એક દેવળે સ્કુલનું ભવ્ય મુકામ

દેખાય છે. આ સ્કુલથી થોડે દૂર મણીકર્ણીકા તીર્થ અને સૂર્યકુંડ આવી રહ્યા છે. મણીકર્ણીકા નામની ભીલની સ્રી તથા તેનો ધણી સૂર્યકુંડમાં સ્નાન કરવાથી દેવભાવ પામ્યા ત્યાંથી આ તીર્થ અને કુંડ પ્રસિદ્ધિમાં આવી તીર્થ મનાયાં છે. ગ્રહણકાળે સ્નાન મહાત્મ્ય વિશેષ છે. અહીંઆ કર્ણકેશ્વર મહાદેવનું સ્થળ છે.

ગોમુખ ને વશિષ્ઠાશ્રમ આ આબુના હિંદુયાત્રીઓનું પુજ્ય સ્થાન છે. આ સ્થાન ત્રણ માઇલ છેટું છે અને રસ્તો પણ વીકટ હોઇ માણસને અશાંત બનાવે એવો છે પણ સ્થાનમાં પોહોંચતાં મનની જે સ્થિતિ થાય છે તે અવર્ણનીય છે. ત્રણ માઇલ ચાલ્યા એટલે પગથીઆં ઉતરવાનું શરૂ થાય છે. આંબાની ગીચ ઝાડીમાં કેવડા અને મોગરાની સુગંધથી નેત્ર અને મનને ઉલ્લાસી કરતાં કરતાં ૭૫૦ પગથીઆં ઉતરી કુંડ ઉપર આવી પોહોંચીએ છીએ. ગાયના મુખમાંથી બારેમાસ એકસરખી ધારામાંથી કુંડમાં પાણી પડે છે. કુંડમાં સ્નાનાદિક કરી ગુરૂ વશિષ્ટજીનું પ્રાચીન અને મજબુત દેરૂં કે જે આશ્રમ તરીકે ઓળખાય છે તેનાં દર્શન કરી શ્રીરામલક્ષ્મણનાં દર્શન કરવાં. મહાસતિ અરૂંધતિનાં દર્શન કરવાથી સ્રીઓનું સૌભાગ્ય અખંડિત રહે છે. આબુની ઉત્પતિનો સંબંધ આ કુંડ સાથે છે.

ગુરૂ વશિષ્ટ પોતાની સ્રી અરૂંધતિ સાથ અત્રે રહી તપશ્ચર્યા કરતા હતા. તપશ્ચર્યાની જગ્યા પાસ એક અમાપ ગર્ત—ખાડો હતો. વશિષ્ટની હોમધેનુ એક વખત ચરવા જતાં આ ખાડામાં પડી ગઇ. હોમધેનુ ન આવતાં વશિષ્ટ ખેદ પામ્યા અને જ્ઞાનદ્રષ્ટિએ હોમધેનુ ખાડામાં પડી ગઇ છે એમ જાણી આ ખાડો જળથી ભરવા શંકરની પ્રાર્થના કરી. શંકરે સરસ્વતિના જળથી ખાડો ભર્યો અને હોમધેનુ તરી બહાર આવ્યાં. આવા વિપુળ જળથી ભરેલા આ ખાડાથી બીજા પણ અપાય થવાના ભયથી હિમાચળને આ ખાડો પુરવા કોઇ પર્વતને મોકલવા કહ્યું. ગુરૂની આજ્ઞાનુસાર પોતાના પુત્ર નંદિવર્ધનને અર્બુદ નાગપર બેસાડી આ ખાડામાં રહેવા કહ્યું. નંદિવર્ધનના વાસથી ખાડો પુરાઇ ગયો. રૂષિઓએ આ સ્થાન અર્બુદ તરીકે, તે સ્થાન પરનાં તીર્થો નાગતીર્થ તરીકે, પ્રસિદ્ધિમાં આવશે એવો આશીર્વાદ આપ્યો. વશિષ્ટજીના મંદિરની પાસે નાગકુંડ અત્યારે પણ જોવામાં આવે છે. શ્રાવણ શુદ ૫ ને દિવસે આ તીર્થમાં સ્નાન કરવાથી વાંઝણી સ્રી પણ પુત્રવાળી થઇ શકે એમ કહેવાય છે. વશિષ્ટજી

શીવજીનું ધ્યાન ધરતારૂપે, હોમધેનુ અને તેનાં વાછરડાં, નંદિવર્ધન, અર્બુદ વીગેરેની પ્રતિમાઓ અત્રે છે. બળેવનો મોટો મેળો ભરાય છે. અહીંઆ સાધુ રહે છે. અહીંઆ એક સુંદર ધર્મશાળા છે.

ઉપર જણાવેલા વિપુળ ખાડાની ઉત્પત્તિ સંબંધે એવું કહેવાય છે કે આ ગૌમુખથી પાંચ છ માઇલ છેટે ગૌતમમુનીનું આશ્રમ હતું. ગૌતમના શિષ્ય ઉત્તંકે ગુરૂદક્ષિણા લેવા વિનંતિ કરી ત્યારે ગૌતમે કહ્યું કે અહલ્યા કહે તે દક્ષિણા આપ. અહલ્યાની પ્રાર્થના કરતાં તેણે સૌદાસની સ્ત્રી મદયંતીના કુંડળની જોડી માગી. ઉત્તંક કુંડળ લઇ પાછો આવતાં તરસ્યો થયો અને કુંડળ અને બીજો સામાન નીચે મુકી બીલીના ઝાડ ઉપર ચડી જળ જોવા લાગ્યો. એટલામાં તક્ષક કુંડળની જોડી ઉપાડી ગયો. ઉત્તંકે દર જોઇ લાકડીથી ખોદવા માંડયું અને ખોદતાં ખોદતાં છેક પાતાળ સુધી પહોંચ્યો ત્યાં એક શ્વેત અશ્વને જોયો, અશ્વના કહેવાથી ઉત્તંકે, ધુમાડાથી નાગને વ્યાકુળ કર્યાં અને તક્ષકે કુંડળ આપી દીધાં. ઉત્તંક કુંડળ સાથે ઘોડા ઉપર બેસી ગુરના આશ્રમમાં આવ્યો. ઉત્તંકે ખોદેલો ઉપલો ખાડો વશિષ્ટની કૃપાથી પુરાયો. આ આખ્યાયિકામાં ઉપર ઉપરથી જોતાં ઘણુંક અતીશયોક્તિ ભરેલું આધુનીક કાળના વિદ્વાનોને લાગશે. પણ તેનું રહસ્ય જુદુંજ છે. અમે આ રહસ્ય વાતો ખુલ્લી કરવા માગતા નથી, પણ શિષ્યની અદ્વિતીય ગુરૂભક્તિ અને વશિષ્ટનું પશ્વાદિ પ્રત્યે પણ પરાકાષ્ઠાનું વાત્સલ્ય વાંચનારાઓના ધ્યાન ઉપર લાવવા માગીએ છીએ. અહીંઆ ગૌતમ ૠષીનો આશ્રમ તથા મજબુત દેહરૂં છે. બહાર નાની સરખી વેદી અને નાનો સરખો કુંડ છે. ગૌમુખથી ગૌતમના આશ્રમમાં જવાનો રસ્તો ઘણોજ વિકટ છે. દેહેરામાં જવાને ત્રણસેં ઉપરાંત પગથીયાં ઉતરવાં પડે છે. આ પગથીયાં પણ ભાંગ્યાં તુટયાં છે. આ આશ્રમમાં આવનારે એવી રીતે આવવું કે સાંજના પાછા ગૌમુખ અથવા આબુ આવી શકે.

### દેલવાડા.

જ્યાંથી ગૌમુખ ગયા હતા ત્યાં પાછા આવ્યા એટલે કંટ્રાકટરના વાહનોનું સ્થળ આવે છે. અહીંઆ યાત્રીઓને વાહનમાંથી ઉતરી પડવું પડે છે, અને કંટ્રાકટરનું માણસ જુદેજ સ્થળેથી યાત્રીઓને પોતાને સ્થળે પહોંચાડે છે, કારણ કે છાવણીમાં યાત્રીઓને જવા દેવામાં આવતા નથી. દેલવાડે જતાં દુધ વાવડીનું દૂધ જેવું પાણી પી, અરબુદા માતા અ-થવા અધરદેવીનાં દર્શન કરવાં, આ મંદિર ગુફામાં છે અને બેશીને

અંદર જવું પડે છે. દીવા વગર દર્શન થતાં નથી' અને માતાજી કંઇ પણ આધાર વગર અધર રહ્યાં હોય એમ શામળ મુર્તીમાં દર્શન દે છે. આજુ બાજુ કેટલીક ગુફાઓ આવી રહી છે, જ્યાં સાધુઓ રહે છે. દેવીનાં મંદિર પાસે મહાદેવનું દેહેરૂં અને એક ધર્મશાળા છે. ચૈત્રી પુનમ અને આશો શુદ આઠમના મેળા ભરાય છે. પાપકટેશ્વર મહાદેવનું સ્થાન અર્બુદા દેવીના મંદિરથી એક માઇલ છેટે છે. આ સ્થાનમાં જવું જીવના જોખમ જેવું છે. મહાદેવ પાસે કુંડ છે તેમાં સ્નાન કરવાથી સર્વ પાપનો નાશ થાય છે. શુકલતીર્થ:-પાપકટેશ્વર અને દેલવાડાની વચ્ચે પહાડોમાં આ તીર્થ છે. એકાદશીને દીવસે સ્નાન, દાનનું મહાત્મ્ય છે.

## દેલવાડાના જૈન દેવળો.

શિરોહી દરબારના ૨૦-૨૫ ઘરના નાના ગામડાની શોભા આ જૈન દેવાલયો છે. બહારથી સાદા દેખાતા, પણ અંદર જઇ જોતાં જોનારને છક કરી નાંખનારાં આ દેહેરાંઓનુ વર્ણન કલમથી કરી શકાય એમ નથી. આ પાંચ દેહેરામાંના બે દેહેરાં તો ખરેખર અદ્ભુત છે અને અમો યથાશક્તિ ટુંકું વર્ણન આપવાને તજવીજ કરીએ છીએ. દેલવાડાના ગામમાં પેસતાં એક દરવાજો જોવામાં આવે છે, દરવાજાનીબહાર ધર્મશાળાઓ, દાણી તથા ચોકીદારોની કોટડીઓ વગેરે છે. દરવાજામાં પેઠા કે યાત્રીઓને ઉતરવાની ધર્મશાળાની હારોની હાર જોવાય છે. દરવાજાની સામે બીજો દરવાજો દેખાય છે તે દેહેરામાં જવાનો છે. આ દરવાજામાં દેરાસરોના કારકુન, ભંડારીઓ, સીપાઇઓ વગેરે રહે છે. હિંદુ શિવાય બીજાઓને રજા વગર અંદર જવા દેવામાં આવતા નથી. દરવાજામાં પેસતાં ડાબા હાથ તરફના દરવાજે જતાં ત્રણ દેરાસરો આવે છે. તેમાં એક કદ્રીનાથનું અને બીજાં બે વિમળશાહના છે. કદ્રીનાથના દર્શન કરી આગળ ચાલતાં બે સામસામા દરવાજા આવે છે. એક દરવાજા ઉપર વિમળશાહ અને તેના સાગ્રીતની મુર્તીઓ ઘોડા ઉપર બેસારેલી જોવામાં આવે છે. તેની પછવાડે ઉત્તમ નકશી કામવાળી આરસના હાથીઓની પ્રતિમાઓ છે. સામી બાજુનું મોટું વિશાળ દેહેરૂં શેઠ વિમળશાહનું બંધાવેલું છે. વિમળશાહ અંબા માતાના અનન્ય ભક્ત હતા. માતાએ પ્રસન્ન થઇ વર માગવા કહેતાં એકી વખતે જૈન ધર્મનાં ૬૦ દેહેરાં તૈયાર થાય અને આ સ્થળ જૈન ધર્મનું મોટું સ્થાન ગણાય એવો વર માગ્યો. માતાની પ્રસન્નતાથી આ દહેરાંઓ થયાં અને તે 'કુંભારીયાના

દેહરાંઓથી ઓળખાય છે. દૈવયોગે ત્યાં આગ લાગવાથી આ દેહરાંએ બળી ગયાં, જેમાંના અત્યારે આ પાંચ દેહરાંઓ બાકી રહ્યાં છે. બળેલાં દેહરાંઓના ખરેરા પણ જોવામાં આવે છે. વિમળશાહ ખિદીત થતાં માતાએ સ્વપ્નામાં દર્શન આપી આબુ ઉપર દહેરાં બંધાવવાનું કહ્યું. વિમળશાહે આબુ ઉપર દેહેરા માટે જગ્યા જોઇ અને બ્રાહ્મણો પાસેથી તે જગ્યા વેચાતી લેવા માગી. અને જગ્યા ઉપર જેટલા રૂપીઆ પથરાય તેટલા રૂપીઆ કિંમતમાં આપવા કહ્યું, પણ બ્રાહ્મણો કબુલ થયા નહિ. માતાએ વિમળશાહને સ્વપ્નદ્વારા જણાવ્યું કે તમારે બ્રાહ્મણની કોઈ કુંવારી કન્યાના હાથમાં ફુલનો દડો આપવો અને એ દડો જમીન ઉપર પડતાં તે જમીન ખોદાતાં જો જૈનની મુર્તી નીકળે તો આ જૈન જગ્યા ગણાઇ રૂપીઆ લઇ બ્રાહ્મણોએ એ જગ્યા વેચવી. આ સરત બ્રાહ્મણોએ કબુલ કરી અને બ્રાહ્મણોએ રૂપીઆ લઇ વેચી. દેહેરાનું કામ ઇ. સ. ૧૦૩૨ માં શરૂ થયું અને ૧૦૮૮ માં પૂરું થયું કહેવાય છે. દેહેરું ૧૯૦ ફુટ લાંબું અને ૧૧૦ ફુટ પહોળું છે. વચમાં સભામંડપ છે અને તેની ચારે બાજુએ ગેલેરી છે, ગેલેરીમાં કોટડીઓ છે, અને કોટડીઓમાં દેવની મુર્તીઓ છે. મંડપમાં શ્રી પાર્શ્વનાથની અદ્દભુત મુર્તી છે. આ મુર્તીના ઉપર જ્યારે હીરા, મોતી, ઝવેરાતની આંગી ચડે છે, ત્યારે અપુર્વ દેખાવ થઇ રહે છે. અહીંઆ અંબામાતાની પણ અદ્દભુત મુર્તી છે, અને તેની પાસે જમીન ખોદતાં નીકળેલી શામળ મુર્તી પણ છે, તથા ચોવીશમા તિર્થંકરની મુર્તી છે. આ ગેલેરીઓનું જે કોતરકામ છે, તે કોતરકામના ખંડીત ભાગોને સુધારનાર હજી સુધી કોઇ મળતા નથી એ, તેની મહત્તાનો અપૂર્વ પુરાવો છે. આ દેહેરું બંધાતા ૧૮ કરોડ રૂપીઆ ખર્ચ થયો કહેવાય છે, દર બાર વરસે અહીં જાત્રા ભરાય છે અને દેહેરાં ઉપર ધજા ચડે છે. વિમળશાહના દેહેરાની બહાર વસ્તુપાળ અને તેજપાળના મંદીરો છે. આ મંદીરમાં નેમનાથ ભગવાનની મુર્તી છે. દેરાણી જેઠાણીના, સવા લાખના ખર્ચથી, કરેલા ગોખલાઓ પણ અહીંઆ છે. વસ્તુપાળ તેજપાળ પાટણના વાણીયા હોઇ ઉપર૭૨૧૮૮૧૧) રૂપીઆ ખરચ્યા કહેવાય છે, આ દેહેરાંઓ પણ જોવાલાયક અને ઉત્તમ કારીગીરીથી ભરપુર છે, બીજી તરફ ભેચારાનું દહેરું છે. આ દહેરામાં રૂષભદેવ બિરાજે છે, આ દેહેરું અધુરું જણાય છે. ચોથું દેહેરું ચોમુખજીનું છે, પાંચમું દેલવાડા ગામની બહાર ઢુંઢીઆનું દહેરું છે. ફાગણ વદ ૮ નો અહીંઆ મોટો મેળો ભરાય છે.

રસીયા વાલમ અને કુંવારીકન્યાનું અહીંઆ જે મંદીર છે તેના સંબંધમાં કહેવામાં આવે છે કે, આબુના પરમાર રાજાની રાણીએ એવું પણ લીધું કે આબુ ઉપર એક રાતમાં ચાર રસ્તાઓ બાંધે તેને મારી કન્યા આપવી. રસીયા વાલમ નામના રાજકુંવરે આ કામ માથે લીધું. ગૌમુખનો ૭૫૦ પગથીયાનો રસ્તો બાંધ્યો. અચળગઢ તરફથી નીચે ઉતરવાનો રસ્તો બાંધ્યો. અનાદ્રા ગામ તરફ જવાનો રસ્તો બાંધ્યો, અને ગુરુ શિખર ઉપરથી ઉતરવાનો રસ્તો બંધાતો હતો એટલામાં રાણીએ જાણ્યું કે આ હામજી ભામજી કન્યા લઇ જશે. તેથી કુળને હીણું લાગશે. તેથી કુકડાનું રૂપ લઇ કુકડા જેવો અવાજ કર્યો. રસીયો વાલમ સત્વર થઇ ગઇ, તેથી ઝેર પીવા તૈયાર થયો. ઝેર પીવા પહેલાં કન્યાનું મોં જોવા ઝેરનો પ્યાલો લઇને ગયો, પણ તેને મળવા દીધો નહિ તેથી તેણે ત્યાંજ ઝેર પીધું, અને એ પરથી રાણી તથા કન્યા પણ ત્યાંજ મૃત થઇ પડયાં. એ ત્રણેની દેહેરીઓ અહીંઆ જીર્ણ અવસ્થામાં છે. જાત્રા કરનારાઓ રાણીને ગાળો દઇ દેહેરીપર ઇંટો નાંખતા જાય છે. આ સ્થાનની પાસે જીર્ણાવસ્થામાં પડેલાં મહાદેવજીનાં, શ્રી શેષશાયી ભગવાનનાં અને બીજાં મંદીરો છે. જે મંદીરો સુધારવાની જરૂર છે.

## પંગુ તિર્થ.

નજદીકનું પંગુ તિર્થ, ચૈત્ર શુદ ૧૪ ને દિવસે સ્નાન કરવાથી, કૈલાસવાસ આપનાર છે આમ કહેલું છે. એક પાંગળા બ્રાહ્મણના અગાધ તપથી પ્રસન્ન થઇ શંકરે તેને પગ અને ધન આપ્યાં હતાં. તે પરથી પંગુ તિર્થ કહેવાય છે. આ તિર્થ પાસે એક નાની વાવ છે. અગ્નિતિર્થ પાપકટેશ્વર મહાદેવ અને દેલવાડાની વચ્ચે પહાડમાં છે. ત્યાં જે મહાદેવ છે તેને પનેશ્વર મહાદેવ કહે છે. આ જગ્યા પહાડની ગુફામાં એકાંતમાં આવેલી છે. પીંડારક નામના મૂર્ખ બ્રાહ્મણે આબુમા આવી સ્નાન અને શંકરનું ધ્યાન કરી અખૂટ વિદ્યા પ્રાપ્તિનું વરદાન મેળવ્યું. આ સ્નાનની જગ્યાને પિંડારક તીર્થ કહે છે. અહીંઆ પાણીનો નાનો કુંડ અને શંકર પાર્વતિની મૂર્તિ છે. ગોવા ગામમા શ્રી કોટેશ્વર મહાદેવનું દર્શનીય ધામ છે.

## કનખલ તિર્થ.

પાસેના ઓરીયા ગામની નજદીકમાં કનખલ તિર્થ આવેલું છે. આ તિર્થમાં સુમતિ રાજાએ સૂર્યમંડળને વિષે દાન આપવાથી લાખો વખત

રાજ્ય ભોગવ્યું અને છેવટ કૈલાસમાં ગયો એમ કહેવાય છે. આ ઓરીઆ ગામમાં જૈન લોકોનું મહાવીર સ્વામીનું દેહેરૂં છે. ઓરીઆ ગામની પાસે ચક્રેશ્વર મહાદેવનું સ્થાન છે. તે ચક્રતિર્થ કહેવાય છે. અષાડી ૧૧ ને દિવસે આ સ્થળનું મહાત્મ્ય વિશેષ કહ્યું છે. ઓરીઆથી દુર જાવઇ ગામ પાસે નાગ તિર્થ છે. આ તિર્થમાં એક નાનું તળાવ અને બાણગંગા છે. શ્રાવણ શુદ ૫ ને દિવસે અહીં એક મોટો મેળો ભરાય છે અને તે વખતે ઘણી જાતના નાગોનાં દર્શન થાય છે. ગુરૂ દત્તાત્રયનું વિકટ સ્થાન જોવું હોય તો નાગ તિર્થ થઇ ઘણાજ વિકટ રસ્તે જવાય છે. ઉપર એક નાની વાવડી, નાનું મંદીર, દત્તાત્રયનાં પગલાં, એક નાની દેહેરી અને મોટો ઘંટ બાંધેલો છે. આ ટેકરી ઉપરથી આબુ અને તેનો સર્વ નીચેનો પ્રદેશ જોઇ શકાય છે, અને ઉપર ચઢતાં જે મહેનત પડે છે તેનો બદલો મળેલો સમજાય છે. કેદાર તિર્થ ગુરૂ દત્તાત્રયથી ઉતરી ઓરીઆ ગામ જતાં વચ્ચે આવે છે. ત્યાં કેદારેશ્વર મહાદેવ અને કેદારકુંડ છે.

### અચળગઢ.

ઓરીઆથી અચળેશ્વર જતાં રાજા કુમારપાળે બંધાવેલું જૈનોના તિર્થંકર શ્રી શાંતિનાથજીનું પહાડીમાં આવેલું એક દેહેરૂં જોવામાં આવે છે. આ દેહેરાની સામે શ્રી અચળેશ્વર મહાદેવનું મોટું અને મજબુત દેહેરૂં છે. આ મહાદેવ સ્વયંભુ છે અને તેમનો અંગુઠો પૂજાય છે. દેહેરાની અંદર અંધારૂં હોવાથી દીવો કરે છે ત્યારે દર્શન થાય છે. આ સ્થાન એક મહંતને સ્વાધીન છે. આ મંદીર ઇ. સ. ૮૧૩ માં બંધાવેલું કહેવાય છે. અચળેશ્વરજી મહાદેવ શિવાય બીજી ઘણી પ્રતિમાઓ દેહેરામાં છે. મંદીરની મૂર્તિ મોટી અને પંચધાતુની બનાવેલી છે. એક મોટું ત્રિશુળ દેખાય છે. દેહેરાની પછવાડે એક સુંદર વાવ છે. એક પડી ગયેલો કુંડ જેને મંદાકિની કુંડ કહે છે તે પણ અહીંઆ છે. આ કુંડ ઉપર યજ્ઞ કરતા રૂષિઓને હેરાન કરનાર ભેંસાસુર રાક્ષસને પાંડવોએ માર્યો હતો. ભેંસાસુર અને અર્જુનની મૂર્તિ અહીંઆ જોવામાં આવે છે. ભીમસેનની ગોઇ ઉંચકવાને ઘણાક યાત્રીઓ મહેનત કરતા આપણે જોઇએ છીએ. રેવતી કુંડ કરીને એક સ્નાન કરવાની જગ્યા છે. ત્યાંથી એક માઇલ પર ભૃગુ રૂષિનો આશ્રમ છે. આ આશ્રમમાં ગોમતિ કુંડ છે, મહાદેવજીનું દેહેરૂં છે અને બ્રહ્માની પ્રતિમા છે. કુંડમાં ગાયના મુખમાંથી પાણી આવે છે. સ્થાન એકાંત અને રમણીય છે.

ત્યાંથી પાછા ફરતાં ગોપીચંદની ગુફા જોવા ભૂલવું નહિ. અચળેશ્વર મહાદેવનાં દર્શન કરી અચળગઢ જોવા જેવું સ્થાન છે. અચળગઢની ચારે બાજુ પહાડનો કોટ આવી રહેલો છે, પેસવાનો દરવાજો મજબૂત પથ્થરનો છે. હનુમાનની ચોકી છે. અંદર કર્પુરસાગર નામનું સુંદર તળાવ છે. ઉપર ચડતાં બીજા દરવાજામાં પેઠા એટલે ધર્મશાળા અને ભંડારીનું મુકામ આવે છે. આ ભંડારી અચળગઢના જૈન મંદીરના ઉપજ ખર્ચનો હિસાબ રાખે છે. આ અચળગઢમાં કુંભારાણાની રાણીના હુકમથી ચોમુખજીની પ્રતિમા પધરાવી બંધાવેલું જૈન દેહેરૂં છે. ચોમુખજીની મુર્તી પંચધાતુની હોઇ વજનમાં ૧૪૪૪ મણ કહેવાય છે. બીજા દેહેરાઓમાં પારશ્વનાથજી તથા નેમનાથજીના મંદીરો છે. શ્રાવણ ભાદરવા નામના કુંડો જે અહીંથી થોડે દુર છે તે જોયા વગર રહેવું નહીં. રાજા ભર્તૃહરીની ગુફા તરીકે ઓળખાતી ગુફા ખાસ કરીને જોવા જોગ છે.

## કૃષ્ણ તિર્થ.

અનાદ્રાને રસ્તે ચાર માઇલ પર **આમપાણી** અથવા કૃષ્ણ તિર્થ નામનું એક તિર્થ છે. આ તિર્થની ઉત્પત્તિ સંબંધી બ્રહ્મા અને વિષ્ણુ વચ્ચે કોણ મોટું એ સંબંધે ચાલેલા વાદવિવાદને મળતુંજ આખ્યાન કહેવામાં આવે છે. એક શીવલીંગ પણ અહીંઆ છે. કોટીધ્વજ નામના થોડાક દૂરના સ્થાને શ્રાવણ શુદ ૧૫ નો મોટો મેળો ભરાય છે, કોટીધ્વજનું સ્થાન ગીચ ઝાડીમાં હોઇ ભોમીયા વગર જઇ શકાય તેમ નથી.

## નખી તળાવ.

આબુની અનેક શોભાઓમાં **નખી તળાવ** એ પણ એક વિચિત્ર શોભા છે. આ તળાવની આસપાસ રાજારજવાડાઓ અને અમલદારોના સુંદર બંગલાઓ આવી રહેલા છે જેના પ્રતિબિંબ તળાવમાં પડે છે ત્યારે અવર્ણનીય દેખાવ થઇ રહે છે. દુલેશ્વર મહાદેવનું મોટું મંદીર, રઘુનાથજીનું મંદીર, ચંપાગુફા, વિગેરે તળાવની આસપાસના જોવાયોગ્ય સ્થાન છે. રામકુંડ અને રામગુફાના સ્થાન તથા જયપુરના મહારાજાનો મહેલ તથા કેટલી બીજી ઇમારતો પણ જોવા જોગ છે. કપીલા તિર્થ કરીને એક બીજું પવિત્ર તિર્થ અને કપાળેશ્વર મહાદેવના સ્થાનો દર્શન કરવા યોગ્ય છે.

જૈન અને અન્ય હિંદુઓના તિર્થોની સંક્ષિપ્ત હકીકત આપ્યા બાદ હવે આબુની આધુનિક લીલાનું થોડુંક વર્ણન આપવાની આવશ્યકતા જોઉં છું. રજપુતાના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ આ સ્થાને હોવાથી, લશ્કરી છાવણી હોવાથી અને ગુજરાત તથા રજપુતાના અમલદારોનું ગરમીના દહાડામાં નિવાસનું સ્થાન હોવાથી આબુની શોભામાં બંગાલાઓથી, સ્કુલોથી, રમત ગમતની જગ્યાઓથી, વેપારીઓની દુકાનોથી, રજપુતાનાના દરેક રાજાના મહેલોથી, આબુ એક અદ્ભુત સ્થાન થઇ પડયું છે. અખૂટ જળ, વનસ્પતિ, પહાડોના સુંદર દેખાવો, કુદરતી રીતે બનેલી ગુફાઓ, વૃક્ષવાટીકાઓ, જનાવરોના સુમધુર કીલબીલ કીલબીલ અવાજો, પવનની સીંહ ગર્જનાઓ, નીચેના પ્રદેશનો વિવિધ રસ ઉપજાવતો દેખાવ વિગેરે વિગેરેથી માણસનું મન ઉચ્ચભાવ આહી થાય છે. અનેક દુર્લભ ઔષધિઓ પણ અહીંઆ મળે છે. પૂર્વના પુન્યના યોગે કેટલાક મહાત્માઓના પણ દર્શન પ્રસંગવસાત્ થાય છે. હું, યાત્રીઓ અથવા બીજા મુસાફરોને પણ થોડા ઘણા વધુ ખર્ચે પણ આ સ્થાનની એકવાર મુલાકાત લેવા ભલામણ કરૂં છું.

ખરેડીથી એક રસ્તો આબુ જાય છે અને બીજો રસ્તો અંબાજી જાય છે. અંબાજીનું સ્થાન આરાસુરના પહાડ પર છે.

## અંબાજીનું વર્ણન.

અંબાજી આ દાંતાના રાજ્યના તાબાની જગ્યા છે. 'અંબાજીનું' સ્થાન ઘણુંજ ભવ્ય અને ચમત્કારિક છે માતાજી દિવસમાં ત્રણ વખત ત્રણ જુદાં જુદાં સ્વરૂપો ધરે છે. અંબાજીની મોટી જાત્રા ભરાય છે અને તેમાં ગુજરાતના દુર પ્રદેશના લોકો આવે છે. અંબાજી અને આબુ જવાના રસ્તામાં વાહનાદિક મળે છે. અંબાજી પાસ કોટેશ્વર મહાદેવનું સ્થાન છે, જે જોવા લાયક છે. અંબાજીમાં તેલ બીલકુલ વાપરી શકાતું નથી. અહીંઆ જૈનોનાં સુંદર દેરાસરો છે. અંબાજીનાં દર્શન કરી આબુ જવાય છે પણ રસ્તો વીકટ છે.

## શિરોહી.

આબુ પ્રદેશ ઉપર અધિકાર ભોગવતા શિરોહી રાજ્ય સંબંધે થોડુંક જણાવી, આ વિષય સમાપ્ત કરવો ઠીક ભાસે છે. શીરોહીનું રાજ્ય હિંદુસ્તાનના પ્રસિદ્ધ રાજા દિલ્લીપતિ પૃથુરાજના વંશજના

તાબામાં છે. આ શિરોહી આજ લાંબા વખતથી તરવારની ઉત્તમ બનાવટ માટે પ્રસિદ્ધ છે. શિરોહીમાં રૂદ્રમાળાથી લાવેલા શિવલિંગનું શરણેશ્વર નામનું મંદિર છે. શિરોહી આબુથી ૨૮ માઇલ અને નાનાથી ૧૬ માઇલ છે. આબુ પરનો કેટલોક અધિકાર દાંતાના રાજ્યનો પણ છે.

## એરનપુરા રોડ.

છેટું ૪૭૬ માઇલ; ભાડું મેલનું ૬–૮–૦ બીજાનું ૪–૧૫–૦.

આબુથી આગળ વધતાં રસ્તો બધો સપાટ, પ્રદેશ રસકસ વગરનો અને રેતાળ, ઝાડપાનનું નામ નહીં અને ઉનાળામાં તો સખત ગરમ પવનથી દિવસમાં ગાડીમાં પણ અકળામણ આવે એવો ભાસ થાય છે. જાણે મારવાડના પ્રદેશમાં પેસવાના દરવાજામાં આપણે કેમ આવી ન ઉભા હોઇએ. આ લાઇનમાં ઠેઠ જયપુર સુધી આવોજ ભાસ થવાનો. વાસ્તે આ તરફ રાત્રીની મુસાફરીજ પસંદ કરવી એજ સારૂં છે. **કીવારસ્રી, રોહીરા, બનાસ, પીંડવારા, કેશવગંજ, નાના ને ભારીનાં** સ્ટેશનો મુકયા પછી એરનપુરા આવે છે. આગળ જ્યારે રેલવેનું સાધન નહોતું ત્યારે અહીંથી દેસુરીના ઘાટમાં થઇ ઉદેપુર ને શ્રીનાથજી જવાતું હતું. આ દેસુરી ઘાટે ઇતિહાસમાં પણ સારી નામના મેળવેલી છે.

## મારવાડ રેલવે જંકશન અથવા ખારેચી.

છેટું ૫૨૮ માઇલ; ભાડું મેલનું ૭–૧–૦ બીજાનું ૫–૮–૦.

આ સ્ટેશનથી એક લાઇન મારવાડના જોધપુર બીકાનેરના ફાંટા તરીકે જાય છે. આ લાઇન સિંધ હૈદરાબાદ સાથ લુણી સ્ટેશનથી જોડાય છે. બીજી રીતે ભાટીંડાને રસ્તે દિલ્હીની ઉપર પંજાબ લાઇનને મળે છે. મારવાડનાં ગામો અને તેની વીગત બીજા પ્રસંગે આપવાની હોવાથી અત્રે તે સંબંધે વધારે લખવાની જરૂર નથી.

## અજમેર.

માઇલ ૬૧૫; ભાડું મેલનું ૮–૦–૦ બીજાનું ૬–૭–૦.

ખારીચી અથવા મારવાડ રેલવે જંકશન મુકયા પછી **ધારેશ્વર, સોજતરોડ, ચાંદાવલ, ગુરીઆ, હરીપુર, સેંદરા, બીઆવર, ખારવા, મંગળીઆવાસ, સરધાના,** આ સ્ટેશનો મુકયા પછી અજમેર આવે છે. અજમેર સંબંધી હકીકત આ પુસ્તકના પાને ૯૧ મે

આપીછે તે જુઓ. આમાં બિઆવર આ. મોટું વેપારનું સ્થાન છે. અંહીના લોકોની કારીગરી બહુ સારી વખણાય છે. સરધાના આ લશકરી કાંપ છે.

### કિસનગઢ.

માઇલ ૬૩૩ ભાડું ૮-૪-૦ બીજીનું ૬-૧૧-૦.

અજમેરથી લાડપુરા મુકયા પછી કિસનગઢ આવે છે. કિસનગઢ એક રજપુતાનું દેશી રાજ્ય છે, અને કિલાવાનું ગામછે. રાજ્ય મહેલ પાસે એક સુંદર સરોવર છે. મહારાજનો મહેલ જોવા જેવો છે. વૃજરાજજી, મોહનલાલજી, મદનમોહનજી, નૃસિંહજી અને ચિન્તામણીજીનાં સુંદર મંદીરો આવી રહ્યાં છે. કિસનગઢમાં સાધારણ વેપાર ઠીક ચાલેછે.

### નરીઆના.

૬૫૮ માઇલ ભાડું મેલનું ૮-૭-૦ બીજીનું ૬-૧૪-૦.

નરીઆના આ દાદુપંથી સંપ્રદાયનું મુખ્ય સ્થાન છે. અમદાવાદના નાગર બ્રાહ્મણ વિનોદીરામને ઘરે દાદુજીનો જન્મ આજથી ૩૫૦ વરસો ઉપર થયો કહેવાયછે. બાર વરસની ઉમરમાં સન્યસ્ત લઇ રજપુતાનામાં તેમણે પોતાનો પંથ ફેલાવ્યો જણાયછે. આ સંપ્રદાયના લોકો લશકરી નોકરી કરેછે. સુંદર વિલાસ બનાવનાર પ્રસિદ્ધ સુંદરદાસ પણ આજ સંપ્રદાયના હતા. આ સંપ્રદાયનું વલણ વેદાંતને મળતું છે. સુંદર વિલાસ લોકો બહુ ઉલટથી વાંચે છે. આ સંપ્રદાયના સાધુ નિરભીમાની અને જ્ઞાન વૈરાગવાળા હોય છે.

### ફુલેરા.

૬૬૪ માઇલ, ભાડું મેલનું ૮-૮-૦ બીજીનું ૬-૧૫-૦.

સંભરનું સરોવર જ્યારે ભરાય છે ત્યારે ૨૦ માઇલ લાંબુ અને આ માઇલ પહોળું બનેછે, તે જોવાને વાસ્તે લોકો ફુલેરા ઉતરે છે. સંભરનુ સરોવર ખારા પાણીનું છે અને તેનું મીઠું બનેછે. અને તે જ્યાબંધ મધ્ય હિંદુસ્થાન, રજપુતાના અને વાયવ્ય પ્રાંતોમાં જાયછે.

### જયપુર.

૬૯૯ માઇલ; ભાડું મેલનું ૭-૧૪-૦ બીજીનું ૭-૫-૦.

અજમેરથી જયપુર જરૂર ઉતરવું. સ્ટેશનથી જયપુર દુર છે છતાં સ્ટેશનપર પણ રહેવાની ગોઠવણ થઇ શકે એમ છે. જયપુર એક લીલા વાળું શાહેરછે એટલુંજ નહીં પણ જયપુરની બાંધણી આખા હિંદુસ્તાનમાં

નથી આમ કહેવાયછે. જયપુર બરાબર સમચોરસ છે અને ગામની વચમાં ઉભા રહી જોનારને શહેરના ચારે દરવાજા જોઇ શકાયછે. બેઉ બાજુ સામસામા મુકામો આવેલાંછે અને વચમાંનો બજારને રસ્તો બહુજ મોટો છે અને આજુબાજુ પરસબંદી કરેલીછે. આની રીતે ચારે બાજુ ઘરોની વ્યવસ્થાછે અને બધા એકજ જાતનાં સરખી ઉંચાઇનાં અને એકજ તરેહનાં છે. શેહેરની મધ્યમાં રાજ્ય મહેલ છે. આ મહેલ સાત માળનો છે અને તેમાં દીવાને ખાસ ને દીવાને આમ છે અને તેના સુખનીવાસવાળા ભાગો જોવા લાયક છે. આ ભાગો સહજ જોઇ શકાતા નથી. આ સંબંધે પરવાનગી લેવી પડે છે. રામનીવાસ બાગ આ જયપુરની એક અદ્ભુત શોભા છે. આ બાગમાં તરેહવાર જાતનાં ફુલો વનસ્પતી વીગેરે છે. ફુવારાઓની બાંધણી બહુજ ઉત્તમ છે. જયપુરનું મ્યુઝીયમ બહુજ વખાણુવા લાયક છે અને તેમાં કરેલો સંગ્રહ બીજી જગયાએ ભાગ્યેજ જોવામાં આવે છે. આની સાથ આ મ્યુઝીયમની બાંધણી પણુ સરવોતમ છે. જયપુરના મહારાજે માનસીંહે હિંદુસ્તાનની ઘણીક જગ્યાએ વેધશાળાઓ સ્થાપેલી છે. ઉજન કે જેને હિંદુસ્તાનના જ્યોતિષ શાસ્ત્રીઓએ મધ્યબીંદુ ગણ્યું છે અને ગણિત કરતી વખતે ઉજનનાંજ અક્ષાંશ રેખાંશ ઉપરજ સરવ આધાર રાખે છે. આ ઉજનમાં અને કાશીમાં માનસીંહની વેધશાળાઓ છે અને તે માન મંદીર તરીકે ઓળખાય છે. આ માનસીંહજીએ જયપુરમાં પણુ આવી વેધશાળાઓ સ્થાપી છે. આ વેધશાળા અત્યારે નિરૂપયોગી જેવી છે પણુ તે સંબંધે સારી દેખરેખ રહેવાની જરૂર છે. આ વેધશાળા સવાઇ જયસિંહે બંધાવેલી છે આમ પણુ કહેવાય છે. આ કહેવું સયુક્તિક ભાસે છે.

જયપુરની રાજધાનીનું શહેર અંબર છે. અંબર જયપુરથી બહુ દુર નથી. અંબરનો કીલ્લો, તેની પાસેના સરોવરનો દેખાવ, ડુંગરાળ પ્રદેશ અને વનસ્પતીનો ભરપુર દેખાવ, આજુબાજુના જુના દેવાલયો, ઘરો અને ખંડેરો વીગેરે જોવાજોગ છે. આ કીલ્લાની અંદરના રાજ્ય મહેલો જુની રીલિના છતાં બહુજ વખાણુવાજોગ અને જોવાજોગ છે. અંબરનો કીલ્લો પોલીટીકલ એજંટની પરવાનગીથી અથવા જયપુરના રાજ્યની પરવાનગીથી જોઇ શકાય છે. અંબરનો કીલ્લો દરેકે જોવાજોગ છે આમ હું ભલામણુ કરીશ અને એ કીલ્લો કેટલાક અંશે દોલતાબાદના કીલ્લાને મળતો છે સબબ બહુ બારીક વરણુન કરવાનું જરૂર જોતો નથી. જયપુરથી આગ્રે જવાય છે.

આ શહેર ઇ. સ. ૧૭૨૮માં સવાઇ જયસિંહે વસાવ્યું હતું. જયપુર વેપારનું મુખ્ય સ્થાન છે. આ શહેરમાં હાથની કારીગરી ઘણીજ સારી થાય છે. ઝવેરાતોને ચકચકીત કરવાનું કામ અંહીનું વખણાય છે. અંહીઆનું છાપેલું રંગીન કાપડ આખા હિંદુસ્તાનમાં વેચાય છે. રામ નવમીનો અંહીઆ બહુ મોટો મેળો થાય છે, તે વેળા દુર દેશાવરના વેપારીઓ પોતાનો માલ વેચવા આવેછે. અંહીઆ ગણેશ મેળો પણ બહુ ઠાઠથી થાયછે. જયપુરમાં ગોવિંદદેવ, મદનમોહન, ગોપીનાથ, ગોકુળનાથ, રાધા દામોદર, રામચંદ્ર, વિશ્વેશ્વર, ઇત્યાદિ અનેક સુંદર મંદીરો છે. વૃંદ્રાવનમાં પ્રસિદ્ધ અને ઉત્તમ કારીગરીથી ભરપુર ગોવિંદ દેવનું મંદીર જયપુરના મહારાજાનું જોવામાં આવે છે. આ મંદીર ઓરંગઝેબે તોડવા માંડયું, તે વખતે ત્યાંની મુર્તીને અહીઆ લાવીને સ્થાપન કરેલીછે. ગોકુળનાથ તે એજ છે કે જે શ્રીમદ્‌વલ્લભાચાર્યને જમુનાના કિનારા પરથી મળ્યા હતા. પહેલી તેની સ્થાપના ગોકુળમાં કરેલી હતી પણ મુસલમાનોના આક્રમણ વખતે તે અંહીઆ લાવી સ્થાપીત કરેલ છે. જૈન લોકોના બે ત્રણ મંદીરો અત્રે બહુજ સુંદર કારીગરીનાં બનેલા જોવામા આવે છે. જયપુરથી (દોઢ)૧।। માઇલ પર એક ટેકરી ઉપર સુર્ય નારાયણનું મંદીર છે. અને અંહીઆજ રામાનુજ સંપ્રદયની પ્રસિદ્ધ ગાદી છે. જયપુરનો મુખ્ય વેપાર અનાજ, કપાસ, અફીણ, તેલના બીઆં અને તંબાકુનો છે. હાથની કારીગરીમાં આરસની મુર્તીઓ, મિણાકારીનું કામ, ઉનના કપડાંઓ અને ચિત્રો વિગેરે બહુજ સારી રીતે થાય છે. અંબરના કિલ્લામાં કાલકાનું એક મોટું જુનું મંદીર છે જયપુર શહેરમાં જોવાની ચીજેમાં જયપુર શહેરની બાંધણી, અંબરનો કિલ્લો, રાજમહેલ જે સાત મજલાનો હોઇ આરસ પાહાણ અને બીજા ભાતભાતના પથરાઓથી બનાવવામાં આવ્યો છે, અને તેની પાસે એક સુંદર વાટીકા આવી રહેલી છે. આ મહેલના દીવાને ખાસ અને દીવાને આમ અને સુખનિવાસના ભાગો ખાસ જોવા જેવા છે. રામનિવાસ જે હિંદુસ્તાનના સર્વ બાગોમાં મોટો ગણાયછે અને ૭૦ એકર જેટલી જમીન રોકે છે તે, એ બાગના સાવણ ભાદરવા નામના બંગલાઓ, પત્થરના કટકાઓ મુકી બનાવેલા નકલી પહાડો અને તેમાંથી નીકળતા ઝરણાં, જનાવરોનો સંગ્રહ, જયપુરનું સંગ્રહસ્થાન, ત્યાંની વેધશાળા, ઇતિયાદિક અનેક રમણીય સ્થાનો જોવા ગોગ્ય છે. જયપુર અને તેની આસપાસ વરસમાં અનેક મેળાઓ ભરાયા કરે છે અને તેમાં હજારો લોકો લાભ લેછે.

## હુસંગાબાદ.

૪૭૬ માઇલ; ભાડું મેલનું ૭-૭-૦, બીજાનું ૪-૧૫-૯.

ઇટારસી અને હુસંગાબાદ વચ્ચે **બીઓરા**નું એકજ સ્ટેશન છે. હુસંગાબાદ નર્મદાના કિનારે ગુજરાતના હુશેનશાહ બાદશાહનું વસાવેલું સ્થાન છે. આ વેપારનું મુખ્ય મથક છે અને ત્યાં બજાર ભરાયછે ત્યારે મોટી ખરીદી થાય છે. રૂ, અનાજ, કપાસ, તંબાકુ વીગેરેનો સારો વેપાર ચાલે છે. નર્મદાનો પુલ પણ મોટો છે. નર્મદા અને વરાતવા નદીના સંગમ પર **બિંદુભાનું** નામના મહાદેવનો કાર્તિકી પુનમનો મોટો મેળો ભરાય છે. જે વખતે હજારો લોકો એકઠા થાય છે.

## દીપ-દ્વિપ.

માઇલ ૫૦૮; ભાડું મેલનું ૭-૧૫-૦ બીજાનું ૫-૭-૦

હુસંગાબાદ મુકયા બાદ **બડની, બરખેડા, હીરાનીઆ,** આ સ્ટેશનો મુકયા બાદ **દીપ**નું સ્ટેશન આવે છે. સંસ્કૃતમાં દીપને દ્વિપ કહે છે. દ્વિપ એટલે બેટ. ભોજરાજાએ બડખેડા અને દ્વિપ વચ્ચેનો પ્રદેશ જે ઉંડો હતો તેને દીપથી છ માઇલપર એક બંધ બાંધી એક સરોવર બનાવ્યું હતું. આમાથી **બેટવા** નદી વહે છે. આ સરોવર ૧૦૦ ચોરસ માઇલનું હોવું જોઇએ આમ ગણત્રી કરવામાં આવી છે. મુસલમાની હુમલા વખતે આ સરોવર ઉલેછતાં ત્રણ વરસ લાગ્યાં હતાં અને તે ખાલી કરી તેને પુરી તેપર વસ્તી વસાવતાં ત્રીશ વરસ લાગ્યાં હતાં. અત્યારે પણ આ સરોવરની નીશાનીઓ જોવાય છે. આ સરોવર પાસ એક જુનું અધુરું રહેલું મંદિર જોવાજોગ છે. "તાલમાં તાલ ભોપાલ ઓર સબ તલૈયાં" આમ જે કહેવાય છે તે આ સરોવર માટેજ હોવું જોઇએ. અત્યારે આ ભાગ ઉપર ત્રણ ચાર ગામો વસ્યાં છે. બડની અને બડખેરા વચ્ચે વિધ્યાચળનો ઘાટ આવે છે. તે તરફનો પ્રદેશ અને કુદરતી દેખાવ ગાડીમાથી બહુ સુંદર લાગે છે.

## ભોપાલ.

માઇલ ૫૨૧; ભાડું મેલનું ૮-૨-૦ બીજાનું ૫-૧૦-૦.

પ્રસિદ્ધ દાનવીર અને વિદ્યાવિલાસી રાજા ભોજનું વસાવેલું આ શહેર પહેલાં **ભોજપાલ** તરીકે જાણીતું છે. એના ઉપરથી ભોપાલ થયું છે. અત્યારે આ રાજ્ય મુસલમાની છે અને રાજ્યધાનીનું આ

શહેર છે શહેર સ્ટેશનથી અડધોએક માઇલ દૂર છે. સ્ટેશન પાસે મુસલમાની શૈલીની બાંધેલી મોટી વિશાળ ધર્મશાળા છે. એ ધર્મશાળામા હિંદુ મુસલમાનો રહે છે. ધર્મશાળામા પાણીનો કુવો પણ છે. ત્યાથી આગળ ચાલતા પરાઓની માફક વસાયેના કેટલાએક મહોલ્લાઓ મૂકયા પછી શહેરનો ગઢ આવે છે ગઢની અંદરનો ભાગ બહુ મોટો નથી, છતા સાંકડા રસ્તાઓ પરના ઉત્તમ બાંધણીના, જુની શૈલીના બે ત્રણ ચાર મજલાવાલા ઝરૂખા જાળીઆથી શોભી રહેલા, ચકો નાખેલા, સારી નકશીથી શોભતા, ઘરો જોઇ મુસાફરોનું મન આનંદ પામે છે. અમે અમારૂ મુકામ અમારા મિત્ર ડા૦ ખુશાલદાસ કરસનજી જોશીને ત્યાં રાખ્યુ હતુ. અને તેમણે અમારો જે આદર સત્કાર કર્યો હતો તે ખાતે અમે તેમના સંબંધમા જે કાઇ બોલીએ તેના કરતા તેના સંબંધમાં અમે એક ત્રાહિત તરીકે જે કાંઇ જોયુ, જાણ્યુ, અને અનુભવ્યું, તે સબંધે એમના જેવા બીજા આધુનિક વિદ્વાનો અને સત્તાધિકારીઓને લક્ષમા લેવા યોગ્ય કેટલીક બાબત ખાસ અત્રે નોંધી લેવા લાયક જણા પડે. તસ્માત્ તે સબંધી કિંચિત્ ઉલ્લેખ કરવો અપ્રાસંગિક નહિ જણાય

અમારા કેળવાયલા અને અધિકારસંપન્ન કેટલાએક મિત્રો જેના સમાગમમા હું આવ્યો છું તેમાના કેટલાકો લોકલાજે સગા વહાલાઓ અને નાત જાત વીખી ન ખાય, એટલા માટે ઉપરથી ધર્મનો આડમ્બર રાખે છે, કેટલાકો તો ધર્મને નામે સુગાય છે અને કેટલાક અડધી શ્રદ્ધા અને અડધી અશ્રદ્ધાથી ધર્મ પાળે છે, પણ એક મુસલમાની રાજ્ય અને તેમાએ સ્વદેશીઓનો મેળાપ થવો પણ દુર્લભ એવા સ્થાનમાં રહી ખુદ શ્રદ્ધાથી આચાર વિચાર ને ધર્મ પાળનાર તો અમે મી૦ જોશીનેજ જોયા ડૉકટર હોઇ ડૉકટરના કર્મમા તત્પર રહેતા છતા રાત્રિ દિવસ અથાગ મહેનત કર્યા છતા, વખત બચાવી ચાર પાચ કનાક ષટ્કર્મમા કાઢના અને દેહ દમન કરવુ આ અમારો થોડો આશ્ચર્યનો વિષય નહોતો, એટલુંજ નહિં પણ પ્લેગ અને દુષ્કાળના વખતમાં પોતાના શરીરની પણ કાળજી ન કરતા ગરીબો અને ખાસ કરીને અનાથો પ્રત્યે અખંડ ઉત્સાહ સંબંધે જે તેમના વખાણ થતા અમે સાંભળ્યા તેનાથી નિરભિમાનનો બીજો પુરાવો કયો મળી શકશે? આટલુંજ નહિ પણ કુટુમ્બ કજેઆના મારામારીના અને બીજા વાંધાઓમાં ડાકતર સાહેબને બેઉ પક્ષો લવાદ તરીકે પસન્ન કરે અને બેઉ પક્ષો સંતોષ પામે આ

શું તેમના પ્રત્યે થોડો વિશ્વાસ ગણાય ? મુસલમાની રાજ્ય, ખટપટનું ઘર, તેમાં એક પ્રદેશી કાઠીઆવાડી લાંબો વખત ટકી રહે અને આટલી પ્રતિષ્ઠા પામે આ શું થોડું આશ્ચર્યકારક છે ? વિદ્યા, સત્તા, અને દ્રવ્યમદમાં છકી જઇ પોતાના માબાપોને પણ તુચ્છ માનનારા તરૂણોને આ દૃષ્ટાંત ધ્યાનમાં રાખવા જોગ છે અને એટલાજ માટે અમે આટલું વિવેચન કર્યું છે.

ભોપાળ વેપારનું અને હાથની કારીગરીનું સ્થળ છે. વેપારની ચીજોની બજાર છે અને તે બધી બજાર જુમામસજીદની આસપાસ આવી રહી છે. અહીંઆ સરાફો, વાસણવાળાઓ, દાગીનાવાળાઓ, કાપડવાળાઓ વીગેરે બેસેછે. બજારનો આજ ભાગ જરા પોહોળો છે બાકી શેહેરના બીજા ભાગના રસ્તાઓ સાંકડાજ છે. આ જુમામસીદ તેની ઉત્તમ બાંધણી અને ભવ્યતાને લઇને જોનારનું ખાસ ધ્યાન ખેંચે છે. ભોપાળના રાજ્ય મેહેલની શોભા પણ સારી છે. રાજ્યમેહેલની ખુબી ધ્યાનમાં આવવા એક લંબગોળ વર્તુળ આકાર મનમાં પ્રથમ ધારી લ્યો. આ વર્તુળ વચમાં ખાલી છે. આ વચમાનો ખાલી ભાગ એક ચોક છે. આ ચોકમાં સ્વારીની વ્યવસ્થા કરી શકાય એમ છે. ઓછામાં ઓછા ૧૦૦૦ ઘોડેસ્વારો સમાઇ શકે એટલી ખુલ્લી જગ્યા છે. વર્તુળની એક લાઇન ત્યાંના તળાવે રોકી છે. આ તળાવ બે ત્રણ માઇલ લાંબું છે. પોહોળાઇ માત્ર ભોપાળની આજુબાજુજ છે. બાકી પછી તો નેહેરના જેવું સાંકડું જણાય છે. તળાવમાં સરકારી હોડીઓ રહે છે અને તેમાં મોટા અમલદારો ફરવા જાય છે. વર્તુળની બીજી લાઇનમાં કચેરીઓ છે અને કચેરીની સામે દરવાજો છે. કચેરી અને દરવાજાની વચેની સર્વ લાઇન રાજમેહેલ તરીકે ગણાય છે. આને મોતીમેહેલ કહે છે. આ શીવાય બીજા પણ કેટલાક બગીચાઓ અને નાનાં નાનાં તળાવો જુદી જુદી જગ્યાએ જોવામાં આવ્યાં હતાં. ભોપાળનું તળાવ ભોજરાજાના પ્રધાન ભોપાળે બંધાવ્યું કહેવાય છે. ગામની પાસ ફતેહગઢ કરીને એક કિલ્લો છે. આ કિલ્લા ઉપરથી ભોપાળનો સુંદર કુદરતી દેખાવ જેવામાં આવે છે.

### ભોપાળથી ઉજ્જન અગર ઉજ્જનથી ભોપાળ લાઇનની ટુંક હકીકત.

ભોપાળથી ઉજ્જન ૧૧૪ માઇલ છે અને ભાડું ૧-૯-૦ પડે છે. અહીંઆ મેલ મીક્ષનું ભાડું સરખુંજ છે. ઉજ્જનથી ભોપાળ આવી

આ લાઇન લેનારા મારફત આ વિગત છે એટલે તે સંબંધી હકીકત ઉજ્જનથીજ શરૂ કરૂં છું. ઉજ્જનથી તાજપુર, તારણરોડ, મક્ષી, બેરછા, કાલીસિંધ, આકોદીઆ, સુજાલપુર, કાળાપીપલ, પારવતી, શીહોર, ફંદા, બયરાગઢ મુકયા પછી ભોપાળ આવે છે. આ લાઇનમાં મક્ષીજી જઈનોનું ઉત્તમ તીર્થસ્થાન ગણાય છે અને ત્યાં યાત્રીઓ પુષ્કળ જાય છે. સીહોર આ લશ્કરી કાંપની જગ્યા છે. સિહોરમાં છાપેલી મજલીન સારી બને છે. આ શીવાય બીજા ગામો નાનાં છે છતા વેપાર વણજને ઉપયોગી છે. આ ગામોમાં જઇ ત્યાંની વેપારી ચીજો મુંબઇ તરફ મોકલનાર બે પૈસા કમાય એમ છે. માત્ર આ તરફના લોકો અર્ધ જંગલી જેવાં છે. તેમની સાથ કળથી કામ કરનાર જ ફાવી શકે એમ છે.

## * સાંચી ભીલસા

**સાંચી** માઇલ ૫૪૯ ભાડું મેલનું ૮-૧૦-૦ બીજાનું ૬ ०-०
**ભીલસા** „ ૫૫૫ „ ૮-૧૧-૦ „ ૬-૧-૦

ઇતિહાસના, પ્રાચીન કારીગરીના અને આર્યની કળા કૌશલ્યના અભ્યાસીઓને ખાસ જોવા જેગ સ્થાન **સાંચી ભીલસાનો** પ્રદેશ છે. ઉજ્જાડ મેદાન અને હાલહવાલ સ્થાનો શીવાય બીજું અત્રે કશુંએ નથી એમ ઉપર ઉપરથી જોનારને જણાશે અને પોતાનો વખત ને પૈસા બરબાદ ગયા સમજશે પણ જે ખરા શોધક બુધિના હોઇ વિચારશીલ છે તેમને અહીંઆ પેટપૂર્ણ ખોરાક મળે એમ છે. હું માત્ર આ સ્થળોનું સૂક્ષ્મ વિવેચન કરૂં છું. **સાંચી** અને **ભીલસા** વચ્ચેનો ૬ માઇલનો પ્રદેશ પગથી ચાલીને જોવા યોગ્ય છે.

બૌધ ગ્રંથોમાં **સાંચી** એક અગત્યની જગ્યા રોકે છે. ઇ. પૂ. ૫૦૦ વર્ષ સુધીમાં તો **સાંચીનો** બૌધ મઠ મહાબળવાન ગણાતો હતો આ ઇતિહાસપરથી જાણી શકાય છે. આને બૌધ ગ્રંથોમાં **ચૈત્યગિરી** કહેલ છે અને ચૈત્ય ભેદ નામનો બુધ્ધ સિધ્ધાન્ત ઉત્પન્ન થવાનું આજ સ્થાન છે. ચીનાઈ મુસાફર ફાન્હીયન જણાવે છે કે **સનકાદિક**

---

* સાંચીમા મેલ ઉભો રહેતો નથી પણ પેહેલા અને બીજા વર્ગના ઉતારૂઓને ઉતારવા અને લેવા, આગળથી ખબર આપ્યે બંદોબસ્ત થઇ શકે એમ છે.

નામના વૈષ્ણવ રાજાની રાજધાની અત્રે હતી. આ પાંચમા સૈકાની વાત છે. છઠા સૈકામાં જઇનોએ બૌધોને હાંકી કાઢી મઠ પોતાને સ્વાધીન લીધો હતો. દશમાં સૈકામાં ભીલોના ત્રાસને લઇને આ પ્રદેશ ઉજ્જડ થઇ ગયો જણાય છે. આ ઉજ્જડતાને લઇનેજ અત્રેની પ્રાચીન નીશાનીઓ જળવાઇ રહી છે. અહીંઆ એક તળાવ છે. આ તળાવમાં પાણી નથી રહેતું પણ તેનાં પગથીઆં બુધના વખતનાં કહેવાય છે. સંચીની ટેકરીની બેઉ બાજુમાં બુધોના મુખ્ય બાંધકામો જોવામાં આવે છે. અહીંઆ જોવા યોગ્ય સ્તુપો છે. આ સ્તુપોની કારીગરી એટલી તો અદ્‌ભૂત છે કે યુરોપીયન મુસાફરો મોંમાં આંગળા ઘાલી હિંદી કારીગીરીની વાહવાહ કર્યા વગર રહી શકતા નથી. બુધનો કઠેરો, સિંહનો લાટ, મગધના ત્રીજા રાજા સતકર્ણીએ બંધાવેલા દરવાજા, ભીંતોપર ઉપસાવીને બનાવેલાં ચીત્રો, બુધ્ધની અને બીજી મુર્તિઓ, કસ્યપાશ્રમની જગ્યા, ભોંયરાઓ, ખંડેરો, ડુંગરોપર બાંધેલા બાંધકામો અને એકેક ટેકરીનો પરસ્પર સંબંધ, ત્યાંના લેખો વગેરે અનેક બાબતો ખાસ અભ્યાસ કરવા જોગ છે. આ સ્થળ ઇ. સ. ૧૮૨૨ માં અંગ્રેજોદ્વારાજ જાહેરમાં આવ્યું છે. યુરોપના મુસાફરો આ સ્થળની ખાસ મુલાકાત લેછે ત્યારે આપણે પ્રમાદ કરીએ છીએ.

આ તરફ, અશોકનું પ્રિય વીસનગર, ઉદયગીરી અને તેપરની પવિત્ર ગુફાઓ, સાતધાર, સોનારી, ભોજપુર, અંધેર, ધારીસપુર વીગેરે જે જે સ્થાનો છે તે બધાં ઐતિહાસિક સ્થાનો છે. આ સ્થાનોનું સૂક્ષ્મ અવલોકન કરતાં આપણા હૃદય ઉપર એક અદ્‌ભૂત પ્રકાશ પડે છે જે અવર્ણનીય છે. ધારીસપુર ઇ. સ. પૂ ૩૦૦ વર્ષ ઉપર મગધરાજ્ય ર્ક્તાના તાબાનું આબાદ નગર હતું. અત્યારે તે નાનું ગામડું બની ગયું છે. ચડતી પડતીના ચક્રાવાનું ઉત્તમ જ્ઞાન આથી મળે છે. કેટલાંક ઉત્તમ કામોના ટુકડાઓ ઝુંપડાંઓમાં, નવાણોમાં વપરાએલા જોવાય છે. બીજાં ગામોમાં પણ સ્તુપો, મંદિરો, મૂર્તિઓ, ચીત્રો, વીગેરે ખાસ જોવા લાયક છે.

**ભીલસા** અત્યારનું નામ છે. આજથી પાંચ હજાર વર્ષ ઉપર પાંડવોના અશ્વમેધ સારૂ જે ઘોડો જોનો હતો તે જેની પાસે હતો તે, યૌવનાશ્વ રાજાની રાજધાનીનું ભદ્રાવતીનું શહેર એજ આ **ભીલસા** છે. આ ઘોડો લોહરગઢમાં રાખ્યો હતો છતાં પાંડવો તેને લઇ ગયા હતા.

આ ભદ્રાવતીનો નાશ થઇ ખંડેરો કાળે કરીને થયાં હતાં તેજ જગ્યામાં સાતમા સૈકામાં ભીલ રાજાએ કિલ્લાબંધ ભિલસા ગામ બાંધ્યું. આ સ્થળ પાછું ચોહાણ રાજ્યવંશીઓને તાબે હતું. ભદ્રાવતીનાં ખંડેરો પણ હજી જોઇ શકાય છે. ભીલસા વેપારનું મુખ્ય મથક છે, અફીણ, તંબાકુ, ઘી અને અનાજનો જથાબંધ વેપાર છે. ભીલસામાં જહાંગીરના વખતની ૩૦ ફીટ લાંબી અને દસ ઇંચના વ્યાસના મોંવાળી મોટી પીતળની તોપ જોવા જોગ છે. ભીલસામાં મસીદો પણ સારી છે અને આ મસીદોના પાયામાં હિંદુઓની મૂર્તિઓ દાટેલી છે આમ લોકો કહેછે. લોહરગઢ કે જ્યાં યોવનાશ્વ રાજા પોતાનો ઘોડો બાંધતો હતો ત્યાં જઇ જોવાથી નીચેનો પ્રદેશ સ્પષ્ટ જોઇ શકાય છે. ભીલસાથી ચોડે છેટે બીસનગરની અસલ જગ્યા છે. આ નગર દ્વાપરયુગમાં રૂક્માંગદ રાજાએ વસાવેલું કહેવાય છે. ઇ. સ. પૂ. ૨૭૪ માં રાજા અશોક પોતાના પિતા બિંબસાર સાથ ઉજ્જન જતાં અત્રે રહયો હતો અને ત્યાંના રાજાની કન્યા શ્રીદેવી સાથ લગ્ન કર્યું હતું આમ ઇતિહાસદ્વારા જાણી શકાય છે. આ બીસનગર બેટવા અને બેસાલીના સંગમથી ઉદયનગરી સુધી બે માઇલ લંબાયલું હતું અને તે ભાગમાં પથરાઓના ઢગલાઓ અને ભીંતોના પાયાઓ હજી જોઇ શકાય છે. બેટવા, બેસાલી અને એક ત્રીજી નદીના સંગમને ત્રિવેણી કહે છે અને ત્યાં યાત્રા ભરાય છે. આ યાત્રા રૂક્માંગદના વખતથી ચાલે છે. અહીંઆ સુંદર દેવાલયો જોવા જોગ છે. ઉદયગીરીપર ગુફાઓ, વનસ્પતિ અને જળાશયો તથા દેવ મંદિરો છે. આ પહાડપર સૂર્ય, મહાદેવ, વિષ્ણુ ભગવાન, વરાહજી ને શેષશાયી ભગવાનના મંદિરો છે. ગંધર્વો, રાક્ષસો અને બીજાં જોવા લાયક પદાર્થો અને દેવતાઓનાં કોરી કાઢેલાં ચીત્રો છે. આ પહાડપરના એક લેખમાં ઇ. સ. ૧૬૦ માં સનકર્ણીકે આ કામ પુરૂં કર્યું આમ જોવામાં આવે છે. આ સનકર્ણીકને મહારાજા ચંદ્રગુપ્તના પુત્ર ગાલિગ ના પૌત્ર વિષ્ણુદાસનો પુત્ર કહેલો છે.

આ તરફનો પ્રદેશ ખાસ જોવા યોગ્ય છે. આ પ્રદેશ પ્રાચીન છે અને તેમાં બૌધ, જૈન, શૈવ, વૈષ્ણવ વગેરે ધર્મોએ પ્રસંગોપાત કરેલી અસર ને ફેરફારોનાં દૃશ્યો પુષ્કળ છે. મુસલમાની રાજ્યકર્તાઓએ ધર્માંધ-પણામાં અનેક પ્રાચીન સ્થાનોનો નાશ કર્યો છે, બૌધો અને જઇનોએ સ્થળાંતરો કરેલાં છે, શીવની જગ્યાએ વિષ્ણુની મૂર્તિ અને વિષ્ણુની

જગ્યાએ શિવની મૂર્તિ આમ અનેક સ્થળોએ જોવાય છે. ધર્માંધતા, મસ્તર અને દ્વેષ આર્ય પ્રજાની અવનતિનાં મુખ્ય કારણો છે આ, આ, સ્થાનોમાં સ્પષ્ટ જોઇ શકાય છે.

ભોપાળ ને સાંચી ભીલસા વચ્ચે **મુખી સીહાનીઆ, ભડભડા-ઘાટ, દીવાનગંજ, સલામતપુર,** આજ સ્ટેશનો છે. સાંચીથી પગ-રસ્તે ભીલસા જનાર સાંચીથી આવી ગાડીમાં બેસી બીજે સ્ટેશન ભીલસા ઉતરે છે. પૂર્વ પશ્ચિમ ૧૭ માઇલ અને ઉત્તર દક્ષિણ ૬ માઇલનો પ્રદેશ નાના મોટા ૬૫ સ્તુપો ધરાવે છે. આ સ્તુપો જુદાજુદા ગામોમાં છે. કયાંઇક ૫, કયાંઇક ૭ આ રીતે. ગામોનાં નામ પણ ઉપર આપી ગયો છું. છતાં અત્રે ફરી તેનું ટીપણ કરું છું. સાંચી, સોનારી, સાદધરા, આંધેર, ભીલસા અને ભોજપુર આ સ્થળોમાં સ્તુપો છે. ઉદયગીરીપર ગુફાઓ અને દેવમંદિરો છે.

## બીના

માઇલ ૬૦૭; ભાડું મેલનું ૯-૮-૦ બીજીનું ૬-૧૨-૦.

**ભીલસા અને બીના વચ્ચે સુમેર, ગુલાબગંજ, પબાઇ, બાસોદા, બારેટ, કલહાર, બામોરા. કેડોરા** આ સ્ટેશનો છે. **બાસોદથી ૧૫ માઇલપર સીરોંજ** નામનું અગત્યનું વેપારી મથક છે. આ સીરોંજમાં મોટો મેળો ભરાય છે.

બીના રેલવે જંક્શન સ્ટેશન છે. **બીના** નદી અહીંઆ વહે છે અને તે પરથીજ ગામનું નામ પડેલું જણાય છે. બીનાથી એક લાઇન **૧૪૭** માઇલની **બારાં** સુધી જાય છે. બીનાથી મુંગાવલી, પીપરીઆ-ગામ, પાચાર, શેદોરાગામ, પાગારા, ગુના, રોઢીઆઇ, ધારનાવડ, બુલોન, ચાબરા, સાલપુરા, આત્રુ, ચાજાવા અને બારાં આવે છે. આ બીના બારાનો પ્રદેશ બહુ રસાળ છે અને અહીંઆ અનાજનો અને તેમાંએ મુખ્યત્વે ઘઉંનો પાક બહુજ સારો . . છે. આ તરફ બીજી પણ વેપારની ચીજો મળી શકે એમ છે. આ તરફનો માલ કાનપુર થઇ મુંબઇ આવે છે પણ આ ભાગમાં મુંબઇના વેપારીઓનો પગ પેસારો થવાની જરૂર છે.

બીનાની પાસે દટાવા નામનું એક વેપારનું મોટું મથક છે. આ ગામ અકબરના સુબા ઇંદ્રજીતે વસાવ્યું હતું. આ ગામ પેશવાના હાથમાં આવ્યું અને તેમના હાથમાં કિલ્લાની અને ગામની સારી સુધારણા થઇ

હતી. અહીંઆં પથ્થરની કેટલીક સુંદર ઈમારતો છે તથા કેટલુંક કોતર કામ પણ સારૂં છે. પટાવાળી બધી ચીજો બહાર દેશાવર જાય છે. આ લાઇન આગળ વધતાં આર. એમ. રેલવે લાઇનને મળી જવા સંભવ છે કારણ કે સવાઇ માધવપુર સુધીની લાઇન તૈયાર થતાં બારાં સાથે મેળવી લેતાં સુગમ પડશે અને વચ્ચેનો ગાળો પણ થોડો રહેશે.

બીનાથી બીજી લાઇન કટની જાય છે. આ લાઇન ૧૬૫ માઇલની છે. કટની, જબ્બલપુરથી અલાહાબાદ જતી મુખ્ય લાઇનનું સ્ટેશન છે. એટલે મુંબઇથી જબલપુર જઇ કટની ઉપર થઇ આ લાઇનમાં અવાય છે. અગર બીના ઉપર થઇ કટની આવી મુખ્ય લાઇન લઇ શકાય છે. બીનાથી ખુરાઇ, જેરૂવાખેડા, નારીસોલી, સાગાંગર, લીધોરાખુર્દ, ગણેશગંજ, પાથરીઆ, આસલાના, દામોહ, બાદકપુર, ધારેશ, સાગોની, સલાઇઆ, રીધી, હરદુઆ અને કટની આવે છે. આ લાઈનમાં વેપારનું મુખ્ય સ્થળ સાગર છે. સાગર ઘીનું મુખ્ય સ્થળ છે. સાગર અડધા લાખની વસ્તીવાળું મોટું શહેર છે. એક સુંદર મોટા સાગર જેવા સરોવરને કીનારે આ શહેર આવેલું હોવાથી તે સાગર કહેવાય છે. આ શહેર રાજા છત્રસાલની રાજધાની હતી. છત્રસાલ પાસથી તે પેશવાના હાથમાં આવ્યું. પેશવાનાં સુબાએ સરોવરના કિનારાપર ઉત્તમ ઘાટો અને દેવમંદિરો બંધાવેલાં છે. આ બસો વરસનું ગામ છે. પેશવાનો મેહેલ અને કિલ્લો પણ જણાય છે. જીનું સાગર ખંડેરની હાલતમાં આવી પડયું છે અને તે ૧૫ માઇલ દુર છે. અત્યારનું સાગર અંગ્રેજ સરકારના હાથમાં ઘણુંજ ઉત્તમ બન્યું છે. દામોહ આ પણ વેપારનું સ્થળ હોઇ નાનું પણ સુંદર ગામ છે. દામોહ જીલ્લો છે. આ જીલ્લામાં જઇનોના તીર્થંકર નેમીનાથજીનું મોટું મંદિર કુંડલપુરમાં છે. અહીંઆ ચૈત્ર મહિનામાં ૧૫ દિવસનો મોટો મેળો ભરાય છે. બાદકપુરમાં પેશવા સરકારે જગેશ્વર મહાદેવનું સુંદર મંદિર બનાવેલું છે. અહીંઆ વસંતપંચમી અને શીવરાત્રીનો મોટો મેળો ભરાય છે. આ મહાદેવને નર્મદાનું તથા ગંગાનું જળ ચઢાવવામાં આવે છે. આ પ્રદેશ અસારે સુધર્યો છે. આ પહાડી પ્રદેશ છે. વનલીલા સારી છે. વેપારીઓને આ તરફ સારો લાભ મળે એમ છે, પણ હના પાણી સારાં ન હોવાથી લોકો કમ આવે છે.

## બીજી બાજુ

કટનીનો સંબંધ જબલપુર લાઇનથી સાંધી દેવો ઠીક જણાયાથી ઇટારસીથી કટની સુધીના ગાળાની ટુંક હકીકત અત્રે આપવી અનુકુળ થશે.

### જબલપુર

માઇલ ૬૧૬; ભાડું મેલનું ૯-૧૦-૦ બીજીનું ૬-૭-૦.

ઇટારસી મુકયા બાદ ગુરા, બાગરા, સેમરી, સોહાગપુર, પીપરીઆ બનખેડી, બાબાઇ, ગાડરવારા, બોહાની, કારેલી, નરસીંહપુર, કારકબેલ, ગોટેગામ, વિક્રમપુર, શાહપુરા, મીરગંજ, મોહનીઆ, આ સ્ટેશનો પછી **જબલપુર** આવે છે. આમાંથી **બાગરા** આવતા પહેલાં દોઢેક માઇલ ઉપર **વરાતવા** નદીપર સુંદર પુલ આવે છે. આ પુલ આગળ રેલવેમાંથી **ઠગી** લોકોનો એક કિલ્લો જોવામાં આવે છે. **સોહાગપુર** આ વેપારનું મથક છે. અહીંઆ વણાટકામ બહુજ થાયછે. સ્ટેશનથી ગામ છ માઇલ છે. અઠવાડીયામાં એકવાર બજાર ભરાય છે. પીપરીઆથી ૩૨ માઇલ **પાચમરી** નામનું આ વિભાગના મોટા અમલદારોને ઉનાળાના દિવસોમાં રહેવાનું હવાવાળું ઠંડું સ્થાન છે. પીપરીઆથી આ ૩૨ માઈલનો રસ્તો કુદરતી લીલાથી ભરપુર છે. **ગાડરવાડા** આ વેપારનું મોટું મથક છે. અહીંઆથી અનાજ, હરડાં, રૂ, તેલના બીઆં, કોલસા, ઘી વીગેરે જથ્થાબંધ મુંબઇ અને બીજે દેશાવર જાય છે. અહીંથી **મોહપાની અને ગોટી ટોરીઆ** જે ૧૨ માઇલ છેટે છે ત્યાં કોલસાની ખાણો છે. ગાડરવાડામાં પ્રેસો ને જીનીંગ ફેકટરીઓ પણ છે. કારેલીથી ૯ માઈલપર **બીરમન** નામનુ સ્થળ નર્મદાના કિનારાપર છે ત્યાં કાર્તિકી પુનમની મોટી જાત્રા ભરાય છે. આ જાત્રા વખતે વેપારના બરની ઘણીક ચીજો આવે છે અને વેપારીઓ ખરીદ કરે છે. આ મેળામાં લાખો માણસો આવે છે. કારેલીમાં ધર્મશાળા છે. **નરસિંહપુર** વેપારનું મથક હોઇ ગામમાં નૃસિંહજીનું સુંદર મંદિર છે. અહીંથી પણ **બીરમન** જવાય છે. વિક્રમપુર પાસ **નર્મદાનો સુંદર પુલ છે. મીરગંજ** આ નર્મદા નદી પરના આરસ પહાણનાં ખડકો જોવા જનાર માટે અગત્યનું સ્ટેશન છે. અહીંઆથી આ ખડકો બે માઇલ છે. નર્મદા નદીમાં બોટો તૈયાર હોય છે. આ બોટોમાં બેસી નર્મદાના જળ પ્રવાહમાં આગળ ચાલતાં આરસપાણનાં ખડકો, પાણીના

ધોધો, વનલીલા વીગેરે અછી રીતે જોઇ શકાય છે. જબલપુરથી જવા કરતાં અહીંથી જવું સારૂં છે. અહીંઆ એક સુંદર મંદિર છે. માધવ-રાવ પેશવાએ કાતરેલ લેખ આ સ્થાનમાં છે હાથી પાંઉ નામનું એક ચઢાણ આશ્ચર્યકારક છે. ધુંઆધાર નામનું પાણીનું ઝરણુ જોવા જોગ છે. આ તરફ એક મંદિર છે જેમાં અનેક શીવની મૂર્તિએ છે. આમાંની કેટલીક મૂર્તિએ મુસલમાનોએ ભાંગી નાંખેલીછે. જબલપુર આ વેપારનું મોટું મથક છે. અનાજ, રૂ, કાપડ, કોલસા, બીઆં, ઘી, વીગેરે બધી ચીજોનો વેપાર અહીંઆ ચાલે છે. ભીલે, પ્રેસો વીગેરે પણ છે. હાથનું વણાટકામ પણ હજી વખાણવા લાયક બનેછે. સ્ટેશન પાસ ધર્મશાળા છે. શેહેરમાં એક મોટું તળાવછે જેની ચારે બાજુએ દેવ મંદિરો આવી રહ્યાં છે. જબલપુરથી ૪ માઇલના પાકા રસ્તા આગળ મદન મેહેલ નામનો ગોંડ રાજાનો બનાવેલો મેહેલ જોવા લાયક છે. આ મહેલ પાહાડ પર છે અને તેની આજુ બાજુનો પ્રદેશ બહુજ સુંદર ભાસે છે. આ મેહેલ એકરાત્રમાં બનેલો કહેવાય છે. જબલપુર જીલ્લામાં નર્મદા, મહાનદી, ગુરયા, પટના વીગેરે નદીએ વેહે છે. આ જીલ્લામાં લોઢાની, કોલસાની ખાણો છે. કેટલીક નદીની રેતીમાંથી ધુળધોયા સોનું કાઢે છે. ભુસ્તર વિદ્યાના અભ્યાસિઓને આ સ્થાનમાંથી લાભ મેળવવો જોઇએ છીએ. જબલપુરમાં માટીના વાસણનું, સેત્રંજીનું, કાથાના ગાલીચાઓનું કામ ઘણુંજ સારૂં થાય છે. ઠગીની જેલ, આ પ્રાંતના રાજાઓના છોકરાઓને શીખવવાની કોલેજ વીગેરે જોવા જોગ છે. સરકારી મોટા અમલદારો, લશ્કરી અમલદારો, રેલવેના અમલદારો વીગેરેની અત્રે સારી ભરતી છે. જી. આઇ. પી. રેલવે અહીંઆ ઇસ્ટ ઇન્ડીયા રેલવે સાથ જોડાય છે. જી. આઇ. પી. લાઇન અત્રે પુરી થાય છે. ઇ. આઇ. રેલવેમા સળંગ કલકત્તા સુધી મુંબઇની ગાડીમાં જઇ શકાય છે, માત્ર પેસેન્જર ટ્રેનમાં ગાડી બદલવી પડે છે.

## કટની

માઇલ ૬૭૩; ભાડું મેલનું ૧૦-૬-૦ બીજીનું ,૭-૦-૦.

જબલપુરથી કટની ૫૭ માઇલ છે. દેવરાઇ, સીહોરા રોડ, સલીમા-બાદ, નીવાર આ સ્ટેશનો મુકયા બાદ કટની આવે છે. આ કટની ઇન્ડીયન મીડલેંડ રેલવેના બીના સ્ટેશનથી જોડાએલું; છે તેમજ જબલ પુરથી આવતી મુખ્ય લાઇનનું સ્ટેશન છે. આની સાથ અહીઆથી

એક શાખા બેંગોલ નાગપુર રેલવે સાથ જોડાએલી છે. એટલે કે અહીંઆ થી જગદીશ જઇ શકાય અને જગદીશથી અહીંઆ આવી શકાય એમ છે. કટનીથી બીલાસપુર સુધીની ૧૯૮ માઇલની એક રેલવે સડક થઇ છે. બીલાસપુર બેંગોલ નાગપુર રેલવેનું મુખ્ય સ્ટેશન છે. મુંબઇ થી બેંગોલ નાગપુર લાઇનમાં કલકત્તા કે જગન્નાથ જનારને બિલાસપુર આવેજ આવે. કટનીથી કાટનગી, રૂપાઉંદ, ચાંદીઆ, ઉમારીઆ, કારકેલી, બીરસીંગપુર, ગંધીટી, સાહદોલ, બરહર, અનુપપુર, જૈઠરાય, બેરી, પેંદ્રારોડ, બોદરી, ખોંગસરા, બેલધાના, કોટા, ઘુટકુને પછી બીલાસપુર આવે છે. ભાડું માઇલે બે પાઇ છે. આ સ્ટેશનોમાં અગત્યનું સ્ટેશન પેંદ્રારોડ છે. આ સ્ટેશનથી અમરકંટકના પ્રાચીન પુરાણ પ્રસિદ્ધ સ્થાનનાં દર્શન કરવા જવાય છે. જગદીશ જતાં કે ત્યાંથી આવના ર જોઇ શકશે કે બીલાસપુરથી ૬૩ માઈલ પેંદ્રારોડ છે. માત્ર રૂપીઓ સવા રૂપીઓ ગાડી ભાડાનો ખરચતાં એક પ્રાચીન સ્થાનનાં દર્શન થઈ શકે છે.

## અમરકંટક

પેંદ્રારોડ સ્ટેશનથી અમરકંટક માત્ર સાત માઇલ છે. આ વિંધ્યાચળ પર્વતનું શીખર છે. આ શીખરપર અમરનાથ મહાદેવ અને નર્મદા દેવીનું પ્રાચીન મંદિર છે. અહીંઆથી નર્મદા નીકળેલ છે. સોન નદી પણ અહીંથીજ નીકળી છે. રેવાના રાજ્ય તરફથી આ સ્થાન ની પુજા વીગેરેનો બંદોબસ્ત થાય છે. કેટલાક બ્રાહ્મણો અત્રે રહે છે.

નર્મદા નદી એક કુંડમાં પડે છે. ત્યાંથી ત્રણ માઇલ આગળ બહુજ જોસબંધ ધોધથી પડે છે. આને કપિલધારા કહે છે.

આ તરફનો પ્રદેશ વનલીલાથી ભરપુર છે. નર્મદાની પરિક્રમા કરનારા સાધુઓ પગ રસ્તે ચાલી અહીં સુધી આવે છે.

શંખસ્મૃતિ, મહાભારત, મત્સ્યપુરાણ, કુર્મપુરાણ, અગ્નિપુરાણ, ગરૂડપુરાણ, શીવપુરાણ વીગેરેમાં આ અમરકંટકને કલિંગ દેશમાં આવેલ ગણેલ છે. અહીઆ નર્મદા સાક્ષાત્ શંકરથીજ નિકળ્યાં છે અને તેનાં દર્શનથીજ મનુષ્ય પવિત્ર થાય છે આમ લખ્યું છે. શ્રાદ્ધ,દાન, સ્નાનનું અત્રેનું ભારે મહાત્મ્ય છે. નર્મદાના આ પ્રદેશમાં તપ કરી વર પામેલાના અનેક આખ્યાનો પુરાણ ગ્રંથોમાં મળે છે. નદીનું મૂળ, નદી ઓનો સંગમ અને સમુદ્રમાં મળતા પહેલાનું મુખ બહુજ પવિત્ર મા નવામાં આવેલ છે.

આ બાબત આટલો ઉલ્લેખ કર્યા બાદ હવે પાછી મૂળ લાઈન લેવાની જરૂર છે. બિલાસપુર વીગેરે બેઝવાડા નાગપુરની મુખ્ય લાઇન સંબંધે અત્ર પર લખવાનું છે. કટની સુધી આવ્યા છીએ ત્યારે તેજ લાઇનમાં માણેકપુર થઈ ચીત્રકુટ જઈ આવીએ અને ત્યાંથી જાંહસી આવી બીના અને જાંહસીનો ગાળો મેળવી લઇએ.

### માણેકપુર

માઇલ ૭૮૨; ભાડુ મેલનું ૧૧-૧૨-૦ બીજીનું ૮-૦-૦.

જુકેહી, આમડારા, ભાડનપુર, મૈહાર, અનચેહરા, સટના, જેટવાર મઝગાવન, મરકુંડી આ સ્ટેશનો કટની અને માણેકપુર વચ્ચે મુખ્ય લાઇનમાં છે. અગાઉ ચીત્રકુટ જનારા માણેકપુરથી જતા હતા પણ હમણાં જાંહસીથી માણેકપુરની લાઇન થવાથી ચિત્રકુટ સ્ટેશન થયું છે. કટની અને માણેકપુર વચ્ચેના સ્ટેશનોમાં અગત્યનું સ્ટેશન સટના છે. સટના આ બુંદેલખંડ જીલ્લાનું એક સારૂં ગામ છે. વ્યાપારનું મથક હોઈ પોલીટીકલ એજંટ પણ રહે છે. આ ગામ રીવાના રાજાને તાબે છે. ગુજરાત તરફથી ગએલા રજપૂતોએ આ પ્રદેશમાં રાજ્ય સ્થાપ્યું છે આવો ઇતિહાસ છે. માણેકપુરથી ડભૌરા, બારગઢ, શીય રાજપુર, જસરા, નઇની થઇ પ્રયાગ જવાય છે.

### માણેકપુર જાંહસી લાઇન

આ લાઇન ૧૮૧ માઇલની છે અને ભાડું ૨-૭-૦ છે.

માણેકપુરથી બહીલપરવા, કરવી, ચીત્રકુટ, તામલીઆ, બદૌસા, અતારા, ખુરહંદ, ડીંગવાહી, બાંદા, ખૈરાડા, માતૌધ, કાબરાઇ, કરીપહારી મહોબા, સુપા, કુલપહાર, બેલાતાલ, ધુટાઇ, હરપાલપુર, રૌરા, મઉરાણી પુર, રાણીપુર રોડ, ટેહરકા, આરજાર, બરવાસાગર, ઉરછા આ સ્ટેશનો બાદ જાંહસી આવે છે.

### ચિત્રકુટ.

ચીત્રકુટકે ઘાટ પર ભઇ સંતોકી ભીર;<br>
તુલસીદાસ ચંદન ઘસે તીલક કરે રઘુવીર.

ચીત્રકુટ હિંદુ પ્રજાનું અતિશય પવિત્ર સ્થળ છે. પ્રાતઃસ્મરણીય રઘુકુળતિલક શ્રીરામચંદ્રજી વનવાસ પ્રસંગે સીતા અને લક્ષ્મણ સહવર્તમાન અત્રે રહ્યા હતા એટલુંજ નહિ પણ પ્રસિદ્ધ હિંદી ભાષાના

પૂજ્ય કવિ તુલસીદાસજીને આ કરાલ કળિકાળમાં શ્રીરામચંદ્રજીનું અત્ર સાક્ષાત્ દર્શન થયું હતું. કોઇપણ યાત્રી આ સ્થળની અવજ્ઞા કરી યાત્રાએ જવાનું પસન્ન કરતા નથી. સ્ટેશનથી બે ગાઉ સીતાપુર કરીને ગામ ચીત્રકુટની તળાટીમાં આવી રહ્યું છે. અહીંઆ પયસ્વીનિ નદી વહે છે. આ સીતાપુરમાં નદીને કિનારે સુંદર દેવાલયોની રમ્ય હાર આવી રહી છે. પયસ્વીનિને મંદાકિની ગંગા પણ કહે છે. સીતાપુરમાં રામનવમી અને દિવાળી પર ભારે યાત્રા ભરાય છે. ગ્રહણના વખતે પણ અત્ર સ્નાનાર્થે અનેક માણસો આવે છે. ચીત્રકોટ પરનાં મુખ્ય સ્થાનો કોટિતીર્થ, દેવાંગના, હનુમાનધારા, સ્ફટિકશિલા, અનુસૂયા, ગુપ્તગોદાવરી અને ભરતકૂપ આ મુખ્ય છે.

કામદાનાથ સીતાપુરથી અડધો ગાઉ છે અને અહીંઆથી પંચકોશી શરૂ થાય છે. પન્નાના રાજાએ આ પંચકોશીમાં પાકી સડક બંધાવેલી છે. અહીંઆ વાનરસેના જબરી રહે છે અને તેને ચણ્યા આપ્યા વગર ચાલતું જ નથી. રામચોતરા, મુખારવિંદ, ચર્ણપાદુકા આ દર્શનનાં સ્થળો છે. કોટીતીર્થ આ સ્નાનની જગ્યા છે. અહીંઆ કરોડો ઋષીઓએ તપ કરેલો હોવાથી તે ઘણુંજ પવિત્ર સ્થળ ગણાય છે. હનુમાનધારામાં હનુમાનજીની ભવ્ય મૂર્તિ છે અને ત્યાં પાણીની ધારા પડે છે. સ્ફટિકશિલા એ પથ્થરની બેઠક છે અને તેના પર પગલાંઓ દેખાય છે. રેવાના મહારાજાનું બનાવેલું સુંદર લક્ષ્મીનારાયણનું મંદિર પણ જોવા જોગ છે. ઇંદ્રના પુત્ર જયંતે કાગડાનું રૂપ લઇ સીતાજીના હાથમાં ચાંચ આ સ્ફટિકશીલાપરજ મારી હતી. અનુસુયા અને અત્રિમુનીનો આશ્રમ થોડો દૂર છે. ત્યાં જઇ ગુપ્તગોદાવરી અવાય છે. આ ગોદાવરીમાં એક કુંડ છે તેને સીતાકુંડ કહે છે. આ કુંડમાં ઝરણાનું પાણી આવે છે. આ કુંડની જગ્યા અંધારી છે, તેથી દીવો લઇ જવાય છે. ભરતજીને રાજ્યાભિષેક કરવા શ્રીરામચંદ્રજીએ સમસ્ત તીર્થોનું જળ એકત્ર કરેલું પણ ભરતે રાજ્યનો સ્વીકાર ન કર્યો ત્યારે શ્રીરામચંદ્રજીએ સર્વે જળ અત્રે નાંખ્યું અને ત્યારથી આ ભરતકૂપ કહેવાય છે અને પવિત્ર ગણાય છે. અહીંઆ સ્નાન કરવામા આવે છે. ચોબાપુર જે વચમાં રસ્તા પર આવે છે ત્યાં કૈલાસનું ઉત્તમ દર્શનીય સ્થાન છે. સીતાપુરથી ચીત્રકુટની પાંચકોશી કરતાં અનેક સ્થાનો આવે છે. ચીત્રકુટની વનલીલા ઘણીજ સુશોભિત છે. શીવપુરાણ, રામાયણ, મહાભારત વિગેરે પ્રાચીન ગ્રંથોમાં ચીત્રકુટનો ઉલ્લેખ જોવામાં

આવે છે. ચીત્રકુટ અવશ્ય યાત્રીઓએ દર્શનીય છે. અહીંઆ મનની સહજ શાંતિ થઈ, તપશ્ચર્યા કરનારને સહજ સિદ્ધિ પ્રાપ્ત થવા યોગ્ય એનેક સ્થાનો છે. પંડયાઓનો ઉપદ્રવ તો અહિંઆ પણ છે. સીતાપુરથી વાહનો, મજુરો વીગેરે પંચકોશી સારા મળે છે. સીધા સામાનની વ્યવસ્થા કરી રાખવી એજ સારૂં છે.

**કરવી** આ પયસ્વીનીનદી પરનું ઇતિહાસ પ્રસિદ્ધ શેહેર છે. ૧૮૫૭ ના બળવામાં નારાયણરાવ પેશવાએ આ સ્થાનની રાજ્યસત્તા પોતાને સ્વાધીન લીધી હતી. આ ભાગ છત્રસાળ રાજા તરફથી પેશવાને મળ્યો હતો અને ત્યાં પેશવાનું કુટુંબ રહેતું હતું અને અત્યારે પણ રહે છે. અહિંઆ પેશવાનો મોટો વાડો છે. અહીંઆ પાંચ મંદિરો તથા ૫ સારી મસીદો છે. એક ધર્મશાળા છે. પેશવાના વાડામાં મોટો ખજાનો, એક ભોયરામાં રહેતો હતો. કરવીથી નવ ગાઉ પર રાજાપુર કરીને ગામ છે જ્યાં તુળસીદાસજી રહેતા હતા, અને તેનો ચોરો અત્યારે પણ છે. આ ચોરા ઉપર તુલસીકૃત રામાયણની પુજા થાય છે. **તામોલીઆ** એ ભરતકૂપ જવાનું પાસેનું સ્ટેશન છે અહીંઆ ઘી અને રૂનો વેપાર સારો ચાલે છે. **બદોસા** વેપારનું મથક છે. ઘી, રૂ અને અનાજનો વેપાર સારો છે. આ સ્થળથી નવ ગાઉ પર કાલિંજરનો પ્રસિદ્ધ કિલ્લો છે. આ કિલ્લાએ બળવા વખતે અંગ્રેજ લશ્કરનો ઠીક બચાવ કર્યો હતો. અત્યારે કિલ્લો તેના અસલ સ્વરૂપમાં રહ્યો નથી છતાં જેનારાને તેની અસલ હાલતનો ખ્યાલ આવ્યા વગર રહે એમ નથીજ. આ કિલ્લો પથ્થરના ખડકો બનાવેલો છે, અને ૨૫ ફીટ પોહોળો છે. અહિંઆ કુદરતી દેખાવો, વનસ્પતિ અને પહાડી દેખાવો બહુ સુંદર છે. અહીંઆ સુરસ ગગાનું તળાવ, બળખંડેશ્વર મહાદેવ, ભૈરવકુંડ, ભૈરવની મોટી મૂર્તિ છે. હનુમાનકુંડ, હનુમાનની મુરતી, સીતાસેજ, પાતાળગંગા, ભગવાનસેજ, બુદ્ધિતળાવ, મૃગધારા, જૈનોના તિર્થંકરોની મુરતીઓ, નીલકંઠ, જટાશંકર, ક્ષીરસાગર, તુંગભૈરવ, લક્ષ્મીની મુરતી વીગેરે અનેક મૂર્તિઓ અને દેવ સ્થાનો છે. અહીંઆ અનેક જુના લેખો જેવામાં આવે છે. આ કાલિંજરના સ્થાનમાં મૃગધારા છે એ સપ્તઋષિઓ શ્રાપને લઇને થએલા મૃગની મૂર્તિ છે. કાલિંજરનો રાજા પૃથીરાજના સમય પહેલાનો ગણાય છે. આ કિલ્લો ઇ. સ. ૩ જી ને ૬ ઠી સદી વચ્ચે બનેલો જણાય છે. મહમદ ગીઝની

અલાઉદ્દિન, બાબર અને અકબર વીગેરેએ આ કિલ્લો લેવા પ્રયત્નો કર્યાનું જણાય છે. અકબર બાદશાહે બીરબલને આ કિલ્લો આપ્યો હતો. અહીંઆ અનેક શિલા લેખો છે તે જોતાં ૧૧ મી સદીમાં આ કિલ્લો હિંદુ રાજાઓના હાથમાં હતો. ૪ થી સદીના પણ લેખો જોવાય છે. આ કિલ્લો જોવાજોગ છે અગર જો કે કેટલીક જગ્યા ઘણીક વીકટ છે છતાં તે વીકટતાનો બદલો કિલ્લો જોયાથી મળી રહે છે. આ કિલ્લો અંગ્રેજ સરકાર પાસ આવ્યા બાદ પાયમાલ કરાવી નાખવામાં આવ્યો છે છતાં તેની ખૂબી જણાયા વગર રહેતી નથી. બુંદેલખંડના પહાડી ભાગમાં આ એક ઇતિહાસ પ્રસિદ્ધ પ્રાચીન કિલ્લો છે. આ સ્થળની જઇન તિર્થંકરોની મૂર્તિઓ, વૈષ્ણવોની મુર્તિઓ અને શૈવ મૂર્તિઓપરથી આ સ્થાનપર ત્રણ ધર્મના લોકોનો વાસ થએલો જાણી શકાય છે. મુસલમાનની મસીદો છે પણ તે નહીં જેવી છે. યાત્રીઓએ આવું અદ્‌ભૂત સ્થાન જોયા વગર ન જ રહેવું.

કાલિંજર તીર્થનો ઉલ્લેખ મહાભારત, લિંગપુરાણ, કુર્મપુરાણ અને શીવપુરાણમાં જોવામાં આવે છે. શંકરે અહિંઆ કાળનો નાશ કર્યો હતો. ચંદેલ વંશના રાજા ચંદ્રવર્માએ આ કિલ્લો ૩ જી સદીમાં બંધાવેલો છે એમ ત્યાંના લોકોની સમજ છે. ફિરસ્તા કહે છે કે ૭ મી સદીમાં કેદારનાથે બંધાવેલો આ કિલ્લો છે. મુસલમાન ઇતિહાસકર્તા કાલિંજરના રાજાને જયપાળનો મિત્ર ગણે છે. મહમદ ગજનીને રોકવા અનંગપાળે પેશાવરમાં યુદ્ધ કર્યું ત્યારે તેની સાથે કાલિંજરનો રાજા હતો આમ ઇતિહાસ સાક્ષી પુરે છે. કાલિંજરના નંદ રાજાએ કનોજના રાજાને પરાસ્ત કર્યાનું પણ જોવામાં આવે છે. બાંદા આ જીલ્લાનું મુખ્ય સ્થળ છે. અહીંઆ કેન નદી વહે છે. અહીંના પથ્થરો બહુજ વખણાય છે અને તેના પેપર વેટ સારાં બને છે. બાંડા નવાબી રાજ્ય હતું પણ ૧૮૫૭ ના બળવામાં તે સામેલ થવાથી તે રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડાયું છે. અહીંઆ રૂનો પહેલાં મોટો વ્યાપાર ચાલતો હતો પણ પાછળથી તે રાજાપુરમાં ચાલવા લાગ્યો અને હાલમાં કસ્બી વહેપારનું મથક થયું છે. બાંડામાં ૬૬ મસીદો, ૧૬૧ હિંદુ દેવાલયો અને ૫ જઇન દેરાસરો છે. કોરટ, નિશાળ, દવાખાનું, જેલ વીગેરે છે. માંતોધમાં તંબાકુ, ગીહું, અનાજ અને રૂનો સારો વ્યાપાર ચાલે છે. કાબ્રાઇ ચંદેલ રાજા બાલવર્માના બાંધેલા બહ્મતાળપર છે. અહીંઆ જુનાં દેવસ્થાનો છે, અજયગઢનું રાજ્ય અને કિલ્લો આ

પ્રદેશમાંજ છે. આ તરફ પગ રસ્તે જવાય છે. છત્રસાલ રાજા જેણે પોતાનું સ્વાતંત્ર્ય રાખવા બાજીરાવ પેશવાની મદદ માંગી હતી તેની રાજધાનીનું શહેર છત્રપુર બાંદા પાસે છે. અહીંઆ પણ પગ રસ્તે જવાય છે. છત્રસાલના મહેલની નીશાનીઓ જોવામાં આવે છે. બીજાવરનું એક નાનું દેશી રાજ્ય આ બુંદેલ ખંડમાંજ છે. બુંદેલખંડનું મુખ્યરાજ્ય પન્નાનું ગણાય છે. પન્ના રાજ્યધાનીનું શહેર છે. અહીંઆ રાજ્ય મહેલ અને બળદેવજીનું સુંદર મંદિર જોવા જોગ છે. પન્નામાં હીરાની ખાણો છે. આ ખાણોમાં આગળજેવા હીરા અગર જો કે નથી નીકળતા તોપણ દર વર્ષે લાખો રૂપીઆના હીરા નીકળે છે. મહોબા આ ૮ મી સદીમાં ચંદેલ રાજા ચંદ્રવર્માએ વસાવેલું શહેર છે. અહીંઆ ચંદેલ રાજાએ ભારે યજ્ઞ કરવાથી તે મહોબા તરીકે પ્રસિદ્ધિમાં આવેલ છે. અહીંઆ સુંદર સરોવરો આવી રહ્યાં છે. અહીંઆ ઘણીક જુની ઈમારતો જોવામાં આવે છે. ચંદ્રવર્માના દેહાન્તના સ્થાનપર રામકુંડ છે. મદનવર્માનું બનાવેલું મુમ્બાદેવીનું મંદિર છે. કેટલાંક સરોવરો પુરાઇ ગયાં છે છતાં કિર્તિસાગર અને મદનસાગર પાણીથી ભરપુર રહે છે. અહીંઆ પહાડી પણ રમણીય છે અને તેપર ગરમીના દિવસોમાં રાજાઓએ રહેવા માટે બનાવેલાં મુકામો નજરે પડે છે. પૃથીરાજ રાસામાં પૃથીરાજાએ ચંદેલ રાજાઓને જીત્યાનું નજરે પડે છે. મહોબામાં શીવ, વૈષ્ણવ અને જૈનોનાં પ્રાચીન દેવાલયો જર્જરિત હાલતમાં મળે છે. મુસલમાન લોકોએ આ દેવાલયોની દુર્દશા કરી મસીદો બનાવેલી જણાય છે અને તેની નીશાનીઓ હજી જોઇ શકાય છે. બુધના વખતના પણ કેટલાક ચિન્હો હજી મહોબા જાળવી રહ્યું છે. બુંદેલા રાજા છત્રશાલના દિકરા જગતરાજાનું બનાવેલું શહેર કુલપહાર છે. અહીંઆ રૂ, અનાજ અને રંગનો વ્યાપાર સારો છે. પ્રેસ અને જીનીંગ પણ છે. દેવાલયો અને મસીદો પણ સારાં છે. બેલાતાલમાં પાંચ માઇલનું મોટું સરોવર છે અને એક માઇલનો કિલ્લો છે. આની પાસેજ જગતરાજાનું વસાવેલું જગતપુર કરીને ગામ છે. હરપાલપુર અને મઉરાણીપુરની વચ્ચેનો રસ્તો કુદરતી દેખાવોથી ભરપુર છે. વચ્ચમાં ધાસન નદીપરનો સુંદર પુલ જોવાય છે. હરપાલપુરથી નવગંજના લશકરી મથકે જવાનો સુંદર રસ્તો છે. નવગંજમાં પાયદળ અને ઘોડેસ્વાર લશકર રહે છે. હરપાલપુરથી ચાર ગાઉપર રથ નામનું સ્થાન અનાજ, રૂ. અને દેશી બનાવટના કાપડનું સ્થળ છે. અહીંઆ પ્રાચીન લેખો પણ જોવામાં

આવે છે. મઉરાણીપુર આ વેપારનું સારું સ્થળ છે. મઉ રાણીપુરથી બે ગાઉ છે. મઉ રાણીપુરના ઘરોની બાંધણી બહુજ સુંદર છે. અહીંઆ જઇનોના દેરાંઓ ઘણાંજ સારાં છે. રાણીપુર રોડ સ્ટેશનથી બે માઇલ ગામ છે. આ ગામમાં હિંદુઓ અને જઇનોના સારાં દેવસ્થાનો છે. બરવા સાગર નામનું મોટું સુંદર સરોવર અહીંઆ જોવા જોગ છે. આંબા વીગેરેનાં વૃક્ષોથી ઢંકાએલું, સુંદર પગથીઆવાળું, ઉદિત્તસીંગ રાજાનું બનાવેલું આ સરોવર પ્રાચીન કારીગરીનો અચ્છો નમુનો છે. બેટવા નદીથી ત્રણ માઇલપર શહેર છે. ઉરછા આ બુંદેલખંડના રાજાઓમાં અગ્રેસર રૂદ્ર પ્રતાપ રાજાનું બંધાવેલું શહેર સ્ટેશનથી ૭ માઇલ દૂર છે. અહીંઆ ચતુર્ભુજજીનું સુંદર દેવાલય છે. કરારના કિલ્લામાંથી અહીંઆ રાજધાની ૧૬ મી સદીમાં કરી હતી. અત્યારેની રાજધાની ત્રીકમગઢમાં છે. ઉરછાનો કિલ્લો પથ્થર ખડકીને બાંધેલો છે. ઉરછા બાદ ઝાંહસી આવે છે. અહિંઆ આપણે બીનાથી ઝાંહસી સુધીની તુટેલી સાંકળ સાંધવાની છે.

## ઝાંહસી

૭૦૨ માઇલ; ભાડું મેલનું ૧૧-૦-૦, બીજીનું ૭-૧૫-૦.

**બીનાથી** અગાસોદ, કરોન્જડા, ધાઉરા, જખલાન, જીરોન, લલીતપુર, દેલવારા, જખાઉરા, બીજરોથા, તલબહાટ, બસાઇ, બાબીના, ખેજરહા, બાજીલી આ સ્ટેશનો મુકયા બાદ ઝાંહસી આવે છે. ધાઉરાથી સાત માઇલપર દુધાઇનું પ્રાચીન ગામ છે. આ ગામમાં સુંદર સરોવર છે. જખલાનથી ૮ માઇલપર દેવગઢ નામનું સ્થાન છે ત્યાં પ્રાચીન વિદ્યાના શોધકને મેળવવા જોગ ઘણુંજ છે. અહીંઆ જે ખંડેરો છે તેમાં ગુપ્તવંશના રાજાઓનું વખાણવા જોગ દેવાલય તથા ગાઢ જંગલથી કિલ્લા જેવી બનેલી ડુંગરીપર જઇનોનું સુંદર દેવાલય જોવા જોગ છે. જહાજપુરમાં જઇનો અને હિંદુઓનાં પ્રાચીન દેરાંઓ આવી રહયાં છે. લલીતપુરથી ૮ માઇલ ચંદેરીનું કિલ્લાવાળું સ્થળ છે. ચંદેરીમાં શેલ્લાં, પાઘડી, મઝલીન એક વખત બહુજ ઉત્તમ થતાં હતાં. ઉરછાની રાજધાની તેહરી અહીંઆથી ૧૩ માઇલ છે; ચપરા ૨૦ માઇલ છે.

**ઝાંહસી** ૧૮૫૭ના બળવાથી અને શ્રીમતિ લક્ષ્મીબાઇના અસિમ શૌર્યથી પ્રસિદ્ધિમાં આવેલું શહેર છે. આ શહેર એક કિલ્લાવાળું

છે. અત્યારે રેલવેની ઓફીસોથી, લશ્કરી છાંવથી અને વ્યાપાર રોજગારને લઇને આ શહેર સુશોભિત લાગે છે. ઝાંસીનો કિલ્લો ઉરછારાજ વિરસિંહ દેવે ૧૭ મી સદીમાં બનાવ્યો હતો. આ કિલ્લાને મહારાષ્ટ્રકીર્ત નારૂશંકરે મજબુત કર્યો હતો. છત્રસાલ રાજાએ આ કિલ્લો અને આંજુબાજુનો પ્રદેશ બાજીરાવને આપ્યો હતો. ઝાંસીની આસપાસ એક કિલ્લો છે અને બીજો તેથી થોડે દૂર છે. બાજુનો કિલ્લો ટેકરીપર છે. આ કિલ્લામાં અત્યારે લશ્કર રહે છે. શહેરમાં સમચતુષ્કોણ એક ચોક છે. આ ચોકની ચારે બાજુ ૮૮ દુકાનો અને ચારે દિશાએ ચાર દરવાજા છે. પાંચ કુવાની જગ્યા કે જેમાંથી સર્વ શહેર પાણી પીએ છે, તે શહેરની એક બાજુએ છે. ઝાંસીમાં કેટલાંક સારાં મંદિરો છે. ઝાંસી વેપારનું સારૂ સ્થળ છે. ઝાંસીમાં કેટલાંક પ્રાચીન ભોંયરાંઓ હજી પણ છે પણ તે જોવા દેવામાં આવતાં નથી. આ શહેર અત્યારે અંગ્રેજી અધિકાર નીચે છે.

• જી. આઇ. પી. રેલવેમાં કાનપુર, લખનૌ જનારાએ અહિંઆ ગાડી બદલવી પડે છે. ઝાંસીથી કાનપુર ૧ લાઇન ૧૩૭ માઇલની થાય છે. ચરહમઉ, ચીરગામ, નંદખાસ, મોઠ, પંચ, પરૌના, એટ, જુવા આરાઇ, અટા, કાલપી, ચાઉનરાઉ, પખરાયન, માલસા, લાલપુર, પામન, ભીમસેન, હમીરપુર રોડ આ સ્ટેશનો ઝાંસી કાનપુર વચ્ચે છે. ઝાંસીથી કાનપુરના મેલના ભાડાના રૂ.૨-૧૨-૦ અને બીજાના રૂ૨-૫-૦ પડે છે. આ લાઇનમાં સુરગામમાં થોડોક વેપાર ચાલે છે. એટથી નવ માઇલ કુંચ નામના ગામમાં વેપારની મોટી બજાર છે. જાલોન પ્રાંતની સૌથી મોટી બજાર કુંચની છે અને અહીંઆ સર્વ માલ જથાબંધ વેચાવા આવે છે. કુંચ સુધી એટથી રેલવેની એક શાખા ગઇ છે. પંચમાં જુનો માટીનો કિલ્લો છે. અહીંથી ચાર માઇલ પ્રયચ કરીને સ્થાન છે તે પીંઢારી અમીરખાનનું મુખ્ય મથક હતું. ઓરાઇ આ વેપારનું અગત્યનું મથક છે. અહીંઆ ઘઉં, બીઆં વીગેરેનો સારો વેપાર ચાલે છે. અહીંઆ મહારાષ્ટ્ર બ્રાહ્મણોની સારી વસતી છે. અટા આ એજ સ્થળ છે કે જે સ્થળે અંગ્રેજોએ બુંદેલખંડમાં પગ પેસારો કરવા માંડ્યો ત્યારે કાલ્પીના નાનાએ તથા ગોવિંદરાવ અને બીજા સરદારે અંગ્રેજો સામે હથીયાર ઉપાડ્યા હતા. કાલ્પી આ પ્રાચીન અને પવિત્ર જમુના નદિના તટપરનું એક શેહેર છે. આ શેહેર ઇ. સ. ૩૩૦ માં વાસુદેવે બંધાવ્યાનું કહેવાય છે. વાસુદેવે કંબાઇમાં ૪ થી

સદીમાં રાજ્ય કર્યું હતું. અકબરના વખતમાં અહીંઆં ટંકશાળ હતી. કાલ્પીમાં સાકર અને કાગળ સારા બને છે. અહીંઆં કેટલાંક જુનાં ખંડેરો જોવામાં આવે છે. કાનપુરની હકીકત તે સ્થળ વિષે લખતાં લખવામાં આવશે.

## ગ્વાલીઅર

માઈલ ૭૬૩; ભાડું મેલનું ૧૦-૬-૦ બીજીનું ૮-૧૧-૦.

જાંહસી અને ગ્વાલીઅરની વચ્ચે, કરારી, દતીઆ, સોનગીર દાબરા, આંતરી, સીથોલી, આ સ્ટેશને છે. **દતીઆ** આ રાજ્યધાનીનું શેહેર છે. રાજાને સુંદર મહેલ બગીચાની વચ્ચે છે. બગીચામાં એક હોજ છે જેમાં ચારે બાજુ હાથીની સુંઢોમાંથી પાણી નીકળ્યા કરે છે. **સોનગીરી** આ જઇન ધર્મનું પવિત્ર સ્થળ છે અને ત્યાં પ્રાચીન દેવાલયો આવી રહ્યાં છે. દતીઆથી ૪ માઇલપર જઇન દેવાલયોની બીજી હાર પણ આવી રહી છે.

ગ્વાલીઅરથી સીપ્રીની એક લાઇન ૭૪ માઇલની જાય છે અને તેનાં વચલાં સ્ટેશને લશ્કર, પુનીઆર, ઘાટીગામ, રેનહાટ, મહોના; ચોરપુરા, સેતાનવારા આ છે. આ લાઇન ગુના સાથ જોડવા માંગે તો જોડી શકાય એમ છે. ગ્વાલીઅરથી બીજી લાઇન ભીંડ જાય છે અને તેનાં વચલાં સ્ટેશને મોરાર, ભાદરોલી, શનીચરી, રીથોરા, નોનેરા, તેહેરા, સોની, ઇતેહાર આ છે. આ લાઇન ૫૩ માઇલની છે. આ લાઇન પણ ઇસ્ટ ઇંડીઆ સાથ જોડી શકાય એમ છે.

ગ્વાલીઅર લશ્કર નામથી પ્રસિદ્ધ સ્થળ યાત્રીઓએ અને મુસાફરોએ અવશ્ય જોવા લાયક છે. હિંદુ રાજ્યનીતિ વેત્તાઓએ ધનુર્દુર્ગ મહિદુર્ગ, નરદુર્ગ, વૃક્ષદુર્ગ, જળદુર્ગ અને ગિરિદુર્ગ આવા ૭ પ્રકારના કિલાઓ ગણાવ્યા છે. આમાં આ ગ્વાલીઅરને કિલ્લો ધનુર્દુર્ગ કહી શકાય એમ છે. એક પહાડપર ધનુષના આકારનો કિલ્લો છે. મહિદુર્ગ આગ્રા અલાહાબાદના કહેવાય. નરદુર્ગ આ માણસના આકારનો કિલ્લો કહેવાય છે અર્થાત્ નીચે બે પગ જેવી ઉંચી ટેકરીને આધાર લઈ પેટ મોટું બનાવી, હાથની જગ્યાએ, મોંની જગ્યાએ અને આંખની જગ્યાએ બળ અપાય. આજ પ્રમાણે વૃક્ષદુર્ગ નીચે કરતાં ઉપર ફેલાય તેવો હોય છે. જળદુર્ગ જળની વચમાં, ઉપર અને નીચે ભોંયરું કરી બનાવાય છે. આ બધા કિલ્લાની કૃતિઓ અત્યારે નાશ પામી છે.

મહાભારતનાં યુદ્ધ પછી જગતમાં ચાલતા અધર્મોથી દુર રહી એકાંતમાં પોતાનું જીવન ઇશ્વરારાધનમાં પૂરું કરવા કેટલાએક મહાત્માઓ ઇચ્છતા હતા અને તેઓ જંગલ કે પર્વતોમાં પર્ણકુટી અથવા ગુફાઓ કરી રહેવાનું પસંદ કરતા હતા. તે સ્થાનોમાંહેનું ગ્વાલીઅર એક સ્થાન છે. અત્યારે આ પ્રદેશમાંની કેટલીક ગુફાઓ નાશ પામી છે. કેટલીએક દુર્ગમ થઇ પડી છે; કેટલીક ધર્મોપોના પ્રકારથી સ્વરૂપભંગ પયેલી છે. છતાં આ સ્થળ એક વખત મહાત્માઓના નિવાસનું પ્રિય સ્થાન હશે એમ આ સ્થાન જોનારને સહજ ભાસ થયા વિના રહેશે નહિ. ઇ. સ. ની ત્રીજી સદીમાં ગ્વાલી નામના સાધુએ સુર્યસેન રાજાનો કોઢ મટાડવાથી તેણે ત્યાં સુર્યકુંડ અને કિલ્લો બનાવ્યાનું સમજાય છે. ગ્વાલીઅર એ નામ આ સાધુના નામપરથીજ પડ્યું છે. અત્યારનું ગ્વાલીઅર અથવા લશકર આ જુદું શહેર છે અને જુનું ગ્વાલીઅર એ પણ જુદું છે. દોલતરાવ સિંધીઆએ જે જગ્યાએ પોતાના લશ્કરની પાયગા કરેલી તે જગ્યા ઉન્નત થઇ અત્યારનું ગ્વાલીઅર બન્યું છે; અને જુનું ગ્વાલીઅર પડતી હાલતમાં આવ્યું છે. ગ્વાલીઅર જોવા જનારને સ્ટેશન પાસેની સરકારી ધર્મશાળામાં ઉતરવું હોય તો તેણે મંજુરી મેળવવી પડે છે. બાકી શહેરની ધર્મશાળા સર્વેને માટે ખુલ્લી છે. સ્ટેશનથી શહેર બે માઇલ છેટે છે. શહેર, તેની બજારો, ઇમારતો, વેપાર રોજગાર લઇને, જાહોજલાલી ભોગવે છે. અહીંની શરાફ બજાર, જુનો રાજ મહેલ અથવા વાડો, વીકટોરીયા કોલેજ, જયાજીરાવ હોસ્પીટાલ અને સિંધીઆની માએ બનાવેલું સુંદર મંદિર આ જોવા યોગ્ય સ્થળો છે. જયેન્દ્ર ભુવન જે જયાજી સિંધીઆએ ફુલબાગ નામના પ્રસિધ્ધ બગિચામાં બનાવ્યું છે, તે ખાસ જોવા યોગ્ય છે. એ ભુવનની કારીગરી સિંધીઆના વૈભવની અને આર્યશીલ્પકળાની ઉત્તમ સાક્ષી આપે છે. અહીંઆ અનાજ, રૂ, ચીઓ, પાઘડી, ભેંશો, સાડીઓ અને બીજાં હાથે વણેલાં બારીક વણાટકામનો વેપાર ઘણોજ વખાણવા લાયક છે. અસલની અંગ્રેજી છાવણીનું મુરાર ગામ જે હાલ ગ્વાલીઅરને તાબે છે અને જ્યાં રેસીડેન્ટ રહે છે તે અહીંથી બે માઇલ દુર છે. ગ્વાલીઅરનો કિલ્લો પહાડપર છે અને આસરે બે માઇલ લાંબો અને (૫૦૦) ફીટ પહોળો હોય એમ અનુમાન કરી શકાય છે. ચિતોડનો કિલ્લો જેઓએ જોયો હશે તેઓના ધ્યાનમાં તરતજ આવશે કે આ કિલ્લો પણ ચિતોડનો કિલ્લો જોઇનેજ બાંધેલો હોવો જોઇએ. કટલેક

ભાગે આ કિલ્લો ચિતોડને મળતો છે અને કેટલેક ભાગે બીજા કિલ્લાઓનું અનુકરણ કરાયલું જણાય છે. કિલ્લાનો મુખ્ય દરવાજો, ઇશાનકોણમાં છે અને આખો કિલ્લો ફરતાં જુદા જુદા દરવાજાઓ વટાવવા પડે છે. કિલ્લાની ભીંત આસરે ૩૦ ફીટ ઉંચી હોય એમ અનુમાન થાય છે. આલમગીર, હિંડોળા, ભૈરવ, ગણેશ, લક્ષ્મણ અને હાથી આ દરવાજાનાં નામ છે. આ દરવાજાઓના બારણાંઓ મજબુત લોખંડથી ભરેલાં છે, તેમજ દરવાજાપર કેટલીક જગ્યાએ પથ્થરનું સુંદર કોતરકામ કરેલું જોવામાં આવે છે. હિંડોળા દરવાજા પાસે રાજા માનસિંહે કરેલો રાણીનો એક ઉજડ મહેલ જોવામાં આવે છે. હિંડોળાને બાદલ દરવાજો પણ કહે છે. અને તે માનસિંહના કાકા બાદલસિંહે બનાવેલો હોય એમ કહેવાય છે. ગણેશ દરવાજા પાસે નુરસાગર સરોવર અને ગ્વાલી સાધુનું મંદિર છે. લક્ષ્મણ દરવાજે પહોચતા પહેલાં ચતુર્ભુજનું મંદિર આવે છે. અહીંઆ શીવ–પાર્વતીનું એક મંદિર છે. હાથી દરવાજો માનસિંગના મહેલનોજ ભાગ હોય એમ જણાય છે. કચ્છવા વંશના ધુંધા રાજાનો બનાવેલો ધુધા દરવાજો અને અગ્નીખુણામાં ગર્ગજ દરવાજો છે. એ શિવાય બીજા પણ દરવાજા છે. આ કિલ્લામાં જળાશય તરીકે અનેક સુંદર તળાવો જોવામાં આવે છે. સુર્યકુંડ, ત્રીકોણીયા તળાવ, જુહાર તળાવ, સાસુ વહુનું તળાવ, ગંગોળા તળાવ, ખોખી તલાવ વીગેરે છે. કિલ્લાપર ગુજારી, માનસિંહ, વિક્રમ, કરણ, જહાગીર, શાહજહાં વીગેરેના જુના પણ જર્જરીભૂત થયેલા મહેલો જણાય છે. ગ્વાલી, ચતુર્ભુજ, જયંતી, તેલીનું મંદિર, જગમોહન, સુર્યદેવ, વીગેરે મદિરો છે. આ પહાડ ઉપર જઇનોનાં મદિરો અને ગુફાઓ તથા કારીગીરીનું કામ એક વખત બહુજ વખાણવા લાયક હશે એમ તે જોતાં ભાસ થાય છે. પદ્મનાભનું બનાવેલુ સાસુ વહુનું મંદિર અત્યારે ઉજ્જડ છે, પણ ઉત્તમ કારીગરી બતાવે છે. અહીંયાં કેટલીક ગુફાઓમા જવું અત્યારે બહુજ કઠીન થઇ પડયું છે. પણ ગુફાઓની હારોમાં કેટલીક જગ્યાએ એવી તો ભવ્ય મુર્તીઓ અને કારીગરીઓ છે કે જેનો જોડો આખા હિંદુસ્તાનમાં મળવો મુશ્કેલ છે. એક હારમાં ૨૨ મુર્તીઓ છે જેમાં એક ૫૭ ફીટ ઉંચી છે. એક નેમીનાથની ૩૦ ફીટ ઉંચી છે. એક હારમાં ચોવીસમાં તીર્થંકર મહાવીર સ્વામીની બાળ મુર્તી છે, એક બીજી હારમાં અઢાર મુર્તીઓનો જથ્થો આવી રહયો છે. આ બધા સ્થાનો ઉત્તમ શિલ્પ

કળાનો આભાસ આપે છે. પણ તેઓને ધર્મોપે પોતાની તૃપ્તિ કરવા માટે એવી રીતે બગાડી મુકેલ છે કે તે જોતાંજ આપણને "અંધા આગળ આરસી" આ કહેવત યાદ આવે છે. આ માંહેની કેટલીક મુર્તીઓ પથ્થરમાં કોરી કાઢેલી છે. કેટલીક ગુફાઓમાં જળાશયો, બેઠકો વનલીલા વગેરે બનાવેલાં હોય એવો ભાસ થાય છે. આ શિવાય બીજાં પણ અનેક જોવા જેવાં ચીત્રો છે, પણ તેની બારીક વિગતમાં ઉતરવા કરતાં અમે એ સ્થાનની મુલાકાત લેવા ખાસ ભલામણ કરી સંતોષ પામશું. અહીંઆ આસો માસમાં કલેશ્વરનો મોટો મેળો ભરાય છે, તે વખતે બળદો, ઘોડાઓ, અને વ્યાપારની ઘણીક ચીજો એકઠી થાયછે અહીંઆ જે સંગ્રહસ્થાન છે, તે પણ ખાસ જોવા લાયક છે.

ગ્વાલીઅર મુકયા બાદ મોરાર રોડ, બનમોર, નુરાબાદ, મોરેના, હીમપુર, ધોળપુર, મનીઆ, સૈયાન, ભાંડાઇ મુકયા પછી આગ્રા આવે છ. બનમોર આ ગામમાં જ્યારે શુદ બીજ અને શનીવાર આવે ત્યારે મોટો મેળો ભરાય છે. અહીંઆ ઉત્તમ પથ્થરની ખાણો છે. મોરેનામાં અનાજનો અને રૂનો વેપાર સારો ચાલે છે. અહીંઆ રૂના કેટલાક પ્રેસો છે. હીટમપુર અને ધોળપુર વચ્ચે ચંબલ, નદીનો મોટો પુલ જોવામાં આવે છે. ધોળપુર એક દેશી રાજ્ય છે. એમાં મહારાજાનો જે સુંદર મહેલ છે તે જોવા જોગ છે. ધોળપુરથી બે માઇલ ઉપર મુચકુંદ નામનું એક તળાવ છે. આ તળાવ અડધો માઇલ લાંબુ છે, અને જેમાં નાના નાના બેટો બની તે ઉપર મુકામો બન્યાં છે તે બહુ સારો દેખાવ આપે છે. તળાવના કિનારાપર સેંકડો મંદીરો શોભી રહ્યાં છે. સરદપૂનમનો અહીંઆ મોટો મેળો ભરાય છે. ધોળપુરથી આગ્રે અવાય છે.

વાંચનારાઓ અત્રે જોશે કે આપણે બી. બી. સી. આઇ. રેલ્વે દ્વારા આર. એમ. રેલ્વેમાં, એક રસ્તે આગ્રે આવી પોહચ્યા હતા. અહીંઆ જી. આઇ. પી. રેલ્વેદ્વારા ઇન્ડીઅન મીડલેન્ડ રેલ્વેથી આગ્રે પહોંચ્યા છીએ, હવે આપણે આ પુસ્તકના પાને ૧૩૧ માં વીરમગામ જઇ અટકયા છીએ, અને પાના ૧૪૯ માં મારવાડ જંકશન આગળ અટકયા છીએ. હવે યાત્રીઓ, કાંતો વિરમગામથી કાઠીઆવાડ તરફ આગળ ચાલી દ્વારકાં પહોંચી ત્યાંથી સ્ટીમરમાં કરાંચી થઇ સીધા દીલ્હી કે પંજાબ જઇ શકે છે, અને કાંતો મારવાડ જંકશનથી સિંધમાં જઇ

હૈદરાબાદ જઇ શકે છે અને આગ્રેથી આગળ વધવા પહેલાં આ બેઉ ખાંચા પૂરા કરી નાંખવાની જરૂર જોઇએ છીએ. જેથી આ તરફનો સર્વ પ્રદેશ જોવા ઇચ્છનારને સુગમ થાય.

વીરમગામથી વઢવાણ કેંપ થઇ વાંકાનેર જઇ ત્યાં જડેશ્વર મહાદેવનું એક પ્રાચીન રમણીય સ્થાન છે તે જોવું હોય તેણે જોવું. સાયલામાં લાલાભક્તનું સ્થાન અને મુલીમાં સ્વામીનારાયણના મંદીરનું સ્થાન જોવા લાયક છે. **મોરબી** અત્યારના રાજ્યકર્તાના ઉત્તમ શોખથી કેવું સુધર્યું છે આ જોવા ઇચ્છનારે જોવું. અહીંઆ ઘોળેશ્વર અને રફાળેશ્વરનાં દર્શનીય સ્થળો છે. આ સ્થળોમાં પ્રસંગો પર જાત્રા ભરાય છે. જેને આ સ્થાનો ન જોવાં હોય તેણે રાજકોટ આવવું અને રાજકોટ જોઇ જામનગર જવું. જામનગર સુધી રેલવેમાં જઇ શકાય છે. જામનગરમાં જામ સાહેબના લાખોટા વીગેરે બંગલાઓ અને જામનગરમાં પાણી પુરૂં પાડતી વાવમાં કરેલું પાણીનું બાંધકામ અવશ્ય જોવા જોગ છે. જામનગર સારૂં શહેર છે અને કેટલોક વખત પહેલાં હુન્નર ઉદ્યોગમાં વખણાતું શહેર હતું. અહીંઆ રંગાટનું કામ ઘણુંજ સારૂં થાય છે. જરીના કસબનું, અત્તરનું, કંકુનું, સુરમાનું, વીગેરે કામ પણ વખણાય છે. જામનગરના ખાળામાંથી અગાઉ મોતી નીકળતાં હતાં પણ હાલમાં આગળ જેવાં નીકળતાં નથી અને કાઢવા પ્રયત્ન પણ થતો નથી. મીઠાઇ પણ જામનગરની વખણાય છે. જામનગરમાં ખીજડીઆ પંથનું દેહેરૂં જોવા લાયક છે. રાજસી શાહનાં શ્રાવકનાં દેરાંઓ પણ સારાં છે. આ તરફ ભવાનીમાતા તથા રોઝીમાતાની જાત્રા ભરાય છે. જામનગરથી પગ રસ્તે દ્વારકાં જવાય છે. આ રસ્તો ચાર દિવસનો છે અને મુંબઇના ગૃહસ્થોએ રસ્તામાં સુંદર ધર્મશાળાઓ બંધાવી છે. આ ધર્મશાળાઓમાં કેટલીક જગ્યાએ સદાવ્રતો પણ છે અને કેટલીક જગ્યાએ વાસણકુસણ બીછાનાં વીગેરે પણ મળે છે. જામનગરથી દ્વારકાં જવા બળદની ગાડીઓ મળેછે.

દ્વારકાં પશ્ચિમ હિંદુસ્તાનનું સર્વોત્તમ ધામ છે. શ્રીકૃષ્ણની રાજધાની આ દ્વારકાં હતું અને તે સોનાનું હતું આમ કહેવાય છે. પ્રાચીનકાળની આ સોનાની દ્વારકાં સમુદ્રમાં ગરકાવ થઇ ગઇ છે. સંવત ૧૯૫૫ માં હું આ તરફ આવ્યો હતો ત્યારે અહીંઆ ખોદ કામ થતું હતું અને તે વખતે જમીનનાં પડો જોતાં એમ તો જણાતું હતું કે, આ ભાગ પાણીમાંથી બહાર નીકળી આવેલો છે.

દ્વારકામાં રણછોડરાયનું મંદિર છે. આ મંદિર જગન્નાથજીના મંદિરની બરોબરી કરે એવું છે. આ મંદિર વિસ્તારમાં જેમ મોટું છે તેમ ઉંચાઇમાં પણ મોટું છે. આ મંદિરની કારીગરી પણ ઘણીજ સારી છે. આ તરફ વસતી લડાયક જાત વાઘેરોએ આ મંદિરનો આશ્રય લીધો હતો અને તેથી મંદિરપરના મારાથી કેટલુંક નુકશાન થયું હોવું જોઈએ. તેમજ મુસલામી રાજ્યકરતાઓ તરફથી પણ નુકશાન થયું હોવું જોઇએ; છતાં હજી મંદિર પોતાની સુંદરતા જાળવી રહ્યું છે. દ્વારકાંમાં ગોમતી નદીમાં સ્નાન કરવામા આવે છે. આ સ્નાન માટે ગાયકવાડ સરકાર તરફથી કર લેવામાં આવે છે. ગોમતી નદીના કિનારાપર ઘાટો બાંધેલા છે. મંદિર નદિના કિનારે છે. દ્વારકા નાનું ગામ છે, છતાં યાત્રીઓની હમેશ ભીડ રહેવાથી હળામણ રહે છે. દ્વારકાંની પાસે પીંડવારક ક્ષેત્ર છે ત્યાં જળમાં પીંડો તરે છે.

દ્વારકામાં ગોમતીજી ઉપર ઘાટો બાંધવામાં આવેલા છે. આ ઘાટો નાં સંગમ, નારાયણ, વાસુદેવ, ગૌ, પાર્વતિ, પાંડવ, બ્રહ્મ, સુરધન આ નામો છે. એક સરકારી ઘાટ છે જ્યાં કર લેવામાં આવે છે. સરકારી ઘાટ પાસે નિષ્પાપ કુંડમાં સ્નાન, શ્રાધ્ધ, દાનાદિક પ્રથમ કરવામાં આવે છે. સંગમ ઘાટપર સંગમ નારાયણનું મંદિર છે. વાસુદેવ ઘાટપર નૃસિંહજીનું મંદિર છે. રણછોડરાયજીના મંદિરમાં શ્રીકૃષ્ણ, ગોમતી, મહાલક્ષ્મી, હનુમાનજી, નૃસિંહજી અને સાક્ષી ગોપાળનાં દર્શન કરતાં કરતા જવાય છે. રણછોડરાયજી, ત્રિવિક્રમજી, પ્રદ્યુમનજીનાં દર્શન કરતી વખતે યાત્રીઓ પાસેથી પૈસા લેવામાં આવે છે. કુશેશ્વર મહાદેવ અને પાર્વતીનાં દર્શન બીજી પાસ થાય છે. કુશ નામના રાક્ષસને મારી તે ઉપર શંકરનું સ્થાપન કર્યું છે. દ્વારકામાં જે કુશેશ્વરનુ દર્શન ન કરે તેનું અર્ધપુન્ય પોતાને મળે એવું કુશે વરદાન માગ્યું હતું અને તે વરદાન આપવામા આવ્યું છે. શિવ વિષ્ણુમા ભેદ ન ગણવાનો આથી વધારે પ્રબળ પુરાવો કયો જોઇએ છીએ ? અંબાજી, પુરૂષોત્તમજી, ગુરૂ-દત્તાત્રય, દેવકીજી, લક્ષ્મીનારાયણ, માધવજી, કોલાભક્ત, સત્યભામા, રૂક્મણિ, શ્રી શંકરાચાર્યની ગાદી, જાંબુવંતી, રાધા વીગેરેના મંદિરોછે.

સારદામઠ તરફથી શ્રી રણછોડરાયજીને ભોગ ધરાવવામાં આવે છે.

પરિક્રમા કરતી વખતે ચક્રતિર્થ, રત્નેશ્વર, સિદ્ધનાથ, જ્ઞાનવાપી; રામ લક્ષ્મણ જાનકી, અક્ષય વડ, અઘોર કુંડ, લક્ષ્મી, આશાપુરી

અને કૈલાસકુંડ આ દર્શનીય સ્થળો છે. કૈલાસકુંડમાં નગ રાજા ઉંધે માથે રહી મોક્ષ પામ્યા છે.

દ્વારકાથી દસ ગાઉ ઉપર બેટ નામે વલ્લભાચાર્ય સંપ્રદાયનું સ્થાન છે. દ્વારકાંથી બેટ જતાં રસ્તામાં આરંમડામાં તપાવેલી મુર્તીઓના ડામ આપવામાં આવે છે. તે દેખાવ કરૂણા ઉપજાવે એવો હોય છે. આવા ડામ મોટે ભાગે સાધુ અને શુદ્રોજ લે છે. આવા ડામથી મુક્તિ મળશે આવી તેમની સમજ હોય છે. આ આરમડાથી એક રસ્તો ગોપી તળાવ જાય છે, આ તળાવમાંથી માટી નીકળે છે તેનું ગોપીચંદન બને છે. યાદવો પ્રભાસમાં યુદ્ધ કરી મરાઇ ગયાનું સાંભળી તથા શ્રીકૃષ્ણ સ્વધામ પહોંચ્યાનું જાણી ગોપીઓ અહીંઆ ખુડી મુઇ હતી. તેજ આ તળાવ છે એમ કહેવાય છે.

બેટમાં શ્રીકૃષ્ણ, પ્રદ્યુમ્ન, રણછોડજી, ત્રીવિક્રમજી, પુરૂષોત્તમજી, દેવકીજી, માધવજી, અંબાજી, ગરૂડજી, સત્યભામા, જાંબુવંતી, રૂકમણિ, રાધા, લક્ષ્મીનારાયણ, શંખોદ્ધાર, રણછોડસાગર, નાગેશ્વર, હનુમાનજી વીગેરે તીર્થનાં સ્થળો છે. બેટમાં પુજાનો ઠાઠ ઘણોજ છે. ભોગાદિક અર્થે શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સંપ્રદાય પ્રમાણે સારો વ્યય થાય છે.

દ્વારકાંથી આગબોટમાં બેસી પોરબંદર અથવા સુદામાપુરી અવાય છે તેમ પગ રસ્તે પણ અવાય છે. પગ રસ્તે આવતાં ત્રણ દિવસ લાગે છે અને બળદની ગાડીમાં આવવું પડે છે. રસ્તામાં ઉતારા વગેરેની સોઇ જામનગરથી દ્વારકાંના રસ્તા માફક અહીંઆ પણ છે. પોરબંદરનું રાજ્ય મેનેજમેન્ટમાં આવ્યા બાદ પોરબંદર બહુજ સુધરી ગયું છે. અગાઉ આ ગામને ગઢ હતો તે કઢાડી નાખવામાં આવ્યો છે અને સમુદ્રને કિનારે મજબુત ડકકો બાંધવામાં આવ્યો હતો. આ ડકકો હવા ખાવાની સુંદર જગ્યા થઇ છે. વળી પોરબંદર રેલવે થવાથી અને પોરબંદરી પથરાના મુકામો થવાથી પોરબંદર અત્યારે રળીઆમણું લાગે છે. પોરબંદરમાં સુદામાજીનું જુનું મંદિર છે. આ મંદિર સોટરી કઢાડી સુધારવામાં આવ્યું છે. સુદામાજી શ્રીકૃષ્ણના બાળસ્નેહી હતા, અને સંદિપ્ત ગોરને ત્યાં બન્ને સાથે ભણતા હતા. શ્રીકૃષ્ણ દ્વારકામાં રાજ્યગાદિ ભોગવે અને સુદામા અહીંઆ દારિદ્ર દુઃખ ભોગવે આમ જોઇ સુદામાની સ્ત્રીએ શ્રીકૃષ્ણની મુલાકાત લેવા ભલામણ કરી. સુદામા આમે બ્રાહ્મણ અને વળી રાજા મિત્ર ગરીબની

સામુ જુવે ! આ સંબંધમાં શંકાશીલ હોવાથી ઘણીક આનાકાની પછી ગયો. શ્રીકૃષ્ણને ભેટ આપવા કાંઈપણ ન હોવાથી પૌઆક પહુવા લઈ ગયા. શ્રીકૃષ્ણે એ પહુવા સહર્ષ ખાધા અને સુદામાને પોતાની બરોબરીઓ કર્યો. આ ઉપરથી આ સ્થાન સુદામાપુરી કહેવાય છે. અહીંઆ સુદામાના દરશન કરવાથી દારિદ્ર દુઃખ પડતું નથી. એ સિવાય અહીંઆ એક બિલેશ્વર મહાદેવનું મંદિર થોડેક દુર છે તે પણ જોવા જોગ સ્થાન છે. પોરબંદર તાબે વિસાવાડામાં મૂળ દ્વારિકા છે.

પોરબંદરથી માધવપુર નામે એક સ્થાન છે. આ સ્થાન પહેલાં ભીમક રાજાની રાજધાની હતી. આ ભીમક રાજાને રૂકમણી કરીને એક પુત્રી હતી. આ રૂકમણીનો વિચાર શ્રીકૃષ્ણ સાથે પરણવાનો હતો. આ રૂકમણીનો ભાઈ રૂકમઈઓ, પોતાની બેહેન રૂકમણીને, શીશુપાળ નામના રાજાને પરણાવવા ઇચ્છતો હતો. રૂકમણીએ શ્રીકૃષ્ણને પત્ર લખી બોલાવ્યા હતા. શ્રીકૃષ્ણ રૂકમણીનું હરણ કરી ગયા. રૂકમઈયા અને શીશુપાલનું પારિભાવ કર્યું. આ રૂકમણી વિવાહ લગ્ન પ્રસંગે સ્ત્રીઓ બહુ ઉલટથી ગાય છે અને ભાગવતમાં રૂકમણીના મોંહમાં જે શબ્દો મુકયા છે તે તેના ઉંચા પ્રેમ અને મનોભાવ સાથે ઉતમ બુદ્ધિના દર્શક છે. આ માધવપુરમાં માધવરાયનું મંદિર છે અને ત્યાં દર વર્ષે શ્રી ઠાકોરજીના વિવાહ થાય છે. તે વખતે સારો મેળો ભરાય છે. થોડેક દૂર એક મહાદેવનું પ્રાચીન સ્થાન છે.

માધવપુરથી શ્રી પ્રભાસપાટણ અવાય છે. આ પ્રભાસપાટણ ઘણુંજ પ્રાચીન સ્થાન છે, અને મહમદ ગીઝનીએ સોમનાથનું દેહેરું ન્હોતું તોડયું ત્યાં સુધી તે સોમનાથનું સ્થાન અદ્વિતીય હતું. આ સોમનાથ દ્વાદશ જ્યોતિર્લીંગ માંહેના એક છે. અને પ્રત્યેક વર્ષે કાર્તિક અને ચૈત્ર માસની પુર્ણીમા ઉપર અહીંઆ જાત્રા ભરાય છે. અત્યારનું સોમનાથનું મંદિર અહિલ્યાબાઈ હોલકરીણે પાછળથી બંધાવ્યા છતાં તે તદન કહાડી નાખીએ એવું નથી. સોમનાથ નીચે ભોંયરામાં છે. સોમનાથનું જુનું મંદિર દરિયા કિનારે છે, પરંતુ તે પણ જુનું હોય; તે સંબંધે શક છે. અલબતે અત્યારના મંદિર કરતાં જુનું હશે ખરં. જુનું મંદિર તેના કોતર કામ માટે વખણાય છે અને તેના નકશાઓ હજી પણ દુર દુર ભાગોમાં જાય છે. પ્રભાસમાં શ્રાધ્ધ કરવાથી પિતૃઓ મોક્ષ પામે છે. પ્રભાસમાં ત્રણ નદિઓનો સંગમ થાય છે. અને અહીંઆ શ્રાદ્ધ થાય

છે. હીરણ્ય, સરસ્વતિ અને કપિલાનો સંગમ તે પ્રાચીન ત્રિવેણી કહેવાય છે. પેહેલાં અગ્નિકુંડમાં સ્નાન કરી ત્રિવેણી સ્નાન કરવામાં આવે છે. બ્રહ્મકુંડ, બ્રહ્મકમંડળ, આદિપ્રભાસ, જળપ્રભાસ આદિ કુંડો અને બ્રહ્મેશ્વર મહાદેવનું સ્થાન અત્રેજ છે. પ્રભાસની પાસે મોક્ષ પીપળો છે. આ પીપળા નીચે શ્રીકૃષ્ણ બેઠા હતા તેને એક શીકારીએ હરણ સમજી બાણથી વીંધી નાખ્યા હતા.

સૂર્યનારાયણનું જુનું મંદિર જેનો કેટલોક ભાગ મહમદે તોડેલો જણાય છે તે, હિંગલાજ, સિદ્ધનાથ મહાદેવ, બળદેવજી, મહાપ્રભુજીની બેઠક, રામમંદિર, કૃષ્ણમંદિર, ભીમેશ્વર, ગૌરિકુંડ, ગણેશ, મહાકાળી, ભદ્રકાળી, મધુસુદન વીગેરે દર્શનનાં સ્થળો છે.

બાણતીર્થ, ચંદ્રભાગા, ભાલતીર્થ વીગેરે તીર્થો છે. ભાલતીર્થમાં શ્રીકૃષ્ણે દેહ છોડયો હતો સબબ તેને દેવસ્વર્ગ કહે છે.

પ્રસિદ્ધ જાદવાસ્થળી આ પ્રભાસ ક્ષેત્રમાંજ થઇ હતી. જાદવો પોતાના બળથી મદોન્મત થઇ પોતાના એક સાથીને પેટ ઉપર લોખંડની એક લોઢી બાંધી સ્ત્રીનો વેશ આપી એક રૂષિ પાસે ગયા અને રૂષિને પૂછયું કે આ સ્ત્રીને શું આવશે ? રૂષિએ શાપ આપ્યો કે એને જે આવશે તે તમારો સમૂળ નાશ કરશે. આથી આ લોઢી ઘસી ઘસી ભુકો કરી તે ભુકો સમુદ્રમાં નાખી દીધો. આ ભુકામાંથી પાણ નામનું ઘાસ થયું અને તેનાથી જાદવો દારૂ પી પરસ્પર કપાઇ મુવા અને શ્રીકૃષ્ણનો પણ નાશ થયો. આ સ્થાનમાં જાદવોનો મોક્ષ થયેલો હોવાથી સર્વનો મોક્ષ થાય છે આવી સમજ છે. અહીંઆથી ચોરેક છેટે ગોરખ મઢી છે. આ મઢીમાં યોગી ગોરખનાથ તપશ્ચર્યા કરતા હતા આમ કહેવાય છે. પ્રભાસથી દરિયા કિનારે આવે તો ઉનાપાસે તુલસીશ્યામનું સ્થાન આવે છે. આ સ્થાનમાં ઉનાં પાણીના કુંડ છે. તુલસીશ્યામથી કુંડલા પાસે ભીલેશ્વર, મહુવા પાસે ગઢુલામાં ગોપનાથનાં સ્થાનો છે. આ ગોપનાથ એજ સ્થાન છે કે જ્યાં નૃસિંહ મહેતા ભોજાઇના કઠોર વચનથી રીસાઇ આવેલા અને શ્રીકૃષ્ણની રાસલીલા જોઇ શંકર પાસે વર પામેલા. ગોપનાથ પાસે ખડદપરમાં ખારી મિઠી વીરડી છે. આ વીરડી દરિયામાં છે અને તેના ઉપર સમુદ્રની રેલ આવવા છતાં એક વીરડામાં મીઠું પાણી રહે છે અને એકમાં ખારૂં રહે છે. અલંગ પાસે બીજી નાના ગોપનાથની જગ્યા છે. તલાજાના ડુંગર ઉપર એભલમંડપની

ગુફાઓ અને પાણીનાં ટાંકાઓ છે તે જોવા લાયક છે. આમાં એક ગુફા સાતમાળની પથ્થરમાં કોતરી કાઢેલી જણાય છે. આ પહાડ પહેલાં જ્વાળામુખી હશે એમ જણાય છે. ત્યાંથી કોલીઆકમાં નિષ્કલંકેશ્વર મહાદેવ સમુદ્રની મધ્યમાં છે. અહીંયા પાંડવો કલંક મુક્ત થયા હતા, આમ કહેવાય છે. અહીંઆ શ્રાવણ વદ ૦)) ની મોટી જાત્રા ભરાય છે. આ નિષ્કલંકેશ્વરથી ભાવનગર અવાય છે. આ એક રસ્તો થયો. બીજો રસ્તો વેરાવલથી રેલવેમાં જુનાગઢ જઇ ગીરનાર જવાનો છે.

જુનાગઢ કાઠીઆવાડનું પ્રાચીન શહેર છે. જુનાગઢની પાસે વનથલી નામનું એક ગામ છે. આ ગામમાં સુરજકુંડ નામનું એક સરોવર છે. આ સરોવર તિર્થ તરીકે વપરાય છે. આ વનથલી પ્રાચીન મોટું શહેર હતું પણ અત્યારે ગામડું થયું છે. અત્યારે જુનાગઢ મોટું શહેર છે અને ઇસ્લામી રાજ્ય છે પણ પહેલાં તે હિંદનું રાજ્ય હતું. જુનાગઢમાં બગીચાઓ જોવા લાયક છે અને શહેરમાં મકાનો પણ સારાં છે. જુનાગઢ ત્યાંના ગીરનારના પહાડને લઇને અને દાતારની જગ્યાને લઇ ને હિંદુ, ઇસ્લામી, યુરોપીયનો અને બીજી પ્રજાને જોવા લાયક સ્થાન છે. ગીરનાર સોરઠી કહાડી ગીરનારનો રસ્તો પાકો બાંધેલો છે એટલે, ચડવા ઉતરવામાં સગવડ થઇ છે. જુનાગઢમાં નૃસિંહ મહેતાનો જુનો ચોરો અત્યારે પણ છે. આ નૃસિંહ મહેતો ગુજરાતી ભાષાના આદિ કવિ ગણાય છે. નરસી મહેતો ભક્તકવિ હતા. જુનાગઢમાં હિંદુઓનાં બે ચાર મંદિરો ઘણાંજ સારાં છે. જુનાગઢમાં જનાવરોનો સંગ્રહ પણ સારો છે. શહેરથી ગીરનાર બે માઇલ દુર છે. તલાટી પાસે દામોદર કુંડ છે. આ કુંડ પવિત્ર ગણાયછે. અહીંઆ શ્રીકૃષ્ણ કાલયવન રાક્ષસની બીકથી ભાગતા હતા તે વખતે એક રૂષિને સુતા જોઇ પોતાનું કપડું રૂષિને ઓઢાડી પોબારાં ગણી ગયા. રાક્ષસ આ રૂષિને શ્રીકૃષ્ણ સમજી લાતથી મારવા લાગ્યો. રૂષિએ આંખ ઉઘાડી તે રાક્ષસ સામે જોયું કે તે રાક્ષસ બળી ભસ્મ થઇ ગયો. આ ઠેકાણે ભસ્મ-રાખના ઢગલા માફક એક દેખાવ જોવામાં આવે છે. ગીરનાર જવાની શરૂઆતમાં વાઘેશ્વરીનો દરવાજો છે. આ દરવાજામાં યાત્રીઓ પાસેથી પૈસા લેવામાં આવે છે. તેમજ ડુંગરપરથી જંગલની પેદાશ લાવનાર પાસેથી કર લેછે. દરવાજાની અંદર તલાટી નીચે એક મંદિર છે અને ત્યાં રહેવાની જોગવાઇ છે.

ગીરનારનો પહાડ ચડતા પહેલાં ભરત ગુફાની જગ્યા આવે છે, આ જગ્યામાં એક બાવો રહે છે. કહે છે કે આ ગુફા બહુજ લાંબીછે

અંદર કોઇને જવા દેવામાં આવતા નથી. આ પછી ઉપર કોટના નામની શ્રાવકની જગ્યા છે. આ જગ્યા એક કિલ્લા જેવી છે અને ત્યાં જઇનોનાં દેહેરાંઓ ઘણુાંજ સુંદર છે. મુખ્યત્વે. નેમિનાથજી, સોળ તીર્થંકરો, આદિનાથ, કુમારપાળ અને વસ્તુપાળ તેજપાળનું મંદિર જેમાં મલિનાથજીની મુર્તિ છે આ ખાસ જોવા જોગ છે. આ મંદિરોમાં નકશીનું કામ ઘણુંજ સારૂં છે. પેહેલાં આ રાખેંગારનો મેહેલ હતો આમ કહેવાય છે. અહીંઆ યાત્રીઓને રહેવા ખાવાની સગવડ થઇ શકે છે. ત્યાંથી ગૌમુખની જગ્યા છે ત્યાં પાણીના સુંદર કુંડ છે અને આજુબાજુ રહેવાની જગ્યા છે. અહીંઆ જઇન સીવાયના બીજાઓ રહે છે અને ભોજનાદિ કરે છે. આગળ રાણુકદેવી ના મેહેલ અને રાજલની ગુફા જોવા લાયક છે. પછી અંબાજીનું મંદિર આવે છે. ત્યાંથી કમંડળુ થઇ ગુરૂદત્તાત્રય જવાય છે. ગુરૂદત્તાત્રયનું શિખર સૌથી ઉંચું છે. અહીંઆ ઘણાજ થોડા માણસો જાય છે. હું ગયો ત્યારે અહીંઆ રસ્તાની મરામત થતી હતી. હમણાં આ પગથીનું કામ પુરૂં થયું હશે. ગુરૂદત્તાત્રયનો ચડાવ બહુજ સીધો છે. ગુરૂદત્તાત્રયના મંદિર ઉપર એક મોટો ઘંટ છે. કમંડળુ પાસેથી એક રસ્તો કાળકા તરફ જાય છે.

કાળકા લોકો જતા નથી, એમ કહીને કે અહીંઆ અઘોરીઓ રહે છે અને માણસને ખાઇ જાય છે. હું પોતે આ જગ્યાએ ખાસ ગયો હતો. મારી સાથે ચાર ડોળીવાળા, રસોઇઓ અને ભોમીઓ હતા. અમને જતાં જોઇ અમારી સાથે બીજા પણ પાંચ સાત માણસો જોડાયાં હતા. અમે અહીંઆ કોઇ અઘોરી જોયોજ નહીં. માત્ર ડુંગરની ખોમાં ગુફા જેવી જગ્યામાં કાલકા માતાનું મંદિર કુદરતી બનેલું અમે જોયું. કાલકા તરફ જવાનો રસ્તો વીકટ છે અને જનાવરોની ધાસ્તી લાગે એમ છે તેમજ બેદરકારીથી ચાલે તો પડી જાય એમ પણ છે. એથીજ લોકો જતાં ડરતા હશે, આમ અનુમાન કરૂછું. કાલકાના રસ્તામાં ડોળીમાં બેસી જવાય એવું નથી. માત્ર પગથીજ ચાલી જવાય છે. ગીરનારના ઉપર કોટથી આગળ આ બધી જગ્યામાં પાણી મળે છે પણ બહુ વનસ્પતિ નથી. તડકામાં મુસાફરી કરવી ઠીક નથી. અમે ગૌમુખમાં આવી રાત રહ્યા અને સવારના શેષાવન તથા ભરત વનમાં થઇ આડે રસ્તે નીચે ઉતર્યા. શેષાવન અને ભરતવનની જગ્યા વનસ્પતિથી ભરપૂર છે અને અનેક કુદરતી પુષ્પોની વાસથી મગજ તર થઇ જાય

ગુફાંઓ અને પાણીનાં ટાંકાઓ છે તે જોવા લાયક છે. આમાં એક ગુફા સાતમાળની પથ્થરમાં કોતરી કાઢેલી જણાય છે. આ પહાડ પેહેલાં જવાળામુખી હશે એમ જણાય છે. ત્યાંથી કોલીયાકમાં નિષ્કલંકેશ્વર મહાદેવ સમુદ્રની મધ્યમાં છે. અહીંયા પાંડવો કલંક મુક્ત થયા હતા, આમ કહેવાય છે. અહીંઆ શ્રાવણ વદ ૦)) ની મોટી જાત્રા ભરાય છે. આ નિષ્કલંકેશ્વરથી ભાવનગર અવાય છે. આ એક રસ્તો થયો. બીજો રસ્તો વેરાવળથી રેલવેમાં જુનાગઢ જઈ ગીરનાર જવાનો છે.

જુનાગઢ કાઠીઆવાડનું પ્રાચીન શહેર છે. જુનાગઢની પાસે વનથલી નામનું એક ગામ છે. આ ગામમાં સુરજકુંડ નામનું એક સરોવર છે. આ સરોવર તિર્થ તરીકે વપરાય છે. આ વનથલી પ્રાચીન મોટું શહેર હતું પણ અત્યારે ગામડું થયું છે. અત્યારે જુનાગઢ મોટું શહેર છે અને ઇસ્લામી રાજ્ય છે પણ પહેલાં તે હિંદુનું રાજ્ય હતું. જુનાગઢમાં બગીચાઓ જોવા લાયક છે અને શહેરમાં મકાનો પણ સારાં છે. જુનાગઢ ત્યાંના ગીરનારના પહાડને લઇને અને દાતારની જગ્યાને લઇ ને હિંદુ, ઇસ્લામી, યુરોપીયનો અને બીજી પ્રજાને જોવા લાયક સ્થાન છે. ગીરનાર લોટરી કહાડી ગીરનારનો રસ્તો પાકો બાંધેલો છે એટલે, ચડવા ઉતરવામાં સગવડ થઇ છે. જુનાગઢમાં નૃસિંહ મહેતાનો જુનો ચોરો અત્યારે પણ છે. આ નૃસિંહ મહેતો ગુજરાતી ભાષાના આદિ કવિ ગણાય છે. નરસી મહેતો ભક્તકવિ હતા. જુનાગઢમાં હિંદુઓના બે ચાર મંદિરો ઘણુંજ સારાં છે. જુનાગઢમાં જનાવરોનો સંગ્રહ પણ સારો છે. શહેરથી ગીરનાર બે માઇલ દુર છે. તલાટી પાસે દામોદર કુંડ છે. આ કુંડ પવિત્ર ગણાયછે. અહીંઆ શ્રીકૃષ્ણ કાળયવન રાક્ષસની બીકથી ભાગતા હતા તે વખતે એક ૠષિને સુતા જોઇ પોતાનું કપડું ૠષિને ઓઢાડી પોબારાં ગણી ગયા. રાક્ષસ આ ૠષિને શ્રીકૃષ્ણ સમજી લાતથી મારવા લાગ્યો, ૠષિએ આંખ ઉઘાડી તે રાક્ષસ સામે જોયું કે તે રાક્ષસ બળી ભસ્મ થઇ ગયો. આ ઠેકાણેજ ભસ્મ-રાખના ઢગલા માફક એક દેખાવ જોવામાં આવે છે. ગીરનાર જવાની શરૂઆતમાં વાઘેશ્વરીનો દરવાજો છે. આ દરવાજામાં યાત્રીઓ પાસેથી પૈસા લેવામાં આવે છે તેમજ ડુંગરપરથી જંગલની પેદાશ લાવનાર પાસેથી કર લેછે. દરવાજાની અંદર તલાટી નીચે એક મંદિર છે અને ત્યાં રહેવાની જોગવાઇ છે.

ગીરનારનો પહાડ ચડતા પહેલાં ભરત ગુફાની જગ્યા આવે છે, આ જગ્યામાં એક બાવો રહે છે. કહે છે કે આ ગુફા બહુજ લાંબી છે

અંદર કોઇને જવા દેવામાં આવતા નથી. આ પછી ‘ઉપર કોટના નામની શ્રાવકની જગ્યા છે. આ જગ્યા એક કિલ્લા જેવી છે અને ત્યાં જઇનોનાં દેહેરાંઓ ઘણુંજ સુંદર છે. મુખ્યત્વે. નેમિનાયજી, સોળ તીર્થંકરો, આદિનાથ, કુમારપાળ અને વસ્તુપાળ તેજપાળનું મંદિર જેમાં મલિનાયજીની મુર્તિ છે આ ખાસ જોવા જોગ છે. આ મંદિરોમાં નકશીનું કામ ઘણુંજ સારૂં છે. પેહેલાં આ રાખેંગારનો મેહેલ હતો આમ કહેવાય છે. અહીંઆ યાત્રીઓને રહેવા ખાવાની સગવડ થઇ શકે છે. ત્યાંથી ગૌમુખની જગ્યા છે ત્યાં પાણીના સુંદર કુંડો છે અને આજુબાજુ રહેવાની જગ્યા છે. અહીંઆ જઇન સીવાયના બીજાઓ રહે છે અને ભોજનાદિ કરે છે. આગળ રાણકદેવી ના મેહેલ અને રાજલની ગુફા જોવા લાયક છે. પછી અંબાજીનુ મંદિર આવે છે. ત્યાંથી કમંડળ થઇ ગુરૂદત્તાત્રય જવાય છે. ગુરૂદત્તાત્રયનું શિખર સૌથી ઉંચું છે. અહીંઆ ઘણાજ થોડા માણસો જાય છે. હું ગયો ત્યારે અહીંઆ રસ્તાની મરામત થતી હતી. હમણાં આ પગથીનું કામ પુરૂં થયું હશે. ગુરૂદત્તાત્રયનો ચડાવ બહુજ સીધો છે. ગુરૂદત્તાત્રયના મંદિર ઉપર એક મોટો ઘંટ છે. કમંડળ પાસેથી એક રસ્તો કાળકા તરફ જાય છે.

કાળકા લોકો જતા નથી, એમ કહીને કે અહીંઆ અઘોરીઓ રહે છે અને માણસને ખાઇ જાય છે. હું પોતે આ જગ્યાએ ખાસ ગયો હતો. મારી સાથે ચાર ડોળીવાળા, રસોઇઓ અને ભોમીઓ હતા. અમને જતાં જોઇ અમારી સાથે બીજા પણ પાંચ સાત માણસો જોડાયાં હતા. અમે અહીંઆ કોઇ અઘોરી જોયોજ નહી. માત્ર ડુંગરની ખોમાં ગુફા જેવી જગ્યામાં કાલકા માતાનું મંદિર કુદરતી બનેલું અમે જોયું. કાલકા તરફ જવાનો રસ્તો વીકટ છે અને જનાવરોની ધાસ્તી લાગે એમ છે તેમજ બેદરકારીથી ચાલે તો પડી જાય એમ પણ છે. એથીજ લોકો જતાં ડરતા હશે, આમ અનુમાન કરૂછું. કાલકાના રસ્તામાં ડોળીમાં બેસી જવાય એવું નથી. માત્ર પગથીજ ચાલી જવાય છે. ગીરનારના ઉપર કોટથી આગળ આ બધી જગ્યામાં પાણી મળે છે પણ બહુ વનસ્પતિ નથી. તડકામાં મુસાફરી કરવી ઠીક નથી. અમે ગૌમુખમાં આવી રાત રહ્યા અને સવારના શેષાવન તથા ભરત વનમાં થઇ આડે રસ્તે નીચે ઉતર્યાં. શેષાવન અને ભરતવનની જગ્યા વનસ્પતિથી ભરપુર છે અને અનેક કુદરતી પુષ્પોની વાસથી મગજ તર થઇ જાય

છે. તેની સાથ કુદરતી દેખાવો જોઇ આંખ તૃપ્ત થાય છે. ગીરનારપર જનારે આ વનો જોયાં વગર રહેવું જોઇતું નથી.

ગીરનારના પહાડની બાજુમાં દાતારનો ડુંગર છે. આ ડુંગર વનસ્પતિથી ભરપુર છે. આંબા, રાયણ, કરમદાં, સીતાફળ વીગેરેના અસંખ્ય ઝાડો આ ડુંગરપર છે. આ દાતારના ડુંગરપર એક ઝરો છે અને તેનું પાણી કાયલીએ કરી બધા પીએ છે. દાતારમાં ધુણવાનું કામ બારે ચાલે છે, જે વખતનો દેખાવ રમુજી હોય છે. દાતારમાં કોઢીઆઓ સારા થાય છે.

જુનાગઢમાં પ્રાચીન શહેરનો એક ભાગ છે. આને ઉપરકોટ કહે છે. આ ભાગમાં ખોદકામ થાય છે. અહીંઆથી જુનાગઢને પાણી પુરૂ પાડવાની ગોઠવણ થતી હતી. મજગામમાં જેમ પાણીની ટાંકી છે, તેમ અહીંઆ ટાંકીઓ બાંધેલી છે. આ ટાંકીઓનું ખોદકામ કરતાં અંદરથી મોટા ઓરડાઓ અને મહેલો નીકળી આવ્યા હતા, તથા કેટલીક જગ્યાએ અનાજના કોઠારો પણ નીકળ્યા હતા. આ તરફ બૌધોની ગુફાઓ છે.

જુનાગઢમાં બૌધોના લેખો પણ મળે છે અને બૌધના વખત પહેલાંનું જુનાગઢ છે, તે સિધ્ધ છે. જુનાગઢમાં મસીદ મકરબા વીગેરે બીજી પણ અનેક જગ્યાઓ જોવા લાયક છે. પ્રાચીન ઇતિહાસના શોખીનને માટે જુનાગઢ સારૂં ક્ષેત્ર છે.

જુનાગઢથી ભાવનગર આવી શકાય છે. ભાવનગર અત્યારે કાઠીઆવાડનું મુંબઇ ગણાય છે. ભાવનગરમાં જાહેર દરબારી મુકામો બપકાદાર છે. હાઇ કોરટ, હાઇ સ્કુલ, એન્જીનીયરીંગ ઓફીસ, મોતી બાગ, પબ્લીક પાર્ક, ભાવનગર વોટર વર્કસ આ બધું જોવા જોગ છે. ભાવનગરમાં જસુનાથ મહાદેવ, ભીડભંજન, બારસેં મહાદેવ, તખતેશ્વર, વૈજનાથ, રૂવાપરી વીગેરે દેવસ્થાનો ઘણાંજ ઉત્તમ છે અને મરહુમ મહારાજાએ છુટે હાથે પૈસા ખરચી આ સ્થાનોને ઓર ઉત્તમ બનાવ્યાં છે. તખ્તસિંહ હોસ્પિટલ અને સર જસવતસિંહ હોસ્પિટલ પણ સારાં મુકામો છે. આની સાથ પ્રજાજનનાં મુકામો-પણ સારાં છે. ભાવનગર વેપારનું મુખ્ય શહેર હોવાથી ત્યાં મીલ અને પ્રેસો પણ છે. ભાવનગર રેલવેથી અને સ્ટીમરોના વ્યવહારથી વેપારીઓને સગવડકારક શહેર છે. ભાવનગરમાં શહેરનું તળાવ અને તેની આસપાસનો દેખાવ ખચીત

રમણિય છે. ભાવનગરમાં આવનાર મુસાફરે તેની પ્રાચીન રાજધાનીનું શહેર સીહોર પણ જોવું જોઇએ છીએ. સીહોર ડુંગરપર કિલ્લાવાળું ગામ છે અને ત્યાં વાસણો સારાં બને છે. સિહોરમાં ગૌતમેશ્વરનું સ્થાન દર્શનીય છે. બ્રહ્મકુંડ સ્નાનની જગ્યા છે અને તે સિદ્ધરાજની માનું બનાવેલું છે.

કાઠીઆવાડમાં મુસાફરી કરનારાઓએ હવે પાલીતાણાનો શત્રુંજય પહાડ અને તેના ઉપરનાં શ્રાવકોના મોટા ખરચે બનાવેલાં ઉત્તમ કારીગરીથી ભરપુર દેરાંઓ જોવાની જરૂર છે. પાલીતાણાના ડુંગરપરનો રસ્તો પાકો બાંધેલો છે પણ ડુંગરપર ઝાડ પાન નથી. પાલીતાણાના ડુંગરપરના દેરાંઓ, આખા હિંદુસ્તાનમાં નહીં મળે એવાં છે અને તેના ઉપર લાખો રૂપીઆ ખરચાયા છે. ભગવાનના શણગાર પણ બહુજ કિમતી છે. જઇનોનાં પાંચ પવિત્ર યાત્રાના સ્થળોમાં શત્રુંજય સર્વોત્તમ ગણાય છે. આબુ, ગીરનાર, ચાવીઅર, હજારી બાગ અને શત્રુંજય આ પાંચ પવિત્ર સ્થળો છે. અહિં હનુમાનજીનું મંદિર અને મુસલમાની દરગા હોવાથી અન્ય લોકો પણ પોતાના પવિત્ર સ્થાન તરિકે શત્રુંજયને ગણે છે. શત્રુંજયના મંદિરોમાં આદિનાથ, કુમારપાળ, વિમલશાહ, સંપ્રતિરાજ અને ચોમુખજી આ મુખ્ય મંદિરો છે. આમાં ચોમુખજીનું મંદિર ઘણુંજ ઉંચુ છે. આમાં વિક્રમના વખતમાં બનેલાં કેટલાંક મંદિરો છે આમ કહેવાય છે. પણ લેખોથી જણાય છે કે સંવત ૧૬૭૫ ના વૈશાખ સુદ ૧૩ ને શનિવારના દિને અમદાવાદના સવા સોમજીએ ચોમુખનું મંદિર બનાવેલું છે. આ મદિર બનવા સંબંધી એક આખ્યાયિકા અત્રે નોંધી લેવા જોગ છે.

સુલતાન નુરૂદિન જહાંગીર, પ્રીન્સ સુલતાન ખુશરૂ, પ્રીન્સ ખુર્રમના વખતમાં દિલ્હીમાં એક ધનિક વાણિયો રહેતો હતો. આ વાણિયો વૈષ્ણવ સંપ્રદાયનો હતો. કહે છે કે, બાદશાહી વખતમાં મુસલમાન સોદાગીરો હિંદુસ્તાનમાં વેપારને માટે ફરતા હતા. મુસલમાની ધર્મમાં વ્યાજ ખાવાની મના કરેલી હોવાથી આ સોદો પોતાની થાપણ સાથે ન રાખતાં કોઇ સારા વેપારીને ત્યાં મૂકી જતા હતા. એવી સરતે કે, પાછા માગે ત્યારે તેજ વખતે થાપણ પાછી આપવી જોઇએ. "કાંઇ થાપણ-આપણ મૂકી છે ?" એવું અત્યારે પણ કહેવાય છે તે આજ હેતુથી કહેવાતું હશે એમ અનુમાન થાય છે. આવી થાપણો જો ન આપે

તો ત્યાંને ત્યાં થાપણુ ઓળવનારનો પ્રાણુ લેવો એ ગુન્હો મનાતો નહોતો. પૂર્વોક્ત વાણિયાને ત્યાં એક મુસલમાન સોદાગરે તે વાણિયાની પ્રતિષ્ઠાને લઇને પોતાની કેટલીએક થાપણુ મૂકેલી. આવી થાપણુ રાખવા મજકુર વાણિયાએ ઘણીજ ના કહેવા છતાં જબરદસ્તીથી તેને ત્યાં રાખવામાં આવેલી. આ ઉપરથી એમ જણાય છે કે, થાપણુ મુકનાર કોઇ આબરૂદારને ત્યાં જબરદસ્તીથી પોતાની થાપણુ મુકી શકતા હોવા જોઇએ. મુસલમાની રાજ્યમાં વસતા હિંદુઓનું જીવન કેટલું કષ્ટમય હશે તેનો આપરથી ભાસ થાય છે.

પોતાની થાપણુ સધ્ધર વેપારીને ત્યાં મુકી મજકુર સોદાગરે કેટલાંએક વર્ષો વેપાર રોજગારને અંગે જુદા જુદા સ્થળે ફરવામાં કાઢયા. હિંદુસ્તાનમાં આવા વખતમાં મુસાફરી કરવી એ કંઇ છોકરાઓની રમત જેવું ન હતું. વખત, પૈસા, જાતી સુખનો ભોગ આપીનેજ મુસાફરી થતી હતી અને પૈસા પણુ ત્યારેજ પેદા થતા હતા. 'ચડતી પડતી આ ઇશ્વરનો અબાધ નિયમ છે.' જે વૈશ્ય એક વખત ધનાઢય અને પ્રતિષ્ઠિત હતો તે કેટલાએક વર્ષે ધનહીન થઇ દુર્દશામાં આવી પડયો. ઘર સાજુ રાખી મીલ્કત કે દ્રવ્ય સ્ત્રી પુત્રોને નામે ચડાવી કોરટમાં અરજી આપી લેણુદારોને રોવરાવી ચોખ્ખા થવાનો રિવાજ તે વખતમાં ન હતો. લેણુદારને તો કદાચ વાયદો થઇ શકે, પણુ થાપણુવાળાને બીલકુલ વાયદો થઇ શકે નહિ. આ બિચારા વૈશ્યે પોતાને ત્યાં થાપણુ મૂકનાર મુસલમાન સોદાગરને પોતાને ઘરે આવતો જોયો. માનસિક દુઃખમાં પીડાતા વાણિયાભાઇએ સાક્ષાત યમરાજાને પોતાની નજર સામે જોયા! ક્ષણુ વિચાર થયો કે યવનને હાથ કપાઇ મરવું તેના કરતાં વિષ પ્રયોગથી પ્રાણાંત લાવવો સારો. ગમે તેમ તો પણુ આખરે *ડાહી માના એટલે મીયાંભાઇને બે મીઠા શબ્દો કહી તેનો ગર કાઢવા વિચાર આવ્યો. મીયાં સાહેબને પુષ્કળ આદર સત્કારથી બેસાડી દેશ-પ્રદેશની વાતો પૂછી તેની થાપણુ લઇ જવા વિનતી કરી. મીયાંભાઇએ જ્યારે કહ્યું કે હું તો આજ આવ્યો છું તેથી તમને મળવા આવ્યો છું; થાપણુ બેચાર દિવસ રહી લઇ જઇશ. વાણીયાના દેહમાં આ

*આપણામાં ગાંડીના ડાહ્યા અને ડાહીના ગાંડા આમ વાણીયા અને રજપુતો માટે કહેવાય છે. વાણીઆણીને ઘેલી અને રજપુતાણીને ડાહી ગણુવામાં આવે છે પણુ ખરી રીતે ઘેલી છતાં વ્યવહારકુશળ તો વાણીઆણીજ છે, પોતાની સ્થીતિ અનુસાર વર્તવામાં વાણીયપણુ સર્વોતમ છે.

સાંભળી નવું જીવન આવ્યું. તેણે મીયાં સાહેબને ચડાવતાં ચડાવતાં જાણી લીધું કે તે ગુજરાત તરફ જનાર છે. તરતજ ડાહી માનાએ મીયાં સાહેબને કહ્યું કે, અસારે લુંટારાઓનો દોર વિશેષ છે અને રોકડ પાસે રાખવી એ જીવના જોખમ જેવું છે. માટે મીયાં સાહેબ કોઇની હુંડી મળે તો લઇ લેવી. મીયાં સાહેબના મગજમાં પણ આ વાત ઉતરી અને તેણે પૂછ્યું કે તમો એવા કોઇને બતાવો તો હુંડી લઉં. વાણીયાભાઇ કાલા થઇ મીયાંભાઇની દાઢીમાં હાથ નાખી કહેવા લાગ્યા કે, "ખાનસાહેબ હું તો તમારી થાપણ લઇ જાવ એટલે છુટો થાઉં. થાપણની ચીંતામાં રાત દહાડો ઉંઘ પણ આવતી નથી. તમારા શિવાય જો બીજો કોઇ હોત તો તેને હું હુંડી લખી આપત. પણ તમને તો નહિ લખી આપું" મીયાંભાઇ આખરે મીયાંભાઈજ. ચડાવવાથી અને વાણિયાની લટપટથી વાણિયાને પરિપૂર્ણ પ્રમાણિક માની તેનેજ હુંડી લખી આપવા આગ્રહ કરવા માંડયો. આગ્રહથી ન પત્યું, ત્યારે રોફથી કામ લીધું. 'ભાવતું હતું અને વૈદે ચીંધ્યું' એ, માફક વાણિયાભાઇએ આખરે હા તો કહી પણ એમ કહીને કે, "અમારે આડતીયાને પૈસા મોકલવા જોશે ને તે પહોંચતાં વાર થાય અને તમને અવિશ્વાસ આવે એ ઠીક નહિં." મીયાંભાઇએ કહ્યું કે મારે અમદાવાદમાં એક મહીનો રહેવું છે અને તે દરમીયાન મને પૈસા મળે એટલે થયું. હૃદયમાં બીજો ભાવ રાખી જગતને બીજું સ્વરૂપ બતાવવાની વિદ્યા ઇશ્વરે વાણીયાનેજ આપી છે; એ આ દાખલામાં સારીરીતે જોઇ શકાય છે. મરણાંત આવેલો પ્રસંગ આ વાણિયાએ આવી રીતે દૂર કર્યો.

અમદાવાદમાં સવા સોમા નામના કોઇ વેપારી રહે છે એટલું, આ દિલ્હીના શાહુકારે માત્ર સાંભળેલું. નહિ કાંઇ આંખની ઓળખાણ કે કાગળ પત્રનો વ્યવહાર ! વાણિયો અપ્રમાણિક નહોતો. શ્રીકૃષ્ણ જેવા એ મહાભારતના યુદ્ધકાળે યુધિષ્ઠિર જેવા મહાત્માને "અશ્વત્થામા પડયો" આમ સ્પષ્ટ અને "નરો વા, કુંજરો વા" આમ અસ્પષ્ટ કહેવરાવી કાર્ય સાધ્યું હતું. આપદ્ ધર્મ જુદોજ છે અને આપદ્ ધર્મને અંગે પુર્વોક્ત ચારિત્ર વૈશ્યે કર્યું તો ખરૂં પણ હુંડી કોના ઉપર લખવી અને કોણ સ્વિકારશે તથા અવેજ કયાંથી મોકલશું એ વિચાર આવવા લાગ્યો ત્યારે વાણિયાને અસિમ દુઃખ થયું. મરવું એ એકવાર ઇષ્ટ માન્યું અને વિષનો પ્યાલો હાથમાં લીધો. બીજીવાર સાંભળેલા સવા સોમાના નામપર હુંડી લખી થોડા વખત પુરૂષાર્થ કરી એ પૈસા મેળવી મોકલી આપવા

વિચાર્યું, અને "જીવતો નર ભદ્રા પામશે" આમ માન્યું. વળી પોતાના ધર્મભાવને અંગે ઇશ્વર ઉપર નિર્ભર રહી વિશ્વાસ કર્યો કે શુદ્ધાંતઃકરણીને ઇશ્વર સહાય કરશેજ. વિચારોની અનેક ઘટમાળોને અંગે નિશ્ચિત કર્યું કે હુંડી લખવી, અને આ પ્રમાણે હુંડી લખવા માંડી. આ હુંડી તેણે નેત્રમાંથી આંસુના ચાલતા પ્રવાહને અંગે અંતર્યામીની પ્રેરણાનુસાર લખી. કાગળ ઉપર આંસુના ડાઘાઓ પડયા. પ્રસંગ આવતાં મીયાંસાહેબને હુંડી આપી એક ભય દુર કર્યો અને બીજો ભય દુર કરવા પ્રયત્ન આરંભ્યો. પણ સત્યવાદીઓનું સત્ય ક્યાં સુધી ટકે છે તેની પુર્ણ કસોટી કરનાર પરમાત્માએ બીજા પ્રયત્નમાં તેને યશ આપ્યો નહિ.

આપણા મીયાંભાઇ તો અહમદાવાદ આવી પહોંચ્યા છે. ઘુંટણ ઉપર આવી રહેલી જાડી ધોતડી અને છાતીના ઉપર કસ બાંધેલું જાડું તથા મેલું કુડતું પહેરેલ એક વ્યક્તિ સવા સોમાના ઘર આગળ ઓટલા ઉપર દાતણ કરતી તે જુએ છે. મીયાંભાઇને આવતા દેખી દાતણ કરનારના તો રામ રમી ગયા, પણ વખત માણસને કેમ વરતવું એ શીખવે છે. તદનુસાર આ ભાઇ સાહેબ ગંભીર રહી બન્ને હાથે મીયાંસાહેબને સલામ કરવા લાગ્યા અને આવવાનું કારણ પુછયું. મીયાંસાહેબે હુંડી બતાવી અને શેઠને મળવાનું જણાવ્યું. મીયાંસાહેબને જે શેઠ હતા તેણે વાણોતર બની જઇ જણાવ્યું કે શેઠ દસ વાગ્યા પછી આવશે ત્યારે આવજો અને તમારા નાણાં લઇ જજો. લાવો તમારી હુંડીની નોંધ કરી લઉંછું. જેનું નામ સાંભળેલું નહિ, જેની સાથે કશો વહીવટ નહિ એવા દુર દેશના એક ગૃહસ્થ તરફથી મોટી રકમની હુંડી જ્યારે આવી છે ત્યારે અવેજ પણ આવ્યો હશે એવાજ ખ્યાલમાં શેઠે માણસોને પુછવા ઉપર આધાર રાખી મીયા સાહેબને વિદાય કર્યા. માણસો આવતાં તેમને સર્વે પુછપરછ કરતાં જણાયું કે, નથી કાંઇપણ અવેજ યા કાગળ પત્ર ! શેઠ વિચારમાં પડયા અને માણસોને જણાવ્યું કે, જ્યારે મીયાંભાઇ આવે ત્યારે તેની પાસેથી હુંડી લઇ મને પ્રર્થમાં બતાવવા લાવજો. મીયાં સાહેબ વખતસર આવ્યા અને ગુમાસ્તો શેઠને હુંડી બતાવવા લઇ ગયો. શેઠે બારીકીથી હુંડી તપાસી જેને કાંપતે હાથે લખાયલા અક્ષરો તથા તેપર પડેલા આંસુના ડાઘ જોઇ અનુમાન કર્યું કે આ કોઇક દુખીએ પોતાનો પ્રાણ બચાવવા ગીયભાઇના જુલમને અંગે લખેલી હુંડી છે જૈન ધર્મમાં જીવતદાન સમાન એકે બીજું પુન્ય નથી એમ નિશ્ચય કરી ગુમાસ્તાને કહ્યું કે "હા ! અને "નાણાં આપ્યું"

એકવાર અમે યાત્રામાં ભેગા થયા હતા. હુંડી લખનાર દિલ્હીના પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે, અને તેને મેં કામકાજ લખવા કહેલું હતું. હુંડીના રૂપીઆ ચુકાવી આપો; અને હમણાંજ આપો. ખોળાધર વિગેરેની કાંઇ જરૂર નથી. નામાવાળાને મારી પાસે મોકલજો. ગુમાસ્તો ગયો. મીયાભાઇને રૂપીઆ ગણી આપ્યા. નામાવાળો શેઠ પાસે ગયો અને શેઠે કહ્યું કે હુંડીના જેટલા રૂપીઆ છે તેટલા ખર્ચ ખાતે લખી નાખજો. ધણીને ખાતે લખશો માં. મને કાગળ છે ને તે પ્રમાણે કરવાનું છે.

વાંચનારાઓ ! દિલ્હીના વાણિયાની શું સ્થિતિ થઇ હશે તે સંબંધે જાણવા આતુર હશો, અને અમો આ આતુરતા લાંબા વખત લંબાવી રાખવા માંગતા નથી. તે બિચારાએ કેટલાક મહીનાઓ મીયાંભાઇ આજ આવશે, કાલ આવશે અને દગલબાજીથી જાણીતો થઇ કાંતો તરવારને ઝાટકે દેશે અગર ફરિયાદ કરી સુળીને લાકડે ચડાવાવશે, એવાજ વિચારમાં કાઢ્યા, કેટલાક મહિના બાદ એવા ઠરાવપર આવ્યો કે મીયાં સાહેબને કાંતો કોઇએ ઠેકાણે પહોંચાડી દીધા હોવા જોઇએ. પ્રસિદ્ધ પાપ કરતાં છાનું પાપ હૃદયને બાળીને ખાક કરી નાંખે છે તે નિસંશય છે. અનેક ધનવાનો અને વિદ્વાનો જગતની અંદર સુખી દેખાતા છતાં, વૈભવ ભોગવતાં છતાં, પોતાના અપ્રસિદ્ધ રહેલાં પાપોથી એવાતો બળ્યા જળ્યા રહે છે કે તેમના આયુષ્યનો અડધો ક્ષય એજ બળતરાથી થાય છે. આ ગરીબ પણ આપદ્‌ને અંગે અધર્મે પ્રેરાયેલો વાણિયો દિવસ રાત પોતાના કૃત પાપના પસ્તાવામાં કાઢે છે. ધંધારોજગારમાં તેનું ચિત્ત લાગતું નથી. તેને જીવન ભારરૂપ થઇ પડ્યું છે, છતાં આત્મહત્યા કરવી આ પાપ સમજી દેહ નભાવી રહ્યો છે, પણ અહર્નિશ ચિંતામાં બળી એક વખતનો મોહક પ્રાણી અત્યારે સર્વનો દયાપાત્ર બન્યો છે. ઇચ્છે છે અને પ્રભુની પ્રાર્થના કરે છે કે “ હે નાથ, પુનરપિ મિયાંનો મીલાપ થાય તેના કરતાં કાળ આવે તો સારૂં,” ઇચ્છવું એજ મનુષ્ય આધીન છે. બાકી સર્વ જગન્નિયંતાની મરજી અનુસાર બન્યા કરેછે. આમ સમજીજ સજ્જનો સુખદુઃખમાં સમાન સ્વરૂપ ધારી રાખે છે. બિચારા વાણિયાના પ્રારબ્ધે એક પ્રભાતે મિયાંને પોતાનો દરવાજો ઠોકતાં અને બોલાવતાં સાંભળ્યો. તુરતજ મરણ ઉપર હાર થયેલ અને પડતીના વખતમાં પોતાના સર્વ કુટુંબીને ખોઇ બેસનાર વાણિયાએ પોતાની બાકી રહેલી વૃદ્ધ માતાને બારણું ખોલવા કહ્યું. મિયાંની મુખમુદ્રા પ્રફુલ્લિત જોઇ આ વાણિયો વિચારમાં પડ્યો.

ઉપરનો આવભાવ કરી વાતચિતમાં જાણી લીધું કે તેની હુંડી સ્વીકારી છે અને મીયાં તેને ત્યાં ફરી થાપણ મુકવા આવ્યા છે. એક વખત રાખેલી થાપણનું પરિણામ અનુભવ્યા છતાં, અને તેને અંગે પાપના પંકજમાં ડુબ્યા છતાં; કયો મૂર્ખ બીજી વખત થાપણ રાખવા તૈયાર થાય ? અત્યારનો જમાનો તો જુદોજ છે, સવારે દિવાળું કાઢવું હોય તોયે આગલે દહાડે લાખો મેળવવા પ્રયત્ન થાય છે એવી બુદ્ધિ આજથી ત્રણસેં વર્ષ પહેલાં નહોતી. વાણિયાએ થાપણ રાખવા ના કહી અને પોતાની પાસે એક પાઇ પણ નથી અને ખાવાના પણ વાખાં છે એમ મિયાંને જણાવ્યું, પણ મિયાંભાઇ તો આ બધું બોલવું થાપણ ન રાખવા માટેજ છે એમ સમજી આગ્રહજ કરવા લાગ્યા. પડોસી અડોસી ભેગા થયા અને મિયાંને સમજાવવા માંડયું પણ સર્વ નિરર્થક. મિયાંએ કહ્યું કે મારી અરધી જીંદગી સોદાગીરીમાંજ પૂરી થઇ છે. મેં અનેક શાહુકારો જોયા છે, પણ આના જેવો શાહુકાર કોઇજ જોયો નથી. બીજાની હુંડી લઇએ છીએ ત્યારે ખોળાધર, ઓળખાણ વિગેરે આપ્યા બાદજ પૈસા મળે છે, પણ આની હુંડીના નાણાં તરતજ વગર વાંધે મળ્યા. માટે મારી થાપણ રાખવીજ જોશે. આ વાત રસપર ચડવા માંડી, હા નાનું યુદ્ધ ચાલ્યું અને છેલ્લે પાંચ માણસો રૂબરૂ મિયાંભાઇએ એ વાણિયો પૈસા ન આપી શકે તો ન લેવા એવા કરારથી પહેલા કરતાં બેવડી રકમની થાપણ તેને ત્યાં મુકી.

ઇશ્વરની અગાધ લીલા સમજવાને માણસ જો શક્તિવાન હોત તો જગતમાં સુખીદુઃખી કોઇને જોવામાં આવતજ નહિ. આ વાણિયાની સત્યતાની કસોટી જોવાઇ રહી. તે લોભ લાલચમાં ન ફસાયો અને પોતાની સ્થિતિથી સર્વને અજાણ્યા રાખવાનો પ્રપંચ ન કર્યો તો ઇશ્વરે હવે તેને તેના સદ્ભાવનું ફળ આપવા વિચાર્યું. મિયાંના પૈસાએ વાણિયાએ વેપાર કર્યો અને ઇશ્વર કૃપાથી અસંખ્ય દ્રવ્ય મેળવ્યું. કેવળ દ્રવ્ય મેળવ્યું એટલુંજ નહિ પણ પોતાનો ગૃહસ્થાશ્રમ પણ ફરી માંડી કુટુંબ પણ મેળવ્યું.

આ બધી ધડભાંગમાં કેટલાંએક વર્ષો વ્યતીત થયાં. મિયાં ફરી આવી પહોંચ્યા, મિયાંની થાપણ પાછી આપી. આ વાણિયા ભાઇએ ઋણમુક્ત થવા વિચાર કર્યો. જે તારીખે હુંડી લખી હતી તે તારીખથી અત્યાર સુધીનું ચક્રવૃદ્ધિ વ્યાજ ગણી એટલી રકમનો ગાંસડો બાંધી

આ વાણિયા ભાઇને આપણે અહમદાવાદમાં સવા સોમજીની દુકાન પૂછતો જોઇએ છીએ. યોગ આદરસત્કાર કર્યા બાદ તેના આગમનનું કારણ પુછતાં તેણે પોતાનું દેવું દેવા આવ્યાની વાત કરી. શેઠ સવા સોમા જે આ વાત સાંભળતો હતો તેણે કાને હાથ મુકયા અને કહ્યું કે અમે તમારા જેવા કોઇ માણુસ પાસે કશું માગતા નથી. અને મહેતાઓને આવનારાને ખાત્રી કરવા ચોપડા લાવી બતાવવા કહ્યું. એક તરફ દિલ્હીવાળો ખાત્રીપુર્વક પોતે દેવાદાર છે આમ કહે છે. બીજી તરફ સવા સોમા લેણું નથી આમ આગ્રહ સાથે કહે છે, તે એમ સમજીને કેઃ—"પુણ્યને અંગે.દુઃખી માણુસને સ્હાય કરવામાં વાપરેલું દ્રવ્ય પ્રમાણિકપણે શાહુકાર તો પાછું આપવામાં પોતાનો ધર્મ સમજે છે પણ લેનાર અધર્મભાગી થાય." કયાં છે આવા સદ્વિચાર અત્યારે ! એક વખત આજ વાણિયાને મિયાંભાઇ સાથે થાપણુ રાખવાની બાબતમાં રકઝક કરતો આપણે જોયો છે, બીજી વખત પોતાના લેણુદારને તેનું લેણું આપવા રકઝક કરતાં જોઇએ છીએ. આ રકઝક એટલી હદે પહોંચી કે, છેવટે એ વાત મહાજનમાં નાખવી પડી. મહાજનોએ ચોપડા તપાસ્યા.પણુ ખર્ચ ખાતે લખેલી રકમ ચોપડામાં નીકળેજ કયાંથી? અત્યારે તો ખોટા ચોપડા ઉભા કરી, ખોટાં ખાતાં પાડી, ખોટા સાક્ષી ઉભા કરી નજીવી રકમ ફક્ત મેળવવા ફાંફાં મારનાર અનેક આપણે જોયા છેઅને તેને અંગે કારાગ્રહમાં પણુ કેટલાક પડયા છે; પણુ આ સમયે પુણ્ય નિમિત્તે ખર્ચેલા ખરા પૈસા આપવા આવનારને પણુ ના પાડનાર ઉંચ ધર્મ ભાવના સવા સોમા જેવામાં આપણે જોઇએ છીએ. મહાજનની પંચાતે હાથ ધોયા તોપણુ આ દિલ્હીવાળાએ પોતાની હઠ છોડી નહિ. બીજી રીતે ફતેહ પામવાની કોઇપણુ પ્રકારની આશા ન રહી ત્યારે પોતે વૈશ્નવ છતાં પોતાનો લેણુદાર જૈન હોઈ, તેના ધર્મને અંગે તેનું નામ કાયમ રહે એવી રીતે લેણાના પૈસા ખરચવા નિશ્ચય કર્યો અને શત્રુંજય ઉપર સવા સોમાના નામથી મંદિર બંધાવા માંડયું. આ મંદિર ઉપર લાખો રૂપીઆ ખરચાય છે અને પોતાના નામનું મંદિર બંધાય છે એવું જ્યારે સવા સોમાના જાણવામાં આવ્યું ત્યારે તેણે પાલીતાણે જઇ એ ગૃહસ્થને થયેલું કામ બસ છે એટલુંજ નહિ પણ ઘણુંજ વિશેષ છે અને મને તમે ઋણી કર્યો છે એટલુંજ નહિ પણ જો તમારામાં કૃતજ્ઞ બુદ્ધિ હોય તો હવે તમે બંધ કરો એવું કહી તેને વાર્યો, અને બાકીનું કામ પોતે પોતાની સ્ત્રી રાજલ સાથે ત્યાં રહી પુરૂં કર્યું.

ઉપરનો આવભાવ કરી વાતચિતમાં જાણી લીધું કે તેની હુંડી સ્વીકારી છે અને મીયાં તેને ત્યાં ફરી થાપણ મુકવા આવ્યા છે. એક વખત રાખેલી થાપણનું પરિણામ અનુભવ્યા છતાં, અને તેને અંગે પાપના પંકજમાં ડુબ્યા છતાં; કયો મૂર્ખ બીજી વખત થાપણ રાખવા તૈયાર થાય ? અત્યારનો જમાનો તો જુદોજ છે, સવારે દિવાળું કાઢવું હોય તોયે આગલે દહાડે લાખો મેળવવા પ્રયત્ન થાય છે એવી બુદ્ધિ આજથી ત્રણસેં વર્ષ પહેલાં નહોતી. વાણિયાએ થાપણ રાખવા ના કહી અને પોતાની પાસે એક પાઇ પણ નથી અને ખાવાના પણ વાખાં છે એમ મિયાંને જણાવ્યું, પણ મિયાંભાઇ તો આ બધું બોલવું થાપણ ન રાખવા માટેજ છે એમ સમજી આગ્રહજ કરવા લાગ્યા. પડોસી અડોસી ભેગા થયા અને મિયાંને સમજાવવા માંડયું પણ સર્વ નિરર્થક. મિયાંએ કહ્યું કે મારી અરધી જીંદગી સોદાગીરીમાંજ પૂરી થઇ છે, મેં અનેક શાહુકારો જોયા છે, પણ આના જેવો શાહુકાર કોઇજ જોયો નથી. બીજાની હુંડી લઇએ છીએ ત્યારે ખોળાધર, ઓળખાણ વિગેરે આપ્યા બાદજ પૈસા મળે છે, પણ આની હુંડીના નાણાં તરતજ વગર વાંધે મળ્યા. માટે મારી થાપણ રાખવીજ જોશે. આ વાત રસપર ચડવા માંડી, હા નાનું યુદ્ધ ચાલ્યું અને છેવટે પાંચ માણસો રૂબરૂ મિયાંભાઇએ એ વાણિયો પૈસા ન આપી શકે તો ન લેવા એવા કરારથી પહેલા કરતાં બેવડી રકમની થાપણ તેને ત્યાં મુકી.

ઇશ્વરની અગાધ લીલા સમજવાને માણસ જો શક્તિવાન હોત તો જગતમાં સુખીદુઃખી કોઇને જોવામાં આવતજ નહિ. આ વાણિયાની સત્યતાની કસોટી જોવાઇ રહી. તે લોભ લાલચમાં ન ફસાયો અને પોતાની સ્થિતિથી સર્વને અજાણ્યા રાખવાનો પ્રપંચ ન કર્યો તો ઇશ્વરે હવે તેને તેના સદ્ભાવનું ફળ આપવા વિચાર્યું. મિયાંના પૈસાએ વાણિયાએ વેપાર કર્યો અને ઇશ્વર કૃપાથી અસંખ્ય દ્રવ્ય મેળવ્યું. કેવળ દ્રવ્ય મેળવ્યું એટલુંજ નહિ પણ પોતાનો ગૃહસ્થાશ્રમ પણ ફરી માંડી કુટુંબ પણ મેળવ્યું.

આ બધી ધડભાંગમાં કેટલાએક વર્ષો વ્યતીત થયાં. મિયાં ફરી આવી પહોંચ્યા, મિયાંની થાપણ પાછી આપી. આ વાણિયા ભાઇએ ઋણમુક્ત થવા વિચાર કર્યો. જે તારીખે હુંડી લખી હતી તે તારીખથી અત્યાર સુધીનું ચક્રવૃદ્ધિ વ્યાજ ગણી એટલી રકમનો ગાંસડો બાંધી

આ વાણિયા ભાઇને આપણે અહમદાવાદમાં સવા સોમજીની દુકાન પૂછતો જોઇએ છીએ. યોગ્ય આદરસત્કાર કર્યા બાદ તેના આગમનનું કારણ પુછતાં તેણે પોતાનું દેવું દેવા આવ્યાની વાત કરી. શેઠ સવા સોમા જે આ વાત સાંભળતો હતો તેણે કાને હાથ મુકયા અને કહ્યું કે અમે તમારા જેવા કોઇ માણસ પાસે કશું માગતા નથી. અને મહેતાઓને આવનારાને ખાત્રી કરવા ચોપડા લાવી બતાવવા કહ્યું. એક તરફ દિલ્હીવાળો ખાત્રીપુર્વક પોતે દેવાદાર છે આમ કહે છે. બીજી તરફ સવા સોમા લેણું નથી આમ આગ્રહ સાથે કહે છે, તે એમ સમજીને કેઃ–"પુણ્યને અંગે દુઃખી માણસને સ્હાય કરવામાં વાપરેલું દ્રવ્ય પ્રમાણિકપણે શાહુકાર તો પાછું આપવામાં પોતાનો ધર્મ સમજેછે પણ લેનાર અધર્મભાગી થાય." કયાં છે આવા સદ્વિચાર અત્યારે ! એક વખત આજ વાણિયાને મિયાંભાઇ સાથે થાપણ રાખવાની બાબતમાં રકઝક કરતો આપણે જોયો છે, બીજી વખત પોતાના લેણદારને તેનું લેણું આપવા રકઝક કરતાં જોઇએ છીએ. આ રકઝક એટલી હદે પહોંચી કે, છેવટે એ વાત મહાજનમાં નાખવી પડી. મહાજનોએ ચોપડા તપાસ્યા. પણ ખર્ચ ખાતે લખેલી રકમ ચોપડામાં નીકળેજ કયાંથી? અત્યારે તો ખોટા ચોપડા ઉભા કરી, ખોટાં ખાતાં પાડી, ખોટા સાક્ષી ઉભા કરી નજીવી રકમ ગજા મેળવવા ફાંફાં મારનાર અનેક આપણે જોયા છે, અને તેને અંગે કારાગ્રહમાં પણ કેટલાક પડયા છે; પણ આ સમયે પુણ્ય નિમિત્તે ખર્ચેલા ખરા પૈસા આપવા આવનારને પણ ના પાડનાર ઉંચ ધર્મ ભાવના સવા સોમા જેવામાં આપણે જોઇએ છીએ. મહાજનની પંચાતે હાથ ધોયા તોપણ આ દિલ્હીવાળાએ પોતાની હઠ છોડી નહિ. બીજી રીતે ફતેહ પામવાની કોઇપણ પ્રકારની આશા ન રહી ત્યારે પોતે વૈશ્નવ છતાં પોતાનો લેણદાર જૈન હોઇ, તેના ધર્મને અંગે તેનુ નામ કાયમ રહે એવી રીતે લેણાના પૈસા ખરચવા નિશ્ચય કર્યો અને શત્રુંજય ઉપર સવા સોમાના નામથી મંદિર બંધાવા માંડ્યું. આ મંદિર ઉપર લાખો રૂપીઆ ખરચાય છે અને પોતાના નામનું મંદિર બંધાય છે એવું જ્યારે સવા સોમાના જાણવામાં આવ્યું ત્યારે તેણે પાલીતાણે જઇ એ ગૃહસ્થને થયેલું કામ બસ છે એટલુંજ નહિ પણ ઘણુંજ વિશેષ છે અને મને તમે ઋણી કર્યો છે એટલુંજ નહિ પણ જો તમારામાં કૃતજ્ઞ બુદ્ધિ હોય તો હવે તમે બંધ રહો એવું કહી તેને વાર્યો, અને બાકીનું કામ પોતે પોતાની શ્રી રાજલ સાથે સાંસ્ટી પડું કર

આખ્યાયિકામાં અનેક બોધ લેવા જોગ છે-અને તે જે રીતે મેં સાંભળી છે તે રીતે અત્ર દાખલ કરી છે. આ સબંધે વિશેષ શોધખોળ કરી આ બાબત પ્રસિદ્ધિમાં આવે તો તે વખાણવા જોગ થઇ પડશે.

પાલિટાણાના જઇન મંદિરો ઘણુંજ સરસ છે અને સાં જાત્રામાં આખા હિંદુસ્થાનના લોકો આવે છે. ગામમાં ધર્મશાળાઓ, પણ પુષ્કળ છે.

સ્વામીનારાયણનું ગઢડા કે જ્યાં સ્વામીનારાયણનું વિશાળ મંદિર છે, તે મંદિરને મારેજ જોવા લાયક છે. જસદણમાં ઘેલી નદી પાસે ઘેલા સોમનાથની પ્રાચીન દર્શનીય જગ્યા છે. આજ ઘેલી નદી ઘેલા તરીકે ગઢડે આવે છે અને તેને સ્વામીનારાયણ સંપ્રદાયવાળાઓ ઉન્મત્ત ગંગા કહે છે. મુંબઇના પ્રસિદ્ધ ગૃહસ્થ શેઠ કરમસી દામજીએ અને નદીમાં સારા ઘાટો બનાવ્યા છે. બીજું અત્યારનું વળા પણ પ્રાચીન વલ્લભિપુર. જુના ખંડેરો અને લેખોના અભ્યાસીઓને જોવા લાયક છે. વળાથી આગળ ભીમનાથનું એક સુંદર રમણિય પ્રાચિન સ્થાન છે. આ સ્થાન જોઈ મન આનંદિત થાય એમ છે. ભીમનાથ જોઇ બોટાદથી રેલવેમાં મુંબઈ અવાય અથવા ભાવનગરથી સ્ટીમરમાં મુંબઇ અવાય છે. આ બધી વિગત વીરમગામથી વઢવાણ કેંપ ઉપર થઇ રાજકોટ જઇ, ત્યાંથી દ્વારકાં આવી, પોરબંદર, વેરાવળ, જુનાગઢ વીગેરે સ્થળોથી ભાવનગર આવવા સંબંધે છે વઢવાણ કેંપથી ભાવનગર આવી ત્યાંથી ઉપરની વિગત અનુસાર આપણે દ્વારકાં આવવાનું છે અને તેમજ આવ્યા છીએ આમ માની લેવું. દ્વારકાથી આગબોટમાં બેસી હમણા આપણે કચ્છમાંડવી ઉતર્યા છીએ. કચ્છનો પ્રદેશ જોઇ, પાછા માંડવી આવી કરાચી ઉતરી ત્યાંથી સિંધહૈદરાબાદ આવીશું.

## કચ્છ

વેપાર રોજગારની બાબતમાં પહેલા નંબરનું અને કચ્છ પ્રદેશમાં ભુજ, કે જે રાજધાની છે, તેનાથી દરજ્જામાં ઉતરતું પણ વસતીમાં વધારે માંડવી આ ગામ છે.

માંડવીનો વેપાર ઘણોજ સારો ચાલે છે. ભુજ માંડવીથી આશરે ૨૦ ગાઉ છે. ભુજમાં રાજમહેલ સારો છે. તુરંગ, હાઇસ્કુલ, લાઇબ્રેરી, હોસ્પીતાલ, મંદિરો વીગેરે સારાં છે. આ વિભાગ રેલવેથી જોડાએલો ન હોવાથી લોકોને આપદા પડે છે અને જકાતીઓ લોકો ઉપર ભારે જુલમ કરે છે. હાલમાં કચ્છમાં થઇને કરાંચી સુધી રેલવે કરવાનો વિચાર ચાલેછે. કચ્છમાં રૂ, પટકડી, રંગીન સુતરાઉ રેશમી કપડાં, ચાંદિનાં વાસણો અને અનાજ થાય છે. કચ્છનો પ્રદેશ મારવાડના જેવો રેતાળછે. કચ્છમાં ધરતીકંપ બહુ થાય છે. કચ્છમાં આવેલું નારાયણસર એક તીર્થ સ્થળ છે. અહીંઆ આદિ નારાયણ, લક્ષ્મીનારાયણ અને ગોવરધનનાથજીનાં મંદિરો છે અહીંઆ પણ દામ લેવામાં આવે છે. કોટેશ્વર અને નીલકંઠ મહાદેવનાં સ્થળો દર્શનીય છે. ભાગવતમાં સીંધુ નદી સમુદ્રને મળી છે ત્યાં આગળ નારાયણસર નામના પુણ્ય ક્ષેત્રનો ઉલેખ જોવાય છે. આ નારાયણસરપર દક્ષપ્રજાપતિના પહેલા ૧૦ પુત્રોએ સૃષ્ટિ ઉત્પન્ન કરવા તપ કરેલું પણ તેઓ નારદના ઉપદેશથી જ્ઞાન પામ્યા અને સૃષ્ટિ ઉત્પન્ન કરવાથી વિરામ પામ્યા; તેવીજ હાલત બીજા સો પુત્રોની થઈ. તેપરથી આ મોક્ષધામ ગણાય છે. કચ્છમાં નારાયણસર તીર્થ કરી, કચ્છનો પ્રદેશ જોઇ માંડવી આવી આગબોટમાં કરાંચી ઉતરવું. કચ્છી પ્રજા વેપાર રોજગારમાં ઘણીજ સાહસિક હોઇ સંપન્ન છે. તેઓ બહાર રળી આવી કચ્છમાં બાય છે. કચ્છના પ્રદેશમાં વેપારના બરનાં ઘણાંજ સાધનો છે અને એ સાધનો રેલવે થવાથી ખીલશે આવો સંભવ રહે છે. કચ્છમાં ધાતુઓની ખાણ પણ હોય એમ કેટલેક ઠેકાણે અનુમાન કરવાં જેવાં સાધનો મળે છે. કચ્છ બહુ રસાળ પ્રદેશ નથી.

## સિંધ હૈદરાબાદ રેલવે.

લુણીથી સિંધહૈદરાબાદની એક ૩૧૦ માઇલની રેલવે લાઇન જાય છે. આ લાઇનમાં લુણી મુકયા બાદ સતલાના, દુદીઆ, ડુંદરા, પાટનવારા, સમદરી, પારાલુ, જનીઆના, બાલોતરા, ગોલ, બેઇહુ,

કેવાસ, બારમેર, જેસાઇ, ભાચભર, ગગારીઆ, ગદરારોડ, જયસિંગદર, રેહોખરેપર, જાયુલો ચોનરો, ચહોર, પેરોનરો, પીપોરો, શાદીપાલી, જામરાવ, મીરપુરખાસ, બનગાર્ડ, ટંરો, અલાહયાર, ખેસાનો, ટંડોજામ, રોહડી, ટંડો ચોરો આ સ્ટેશનો મુકયા બાદ હૈદરાબાદ આવે છે. આમાં બાલોતરાથી પાચપાદરાની એક દસ માઇલની જુદી લાઇન છે.

## જોધપુર રેલવે

લુણીથી જોધપુર ૨૦ માઇલ છે અને વચ્ચે સાલાવાસ સ્ટેશન છે. જોધપુરથી બનાર, પીપરરોડ, ખાગટા, ગોટાન મુકયા બાદ મેરતારોડ આવે છે. આ મેરતારોડથી ૬૧ માઇલની લાઇન કુચામન ગઇ છે અને વચ્ચેનાં સ્ટેશનો રેન, દીગાના, મછીપુરા, બોરાવર, મકરાના, નારાયણપરા આ છે. કુચામનથી ૨૦ માઇલનો એક કટિ 'આર. એમ. રેલવેની મુખ્યલાઇન પરના ફુલેરા સાથે જોડી દીધો છે. આ લાઇનનાં વચલાં સ્ટેશનો ગુધા ને સંભર આ બેજ છે. મેરતારોડથી ભટીંડાની ૩૦૪ માઈલની લાઇન જાય છે અને આ લાઇન પંજાબ અને વાચ્ય પ્રાંતનો મુખ્ય સંબંધ મેળવવા ઠીક ઉપયોગી થઇ પડી છે. મેરતારોડથી દેશવાલ, ખાજવાના, મારવાર મુંડવા, નાગોર, બડવાસી, અલાઇ, ભાગુ, બીકાસર, ચરપુરા, ગીગાસર, બીકાનેર, જામસર, જગદેવવાલા, દલમેરા, લુણ કરનસર, માલકીસર, મહાજન, રાજીસર, રાયનવાલી, સુરતગઢ, રામપુરા, લખાવાલી, ડાબલી, હનુમાન ગઢ, પદમપુરા, ચકુટાલા રોડ, ખીરંગખેરા, દાબવલી, બાગવલી, સનુગડ આ સ્ટેશનો મુકયા બાદ ભટીંડા આવે છે.

આ લાઇનમાં સંભરનું સરોવર, સંભરના સ્ટેશને ઉતરી જોવાય છે. આ સંબંધે આ પુસ્તકના પાના ૧૫૦ માં ફુલેરાની નીચે આપેલી હકીકત જોવી. સંભરથી એક ગાઉ પર દેવયાની નામનું સ્થાન છે દેવયાની શુક્રાચાર્યની પુત્રી થતી હતી અને તે રાજા યયાતિને પરણી હતી. હિંદુ ધર્મશાસ્ત્રોમાં લોમ વિલોમ લગ્નો જોવામાં આવે છે તેનું મંડાણ અહીંથીજ થાય છે બ્રાહ્મણ ક્ષત્રીની કન્યા પરણી શકતા હતા, પણ ક્ષત્રી બ્રાહ્મણની કન્યા પરણી શકતા નહોતા. દેવયાની વૃષપર્વાની પુત્રી સાથ જળક્રીડા કરતી હતી. લુગડાં કિનારે પડયાં હતાં. ઇંદ્રે વસ્ત્રોની અદલા બદલી કરી નાખી. દેવયાનીના કપડાં શર્મીષ્ઠાએ પેહેરવાથી દેવયાનીએ ક્રોધ કરી શર્મીષ્ઠાને ઠપકો આપ્યો. શર્મીષ્ઠાએ

દેવયાનીપર ક્રોધ કરી તેને કુવામાં નાંખી દીધી. યયાતિ રાજા મૃગયા રમવા ગએલ ત્યાં તૃષાતુર થતાં કુવામાં પાણી માટે જોયું તેમાં દેવયાનીને જોઇ તેનો હાથ પકડી બહાર કાઢી. આપરથી જેણે હાથ પકડ્યો તેનેજ વરવું આમ નિશ્ચય કરી દેવયાની યયાતિનેજ પરણી અને શર્મિષ્ઠાને પોતાની દાસી બનાવી. આ વૃતાંત મહાભારત, ભાગવત વીગેરેમાં છે. આર્ય સ્ત્રી પોતાનું આત્મગૌરવ કેટલું સમજતી હતી તે આ દૃષ્ટાંતમાં જોવાય છે. અત્યારે સ્ત્રીઓ સહર્ષ અંગ સ્પર્શ અને યવનાદિકો સાથ હસ્ત મેલાપ કરવામાં બાધ સમજતી નથી! આ પણ કાળ મહાત્મ્ય છે.

**બીકાનેર** આ, આ પ્રદેશનું પ્રસિદ્ધ સ્થળ છે. બીકાનેરનો કિલ્લો અને તે માંહેનો રાજમહેલ જોવા જોગ છે. કિલ્લાની ફરતી ખાઇ છે. આ કિલ્લો રાજા રાયસિંહે સંવત ૧૬૪૫ માં બનાવેલો છે. બીકારાવનો બનાવેલો બીજો કિલ્લો નાનો હોઇ બીજી બાજુએ જોવાય છે. આ કિલ્લામાં પ્રાચિન પધ્ધતિનો બનેલો જુનો મહારાજનો મહેલ જોવા લાયક છે. અહીંઆ કુવાઓ બહુજ ઉંડા હોય છે. ૩૦૦—૪૦૦ ફુટ ઉંડા કુવા અત્રે જોવામાં આવે છે. બીકાનેરનો અર્કસાગર કુવો વખણાય છે. અહીંઆ હિંદુ ધર્મનાં સુંદર મંદિરો જોવા જોગ છે. જઇનોનાં દેરાં પણ સારાં છે. મસીદો પણ કારીગરીથી ભરપુર જોવામાં આવે છે. અહીંઆ પાણી બહુ થોડું પડે છે. પ્રદેશ બધો રેતાળ છે. બીકાનેરથી દસ ગાઉ ઉપર ગજનર નામનું સુંદર સરોવર છે. સુજનગઢમાં મીઠું પાકે એવું એક ખારા પાણીનું સરોવર છે. આ પ્રદેશમાં જનાવરો બહુ સારાં થાય છે. ખારીજમીનની માટીમાંથી સોડાખાર નીકળે છે. અહીંઆ ઉનના કપડાંઓ સારાં બને છે. ખારી જમીનની માટી રંગના કામમાં ઠીક આવે છે. ખારો, સોડા, અનાજ, ઉન, ચામડાની પેટી, મંસક અને હાથી દાંતની ચુડીઓ વીગેરે બીજા દેશોમાં જાય છે. સુજનગઢમાં બીડાસરમાં તાંબાની ખાણ હતી. આ ખાણ અત્યારે નિરૂપયોગી થઇ પડી છે.

**જોધપુર** આ, બીજું પ્રસિદ્ધ અને ઐતિહાસીક સ્થળ છે. જોધપુરનો કિલ્લો ૬ માઇલના ઘેરાવાનો છે. જોધપુરના મુકામો, મંદિરો અને તળાવો ઘણાંજ રમણીય જોવામાં આવે છે. અહીંઆની વનરાજી પણ સુંદર છે. રાજમહેલો જુના અને નવા ખાસ જોવા જોગ છે. જોધપુરમાં પદ્મસાગર, રાણી સાગર, ગુલાબ સાગર, સરદાર સાગર,

અખેરાયજીનું તળાવ વીગેરે સુંદર તળાવો છે. આમાંના મોટાં તળાવપર રાજાનો મહેલ છે અને તેમાં રાજા ગરમીના દિવસોમાં રહે છે. બાગ-બગીચાઓ પણ સાધારણ સારા બનાવવામાં આવ્યા છે. જોધપુરથી બે ગાઉપર મારવાડની જુની રાજધાનીનું શહેર મંડાર છે. આ મંડારમાં રાજાઓની સમાધીની જગ્યા જોવા જોગ છે. અહીંથી થોડેક દુર તેત્રીસ કરોડ દેવતાનું મંદિર ખાસ જોવા જેવું છે. જોધપુરમાં પહેલા પાણીની આપદા પડતી હતી પણ હાલમાં નળથી પાણી પુરૂં પાડવામાં આવે છે. આ પ્રદેશમાં લુણી નદી વહે છે. લુણી ગુજરાતમાં સાબરમતી નદી છે તેજ છે. ગોવીંદગઢ પાસે લુણી ને સરસ્વતિનો સંગમ થઇ ત્યાંથી તે સાબરમતી તરીકે ઓળખાય છે. આ નદીની કંઠાળમાં ઘઉં અને જવનું ઉત્તમ વાવેતર થાય છે. જોધપુરના પ્રદેશમાં પણ મીઠું બનાવવા જેવાં અનેક સ્થળો છે અને તેમાં લાખો મણ મીઠું પાકે છે. દીદીરાના, પંચપાહરા, વીગેરે મીઠાંનાં સ્થળો છે. આ વગડનું યલનું રણ જોવા જેવું છે. મકરાના નામના સ્થળે આરસપહાણ નીકળે છે. ખારો અથવા મુલતાની માટી આ તરફ ઘણીજ છે અને તેનો સારો ઉપયોગ થાય છે. જોધપુર જીલ્લામાં તીલવાડા, મુંડવા, બાલોત્રા, પરવસ્તર, બીલારા વીગેરે સ્થળોમાં મોટા મેળાઓ ભરાય છે અને હજારો યાત્રીઓ આવે છે અને મોટો વેપાર થાય છે. જોધપુર પાસ ઓસા નગરી છે જ્યાંથી ઓશવાળ વાણીયાઓ સર્વત્ર પસરેલા છે. આ તરફ જૈનોનું ધ્યાન ખેંચે એવું ઘણુંક જોવાનું અને જાણવાનું છે. પાલી, બીલોતરા, જેસલમેર. જોધપુર, ફલોદી, નાગોર વીગેરેમાં જૈનોનાં સારાં દેરાસરો અને ગ્રંથ ભંડારો છે. જોધપુર પ્રાંતનો આયાત અને નીકાશ વેપાર પણ સારો છે. ઘઉં, ચણા, બાજરી, મઠ, મકાઇ, જવ, ઉન, ગાય, બળદ, ઘોડા, માટી વીગેરે વેપારના પદાર્થો છે. આ રાજ રાઠોડ રજપુતોનું છે અને તેઓ રામચંદ્રજીના વંશના ગણાય છે. ઇતિહાસમાં મેવાડ અને મારવાડ ટેક ને શૌર્યમાં અદ્વિતીય ગણાયાં છે. આ ભૂભાગ સાહસિક બનાવે એવો છે.

જેસલમીર આ પણ રિયાસતનું નામ છે. આ પ્રદેશ પણ મારવાડનો છે અને તે ઉપરના પ્રદેશને મળતો છે. અહીંઆ પાણીની તાણ બહુજ છે. આ તરફ અનાજનો વેપાર સારો ચાલે છે. ઉંટ મરે ત્યારે મારવાડ સામું જુવે આવી કહેવત છે તેનું મુળ અહીંઆજ છે.

અહીંઆ ઉંટો ઘણાંજ સારાં થાય છે અને તે ચાલમાં, ઝડપમાં અને સહનશક્તિમાં વખણાય છે.

આ પ્રદેશનાં બીજાં સ્ટેશનો અને ગામો ખાસ ધ્યાન ખેંચવા જોગ ન જણાવાથી તે સંબંધે વિશેષ લખવાની જરૂર નથી. મારવાડમાં રામચંદ્રના શાપને લઇને પાણીની તાણુ રહે છે, મારવાડના લોકો વેપારને અંગે આખા હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાનની બહાર પથરાયા છે તેનું કારણુ તેમનો પ્રદેશજ છે એમ આ પ્રદેશ જોવાથી તરત નજરમાં આવે એવું છે. આ તરફના લોકો કદાવર અને સહનશીલ જોવામાં આવે છે. મારવાડથી સિંધહૈદરાબાદ સુધીનો સર્વ પ્રદેશ, લોકોની રીતભાત, રહેવાનાં સ્થળો વીગેરે મોટા ભાગે સરખાં સ્વરૂપનાંજ ભાસે છે. આ તરફ રહી આ પ્રદેશની ઉત્પન્નને ધ્યાનમાં લઇ કોઇ કારીગર કે ધંધાદારી પ્રયત્ન કરે તો સારો લાભ મેળવી શકે એમ છે. તેમાં, માટી, માટીના વાસણો, રંગો વીગેરેમાં સારી ઉપયોગી થાય એમ છે. રેતી ને માટી કાચના કામમાં સંપૂર્ણ ફતેહ આપે એમ છે. ઉનનાં પણ ઉત્તમવસ્ત્રો બની શકે એમ છે. હિંદમાં સાહસિક પુરૂષોજ ક્યાં છે?

## કરાંચી.

સિંધ પ્રદેશનું સર્વોત્તમ અને હિંદુસ્થાનમાં કાળક્રમાનુસાર ઉન્નત દશામાં આવતું શહેર કરાંચી છે. મુંબઇથી કરાંચી આગબોટમાં જઇ શકાય છે અને મુંબઇથી મેલના પાંચ અને બીજી આગબોટના ત્રણ રૂપીઆ પડે છે. રસ્તામાં બે દિવસ લાગે છે. ગાડીમાં કરાંચી ૯૯૩ માઇલ થાય છે અને ભાડું મેલનું ૧૦-૧૦-૯ પડે છે. રેલવેમાં પણ બે દિવસ લાગે છે. વધુ દિવસ લગાડી બીજી ગાડીમાં જનારને એકાદ બે રૂપીઆનો ફાયદો થાય એમ છે પણ હેરાનગતી વધારે ભોગવવી પડે એમ છે. વેપારની બાબતમાં કરાંચી મુંબઇથી સહેજ ઉતરતું છે. આજથી બસો વરસ પર અત્યારે કરાંચી છે ત્યાં ધૂળ ઉડતી હતી. ત્યાર બાદ કલાચી નામનું એક બંદર ચાલુ થયું અને તાલપુરના રાજાના તાબે એક કિલ્લાવાળું નાનું સ્થાન ત્યાં વસ્યું. ૧૮૪૨ માં અંગ્રેજોને હાથ આ સ્થળ આવ્યા બાદ તે ઉન્નતિમાં આવ્યું અને કરાચી તરીકે પ્રસિદ્ધ થયું. કરાંચીથી ત્રણેક ગાઉપર ગરમ પાણીનાં ઝરણો છે તે જોવા અનેક લોકો જાય છે. કરાંચીમાં સર્વ ચીજોનો વેપાર ચાલે છે. કરાંચીનો સરકારી બાગ બહુજ સારો છે. ઓસ્પીટાલ,

હૉસ્પિટલ, સંગ્રહસ્થાન, હુન્નરશાળા, કોર્ટો વીગેરે મુકામો સારાં છે. કરાંચીની પાસે લશ્કરી છાવણી છે. કરાંચી જોવા યોગ્ય શહેર છે.

## હિંગલાજ.

કરાંચીથી કેટલાક દિવસના પગ રસ્તે હિંગલાજ નામનું પુરાણ પ્રસિદ્ધ દેવીનું સ્થાન છે. આ મકરાન જીલ્લામાં છે અને રસ્તામાં ખાવા પીવાની મારામારી પડે છે સબબ સાધુઓજ અને તેમાં અતિતો બહુજ જાય છે. હિંગલાજ માતા એક ગુફામાં છે અને ત્યાં અખંડ દિવો બળે છે. અહીંઆ માત્ર પુજારીજ રહે છે. હિંગલાજથી સાત ગાઉ ઉપર અલિલકુંડ નામનો એક કુદરતી કુવો છે. બીજી રામજરખાની જગ્યા છે. હિંગલાજ જાત્રા કરવા જનારે હિંગલાજ થઇ કરાંચી આવી રેલ્વેનો રસ્તો લેવો. હિંગલાજનું સ્થાન વિકટ છતાં બહુજ પવિત્ર માનવામાં આવે છે.

## હેદરાબાદ સિંધ.

કરાંચી શહેરથી, છાવણી, ડ્રીગરોડ, મલીર, લંધી, પીપરા, ડબેજી રાનપઠાણી, શાહી, જંગ, બુલ્હાબાદ, ઝીમપર મેટીંગ, ભોલરાઇ, કોટરી ગીદુ ફ્લેગ આ સ્ટેશનો મુકયા બાદ હેદરાબાદ આવે છે. કરાંચીથી હેદરાબાદ ૧૦૮ માઇલ છે. ભાડુ કરાંચીથી ૧-૫-૦ પડે છે. મુંબઇથી રેલ રસ્તે જનારે કરાંચીના ભાડામાંથી ૧-૫-૦ બાદ કરવા એટલે ૯-૫-૦ હેદરાબાદના થયા આમ સમજવુ. હેદરાબાદ આ સિંધનુ પ્રાચીન શહેર છે. હેદરાબાદને પહેલાં બ્રાહ્મણાબાદ કહેતા હતા. સિંધુ નદીના કિનારાપર આ શહેર છે. અહીંઆ સિંધુમાં આગબોટ ચાલે છે અને વેપાર પણ તે દ્વારા ઠીક ચાલે છે. આ પ્રદેશમાં સિંધુના પાણીથીજ પાક થાય છે. હેદરાબાદ અત્યારનું શુક્લાબશાહે વસાવેલું છે. હેદરાબાદમાં નળથી પાણી પુરૂં પાડવામાં આવે છે. હેદરાબાદનો જુનો કિલ્લો અત્યારે હાલ હવાલ થઈ ગયો છે. ૪૦ એકર જમીનમાં તે છે. હેદરાબાદમાં કારચોબીનું કામ ઉત્તમ થાય છે. રેશમનું કામ, ચાંદીસોનાનું કામ, માટીનું કામ અને હથીયાર બનાવવાનું કામ સારૂં થાય છે. મીઆનીનું પ્રસિદ્ધ યુદ્ધ ઇતિહાસમાં જણાવેલું છે, તે મીઆની હેદરાબાદથી થોડે દુર છે.

ઉપર આપણે રેલવે રસ્તે મારવાડમાં થઇ એક તરફ સિંધહેદરાબાદ આવી પહોંચ્યા છીએ, બીજી તરફથી દ્વારકાથી કરાંચી આગબોટમાં

આવી સિંધહૈદરાબાદ આવી પહોંચ્યા છીએ. આ લાઇનમાં હૈદરાબાદ ના પહેલાનું કોટડી સ્ટેશન અગત્યનું છે. વચમાં સિંધુ નદી સાગર તુલ્ય વહે છે. બેઉ બાજુ રેલવેની નાની મોટી સડક આવી રહી છે. રોહરી એક બાજુએ અને બીજી બાજુએ રૂક થઇ રોહરીનો વચલો ગાળો રૂક અને રોહરીના બેઉ લાઇનનો સિંધુ ઉપર પુલ બાંધી જોડી દીધો છે. કવેટા અને ચમન જનાર કોટડીથી રોહરીની બીજી લાઇનમાં જાય તો રોહરીથી રૂકની બીજી ગાડીમાં જઇ શકે છે અને કોટડીથી રૂક ઉપર થઈ પંજાબ જનાર રૂકથી રોહરી આવી પંજાબમાં જઇ શકે છે. રોહરી, રૂક અને કોટડી વચ્ચેના અગત્યના મુકામો અને જોવા લાયક શહેરો સક્કર, ખૈરપુર, લારખાના, સહેવાન, લક્કી વીગેરે છે. કોટડીથી મુખ્ય એટલે નોર્થવેસ્ટર્ન રેલવે લાઇનમાં રોહરી સુધી ૧૯૧ માઇલની લાઇન છે. હૈદરાબાદ બાદ ટાંડોયોરો, રોહડી, ખટીઆનરોડ, અલ્લાહ-દીનો સંદ, ઉદરોલાલ, ટરિ આદમ, સાહદાદપુર, લુંડો, સરહારી, નવાબશાહ, ચુચેરી, દોર, બંધી, પાદ ઇડન, ગીરીઆરોડ, ભેડારીઆરોડ મહારાબપુર, સેથરના, રાણીપુર, ગામ્બટ, ટાંડો મસ્તીખાન, ખૈરપુર, બેગમજી આ સ્ટેશનો મુકયા બાદ રોહરી આવે છે. લુપલાઇન જે ૨૨૬ માઇલની છે તેમાં કોટડી અને રોહરી વચ્ચે પેટારો, ઉનરપુર, બડાપુર, ઞોપંગ, મંજહેન્દ, સાન, અમરી, લક્કી, શહેવાન, બુબકરોડ, ભાન, ખુદાબાદ, દાદુ, ફુલજી, પ્યારોગોઠ, સીતારોડ, પાલીશાહ, રાધન, શીહાર બેદન, ડોકરી, બાકરાજારોડ, લારખાના, મહીઓટા, નંદેરો, નસરાટ, મેરેજીરોડ, અલાહાદાદાની, રૂખ, બેગરજી, શાહપુર અને સક્કરે આ સ્ટેશનો છે. આમાં કેટલાંએક વેપારના સારાં સ્થળો છે. હૈદરાબાદ પાસે અમરકોટ જે અકબરનું જન્મ સ્થાન છે અને જ્યાં એક કિલ્લો છે તે પગ રસ્તે જોવા જવાય છે. હૈદરાબાદથી લગભગ ૫૦ ગાઉ ઉપર આ અમરકોટ આવ્યુ છે. જંગશાહી રેલવે સ્ટેશનની પાસે નગરઠઠા એક પ્રાચીન શહેર છે. અહીંઆ રેશમનું અને કાપડનું કામ અત્યારે પણ સારૂં થાય છે. ઠઠાની મસીદ અને કિલ્લો અત્યારે જો કે દુરદશામાં આવી ગયાં છે છતાં તે જોવા લાયક છે. લકીની પાસે જે પહાડો છે તેમાં ગરમ પાણીના ઝરણાં છે અને તેને ધારાતિર્થ કહે છે. પહાડોમાંથી સીસું, સુરમો અને ત્રાંબુ મળે છે. શેહેવાનમાં સીકંદરનો બનાવેલો એક જુનો કિલ્લો છે. અહીંઆ લાલસાબાજની માનતા બહુજ ચાલે છે. લારખાનામાં અનાજ, કાપડ, ધાતુ અને ચામડાનો

વેપાર મોટો ચાલે છે અને તે સિંધની એક મોટી બજાર ગણાય છે. સક્કર અને રોહરી વચ્ચે ભક્કર નામનો એક ટાપુ છે આ ટાપુપર એક કિલ્લો છે રોહરીથી ભક્કર સુધી સિંધુ નદી ઉપર એક પુલ બનાવ્યોછે. સક્કર શીકારપુર જીલ્લાનું સારૂં શહેર છે અહીંઆ રેશમ, કાપડ, રૂ, ઉન, અફીણ, સોડા, સાકર, રંગ, પીતળનાં વાસણો અને બીજી ધાતુઓનો મોટો વેપાર ચાલે છે. અહીંઆ કેટલીક મસીદો અને મકરબા છે તેમજ જુના સક્કરમાં ભાગ્યા તુટયા મકરબાઓ અને મસીદો પણ છે ખેરપુર એક વેપારનું સારૂં સ્થળ છે. અહીંઆ અનાજ, ગળી, તેલ, રેશમ, રૂ, ઉન, સોના-ચાંદીના દાગીના, તલવાર ઇત્યાદિકનો વેપાર ચાલે છે રૂકથી ૩૧૦ માઇલની એક લાઇન ચમન સુધી ગએલી છે. જેના રૂક, જામરા, શીકારપુર, સુલતાનકોટ, હુમાયુ, આબાદ, જેકોકાબાદ, જટાગપટ, ટેમ્પલદેરા, લુટાલ, બીબાપેટ, લીન્સે, મીથરી, ચીબી, મુશ્કફ, પીશી, અબીગમ, માચ, હેરક, કોલપુન, સ્પીઝન્દ, શેરીઆબ, કવેટા, બેલીલી, કછલાક, બોસ્તાન, યાર, સરાનન, સૈયદહમીદ, ગુલીસ્તાન કિલાઅબદુલ્લા, શેલાબાગ, સંઝલ, ચમન આ સ્ટેશનો છે. શીબીથી કવેટાની એક લાઇન ગઇ છે જેમાં શીબી અને કવેટા વચ્ચે મરી, આબર કછ, રેપીનટાંકી, સબ્બારી, હરનાઇ, તાકસ, શારીઘ, ખોસ્ટ જરદાલુ, દીરગી, મંગી, મડજ્યોજે, કચ્છ, કુનસીલેમ્પ, બનોઇ, બોસ્તાન, કુનબાગ અને એબેલી સ્ટેશનો છે. સીકારપુર એક મોટું વેપારનું મથક છે, અહીંઆથી જેકોકાબાદ બલુચીસ્તાન, કંદહાર, બોલનપાસ ઇત્યાદિ જગ્યોએ જવાને માટે સડકો થએલી છે. એથી હિંદુસ્તાન અને અફગાનીસ્તાન અને બલુચીસ્તાનનો વેપાર ચાલે છે. આ તરફની જમીન સારી છે અને પાક પણ સારો ઉતરે છે. અહીંઆ અનાજ બહુજ થાય છે કેરી, લીંબુ ખજુર વીગેરે બહુજ મેવો અહીંઆ પાકે છે. સીકારપુરમાં વેપારીઓનો પણ સારો જથ્થો છે અને એ વેપારીઓ દુનીઆના સર્વ ભાગપર પ્રસરેલા છે. ત્રણ મોટા તળાવો એક હાઇસ્કુલ, વીગેરે છે. જેકોકાબાદ એક લશ્કરી છાવણી છે. તેમાં ગરમી અસહ્ય પડે છે જકોકાબાદની લશ્કરી છાવણી સિંધની અને અફગાનીસ્તાનની સરહદ સાચવે છે કવેટા એ અંગ્રેજી હદને બલુચીસ્તાનનું મુખ્ય મથક છે અને ત્યાં પણ અંગ્રેજી સીપાઇ અને મીલીટરી વ્યવસ્થા ચાલે છે કવેટાથી ખીલાત લગભગ પચાસેક ગાઉ થાય છે ત્યાંથી પીશીનની એક સડક જાય છે આ બધો પ્રદેશ આ લેખકનો જોએલો ને હોવાથી તેને લગતી હકીકત અધુરું ન રહે એટલા માટે સક્ષેપમા

રેલવેગાઇડ અને બીજાં પુસ્તકોનો આધાર લઇ આપવામાં આવી છે. માટે તેમાં કંઇ ભુલચુક હોય તો વાંચનારાઓ ક્ષમા કરશે. ઇશ્વર કૃપાથી આ પુસ્તકની પુનરાવૃતિ કરવા વખત આવશે તો અત્યારની અધુરી હકીકત જાતે જોઇ પરિપુર્ણ વિગત સાથે આપવામાં આવશે.

રોહરીથી એક સીધી લાઇન લાહોર જાય છે. લાહોર અને રોહરી વચ્ચે ૪૮૮ માઇલનું છેટું છે. રોહરી મુક્યા બાદ સાંગી, પાનોઅકીલ મહેસર, ઘોટકી, સરહદ, મીરપુર માથેલો, દહારકી, કોબર, રેટી, ધાંડી, વાસહર, મચ્છી, સદેકાબાદ, આદમશાહાબા, રહીમયારખાન, ટારીન્ડા, કોટ સાંબા, શાહજા, ખાનપુર, જેઠાભુત્તા, ફીરોઝા, ગેટલા, ચૌદ્રી, ચનીગોટ, કુલાબ અહ્મદપુર, મુબારકપુર, ડલચવાલા સામસાટા, બહાવલપુર, આદમવાહન બ્રીજ, આદમવાહન, લોઢ્રાન, શાહાનનલ, મીરાતપુર, ગીલાવાલા, રાજારામ, મોઝાબાદ, ચાક, બુચ, શીરશાહ જંકશન, મુઝફરાબાદ, મુલતાન છાવણી, મુલતાન શહેર, તાતીપુર, રાશેડા, ખાનેવલ, કચાખુમ, ચન્નુ, કાસેવાલ, ચીચાવટની, હરાપા, મોન્ટગોમરી, યુસફવાલા, ગેમ્બર, ઓકારા સાતઘરા, વાનરાધારામ, પટોકી, ચંગામંગા, બોઇસલ, કોટરાધાકીસન, રાવીન્દ, જીઆલગા, કાના કાચા, મીઆનમીરવેસ્ટ આ સ્ટેશનો છે. આમાં સામટા ભટીન્ડાની એક લાઇન ૨૧૭ માઇલની થઇ છે. તેનાં વચલાં સ્ટેશનો દીમાઇટી, દેરાબખા, લાલસુહાનરા, અસરાની, ટમેવલી, શેખવાહન, હાસીલપુર, બખશાનખાન, ચીસટી, ચાકઅબદુલા, હુસનાબાદ, રોજહાનવલી, ચાનેકા રોડ, ચબીઆના, મીનચીનાબાદ મીકલીઓડ ગેંગરોડ, મુજાવલપુર, પંજકોશી, અબોહર, પકી, મેલાઉટ, ગાડરબાહા, બાલુઆના, એ છે. શીરશાહ જંકશનથી એક લાઇન પેશાવર સુધી ગઇ છે. આ લાઇનમાં લાલામુસા ૩૪૮ માઇલ છે અને ત્યાંથી પેશાવર ૨૦૩ માઇલ છે. શીરશાહ અને લાલામુસા વચ્ચે ચીનાબ વેસ્ટબેંક, મુઝફરગઢ, બુધ, માહમુદકોટ, મુરમાની, સનાવન, કોટ આદુ, વેરાદીનપનાહ, એહશાનપુર, કોટ સુલતાન, લીઆહ, દોરાતા, કરોર, બોહાલ, બજાર, દરીઆખાન, પંજગીરન, શાહઆલમ, હાસુરકોટ, પીપલાન, અલુવાલી, કુંડીઅન, વનભાચરણ, ગંજીઆલ, મીઠાતીવાના, હડાલી, ખુશાબ, સુંદ્રલ, રાજાર, ધાક, લીલા, ગોલપુર, પીંદદાદખાન, ચાલીસા, હરનુપુર, મલકવાલ, હરીઆઙ, અસા, બાહુદીન, ચીલનવાલા, ડીંગા, જોરાહ, આ સ્ટેશનો છે. લાલામુસા અને પેશાવર વચ્ચે

ખારીઆન, કારીઆલા, ઝેલમ, કાલા, દીના, દોમેલી, તરકી, સોહાવા, ભીસાકેરાવાલ, ગુરજરખાન, મંદરા, મંકીઆલા, સીહાલા, ચાકલાલા, રાવલપીંડી, ગોરલા જંકશન, સંગીજાની, હશન અબદલ, બરહાન, લોરેન્સપુર, કેંમબલપુર, અટકબીજ, જાંહગીર રોડ, આકોરા ખટક, નોશેરા, પબી, તાર આ સ્ટેશને છે. ખાનેવલથી વઝીરાબાદની એક લાઇન ૨૦૦ માઇલની ગયેલી છે અને તેનાં સ્ટેશનો મખદમપુર, પાહોરાન, અબ્દુલહકીમ, દારખાના, શોરકોટ રોડ, ચટીઆના, તોબાટેકસીંહ, જાનીવાલા, ગજરા, પક્કાઆના, અમાસપુર, લીઆલપુર, ચીનીઅટરોડ, સલારવાલ, સંગલાહિલ, મોહન, બલોચન, સુખેકી, કાલેકી, હાફીઝાબાદ, ગજરગોલા, અકલગઢ, છીનવાન, માનસુરવાલી આ છે. રેવીન્ડથી ફીરોજપુરની ૩૩ માઇલની એક લાઇન ગઇ છે ને વચ્ચે રાજાજંગ, રૂખાનવાલા, કાસુર, ગંડાસીંગવાલા આ સ્ટેશનો છે.

વાંચનારાએ છેલ્લાં થોડાં પૃષ્ટોમાં જોયું હશે કે, તેઓને હું સિંધમાં થઇ દમણા પંજાબમાં લઇ આવ્યો છું. સિંધના મુખ્ય શહેરોની મુલાકાત લેવરાવી તથા જાણવા જોગ હકીકત જણાવી એકદમ લાહોર આવી પહોંચ્યો છું. પંજાબ હિંદુસ્તાનની વાયવ્ય સરહદ ઉપરનો હિમાલયના છેડાનો પ્રદેશ છે અને સતલજ રવી, ચીનાબ વીગેરે પાંચ નદીઓ ત્યાં આવી રહેલી હોવાથી તે પંજાબ કહેવાય છે. રોહરીથી આગળ ચાલતાં સમસ્તા પાસે બહાવલપુર એક દેશી રાજ્યની રાજધાની સતલજ નદી ઉપર છે. આ શહેર કિલ્લાવાળું છે. અહીંના નવાબનો મહેલ જોવા જોગ છે. આ ગામમાં રેશમી કપડાનું વણાટ કામ સારૂં થાય છે. અહીંઆ ઘોડીઓને ઉછેરવામાં આવે છે. ત્યાંથી આગળ ચાલતાં મુલતાન આવે છે. આપણા મુંબઇમાં મુલતાની સોદાની એક વેપારી જાત વસે છે. તેઓ બધા કાંઇ મુલતાનના વતની નથી હોવા પણ એઓ મુલતાનની આસપાસના મુલકમાં રહેતા હોવાથી મુલતાની તરીકે પ્રસિદ્ધ છે. મુલતાન પંજાબ વિભાગનું મુખ્ય શહેર છે, શહેરની એક માઇલપર લશકરી છાવણી છે. આશરે પોણા લાખની વસ્તી શહેર અને છાવણીની મળી થાય છે. શહેરની ત્રણ બાજુ કિલ્લો છે. શહેરની અંદર જયપુર જેવી પહોળી બજાર છે. શહેરની પૂર્વમાં બગીચાએ છે તે પહેલા હિંદુ સત્તાધિકારીઓના મુકામો હતાં આમ કહેવાય છે. હાલમાં આ મુકામમાં કચેરી ભરાય છે. મુલતાનના દિવાન સોમમલની છત્રી આગળ યુરોપીયનને દફનાવવાની જગ્યા છે.

મુલતાનનું સીવીલ સ્ટેશન પણ સારૂં છે. સીવીલ સ્ટેશનમાં કોર્ટો, કમીશનરની ઓફીસ, તુરંગ, યુરોપીયનોનાં દેવળ, હોસ્પીટાલ, મ્યુનિસીપાલ ઓફીસ વીગેરે મુકામો સારાં છે. મુલતાનનો અસલ કિલ્લો ૧૮૫૪ માં તોડી નાખવામાં આવ્યો હતો છતાં હજી પણ તે મજબુત છે, અને તેમાં અંગ્રેજી લશકર રહે છે. કિલ્લામાં રૂકનુદ્દિનનો મકરબો સારો છે. આ મકરબો છેટેથી-નજરે પડે છે. આ મકરબો મહમદ તગલગના બાપે બનાવેલો કહેવાય છે. ૧૮૪૮ માં માર્યા ગએલા યુરોપીયન અમલદારના સ્મારક પણ કિલ્લામાં છે. આ કિલ્લાનું જુનું સુર્યમંદિર ઔરંગજેબે તોડી તેનાપર મસીદ બનાવી હતી. આ મસીદને સીખોએ મુસલમાનોની સામે થવામાં ઉપયોગમાં લીધી હતી. પ્રસિદ્ધ ભક્ત રાજા પ્રહ્લાદજીની બનાવેલી પ્રહ્લાદપુરી દારૂ ગોળાથી ઉરાડી મુકવામાં આવેલી છતાં નૃસિંહજીના મંદિરની નીશાની હજી જણાય છે. આ પ્રહ્લાદપુરી કિલ્લામાં હોવાથી હિરણ્યકશ્યપુની રાજધાની આ તરફ હોય એમ અનુમાન થઇ શકે છે. કિલ્લાથી દોઢેક માઇલપર શાહજાંહ બાદશાહના વખતનો એક ફકીરનો મકરબો જોવા જોગ છે. મુલતાનમાં એક મંદિર છે તેમાં હિરણ્યકશ્યપુને નૃસિંહ ભગવાને જેવી રીતે ચીરી નાખ્યા હતા તેવી રીતની નૃસિંહજીની મૂર્તિ છે. અહીંઆ નૃસિંહ ચૌદસપર મોટી યાત્રા ભરાય છે. મુલતાનથી ૪ માઈલપર સુર્યકુંડ છે ત્યાં મહા અને ભાદરવામાં જાત્રા ભરાય છે. મુલતાનમાં ગોચરણનો મોટો મેળો કારતકમાં ભરાય છે.

મુલતાન મોટું વ્યાપારનું મથક છે. અહીંઆ ઘણીક મોટી પેઢીઓ છે. મુલતાન તરફથી ખાંડ, રૂ, અનાજ અને તેલનાં બીઆં બીજા દેશાવરોમાં ચડે છે. સુતરાઉ અને રેશમી વણાટ કામ પણ સારૂં થાયછે મુલતાનમાં ગરમીના દહાડામાં ગરમી બહુજ પડે છે અને થંડીના દિવસમાં થંડી ઘણીજ પડે છે.

*મુલતાન, એ કશ્યપ રૂષિએ વસાવેલા કશ્યપપુરની જગ્યાએ છે, કશ્યપ પુત્ર હિરણ્યકશિપુ, કે જે ભક્તરાજ પ્રહલાદના પિતા અને નૃસિંહજીથી હણાએલા પુરાણોમાં પ્રસિદ્ધ છે તે અને પ્રહ્લાદજીની રાજધાની કશ્યપપુરમાં હતી. નૃસિંહાવતાર પણ અહીંજ થયો છે. મુલતાન પૂ. સ. પૂર્વે પણ પ્રસિદ્ધિમાં હતું. સિકંદરબાદશાહે મુલતાનપર ચડાઇ કર્યાનું ઇતિહાસ પરથી જણાય છે. સિકંદરના વખતે અહીંઆ મલ્લી નામનો રાજા રાજ કરતો હતો. આ મલ્લી કોઇ મલ્લ શબ્દનો અ-

પભ્રંશ છે. મલ્લ શબ્દ પણ છેલ્લો છે. આગળનું પદ બીજુંજ હોવું જોઇએ. મુલતાનના લોકોમાં હજી પણ મલ્લ શબ્દ નામને છેડે લગાડવાનો રીવાજ છે અને તેથી કહેવત ચાલે છે કે—

મુલતાનકા મલ્લજી ઔર દિલ્હીકા લાલા;
ગુજરાતકા ભાયસાબ તીનુંકા મોં કાલા.

આંથી કોઇ મલ્લ શબ્દ છેડે છે તેને એવા 'કલ્યાણમલ્લ, અર્જુનમલ' વીગેરે નામધારી રાજા સિકંદરની સ્વારી વખતે હશે આમ અનુમાન થાય છે. પ્રસિદ્ધ ચીનાઇ મુસાફર હુએત્સંગે પોતાની મુસાફરી દરમીઆન મુલતાન જોયાનું અને તેમાં સોનાના સૂર્યની મુર્તિનાં દર્શન કર્યાનું જણાવ્યું છે. મુલતાન મુસલમાનોના હાથમાંથી સીખોના હાથમાં અને તેમની પાસથી અગ્રેજો પાસ આવ્યું છે. મુલતાન અસારે ઉન્નત દશામાં આવતું જાય છે. મુલતાનમાં કેટલીક સારી સડકો છે બાકી ત્યાંના લોકોની રીતભાત બહારના લોકોને પ્રસન્ન પડે એવી નથી. મુલતાનથી આગળ મોંટગોમરી નામનું પંજાબના લેફ્ટેનન્ટ ગવરનરના નામપરથી બનેલું એક સ્થળ જોવા જોગ છે. અહીંઆ કેટલાંક સરકારી મુકામો સારાં છે. મોંટગોમરીથી રાયવંદ જંકશન કે જ્યાંથી ફીરોઝપુર લાઇન ગઇ છે તે આવે છે. ત્યાંથી લાહોર અવાય છે.

## લાહોર.

છેટું ૧૧૮૮ માઇલ; ભાડું ૧૨-૧૪-૦.

બી. બી. સી. આઇ. રેલવેમાં મુંબઇથી લાહોર જનાર અમદાવાદથી ગાડી બદલી દીલ્હી થઇ પંજાબ રેલવેમાં લાહોર જઇ શકે છે. જી. આઇ. પી.માં ઇટારસી થઇ દિલ્હી જઇ લાહોર જઇ શકે છે. લાહોર આ રવી નદીના કિનારે છે. લાહોરમાં લગભગ બે લાખ માણસની વસ્તી છે. લાહોર મોટું શેહેર હોઇ જોવા જેવી અનેક જગ્યાઓ ધરાવે છે. લાહોર કિલ્લાવાળું શેહેર છે. આ કિલ્લાની ફરતી ખાઇ હતી જે હાલમાં પુરાઇ ગઇ છે. લાહોરમાં સ્ટેશન પાસે મેલારામ ખત્રીની ધર્મશાળા રેહેવા લાયક છે. સુંદર તળાવપર આ ધર્મશાળા આવી રહી છે અને પાસે બાગ પણ સારો છે. લાહોરમાં ગ્યાસ, પાણીના નળ વીગેરે હોઇ, મ્યુનીસીપાલીટી તરફથી રસ્તા સ્વચ્છ રાખવા તથા લોકોને રાતના વખતે પ્રકાશ આપવાની ગોઠવણ કરેલી છે. લાહોરમાં જોવા જોગ સ્થળોમાં અનારકલી નામનો ચોક છે. આ ચોક મુખ્ય બજાર પણ

પ્રણાર્થ છે. અનાર એટલે દાડીમ અને દાડીમની કળી જેમ રસભરી અને આંખને મોહક છે તેમજ આ **અનારકલી** ચોક પણ વ્યાપાર રોજગારથી રસભરીત અને પ્રવાસીઓને મોહક છે.

રેલ્વેના વેટીંગ રૂમમાં રહી, સામાન ત્યાંજ મુકી ગાડીમાં ઉપરટપકે લાહોર જોવું હોય તો પહેલાં **લોરેન્સબાગ** જોવો. આ બાગ ૧૧૨ એકરના વિસ્તારમાં હોઇ અનેક પ્રકારનાં વૃક્ષોથી ભરપુર છે. બાગમાં કુદરતી શોભા અને કૃત્રિમ શોભા બેઉ દ્રષ્ટિએ પડે છે. ઇ. સ. ૧૬૩૭ માં બાદશાહ શાહજાંહના હુકમથી બનાવેલો **સાલામાર બાગ** ચોડો લાંબો છે છતાં તે પ્રાચીન વખતના બાદશાહી શોખ અને પ્રાચીન કારીગીરીનો અચ્છો નમુનો છે. આ બાગમાં પાણીના ફુવારા, પથ્થરના બાંધેલા રસ્તાઓ, બાગની અંદરનું સરોવર અને તેનું નિર્મળ પાણી, આંબાઓની આંબરાઇઓ, ફુલોના વૃક્ષોની હારની હાર, બંગલાઓ, આરસપરનું નકશી કામ, વીગેરે મન અને આંખ બેઉને આલ્હાદ આપે એવાં છે. અત્યારે બાગની દુર્દશા જોઈ કદાચ રડવું પણ આવે. મીરામીરની છાવણી આ પણ છેટે છે. અહીંઆ લશ્કર રહે છે. મ્યુઝીયમ અથવા **અજાયબખાના** અનારકલીની પાસે છે. આ મ્યુઝીયમમાં જુના લેખોનો સારો સંગ્રહ છે. ઉપરાંત ત્યાંની જુની કારીગરીના નમુનાઓ, ખનીજ પદાર્થોના નમુનાઓ, જુના સીક્કાઓ, ગુરૂ ગોવીંદસિંહના વખતની બે પીતળની તોપો, પંજાબના રાજાઓની છબીઓ, ઝવેરાત, કોહીનુરનો નમુનો, નદિમાંથી મળેલું સોનું, જરીકામ, રેશમીકામ, માટીકામ વીગેરે જોવાજોગ છે. અહમદશાહ દુરાનીના વજીર શાહવલીખાંની બનાવેલી એક જુની તોપ જે રણજીતસિંહના હાથમાં આવેલી આ પણ અત્રે જોવા જેવી છે. આ જુનું સંગ્રહસ્થાન છે. આનીપાસે નવું સંગ્રહસ્થાન થયું છે. અનારકલીનો આરસનો મકરબો જોવા જોગ છે. આ મકરબાને લગતો ઇતિહાસ જાણવા જોગ છે. બાદિરા બેગમ અથવા સરીફુનિશા નામની અકબર બાદશાહની એક બેગમ હતી. આને **અનારકલીનું** લાડકું નામ આપવામાં આવ્યું હતું. અકબરના પુત્ર સલિમ અથવા જાંહગીર અને અનારકલી વચ્ચે આડો સંબંધ છે એવું અકબરના જાણવામાં આવતાં તેણે અનારકલીને જીવતાં દટાવી દીધી હતી. જાંહગીર ગાદીએ આવતાં તેણે તેની દટાવાની જગ્યાએ મકરબો બંધાવ્યો તેજ આ અનારકલીનો મકરબો છે. **સોનેરી** મસીદમાં ઘુંમટ્ટપર સોનેરી કરવામાં આવી છે.

અહીંઆ ગુરૂ અરજુનનો બનાવેલો એક કુવો છે. આ કુવામાં ઠેઠસુધી પગથીઆં બનાવ્યાં છે. કિલ્લામાં બાદશાહ જાંહગીરની બનાવેલી મોતી મસજીદ છે. આ કિલ્લામાં મહારાજા રણજીતસિંહ ખજાનો રાખતા હતા. સરકારી ખજાનો પણ અહીંઆજ રહે છે. દુલીપસિંહની માતાનું બનાવેલું સીખ મંદિર પણ અહીંજ છે. શાહજાંહનો બનાવેલો સીશા મહેલ, નવલખો, દિવાને ખાસ, અકબરી મહેલ, ખ્વાબગાહ, દીવાનેઆમ, મહારાજા રણજીતસિંહની પુત્રી ચંદ્રકુંવરીનું મુકામ, શેરસિંહનું મુકામ વિગેરે કિલ્લામા અવશ્ય જોવા જેવા સ્થળો છે. આમાં કારીગરીનું કામ અદભૂત છે. આ કિલ્લામાં બાદશાહી મુકામ પાસ કબરો કરેલી જણાય છે અને તે એટલાજ માટે કે બાદશાહ થયા તોપણ શું થયું. એકવાર ઇશ્વરના ઘરે પોતાના કરેલા કામનો જવાબ દેવા જવાનું છે અને એક વાર કબરવાસ કરવાનો છે વાસ્તે ખુદાની બીક રાખવી. જીવીત ક્ષણભંગુર છે વાસ્તે સારા કાર્યો કરી લેવાં એવો સદ્બોધ આવાં કામોથી મળે છે. મહારાજા રણજીતસિંહનું સમાધિ મંદિર પણ સારૂં છે. અહીંની જુમા મસીદ ઔરંગજેબે બનાવેલી કહેવાય છે અને તે પણ સારી છે. આ મસીદમાં અલી અને તેના પુત્ર હુસન અને હુશેનની પાઘડીઓ છે. મહમદનો જોડો, પથ્થરપર પગલા, પોશાક, દાઢીનો વાલ વીગેરે છે. ઔરંગજેબે પોતાના ભાઇ દારાને મારી આ મસીદ તેના દ્રવ્યથી બનાવેલી હોવાથી મુસલમાન લોકો ત્યાં નીમાજ પઢતા નથી. જાંહગીરનો મકરબો જોવા જનારને રવીનદી પરનો હોડીઓનો પુલ ઉતરવો પડે છે. આ મકરબાની અને બીજી કેટલીક બાદશાહી જગ્યાઓની ખુબી, તે જગ્યાઓનો સામાન સીખ લોકોએ પોતાના દેવાલયોમા નાખી, ઓછી કરી છે છતા જોનાર તેનું અસલનું ભવ્ય સ્વરૂપ જોઇ શકે છે. આ શીવાય લાહોરમા લાંબો વખત રહી જોવા જેવું બહુજ થોડું છે. લાહોરમાં મુલતાન જેવો વેપાર નથી છતાં લાહોરમાં રેશમ અને જરીનું કામ સારૂ થાય છે.

મહારાજા રામચંદ્રજીએ પોતાના પુત્ર લવને લૌહર' અને કુશને કસૂર આપેલું. લાહોર ' એ લૌહરનો અપભ્રંશ શબ્દ છે. કસુર પણ એક નાનું ગામ હોઇ રેલ્વે સ્ટેશન આ જીલ્લામાં છે. લાહોરનું નામ ચીનાઇ પ્રવાસીના પુસ્તકમાં જોવામા આવે છે. લાહોર ઇતિહાસ પ્રસિદ્ધ શહેર છે. સાતમી સદીથી તે અત્યાર સુધી આ પ્રદેશે ઇતિહાસમા પોતાનું દર્શન દીધુ છે. હિંદુ અને મુસલમાન મુલકના દરવાજા જેવો

આ પ્રદેશ હોવાથી અને મુસલમાની આક્રમણ આ તરફથીજ થએલું હોવાથી આ તરફની પ્રજા બહાદુરી બતાવતીજ આવી છે. છેલ્લે આ પ્રદેશ અંગ્રેજોને તાબે થયો ત્યાં સુધી, અસ્તવ્યસ્ત થઇ પડેલી હિંદુ પ્રજાને ગુરૂગોવીંદસિંહે એકત્ર કરી, મુસલમાનોનું પ્રબલ તોડવા કામે લગાડી હતી. મહારાજા રણજીતસિંહના વખત સુધી શીખ પ્રજા શૌર્યમાં એકી હતી. અત્યારે અંગ્રેજી સૈન્યમા પણ શીખ પ્રજા વખાણવા યોગ્ય ધૈર્ય અને સાહસ બતાવી રહી છે. વિદેશમાં પણ શીખોએ પરાક્રમો કર્યાં છે. હિંદુઓનાં અને તેમાએ શીખોનાં મંદિરો લાહોરમાં સારાં છે. લાહોર આ વાવ્યપ્રાંતનું સર્વોત્તમ શેહેર ગણાય છે.

પંજાબ વિભાગમાં રેલવેની લાઇનો એક બીજા સાથ સંબંધ ધરાવનારી બનાવેલી છે. આમાં નોર્થ વેસ્ટર્ન અથવા વાવ્યપ્રાંતની એક લાઇન લાહોર અને કરાંચી વચ્ચે ૭૮૨ માઇલની છે તે મુખ્ય લાઇન છે, અને તેમાં સર્વ સ્ટેશનો કરાચીથી લાહોર આવતાં સુધીમાં બતાવી મુખ્ય મુખ્ય શેહેરોની હકીકત આપી દીધી છે. એજ રેલવેની એક સડક પેશાવરથી દિલ્હી સુધીની ૬૪૯ માઇલની છે. દિલ્હી અને પેશાવર વચ્ચે દિલ્હી શાહદારા, ગાઝીઆબાદ, મુરાદનગર, બેગમાબાદ, મોહિદીનપુર, મીરત, સરધાના, ખટાઉલી, મનસુરપુર, મુઝફ્ફરનગર, શેહાના, દેવબંદ, નાગલ, સહરાનપુર, સરસવા, જગાધ્રી, મુસ્તફાબાદ, બરારા, કેસરી, અંબાલા, શંભુ, રાજપુરા, સરાઉબનજારા, સરહિંદ, ખાના, ચાવા, દોરાહ, સનાહવલ, લુધીઆના, લધોવલ, ફીલૌર, ગોરયા, ફગવારા, ચીહેર, જલંદર, કરતારપુર, હમીરા, ઇસ્ટબેંક, વ્યાસ, બુતારી, જંડીઆલા, મેનનવાલા, અમૃતસર, છેહરટા, ખાસા, અટારી, વાઘા, જાલો, મીનમીર, લાહોર, બદામીબાગ, માહદેરા, મુરીડકી, કામોક, અમીનાબાદ, ગુંજરાનવાલા, ઘખર, વઝીરાબાદ, કયાલા, ગુજરાત, લાલામુસા અને લાલામુસાથી પેશાવર સુધીના આ પુસ્તકના પાના ૨૦૧ માં બતાવેલાં સ્ટેશનો છે. દિલ્હી અને ગાઝીઆબાદ આ બે જંક્શન સ્ટેશનો છે. ઇસ્ટ ઇંડીઆ રેલવે, બી. બી. સી. આઇ. રેલવે, આઉદરોહીલખંડ રેલવે વીગેરે લાઇનની ગાડીમા દિલ્હીની બદલી થાય છે. ઇસ્ટ ઇંડીયા કંપનીની જે ગાડી કલકત્તાથી કાલકા વચ્ચે દિલ્હી ઉપર થઇને જાય છે તેમાં કુરૂક્ષેત્ર જનારાઓએ બેસવું પડે છે. દિલ્હી અને કાલકા વચ્ચે સબ્જીમંડી, ખાડલી, નરેલા, સોનપત, ગનોર, સમલખા, પાણીપત, ઘરંડા,

૪૭ માઇલની છે. એ લાઇનનાં રુલેકવાલ, મુખ્યાલ, મોના, છુભા, માલવાલ, મીઠાનાક અને સારગોધા આ સ્ટેશનો છે વજીરાબાદ સીઆલકોટ જમુ લાઇન પર માઇલતી છે અને તેના સ્ટેશનો વજીરાબાદ, સોધરા, બેગોવાલા, સામબ્રીઆલ, ઉગોકી, સીઆલકોટ, ડેકોનવાલી, સુચેતગર, રનબીરસીંગપુર, મીરાનસાહીબ, સાતવારી અને જમુ આ છે. મલેકવાલથી બેરાનો ૧૨ માઇલનો એક ફાંટો ગયો છે અને વચલા સ્ટેશનો મીઆની અને હજુરપુર છે હરણપુરથી ખેવરાજા ૯ માઇલની લાઇન ગઇ છે મહમદકોટથી ગાઝીઘાટની ૧૦ માઇલની લાઇન ગઇ છે. નારવાનાથી કીથલની ૨૪ માઇલની લાઇન ગઇ છે.

નોર્થ વેસ્ટર્ન, પંજાબ અને સિંધસાગર રેલવેનાં સર્વ સ્ટેશનો અમે ઉપર આપી ચુક્યા છીએ તેમજ જુદી જુદી પ્રાંતોની હકીકત પણ આપી દીધી છે હિંદુસ્થાન પર ચઢાઇ કરવાનો પગરસ્તાનો માર્ગ આજ તરફનો છે અને તેથી આ તરફ રેલવેનો અને લશ્કરી બંદોબસ્ત સારો છે મુલતાન અને લાહોરની હકીકત આવી ગઇ છે. તદુપરાંત આ તરફના અગત્યના સ્થળોની હકીકત આ નીચે સામટીજ આપી દઇએ છીએ કારણ કે આ તરફ અમૃતસર, કાશ્મીર અને જ્વાળામુખી અને કુરક્ષેત્ર આ તીર્થ અને જોવા જેવા સ્થળો છે કેટલાક વેપારના મથકો છે તેની હકીકત પણ ટુંકામાં આપી છે હવે આગ્રાથી દિલ્હી સુધીનો ગાળો પુરો કરી લઇ દિલ્હીની હકીકત આપી વાચનારને હરદ્વાર પર લાવી હિમાલયની મુસાફરી શરૂ કરાવીશ આ મુસાફરી શરૂ કરવા પહેલાં આટલી હકીકત વાંચી લ્યો

જગાદ્રીમા હાથની કારીગરીનું કામ સારૂ થાય છે તથા, પીતળનાં વાસણો તથા ફાનસો સારા બને છે અહીંઆ પહાડોમાંથી ટંકણખાર આવે છે તે બંગાળમા જાય છે. સિરમોરના નાના રાજની રાજધાની નાહન કરીને છે ત્યા જગાદ્રીથી એક સડક ગઇ છે. સીરમોરના રાજ્યમા મોટું વન હોઇ પહાડી પણ ભારે છે. આ વનમાં હાથીઓને પકડવામાં આવે છે પહાડીમાંથી ત્રાંબુ, સીસુ, લોઢું અને સ્લેટના પથ્થરો મળી આવે છે અત્યારે સીસુ કાઢવામાં આવે છે. જમીનની ખાણોના અભ્યાસીઓએ આ પ્રદેશ જોવા જેવો છે.

અંબાલા ઇ સનની ૧૪ મી સદીમા અંબા નામે રાજાએ વસાવેલું શેહેર છે અંબાલામાં લશ્કરી છાવણી છે. અહીંઆ

લગભગ એક લાખ માણસ વસે છે. આરોગ્યતાને માટે આ ઉત્તમ સ્થળ છે. અંબાલામાં સારા મુકામો પણ છે. રૂ, અનાજ, તેલના બીઆ, સૈન્ધ્, કાપડ વીગેરેનો વેપાર સારો છે. અંબાલા જીલ્લામાંથી સરસ્વતિ નદી વહે છે, તે કેટલીક જગ્યાએ ગુપ્ત થઇ જાય છે. સરસ્વતિ અને ગાગરા કે જેવું બીજું નામ દૃષદ્વતિ છે તેની વચ્ચેનો પ્રદેશ તેજ કુરુક્ષેત્ર કહેવાય છે કે જ્યાં પાંડવ કૌરવોનું યુદ્ધ થયું હતુ અને છેલ્લા અહેમદશા દુરાની અને પેશવા સૈન્ય વચ્ચે યુદ્ધ થઇ ભારતવર્ષની પડતીનો પાયો નખાયો હતો તે સ્થળ પણ અંબાલા જીલ્લામાં છે.

થાનેશ્વર રેલવે સ્ટેશન છે. સરસ્વતિ નદીના કિનારે સ્ટેશનથી અડધા એક ગાઉ ઉપર સ્થાણ્વેશ્વર અથવા થાણેશ્વરનું પ્રસિદ્ધ શીવાલય આવી રહ્યું છે. થાનેશ્વરમાં પંજાબના રાજાઓના મોટા મુકામો છે. આ મુકામોમાં સદાવ્રત ચાલે છે. થાનેશ્વરમાં અનેક સરોવરો છે જેમાં મુખ્ય કુરુક્ષેત્ર, સન્નિહિત અને સ્થાણુ આ ત્રણ છે. અહીંઆ દરેક અમાસે સ્નાન મહાત્મ્ય છે. સાધારણ રીતે વર્ષમાં ચાર પાંચ લાખ યાત્રીઓ આવે છે. પણ સૂર્યગ્રહણે વખત તો દશ લાખ યાત્રીઓ આવે છે. અહીંઆ સ્નાન, દાન, શ્રાદ્ધાદિક થાય છે. દાનનું વિશેષ મહાત્મ્ય છે. અહીંઆ અંતરગ્રહીની પરિક્રમા કરવામા આવે છે. આ પરિક્રમા આ પ્રમાણે થાય છે—કુરુક્ષેત્ર જે સરસ્વતિના જળથી ભરેલું સરોવર છે તેમાં સ્નાન કરી સૂર્યઘાટમા આવવું. ત્યાં સ્નાન કરી ગૌરીશંકરના દર્શન કરવા ત્યાંથી ચંદ્રકુપ આવવું. પછી શ્રીકૃષ્ણ યુધિષ્ઠિર આદિ પાંડવો અને બીજા દર્શન કરી નાભીકમળ આવવું. આ નાભિકમળ સરોવર છે અને ત્યા ભગવાનની મૂર્તિ છે. પછી રૂદ્રેશ્વર શંકરનાં દર્શન કરવાં, પછી સ્થાણુતીર્થે આવી સ્નાન કરી સ્થાણેશ્વર શંકરનાં દર્શન કરવાં. પછી બ્રહ્મસરોવર આવવું. આ બ્રહ્મસરોવર પર બ્રહ્માજીએ સ્થાપેલી ચતુર્મુખ શીવમુર્તી છે ત્યાર બાદ દેવીકુપ અવાય છે. અહીંઆ દેવીજીનાં દર્શન કરવા ત્યાર બાદ પંચપ્રાચી આવવું પછી કુબેરભંડાર સરસ્વતિ, દુર્ગાકુંડ, સન્નિહિત, લક્ષ્મીનારાયણ વીગેરેનાં દર્શન કરી પરિક્રમા પુરી કરવી. કુરુક્ષેત્રમાં મોટી પરિક્રમા કરનારને ૩૬૦ પવિત્ર સ્થળો મળે છે પણ લોકો મોટા ભાગે નાની પરિક્રમાજ કરે છે. થાનેશ્વર મહા પ્રાચીન સ્થળ છે. ચીનાઇ મુસાફર હુએનસંગે પોતાના પુસ્તકમા આનો ઉલ્લેખ કર્યો છે. થાનેશ્વરથી છએક ગાઉપર

કરનાલ, તારાઓરી, આમીન, થાનેશ્વર, કરીંદવા, અંબાલા, ધુળકોટ, લાલરૂ, ગોગર, ચંડીગઢ, આ સ્ટેશનો છે. દિલ્હી અને કાલકા ૧૨૫ માઈલ થાય છે. દિલ્હીથી થાનેશ્વર ૧૦૦ માઇલ થાય છે. દિલ્હીથી મુરાદાબાદની એક લાઇન ૧૦૧ માઇલની જાય છે. તેનાં ગાઝીઆબાદ પછીનાં સ્ટેશનો દાસના, પીલખુવા, હાપર, બાબુગઢ, બગસર, ગઢ મુક્તેશ્વર, કંખાયેર, ગજરોલા, ચાંદનગર, અમરોહા, હાફીમપુર અને પછી મુરાદાબાદ છે. આ આઉદ રોહીલખંડ રેલવેની શાખા છે. દિલ્હીથી લાહોરની એક લાઇન ગઇ છે. આ લાઇનને સધર્ન પંજાબ રેલવે કહે છે. આ લાઇન ૨૯૮ માઇલની છે અને તેનાં દિલ્હી અને લાહોર વચ્ચેનાં સ્ટેશનો પંજાબી સરાઇ, નંગ્લોઇ, બહાદુરગઢ, સાંપલા, ખારાવાર, રોહટાક, કારાયનથી, જુલના, ફીનાના, ઝીંદ, ઉજના, નરવાના, ધમથાન, રોહાના, જખલ, બરેતા, બુધલાદા, મનસા, મૌર, કોટ ફતેહ, ફરીદકોટ, ગોલેહવાલા, ફીરોઝપુર, ગંડાસીંગવાળા, કસુર, રોખાનવાલા, રાજાજંગ, રેવીંદ અને લાહોર વચ્ચેનાં સ્ટેશનો આ પુસ્તકના પૃષ્ટ ૨૦૧ માં જોઇ લેવાં. દિલ્હીથી બી. બી. સી. આઇ. રેલવેનાં સરાઇ રોહીલા, પાલમ, ગુરગામ, ગરહીહરસાર, પાતલી, જતોલી, ખલીલપુર, રેવારી, બાવલ, અજેરકા, હરસોલી, ખેરથલ, પરીસાલા, અલવાર, માલેકખેડા, રાજઘર, બાસવા અને બાંડીકુઇ આવે છે. બાંડાકુઇ સંબંધી હકીકત આ પુસ્તકના પૃષ્ટ ૧૫૩ માં જોવી. દિલ્હીથી કાલકા સુધીનાં સ્ટેશનો ઉપર આપેલાં છે. કાલકાથી સીમલાની **કાલકાસીમલા** રેલવે ચાલુ થઇ છે. આ રેલવેનાં કાલકા, ધરમપોર, ડાગસાઇ, બારોઘ, સોલન, કંડાઘાટ, કાયલીઘાટ, શોગી, તારાદેવી, જુતોઘ અને સીમલા આ સ્ટેશનો છે. **તારાદેવી** આ દર્શનીય સ્થાનછે. એજ લાઇનમાં **સહરાનપુરથી લાકસર** ૩૩ માઈલ છે. હરદ્વાર જનારને **લાકસરથી** બે આના વધુ આપવા પડે છે. લાકસરથી હરદ્વાર અને દેહરાદુન સ્ટેશન આવે છે. **રાજપુરાથી ભટીંડા** સુધીની ૧૦૮ માઇલની લાઇન જાય છે. આ લાઇનનાં રાજપુરા, કાનથી, પતીઆલા, દાબલાન, નાભા, ધુરી, અલાલ, બરનાલા, ટપ્પા, રામપુરા ફુલ, લેહેરા મોહબત, બુચ્ચુ અને પતીઆલા આ સ્ટેશનો છે. આમાં **ધુરી** એ લુધીઆના-ધુરી-જખલ રેલવેનું જંકશન છે. એ લાઇન ૮૯ માઇલની છે અને લુધીઆના, ગીલ, રાયકોટ રોડ, છાપર, કુંપ, માલેરકોટલા, ધુરી, બહાદુરસીંગવાલા, સંગરૂર, સનમ, સાજલી, લેહેરા

ગગા, ગુરને અને જખલ આ સ્ટેશનો છે. અમૃતસરથી પઠાનકોટ ૬૭ માઇલની એક લાઇન ગઇ છે અને તેનાં સ્ટેશનો અમૃતસર, વધરકા, કાયનગલ, જયંતિપુર, બતાલા, ચીના, ધરીઆવાલ, સોહાલ; ગુરદાસપુર, દીનાનગર, જઠલારી, સરના અને પઠાણકોટ આ છે. લાહોરથી કરાંચીની સીધી લાઇન જાય છે જેનાં સ્ટેશનો આ પુસ્તકના પાનાં ૧૯૯-૨૦૧ માં આવેલાં છે. લાહોરથી સધર્ને પંજાબ રેલવેનાં સ્ટેશનો આ પુસ્તકનાં પાનાં ૨૦૧ માં આપેલાં છે. વજીરાબાદથી મુલતાનની વજીરાબાદ ખાનેવાલ રેલવે ગઇ છે જેનાં સ્ટેશનો વજીરાબાદ, મનસુરવાલી, ચીનાવન, અકલગર, ગજરગોલા, હાપીઝાબાદ, કાલેકી, સુખેકી, મારબલોચન, સીંગલાહીલ, સલારવાલા, ચીનીઓટ રોડ, લાયનપુર, અબારાપુર, પક્કાઆના, ગજરા, જાનીવાલા, તોમાટેકસિંહ, ચટીઆના, શેરકોટ રોડ, દારખાના, અબદુલહકીમ, મખદમપુર, પહેરાના, ખાનેવલ, રસીદા, તાતીપુર અને મુલતાન આ છે. લાલામુસાથી મુલતાનથી એક લાઇન ગઇ છે જેને સીધસાગર રેલવે કહે છે. આ લાઇન ૩૫૭ માઇલની છે અને તેનાં મુલતાન પછીનાં સ્ટેશનો શીરશાહ વીગેરે છે જે આ પુસ્તકના પૃષ્ટ ૨૦૧ માં આપેલાં છે. રાવલપીંડી ખુશાલગર થલ રેલવે લાઇન ૧૭૧ માઇલ છે. આ લાઇનનાં સ્ટેશનો રાવલપીંડી, ગોરલા, કુટબલ, ફતેહજંગ, ગગન, બાસલ, પીંડસુલતાની રોડ, લંગર, જંદ, ખુશાલગર, ધરજાઇ, બાબરીબાંદા, કોહાટ, છેકરકોટ, રાસન, હનગુ, ટોધ, કાહી, છીડબા અંને થલ આ સ્ટેશનો છે. કંબલપુરથી કુંડીઆનની નોર્થ વેસ્ટર્ન રેલવેની એક બ્રાચ લાઇન છે જેના સ્ટેશનો કંબલપુર, કનજુર, ઝાલર, બાસલ, પીંડસુલતાની રોડ, લંગર, ઝંદ, ઉછરી, છાબ, ઈજરા, માખડ રોડ, માસોન, દાઉદખેલ, પાઇખેલ, સામંદવાલા, મીઆનવાલી અને કુંડીઆન આ સ્ટેશનો છે. આ બ્રાચ ૧૨૦ માઇલની છે. દાઉદખેલથી મરીની ૬ માઈલની લાઇન ગઇ છે નૌશેરાથી નૌશેરા દરગાઇની એક બ્રાંચ લાઇન ૪૦ માઇલની ગઇ છે. આ લાઇનના નૌશેરા કાબુલ નદી, રાશકી, મરદાન, તખતેભાઇ, હપીઆન અને દરગાઇ આ સ્ટેશનો છે. લાહોરથી કરાંચી જે લાઇન ગઇ છે તેનાં સ્ટેશનો કરાંચીથી લાહોરના સ્ટેશનો આપેલાં છે તે ઉલટા ક્રમથી સમજી લેવાં. મુલતાનથી લાલામુસા સુધીની સિંધસાગર રેલવે લાઇનમાં મલેકવાલ સ્ટેશન છે. આ મલેકવાલથી સરગોધા સુધી એક લાઇન ગઇ છે, આ લાઇન

પોહુવા નામનું પવિત્ર તીર્થ છે. મહાભારતમાં પુષ્કરસપ્રીતિ નામથી પ્રસિદ્ધ તીર્થનો ઉલ્લેખ જોવામાં આવે છે તે આજ છે. આને પૃપુદક પણ કહેવામાં આવતું હતું. પેહોવા સરસ્વતિના જળના મારાથી અને મુસલમાનોના હુમલાથી પ્રાચીનતા જાળવી શક્યું નથી છતાં હજી પણ પ્રાચીન નીશાનીઓ જણાય છે. હાલમાં અહીંઆ નવાં મુકામો બહુજ થયાં છે. પહુવામાં ચૈત્ર અને આસોમાં જાત્રા ભરાય છે. અહીંઆ વિધવાઓ પોતાના ગતપતિના મોક્ષ માટે શ્રાદ્ધાદિક કરે છે. કુરૂક્ષેત્રનો વિસ્તાર ૬૦ માઇલનો છે અને ત્યાં બાવળખોરડીનાં અસંખ્ય ઝાડો છે. કુરૂક્ષેત્રમાં બુદ્ધિ ભ્રષ્ટ થાય છે આમ કહેવાય છે. પ્રસિદ્ધ પિતૃભક્ત શ્રવણ જે પોતાનાં વૃદ્ધ માબાપને કાવડમાં લઇ ફરતો હતો તેની અહીંઆ બુદ્ધિ ભ્રષ્ટ થઇ હતી. સ્મૃતિઓ અને પુરાણોમાં કુરૂક્ષેત્ર તીર્થનું બહુજ મહાત્મ્ય લખેલું છે. અહીંઆજ કાર્તિકસ્વામીને દેવતાઓના સેનાપતિ નીમ્યા હતા. પરસુરામે પોતાની માતાનું અપમાન કરવા પરથી ક્ષત્રિઓનો નાશ કર્યો અને તેના લોહીથી સંમતપંચકમાં પાંચ કુંડ બનાવ્યા. આ કુંડો બનાવી પિતૃઓને પ્રસન્ન કરી તે તીર્થસ્થાન થાય આવો વર મગિયો અને ત્યારથી તે તીર્થસ્થાન થયા છે. કુરૂક્ષેત્ર કુરૂ રાજાએ તપશ્ચર્યા કરવાથી કહેવાયું છે ત્યાર પેહેલાં આ સંમતપંચક કહેવાતું હતું. સન્નિહિત તીર્થમાં ભગવાને ઇંડાને ભાગી પૃથ્વી ઉત્પન્ન કરી હતી. કુરૂક્ષેત્રનું મહાત્મ્ય સર્વત્ર વર્ણવેલું છે અને આ સ્થળ અવસ્ય યાત્રીઓએજ જોવા જોગ છે એમ નથી પણ બીજાઓએ પણ જોવા જેવું છે, જે સ્થળે મહાભારતથી લઇને અત્યાર સુધી અનેક વાર શોણિતપાત થયો છે, ભારતની પડતીનાં બીજ જ્યાંથી ઉત્પન્ન થયાં છે, જે જમીન જાતેજ જાણે લોહીની તરસી હોય એવી રીતે કેટલીક જગ્યાએ સરસ્વતિને દેખાડી પાછી સુકીજ રહે છે, જ્યાં ઉત્તમ વનશ્રીને બદલે કાટાનાં ઝાડો પથારી કરી પડયાં છે, જ્યાં પુણ્યાત્મા શિવાય બીજાં મનો વિકારી થયા વગર રહેતાજ નથી, જેની આસપાસ સર્વત્ર રિદ્ધિસિદ્ધિ હોય પોતેજ જાણે સંસારમાં રહેતાં છતાં જનક તુલ્ય વિદેહાવસ્થા ધારણ કરે છે એવો ભાસ થાય છે, જ્યાંનાં સર્વ તીર્થો સ્વયંપ્રકાશ છે અને તે પ્રત્યેક તીર્થની ઉત્પત્તિમા જગત્ કલ્યાણનો હેતુ વ્યક્ત થાય છે તે કુરૂક્ષેત્ર અવસ્ય દર્શનીય છે આ સ્થળ પુકારે છે કે અનેક પરાક્રમિના પરાક્રમની સીમા અહીંઆ લુપ્તપ્રાય: થયા છતા સર્વ પરાક્રમીના ગર્વનું નિકંદન કરનાર હું એનું એજ છું

અર્થાત્ સર્વનું પરિણામ અંતે તો મારા જેવુંજ છે સબબ અભિમાન ત્યાગી ઇશ્વર પ્રાપ્તિનો પુરૂષાર્થ કરો. તીર્થમાં સ્નાન દાનાદિક કરતાં આવા સદ્બોધો લેવાના ઘણાજ છે પણ તે તરફ યાત્રીઓનું લક્ષ થોડુંજ જતું જણાય છે. આ પ્રદેશમાં અત્યારે પણ કેટલાક મહાત્માઓનાં દર્શન થાય છે. કેટલાક વિદ્વાનો અને સંસાર ત્યાગી અત્રે વાસ કરી રહ્યા છે.

**કર્નાલ** આ મહાભારતના પ્રસિધ્ધ વીર કર્ણનું વસાવેલું સ્થળ છે.

**પાણીપતનું** ઇતિહાસ પ્રસિધ્ધ શેહર જોવા જોગ છે. શેહેરની આસપાસ કિલ્લો છે. પાણીપત પાસે બાબર અને ઇબ્રાહીમ લોદી, અકબર અને શેરશાહ અને અહમદશાહ દુર્રાની અને પેગવાની લડાઇઓ થઇ હતી.

**સિમલા** ભારતેશ્વરના પ્રધાન ગવરનર જનરલનું નિવાસ સ્થાન છે. સીમલા જનારે **કાલકા સીમલા** રેલવેમાં જવું. સીમલા સમુદ્રથી ૭૦૮૪ ફીટ છે. સીમલાપર ૧૮૧૯ માં પેહેલું લાકડાનું ઘર બાંધવામાં આવેલું ત્યારથી અત્યાર સુધીમાં તે એવું તો સુધરી ગયું છે કે ચડતી પડતીના ઇશ્વરી નિયમનો પ્રત્યક્ષ પુરાવો તે આપે છે. અત્યારે સીમલામાં અનેક સુંદર ઇમારતો થયલી છે અને સીમલા જતાં અને જોતાં લોકોનાં હૃદય ઇશ્વરી લીલા જોઇ દ્રવિભૂત થાય છે. સીમલા જોવા જોગ છે. સીમલામાં વેપારીઓની મોટી દુકાનો છે અને મુસાફરો અને તેમાંએ અજાણ્યાને રહેવા લાયક સ્થળો પણછે. સીમલામાં અજાણ્યા માણસે સગવડથી રહેવું હોય તો ત્યાંનાં કોઇ દુકાનદારને ભાડું આપી દુકાનમાંજ ગોઠવણ કરી લેવી. જમવા ખાવાનું મળે એવાં સ્થળો છે પણ ત્યાં ધર્મ અને નાતજાતના વિચારે રહી શકાય એવું નથી.

**પતીઆલા** આ રાજધાનીનું શેહેર છે. મહારાજનો મેહેલ, કચેરીઓ અને બાગો સારા છે. આ રાજ્યમાં સીસું, તાંબુ, લોઢું આરસ અને સ્લેટના પથ્થરો નીકળે છે. અહીંઆ અનાજનો વેપાર પણ સારો ચાલે છે.

**નાભા** આ પતિઆલાથી આઠેક ગાઉપર દેશી રાજ્યધાનીનું ગામ છે. બીજું **ફરીદકોટ** નામનું રાજધાનીનું શેહેર ત્રીશેક ગાઉપરછે.

**લુધિઆનામાં** શેખ અબદુલકાદર જલાલીનો મેળો ભરાય છે જે વખતે ઘણાક લોકો આવે છે. અહીંઆ સાલ સારી બને છે. અહીંઆ અનાજનો વેપાર હાલમાં વધવા લાગ્યો છે.

જાલંધર આ પંજાબમાં મોટું શેહેર છે. અત્યારનું નવું શેહેર વસ્યું છે. જુના શેહેરમાંથી માત્ર બેજ તળાવો રહ્યાં છે. જલંધર શેહેર જાળંધર રાક્ષસથી વસાવેલું કહેવાય છે. તુળસી જાળંધરની સ્ત્રી થતી હતી અને જાળંધરની ઉત્પત્તિ શંકરના ક્રોધ થઇ કહેવાય છે. ઇંદ્રને અભિમાન આવ્યું અને તેણે શંકર સમાન બળવાન યોધ્ધો લડવા સારૂ શંકર પાસે માગ્યો ત્યારે શંકરે જાળંધર ઉત્પન્ન કર્યો. જાળંધરની ઉત્પત્તિ સમુદ્રમાંથી થઇ છે સબબ તે લક્ષ્મીજીના ભાઇ અર્થાત્ ભગવાનના શાળા ગણાય. જાળંધર મહાપરાક્રમી થઇ બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્રાદિક દેવતાઓને દુઃખ દેવા લાગ્યો. વિષ્ણુ જાળંધરને લક્ષ્મીના કહેવાથી મારી શક્યા નહીં ત્યારે નારદને જાળંધર પાસ મોકલી પાર્વતિના સ્વરૂપનું વખાણ કરી શંકર સાથ યુદ્ધ કરવા જાળંધર તૈયાર થાય તેવું કર્યું. જાળંધર ને શંકરનું યુદ્ધ થયું. જાળંધરે શંકરનું સ્વરૂપ લઇ પાર્વતિને છળવા આદર્યું પણ પાર્વતિ જાળંધરને માયાવી શંકર જાણી કમળમાં સંતાઇ ગયાં. જાળંધર શંકરથી પણ નહોતો મરતો અને તેનું કારણ તેની સ્ત્રીનું અખંડ પાતિવ્રતજ હતું આવું વિષ્ણુએ જાણી, જાળંધરનું રૂપ લઇ વિષ્ણુએ જાળંધરની સ્ત્રીનું પાતિવ્રત ભંગ કર્યું. જાળંધર મુવો અને વિષ્ણુનું તરકટ પકડાઇ આવવાથી વૃંદાએ શાપ આપ્યો. વૃંદાએ વૃંદાવનમાં તપ કરી શરીર પાડ્યું અને તપ કરવાની જગ્યા વૃંદાવન તરીકે પ્રસિધ્ધ થઇ. આ જાળંધર આખ્યાન સર્વ પુરાણોમાં જુદા જુદા રૂપે જોવામાં આવે છે.

કપુરથલા દેશી રાજધાનીનું શેહેર જાળંધરથી પાંચ ગાઉ છે. આ ગામમાં રાજમેહેલ, બગીચાઓ વીગેરે જોવા જોગ છે.

જ્વાળામુખી—જલંધરથી ૧૨ ગાઉ હોશીઆરપુર થઇને જ્વાળામુખી દેવીનું પ્રસિદ્ધ દર્શનીય સ્થળ છે ત્યાં જવાય છે. આ મુલક હિમાલયની તળાટીમા આવેલો હોવાથી બહુજ રમણીય છે. હુશીઆરપુરથી કાંગડા થઇ ધર્મશાળા સુધી ટાંગામાં જઇ શકાય છે. રસ્તામા ધર્મશાળા, ઉતરવાની જગ્યા અને મોદીની દુકાનો મળે છે. હોશીઆરપુરથી ત્રણેક ગાઉપરથી ચડઉતાર રસ્તો આવે છે. રસ્તામાં એક મોટા સરોવર પાસે ચીંતાપૂર્ણા દેવીના દર્શન થાય છે. આગળ ચાલતા વ્યાસ નદીપર હોડીનો પુલ ઓળંગવો પડે છે. જ્વાળામુખીમા

કેટલીક ધર્મશાળાઓ સારી છે. જ્વાળાદેવીનું મંદિર આરસનું હોઇ સોનેરી રૂપેરી કામ કરવામાં આવેલું છે. મંદિરમાં નાના મોટા દશ કુદરતી દિવાઓ દિવસ રાત્ર બળ્યા કરે છે. પાછલી દીવાલમાં ૪, ખુણામાં ૧, જમણી બાજુની દિવાલમાં ૧ અને વચલા કુંડની દિવાલમાં ૪ આવી રીતે ૧૦ દિવાઓ છે. જમણી બાજુની દિવાલનો દીવો બહુજ તેજદાર છે. ખુણાના દિવામાં પેંડા દુધ વીગેરે ધરાવવામાં આવે છે. આમાથી બચેલી ચીજ પ્રસાદ તરીકે લોકો વેહેંચે છે. એક નાના દીવાની પેહેલાં પુજા કરાવવામાં આવે છે. મંદિરની વચ્ચોવચ્ચ એક કુંડ છે. આ કુંડમાં પગથીઆ ઉતરી જવાય છે. આ કુંડપર પુજા કરાય છે. મોટા દિવાપર હોમ થાય છે. આ સ્થાન પેહેલાં કોઇ દક્ષિણી બ્રાહ્મણના જોવામા આવેલું અને ત્યાં મંદિર આજથી ૭૦૦ વર્ષ પર થએલું કહેવાય છે. દક્ષપ્રજાપતિના યજ્ઞમાં સતીએ દેહભસ્મ કર્યો તેની જ્વાળા આ જ્વાળાદેવી છે. આ તરફ નવરાત્રીમાં યાત્રીઓનો અધિક ભરાવો થાય છે. ગઇ સાલ ધરતીકંપ અહીંઆજ થયો હતો. જ્વાળાદેવી શીવાય બીજાં પણ દર્શનના સ્થળો છે. અને જ્વાળા પૃથ્વીમાથીજ નીકળે છે. કેટલાક દિવાઓ અખંડ રહે છે અને કેટલાક ઓલવાઇ જઇ આપોઆપ પ્રકટે છે. જ્વાળા બંધ કરવા કોઇ મુસલમાન બાદશાહે ઉપર લોખંડ જડાવ્યું છતાં જ્વાળા નીકળ્યાજ કરી આ પરથી આ સ્થાન પ્રત્યે સર્વે પુજ્યભાવ ધરાવે છે. જ્વાળામુખીથી રેવાલસર જવાય છે. અહીંઆ મેષસંક્રાતિમા સ્નાન કરાય છે. કાંગડામા મહામાયા દેવીનું પ્રાચીન મંદિર દર્શનીય છે. કુલુમાં ગરમ પાણીનાં કુંડ છે જેમા વસિષ્ઠકુંડ, કલાતકુંડ અને મણિકર્ણિકાકુંડ મુખ્ય છે. ધર્મશાળા અને કાંગડામાં લશ્કરી છાવણી રહે છે. આ જીલ્લામાં બાણગંગા અને બ્યાસગંગા વહે છે. કાગરાની ચા અવે છે તે અત્રેથીજ આવે છે. આગળ મંડીનું દેશી રાજ્ય છે જ્યા મીઠાની ખાણો છે. પઠાનકોટ રેલવેથી ડેલહૌશી જવાય છે તેમજ અહીંઆથી પણ જવાય છે. ડેલહૌશીમા લશ્કરી છાવણી છે. ડેલહૌશીથી ચંબા એક મજલના રસ્તાપર છે. ચંબાનુ દેશી રાજ્ય છે. અહીંઆ લોઢું અને સ્લેટ પથ્થર નીકળે છે. અહીંઆ ઘઉં, જવ અને બીજું અનાજ પાકે છે, મધ, ઘીની પણ સારી ઉત્પત્ર છે. અખોડ વીગેરે મેવા પણ થાયછે.

પઠાનકોટ રેલવે સ્ટેશનથી ડેલહૌશી, ચંબા વીગેરે સ્થળે ટટ્ટુ કે જંપાનમાં પહાડી રસ્તે જવાય છે. ગુરૂદાસપુર, બટાલા આ

સ્ટેશનોમાં ગુરદાસપુરમાં બે હજાર ફીટ પોહોળું અને નવ માઈલ લાંબું પાણીનું સરોવર છે. આ સરોવરની વચ્ચે મહારાજા શેરસિંહનો બનાવેલો મેહેલ છે. ગુરદાસપુર જીલ્લામાં ડેરાનાનક અને ગોવીંદપુર આ શીખોનાં પવિત્ર સ્થાનો છે. બટાલામાં સુંદર તળાવ, શમશેરખાંનો મકરબો, અનારકલીની સુંદર ઇમારત અને મંદિર વીગેરે જોવા લાયક છે. બટાલામાં વેપાર સારો ચાલે છે.

વ્યાસ સ્ટેશન આ વ્યાસ નદીપર છે. વસિષ્ટ ઋષિ પુત્ર શોકથી વ્યાકુળ થઈ વ્યાસ નદીપાસ પૃથ્વીમાં પડીગયા અને પછી તુષાતુર થવાથી ઉઠયા અને વ્યાસ નદીનું પાણી પીધું આપરથી આને વિપાસા પણ કહે છે. અહીંઆ સ્નાન મહાત્મ્ય છે.

અમૃતસર રવી અને વ્યાસ નદીની વચ્ચે સીખ લોકોનું અતિશય પ્યારૂં અને પંજાબનું મુખ્ય શેહેર છે. સ્ટેશનથી અરધો માઈલ શેહેર દૂર છે. અમૃતસર સરોવર શેહેરની મધ્યમાં છે અને સરોવર પરથીજ શેહેરનું નામ પડયું છે. સરોવરની આસપાસ દરબાર બાગ, અટલ ટાવર, તેજસિંહનું બનાવેલું શીવ મંદિર વીગેરે છે. થોડે દૂર ગોવીંદગઢનો કિલ્લો છે જેમાં લડાયક સામગ્રી અને અંગ્રેજી સેના રહે છે. કેટલીક મસીદો પણ અત્રે સારી છે. અહીંનો પબ્લીક બાગ પણ જોવા જોગ છે. આ બાગમાં મહારાજા રણજીતસીંહનું રહેવાનું મુકામ છે. શેહેરમાં બે મોટી ધર્મશાળાઓ ઉપરાંત સત્યનારાયણનું મંદિર છે. કેશર બાગ, જેલ, દવાખાનું, ટાઉનહોલ, નાના મોટા સરોવરો, મંદિરો વીગેરે સારાં છે. સીવીલ લાઇનમાં અંગ્રેજી લશ્કર રહે છે. અમૃતસરમાં જરીના ભરતનું, શાલનું, ઉનનાં વસ્ત્રો બનાવવાનું, હાથીદાંતની નકસી વીગેરે હાથની કારીગરીનું કામ ઘણુંજ ઉત્તમ થાય છે. શાલ તો હજાર રૂપીઆ સુધીની કિંમતની બને છે અને બહુ દુર જાય છે. અહીંઆ મધ્ય એશીઆના ઘણાક સોદાગરો નજરે પડે છે. અનાજ, સાકર, અને વાસણોનો વેપાર સારો ચાલે છે. અહીંઆ દિવાળીપર મોટી ધામધુમ થાય છે. નાનકપંથીના ૧૩ અખાડાઓ અહીંઆ છે. વેશાખમાં એક બીજો મેળો ભરાય છે.

અમૃતસરના તળાવની મધ્યમાં ગુરૂદ્વારા છે. તળાવપર રહેવા સારૂની જગ્યા મળે છે. તળાવપર આરસ પહાણનાં પગથીઆં બાંધેલાં છે. કેટલાંક ઉત્તમ મુકામો આવી રહ્યાં છે. તળાવ બહુજ પવિત્ર ગણાય છે

અને જોડા પેરી ત્યાં જવાતું નથી. તળાવમાં કપડાં ધોવા દેવામાં આવતાં નથી. ગુરૂદ્વારા એજ અમૃતસરનું પવિત્ર સુવર્ણમંદિર છે. આને કોઇ કોઇ ગુરૂદ્વારા અથવા દરબાર મંદિર પણ કહે છે. તળાવની મધ્યમાં કમમાં કમ ૬૦ ફીટ લાંબા અને ૬૦ ફીટ પોહોળા ચોતરાપર આ મંદિર બાંધેલું છે. ૨૦૦ ફીટનો લાંબો પુલ તળાવ અને કિનારા વચ્ચે છે. પુલપર થઇ મંદિરમાં અવાય છે. આ પુલ સફેદ અને કાળા ચળકતા આરસનો બનેલો છે અને પુલપર બેઉ બાજુ ફાનસોની હાર આવી રહી છે. મંદિરની લંબાઇ ૫૦ ફીટ અને પોહોળાઇ ૩૫ ફીટ છે. મંદિરની નીચે આરસપહાણ જડેલા છે. ઉપર ગુંબજોપર તાંબાના પતરાપર સોનેરી કરવામાં આવી છે. મંદિરની દિવાલોમાં ગુરૂમુખી અક્ષરોમાં શીલાલેખો કોતરવામાં આવ્યા છે. દરવાજાઓ પર રૂપેરી કામ કરવામાં આવ્યું છે. આ મંદિરમાં ગ્રંથની પુજા કરવામાં આવે છે. શીખ લોકો ગ્રાન-ગ્રંથનેજ ઇશ્વર માને છે. ગ્રંથપાસ પુજારી બેસે છે. ગ્રંથને ચમર થયા કરે છે. લોકો યથાશક્તિ કપડાપર પૈસા, રૂપીઆ, કોડી વીગેરે નાંખે છે. મંદિરની ઉપરના મજલામાં ગુરૂ બેસે છે. આ મજલાનું કામ પણ સુંદર છે. અહીંઆ ખજાનાની જગ્યા છે. આ ખજાનામાં હીરા, મોતી, માણેક; સોનું, રૂપું વીગેરે રહે છે. આ બધો ખજાનો ગ્રંથની યાત્રા વખતે બહાર કાઢવામાં આવે છે. અહીંઆ નાનકપંથી સાધુઓ ભજનની જે ઝુક લગાવે છે તે વખતનો દેખાવ ખચિત અવર્ણનીય ભાસે છે. આ સોનાના મંદિર પાસ જોડા પેહેરવા દેવામાં આવતા નથી. ગુરૂ અર્જુનના બનાવેલા બીજા શીખ મંદિરમાં ગુરૂ ગોવિંદસિંહની તરવાર તથા સોટો છે તથા સોનેરી સિંહાસનમાં બીજી ગુપ્ત કેટલીક ચીજો રાખેલી જોવાય છે. અટલમીનાર આ તાજમેહેલના જેવો મીનારો છે અને તે અટલરાય ગુરૂના સમાધિસ્થાન પર બનાવેલો છે. શીખ ધર્મમાં દશ ગુરૂ ગણાય છે. ગુરૂ ગોવિંદસિંહે શીખ પ્રજાને ઉન્નત બનાવી મુસલમાનોનો જુલમ કમતી કર્યો. શીખમાં એક વર્ગ જાતીભેદ માનનારો છે, બીજો જાતીભેદ નથી માનતો. એક મૂર્તિપુજા માને છે, બીજો નથી માનતો. શીખ લોક જેને ધર્મપુસ્તક માને છે તે ગુરૂ અર્જુન અને ગુરૂ ગોવિંદસિંહનું બનાવેલું છે. શીખ લોકોના પેહેલા ગુરૂ નાનક ક્ષત્રી હતા. ગુરૂ ક્ષત્રીઓજ જણાય છે. અમૃતસરથી ૬ ગાઉપર તરણતારણ નામનું પવિત્ર સ્થાન જોવા જેવું છે. અહીંઆ જવા ગાડી વીગેરે સાધનો મળે છે, પાકી સડક છે. આ સ્થળ

ગુરૂ અર્જુને નીયત કરેલુ છે. તે બ્યાસ અને સતલજના સંગમપર છે. અહીંઆ એક તળાવ અને શીખ મંદિર છે. મંદિરમા ગ્રંથનું પુજન થાય છે આ તળાવમા જે રક્તપીતીઓ તરીને પાર ઉતરી જાય તેનું રક્તપીત મટી જાય છે આમ કહેવાય છે. વૈશાખમાં અહીંઆ મોટો મેળો ભરાય છે રામતીર્થ નામનુ ૪ ગાઉપર એક બીજું તીર્થ છે અહીંઆ કાર્તિકી પુનમનો મોટો મેળો ભરાય છે

વજીરીબાદ આગળ ચીનાબ નદીપર એક મોટો પુલ જોવા જોગ છે વજીરાબાદમાં વેપાર સારો છે

શ્યાલકોટ એક સુંદર અને વેપારને માટે અગત્યનું સ્થળ છે. કનકમંડીમા અનાજનો મોટો વેપાર ચાલે છે કપડાં, વાસણો વીગેરેનો પણ સારો વેપાર ચાલે છે અહીંઆ રાજા તેજસિંહે બનાવેલુ એક ઉત્તમ મંદિર છે. અહીંઆ બાવા નાનકનુ સ્થાન છે ત્યાં મોટી જાત્રા ભરાય છે અહીંઆ દરબાર બાવલી સાહેબ નામનો પવિત્ર કુવો છે અહીંનો જુનો કિલ્લો અત્યારે તુટી ગયો છે આ કિલ્લાને શાલીવાહનનો કિલ્લો કહે છે અહીંઆ મેવાનો મોટો વેપાર ચાલે છે. કાગળો બનાવવાનું કારખાનું પણ અત્રે છે, આ શ્યાલકોટ પ્રસિદ્ધ પાંડવ નકુળના મામા શલ્યે વસાવેલુ કહેવાય છે આ શલ્યની રાજધાની સાકલા જે અત્રે છે ત્યાં હતી શાલીવાહને આને પાછળથી સુધારી કિલ્લો બંધાવ્યો હતો આમ કહેવાય છે. શાલીવાહનને રીસાલુ કહેવામા આવે છે અને આ રીસાલુની ઘણીક દંતકથાઓ પંજાબમા ચાલે છે

જમ્મુ શીયાલકોટથી ૧૨ ગાઉ છે જમ્મુ કાશ્મીરના મહારાજાની રાજધાનીનું શેહેર છે અહીંનો રાજમેહેલ સુંદર છે. કિલ્લો પણ સારોછે.

જેલમ આ કાશ્મીરમાં જવાના માર્ગનું સ્ટેશન છે શેરસિંહનો બનાવેલો રોટસનો કિલ્લો અહીંઆથી પાંચેક ગાઉપર છે અહીંઆ રોનસા, ગંધક, ઘાસલેટ તેલ, તાંબુ, શીસુ, લોઢું, ગેરૂ વગેરે નીકળેછે મીઠાની પણ ખાણો ઘણી છે

લહનીથી બે માઈલ પર માનીકયાલામા બૌધ સ્તુપ છે તે જોવાલાયક છે અહીંઆથી જુના સિક્કાઓ કનિષ્ક અને યશોવર્માના વખતના હાથ લાગે છે.

રાવળપીંડી આ લશ્કરી છાવણીનું અને વેપારનું શેહેર છે. રાવળપીંડીમાં બજાર, બાગ વીગેરે સારાં છે. એક ધર્મશાળા પણ છે. અહીંઆ અનાજનો વેપાર સારો ચાલે છે. આજુ બાજુ પહાડ અને જંગલો આવેલાં હોવાથી ખનીજ પદાર્થો નીકળે છે. નંદીની રેતીમાંથી પણ ધૂળ ધોનારાઓ સોનું કાઢે છે. રાવળપીંડી અત્યારે આ વિભાગમાં અગત્યનું લશ્કરી મથક ગણાય છે. ઉનનાં સારાં વસ્ત્રો અને સાલ બનાવવાનું કામ અત્રે પણ સારૂં ચાલે છે.

શ્રીનગર–કાશ્મીર જે આ ભૂલોકનું સ્વર્ગ છે તેનું શ્રીનગર એ રાજ્યધાનીનું શેહેર છે. હિમાલયના બરફમય રૂપેરી શૃંગો, શીતળ પાણીના વેહેતા ધોધો, સર્વત્ર લીલી હરીઆળી, જમીને જળમંબાકાર, મેવા ફળફળાદિકનું સંગ્રહસ્થાન, મન, આંખ અને હૃદયને ધ્રુસ્વરી લીલામાં મંત્રમુગ્ધ કરનાર કાશ્મીર સર્વને એકવાર જોવા જોગ છે. કાશ્મીરમાં જવાના પાંચ માર્ગો છે. ૧ જંબુથી, બીજો ગુજરાત પર થઇ ભીંવર ને પીપરપંજર થઇને, ત્રીજો જેલમ કસબામાં પંચ ઉપર થઇને, ચોથો રાવલપીંડીથી મરી થઇને અને પાંચમો હશનઅબદલથી અબટાબાદ થઇને છે. આ બધા માર્ગમાં સુગમ માર્ગ રાવળપીંડીથી જવાનો છે. અહીંઆં ગાડીનો રસ્તો છે અને એકામાં બારામુલાં સુધી ૮૦ ગાઉ જઇ શકાય છે. બારામુલાથી ટટ્ટુ કે હોડીમાં શ્રીનગર જવાય છે. રાવલપીંડીથી બારામુલાં સુધી માણસ દીઠ રૂ ૩૮) ડાકના ટાંગાનું ભાડું આપવું પડે છે. રાવળપીંડીથી બારામુલાં સુધી ૧૩ ચોકીઓ આવે છે. ટટ્ટુપર જનારને રૂ ૨૬) અને સામાન સારૂ ટટ્ટુના રૂ ૧૦) લાગે છે. બીજા એકામાં આદમીના રૂ ૧૨) અને કુલીના રૂ ૪) લાગે છે. આ ઉપરથી ડાકના ટાંગામાં ન જનાર સસ્તે જઇ શકે છે. એકામાં તેથી પણ ફાયદો પડે છે એમ વાંચનાર જોશે પણ રસ્તામાં પડતી વિપતી જ્યારે જાણશે ત્યારે પૈસાના લોભ કરતા સુખ તરફ વધારે ધ્યાન આપશે. રાવળપીંડીથી મરી, કોહલા, દુલઇ, દોમલ, ગઢી, ઉરી વીગેરે પર થઇ બારામુલાં આવી પોહોંચાય છે. રાવળપીંડીથી મરી સુધી ચઢાણ છે, મરીથી કોલાહ તક ઉતરાણ છે અને પછી ઠેઠ બારામુલાં સુધી ચઢાવ છે. શ્રીનગરમાં લાખ ઉપરાંત માણસો વસે છે. તેઓનાં ઘરો લાકડાંનાં હોય છે અને ઘરો ઉપર મજલાઓ પણ હોય છે. શ્રીનગરનો દેખાવ જાણે પાણીપર લોકો વસ્તા કેમ ન હોય એવો જણાય છે. રાજમેહેલ ગઢની અંદર છે જ્યાં ઉનાળામાં રાજા રહે છે. શ્રીનગરમાં

મહારાજગંજ બજારમાં સર્વ ચીજો મળે છે. કાશ્મીરમાં હોડીમાં પણ માણસો રહી શકે છે. કાશ્મીરના લોકો સ્વરૂપવાન હોય છે. લાજ શરમનો છાંટો નથી અને સ્ત્રીઓના ફંદામાં ફસાવાનો સંભવ રહે છે વાસ્તે મુસાફરોએ બુદ્ધિ ઠેકાણે રાખવાની જરૂર છે. શ્રીનગરમાં વેપારીઓની પેઢીઓ પણ છે. મોટે ભાગે વેપાર સાલનો ભારે છે. શેહેરમાં મસીદો પણ છે જેમાં મુખ્ય જુમા મસજીદ છે. આ તરફના હિંદુ મુસલાન એક જાતનો પહેરવેશ રાખે છે. કાશ્મીરના બગીચાઓ તો દુનિયામાં ન હોય તેવા ફળફળાદિકથી ભરપુર છે. દ્રાક્ષ, સફરચંદ, અખોડ, પીચ, જરદાલુ, બદામ વીગેરેનાં અસંખ્ય ઝાડો આવી રહ્યાંછે. પાણીની નેહેરો તો સર્વત્ર છે. શેહેરની પાસે તખ્તેસુલેમાન નામની ટેકરી છે જેપર એક સુંદર મંદિર છે. આ મંદિર પ્રાચીન હોઇ શ્રી શંકરાચાર્યનું બનાવેલું લોકો કહે છે પણ ખરી રીતે ઇ. સ. ૨૨૦ માં અશોકના પુત્ર જલોકે બનાવેલું બૌધ મંદિર હોય એમ ખાત્રી થઇછે. અત્યારે આ મસજીદ બની ગએલ છે. હરિપર્વત પર અકબરનો બનાવેલો કિલ્લો નજરે પડે છે. શ્રીનગરમાં ઉન, રેશમ, સોના, રૂપા અને તાંબાનું કામ તથા ચામડા તથા પથ્થરનું કામ સર્વોત્તમ થાય છે. અમરનાથનું પ્રાચીન શીવાલય શ્રીનગરથી ૨૦ ગાઉ છે. આ મંદિર ગુફામાં છે, અને તેમાં લિંગાકાર ધાર પાણીની ઉપરથી પડે છે. અહીંઆ શંકરનું બરફનું લિંગ શુદ એકમથી બંધાવા માંડે છે તે પુર્ણીમા સુધીમાં સંપૂર્ણ થઇ જાય છે. પાછું ઓગળવા લાગે છે અને અમાવાસ્યા સુધીમાં જાણે કાંઇજ નહીં. બળેવનો અહીંઆ મોટો મેળો ભરાય છે. બારામુલાંથી હોડીમાં લોકો જાય છે. આ શીવાલયમાં યાત્રીની યાત્રા પુરી થઇ તેની ખાત્રી કોઇ ગેબી અવાજથી થાય છે. આ મંદિરમાં બે પક્ષીઓ યાત્રીઓની નજરે પડે છે. કનબલમાં સૂર્યનું પ્રાચીન મંદિર છે. અત્યારે મંદિર જર્જરીભૂત હાલતમાં છે. આ મંદિર ઘણુંજ પ્રાચીન ગણાય છે. કનબલથી અડધા ગાઉપર ગરમ પાણીના ઝરણાંઓ છે. કાશ્મીરમાં અનાજનો પાક પણ સારો થાય છે તેમાં મુખ્યત્વે ઘઉં, જવ, વટાણા વીગેરે સારા થાય છે. કાશ્મીરનાં તળાવોમાં સુંદર માછલીઓ નજરે પડે છે. કાશ્મીરમાં ઉલ્લર નામની મોટી પાણીની ઝીલ છે. આ ઝીલ જોવા જનાર દશ કલાકમાં પાણી માર્ગે શ્રીનગરથી જઇ શકે છે. ઝેલમ નદીપર અનેક જગ્યાએ લાકડાનાં સુંદર પુલો બાંધેલા જોવામાં આવે છે. અહીંઆ સોદું, સુરમો, ગંધક, તાંબુ

વીગેરે ધાતુઓની ખાણો છે. મહાભારતમાં કાશ્મીરનો ઉલ્લેખ જણાય છે. રાજ્યતરંગીણી ને કવી કલ્હને લખી છે તેમાં લખ્યું છે કે વૈવસ્વત મુનીના સમયમાં કશ્યપમુનીએ રાક્ષસને મારી આ મંડળ વસાવ્યું છે. કશ્યપઋષિ સૂર્યના પિતા થાય છે. સબબ સૂર્ય અહીંઆ તિવ્રતાથી રહિત રહે છે. કાશ્મીરનો રાજા ગોનર્દ જરાસંધની ભેગો શ્રીકૃષ્ણની મથુરા રાજધાની પરની ચડાઈમાં હતો. કાશ્મીર પ્રાચીન સ્થળ છે અને તેમાં સર્વત્ર તીર્થ છે આમ લખ્યું છે. કાશ્મીર કશ્યપમેરૂનું અપભ્રંશ છે આમ કેટલાકનું માનવું છે. કાશ્મીરમાં પેહેલાં સૂર્યોપાસક લોકો રહેલા હતા, ત્યાર બાદ બૌધોનું પ્રબળ થયું હતું ત્યાર બાદ શીખ લોકોનું પ્રબળ થયું. હાલમાં કાશ્મીરમાં શીખ ધર્મ ચાલે છે. કાશ્મીરનું વર્ણન જુદી જુદી કલમોથી લખાએલું છે અને તેમાં કેટલુંક વિવેચન કર્યું છે સબબ, તેમજ આ પુસ્તકમાં વર્ણન લખવા બેસું તો કેટલાંક પ્રકરણ લખવાં પડે એમ હોવાથી માત્ર ટુંકજ સાર આપ્યો છે. પ્રસુતિની પીડા વાંઝણી ન જાણે તેમ આ પ્રદેશની ખરી ખૂબી નજરે જોયા વગર જણાય એમ નથી. જીવ્યા કરતાં જોયું ભલું આમ જેનો નિશ્ચય હોય તેણે કાશ્મીર જોવા જવું છે હાલ કાશ્મીરમાં પરદ્વિપસ્થો વાસ કરવા લાગ્યા છે. કાશ્મીરમાં જાથુકનો વસવાટ કરી રહેનારાઓને અનેક લાભ થાય એમ છે તેમજ સગવડ પણ થઇ શકે એમ છે. કાશ્મીરમાં ઠંડી ભારે પડે છે. માત્ર ઉનાળાના ચાર માસજ અને તેમાં એ વૈશાખથી શ્રાવણ સુધીમાં અત્રે મુસાફરી કરવાની જરૂર છે. કાશ્મીરમાં રેલવે નથી છતાં જતા આવતા મુસાફરોને ઉતારા વીગેરેની સગવડ મળી શકે એમ છે. આખું ભારત જુદી જુદી ખુબીથી ભરપુર છે અને તે ખુબી બારીકીથી જોનાર ઈશ્વરનો અગાધ મહિમા સમજી પ્રભુની અનંત શક્તિનું ગુણગાન કરી તેની ભક્તિમાં લીન થઇ જાય છે. સંસારની ઉપાધિથી મુક્ત થઇ એકાંતમાં કાળ ગમન કરનારને વાસ્તે કાશ્મીર સર્વોત્તમ સ્થળ છે.

અટક એ એજ ગામ છે કે જેનાથી આગળ હિંદુઓથી જઈ શકાતું નથી. સીંધુ અને કાબુલી નદીના કિનારાપર આ શેહેર છે. અહીંઆ એક કિલ્લો છે જેમાં લશ્કર રહે છે. અહીંઆથી હિંદુકુશ પર્વતની બરફમય ટેકરીઓ જોવામાં આવે છે. હિંદુસ્થાનમા મુસલમાન અને બીજા હુમલા કરનારાઓ અટક ઉપરથીજ આવ્યા હતા. આ તરફ જુદી જુદી જગ્યાએ અંગ્રેજી લશ્કર પડયું છે. નૌશહરા, પેશાવર

મીજેરમાં લશ્કર પડ્યું છે. પેશાવર આ જિલ્લાનું શહેર છે. પેશાવર વેપાર રોજગાર માટે સર્વોત્તમ ગણાય છે. પેશાવરમાં નળથી પાણી પુરું પાડવામાં આવે છે. પેશાવરમાં કેટલીક મસીદો અને પંચતીર્થ નામનું હિંદુઓનું તીર્થસ્થાન છે. આ પંચતીર્થ પર એક સુંદર મંદિર છે. પેશાવર પાસે બાલા હિસારનો ૯૨ ફીટ ઉંચી ભીંત વાળો મજબુત કીલ્લો છે. પેશાવરથી દોઢેક ગાઉપર ચાંદ મારીની છાવણી પાસે ગોરખનાથ તળાવ છે જેમાં ફાગણ વદ ૧૪ અને મેષ સંક્રાંતિ પર મેળા ભરાય છે. અટકથી આગળ સિંધુ અને કાબુલી નદીમાં સોનું મળે છે. અહીંઆ સોનું પુષ્કળ નીકળે છે. મહાભારતમાં ગાંધાર રાજ્ય જણાવેલ છે તેની રાજધાની પેશાવરમાં હોવી જોઇએ, પુષ્કરાવતીના સંબંધમાં ચીનાઇ મુસાફરો ફાહિયાન અને હુએનસંગ ઇસારો કરી ગયા છે તે આજ હોય એમ અનુમાન થાય છે. અહીંઆ બૌધ સ્તુપોની નીશાનીઓ મળી આવે છે.

પીંડદાદનખાં આ વેપારનું સારું સ્થળ છે. મીઠું, કાપડ, રેશમ ત્રાંબા પીતળનાં વાસણો, અનાજ, ઘી, તેલ, સાકર વીગેરેનો વેપાર સારો ચાલે છે. અહીંઆથી સાત ગાઉપર ખેવરા ગામ છે ત્યાં જથાબંધ સિંધાલુણ મળે છે. આ મીઠા વાસ્તેજ રેલવે ગઇ છે. ખેવરાની બાજુથી ઝેલમ નદી સુધી ટ્રામ ચાલે છે. ખેવરામાં નૃસિંહ ફુવારા તીર્થ છે તેપર આ તરફના લોકની સારી શ્રધ્ધા છે.

કટાસરાજ આ પંજાબ વીભાગનું કુરૂક્ષેત્ર અને જવાળામુખીથી ઉતરતું તીર્થ છે. આ તીર્થને અમરકંઠ કહે છે. ખેવરાથી કટાસરાજ પાંચ ગાઉ છે અને જવાને ટટ્ટુ મળે છે. અહીંઆ કટાસ કુંડ નામનું સરોવર છે. સરોવર પર કેટલાંક મંદિરો છે. પડોશની ટેકરીપર સાતઘરા નામથી પ્રસિધ્ધ ૭ મંદિરો છીનભિન્ન દશામાં જોવામાં આવે છે. બીજા પણ મંદિરો આજુ બાજુ છે. પાંડવો જ્યારે વનવાસમાં કટાસમાં રહ્યા હતા ત્યારે તેઓએ આ મંદિરો બંધાવેલા છે એમ કહેવાય છે. અહીંઆ વૈશાખમાં જાત્રા ભરાય છે.

ઉપર જે જે સ્થળો આપ્યાં છે, તેમાં કેટલાંક જોવાના છે અને કેટલાંક યાત્રાનાં સ્થળો છે. યાત્રાનાં સ્થળમાં કાશ્મીરના અમરનાથ અને પંજાબનાં જવાળામુખી દેવી આ મુખ્ય છે. થાનેશ્વર, કુરૂક્ષેત્ર તો થોડાક ફેરફારે સીધી લાઇનમાં જઇ શકાય છે. આ તરફનાં જોવા જેવા

સ્થળોમાં મુખ્ય મુલતાન, લાહોર અને અમૃતસર આ છે. આ શેહેરો જોવા જનારાઓ માટે જુદી જુદી લાઇનોનું એકત્ર વર્ણન આપ્યું છે પણ એ વર્ણન ગુંચવાડા ભરેલું હોવાથી અત્રે તે સંબંધે ટુંકો ઉલ્લેખ કરીએ છીએ. મુંબઇથી મુલતાન બી. બી. સી. આઇ. રેલવેમાં ૧૨૯૬ માઇલ છે. મુંબઇથી અમદાવાદ થઇ ત્યાંથી આર. એમ. રેલવેમાં રેવારી જવું અને રેવારીથી ભટીંડા આવવું અને ત્યાંથી મુલતાન જવું. આ લાઇનમાં ત્રીજા વર્ગનું ભાડું ૧૩-૧૪-૦ મેલનું થાય છે. જી. આઇ. પી. રેલવેમાં ઇટારસીથી દિલ્હી ને ત્યાંથી ભટીંડા થઇ મુલતાન જવાય છે. એ લાઇનમાં ભાડું ૧૭-૪-૦ પડે છે અને વખત પણ બે ત્રણ કલાક વધારે લાગે છે. લાહોર બી. બી. સી. આઇ. લાઇનમા ૧૧૮૮ માઇલ છે અને ભાડું ૧૨-૧૪-૦ પડે છે. બી. બી. ની લાઇનમાં દિલ્હી થઇ સાઉથ પંજાબ રેલવેમાં લાહોર જવાય છે. જી. આઇ. પી. રેલવેમાં ઇટારસી ઉપરથી સિધું લાહોર જવાય છે. ભાડું ૧૭-૨-૦ પડે છે પણ વખતમાં ૧૪ કલાકનો બચાવ થાય છે. અમૃતસર બી. બી. લાઇનમાં ભટીંડા ઉપરથી જવાય છે. ભાડું ૧૨-૮-૯ પડે છે. જી. આઇ. પી. માં ઇટારસી ઉપરથી જતાં ૧૬-૧૦-૦ ભાડાના પડે છે. જી. આઇ. પી. લાઈનમાં ૧૦ કલાક ઓછો વખત લાગે છે. સીમલા બી. બી. લાઇનમાં ૧૧૦૬ માઇલ છે અને ભાડું ૧૫-૪-૦ પડે છે. જી. આઇ. પી. માં ૧૧૯૯ માઇલ છે અને ભાડું ૧૯-૬-૬ પડે છે. કાશ્મીર જનારને રાવળપીંડી બી. બી. માં જવું હોય તો દિલ્હી ઉપરથી જઇ શકાય છે અને જી. આઇ. પી. ઉપરથી જવું હોય તો ઇટારસી ઉપરથી જઇ શકાય છે. જી. આઇ. પી.માં છેટું ૧૪૭૨ માઇલ છે અને ભાડું ૧૮-૮-૦ છે, બીજાં સ્ટેશનોનાં ભાડાં અને છેટાં તથા કઈ લાઇન અનુકુળ છે તે સંબધે આ પુસ્તકના પૃષ્ટ ૧૪ થી ૧૮ સુધીમાં આપેલી વીગત જોવી.

યાત્રાના સંબંધમાં આપણે મુંબઇથી આગ્રે એક લાઇનમાં આવી ઉભા રહ્યા છીએ. બીજે રસ્તે મારવાડમાં થઇ સિંધહેદરાબાદ આવ્યા છીએ અને ત્રીજે રસ્તે દ્વારકા ઉપર થઇને કરાંચી આવી સિંધહેદરાબાદ આવ્યા છીએ. સિંધપ્રાતમાં જેમ તીર્થસ્થળો કમતી છે તેમ મુસાફરી પણ દિલપસંદ નથી. સ્ટીમરમા કરાંચીથી આવેલાએ હૈદરાબાદથી લુણી આવી, ત્યાંથી જોધપુર જોઇ, આવવું અગર ઇચ્છા હોય તો બીકાનેર ઉપર થઇ ભટીંડા મોહાચવું અગર જોધપુરથી લુણી પાછા-

ફરી મારવાડ જંકશન આવી અજમેર જેપુર જતાં આગ્રે આવવું. મારવાડ જંકશનથી રેલવે રસ્તે ચાલનારાએ સિંધહૈદરાબાદ ન જતાં લુણીથી જોધપુર જઇ ત્યાંથી મેરતા રોડપર થઇને ફુલેરા આવવું અને ફુલેરાથી અજમેર જઇ આવી ફરી ફુલેરા ઉપર થઇ જયપુર થઇ આગ્રા આવવું. હવે અહીંઆ આપણે આગ્રાથી દિલ્હી સુધીનો ખાંચો પુરો કરવોજ જોઇએ. બી. બી. સી. આઇ. લાઇનમાં આગ્રે આવનારને ગાડી બદલવી પડે છે અને કેટલેક વખત ખોટી થવું પડે છે આમ આ પુસ્તકના પૃષ્ટ ૧૫૩ માં ઉલ્લેખ કરેલો છે. જી. આઇ. પી.માં સિધું આગ્રે જવાય છે; રસ્તામાં કાંઇપણ ઉતરવું પડતું નથી કે ગાડી બદલવી પડતી નથી. આપણને આગ્રે આવવાની જરૂર છે કારણ કે શ્રીકૃષ્ણચંદ્રની રમણભૂમિ વૃજના દર્શન આપણે કરવાનાં સબબ બાંડી-કુઇથી રેવારીપર થઇને જતી દિલ્હીની લાઇન આપણને મુકી દેવી પડે છે. આપણે આગ્રે આવ્યા છીએ. આગ્રાનું ભાડું વીગેરે પૃષ્ટ ૧૫૩ માં આપ્યું છે. હવે આગ્રામાં જોવા જેવાં સ્થળો વિગેરેનું વિવેચન અત્રે કરીશઃ—

## આગ્રા.

આગ્રામાં હું અત્યારે ત્રીજીવાર આવ્યો છું. મને આગ્રામાં કાંઇ વિશેષ જોવા જેવું નહોતું, પણ મારી સાથની મંડળીને આગ્રા જોવાનું મન થતા તેમને આગ્રાનો કિલ્લો, તાજ મહેલ, સીકંદરા અને ફતેપુર સીકરી આ સ્થાન બતાવવા મારે જવું પડ્યું હતું. આમાંના કેટલાંક સ્થાનો મેં અગાઉ જોયાં હતા તેના કરતાં લોરડ કરઝનના પ્રાચીનસ્થાનોની જાળવણીના પ્રયત્ને અત્યારે તે વધારે સારી સ્થિતીમાં હતાં. આગ્રા આ એક ઇતિહાસ પ્રસિદ્ધ શહેર હોઈ હજીતક પોતાની મોટાઇ જાળવી રહ્યું છે આ ખુશી થવા જોગ છે. આગ્રા જમના નદિના કિનારે છે. વેપાર–રોજગાર અને ત્યાંની આરસપહાણની ઉત્તમ કારીગરી, શેત્રંજી, ગાલીચાઓ, જરીનાં કામો વીગેરેથી તે સારી રીતે પ્રસિદ્ધ થઇ પડ્યું છે. આગ્રાં સ્ટેશનની પાસેજ છે. સ્ટેશનથી ઉત્ એક બાજુ કિલ્લાનો દેખાવ, જુમ્મા મસીદ અને એક બાજુ જ મોટો રેલ્વે પુલ તેમજ તાજ મહેલના બુરજોના દેખાવો અને જોનારને તેની પ્રાચિન મોટાઇનો તુરત ખ્યાલ આવે છે. રનાય અને

* આગ્રા અકબરે ઇ૦ સ૦ ૧૫૬૬ માં સ્થાપ્યું હતું. કુરક્ષેત્ર તો છે. અત્યારનું આગ્રા જમનાના પશ્ચીમ કીનારાપર છે; નાં જોવા જેવાં

આગ્રા જમુનાના પુર્વે કીનારાપર હતું અને પુર્વ કીનારાપરનાં અત્યારે જણાતાં ખડેરા પરથી પહેલાંનું આગ્રા અત્યારના 'આગ્રા' કરતા મોટું હોવું જોઇએ આવો ખ્યાલ સહજ આવ્યા વગર રહેતો નથી મહાભારતના ઇતિહાસમા ઇંદ્રપ્રસ્થ અને હસ્તિનાપુર આ આગ્રા અને દિલ્હીના કમેથી નામો હોવાં જોઇએ, આમ કેટલાક ધારે છે કેટલાક દિલ્હીનેજ ઇદ્રપ્રસ્થ કહે છે કારણ કે દિલ્હીની પાસેજ ઇદ્રપાથ નામનો એક જુનો કિલ્લો છે તે ઇંદ્રપ્રસ્થજ છે આમ ઘણાકનુ કહેવું છે ઇંદ્રપ્રસ્થનો અપભ્રંશ ઇદ્રપાથ છે હસ્તિનાપુરને જુદીજ જગ્યાએ કલ્પે છે કારણ કે દિલ્હી પાસના બુલંદ શેહેરની આસપાસ હસ્તિનાપુરના જુના ખડેરો જોવામા આવે છે અસલ હસ્તિનાપુર તો ગગાના પુરમા તણાઇ જશે આવું મહાભારતમા લખેલું જોવામા આવે છે અને બન્યું છે પણ તેમજ.

દુનીઆમા સાત નવાઇઓ ગણાય છે આ સાત નવાઇમા આગ્રાનો તાજમહેલ પણ એક છે. આ તાજમહેલ શાહજહા બાદશાહે ઇ. સ. ૧૬૩૦ માં બાંધવો શરૂ કર્યો હતો, અને તેને પુરો થતા ૧૮ વર્ષ લાગ્યા હતા આ તાજમહેલ સફેદ સગેમરમરનો બનાવેલો છે. તેનું કોરણીનું નક્ષીદાર કામ, સફેદ સગેમરમરમા જુદાજુદા રંગના પથ્થરો બેસારવાનુ કામ, તે પથ્થરો બેસારવામા વપરાયલી સીમીટ, સેંકડો વર્ષો થયાં તેની તેજ હાલતમા જળવાઇ રહેલું કામ આરસમા કુરાનેશરીફ કોતરાવી તેથી શણગારેલ સ્થાન, રંગો આપવાની ખુબી, ઉત્તમ ફુવારાઓની ગોઠવણ, બગીચાની સર્વોત્તમ ગોઠવણ, ત્યાં રહેલી આખા હિંદુસ્તાનની વનસ્પતિ, ત્યાના મિનારાઓ બહારની બાજુમા જોવામાં આવતી જમુનાની મજા વિગેરે વિગેરે, જેનુ વરણન થઇ શકે એવી બાબત નથી આગ્રાનો તાજમહેલ નજરે જોવાથીજ તૃપ્તી થાય એમછે. તાજમેહેલમા મમતાજમેહેલ બેગમ અને શાહજાહની બનાવટી કબરો છે. નીચે ભોયરામા અસલ કબરો છે મુસલમાન બાદશાહોના વૈભવનું આ તાજમહેલ અચ્છુ ચીત્ર જોનારની નજરે પાડે છે આ તાજમહેલ શાહજહાં બાદશાહે પોતાના અને પોતાની બેગમના આરામગાહ માટે બનાવેલો હતો આમ જાણી કયો માણસ મનમા અનુમાન નહી કરી શકે કે, કબરને માટે આવુ સ્થાન જેણે બનાવ્યું હશે તેનુ રહેવાનું સ્થાન કેવું હશે?

આગ્રાના કિલ્લા અને જુમ્મા મસજીદ વચ્ચે અત્યારે રેલ્વે સ્ટેશન છે. આ કિલ્લો અકબર બાદશાહે બાંધ્યો હતો. આ કિલ્લાની દિવાલ ૭૦ ફુટ ઊંચી હોય પહોળાઇ પણ સારી છે. આ કિલ્લામાં અત્યારે સરકારી તોપખાનું અને લશ્કર છે. આ કિલ્લામાં જવા સારૂં પરવાનો લેવો પડે છે. આ પરવાનો લેઇ ભોમીયા સાથે જનારને તેના કલ્પિત બયાનો સાંભળી હસવું આવ્યા વગર રહેતું નથી અને એકલા જનારને કેટલીક બાબતો સમજવી મુશકેલ પરે છે. આ કિલ્લામાં દિવાને ખાસ, દિવાને આમ, નિમાજની જગ્યા, રાણીઓના મહેલો, જમુનાના કિનારા ઉપર પડતા ઝરૂખાઓ, જમુનામાં નહાવા જવાના છુપા રસ્તાઓ, હિંદુ રાણીઓના ધરમને બંધ બેસતી સેવા પુજા વિગેરેની વ્યવસ્થા, કિમતી કારીગીરી, આરસ પહાણનું બારિક નક્ષી કામ, કિલ્લામાં પેસવાના દરવાજા પાસેની ખાઇ અને તે ખાઇ ઉપરનો યાંત્રિક પુલ, રંગોના કામ, શાહજહાંને કેદ રાખવાની જગ્યા, હમામખાનાઓ, વિગેરે વિગેરે, બહુજ જોવા લાયક છે. કિલ્લામાં મુખ્યત્વે મોતીમસીદ, દિવાનેઆમ, મછીભુવન, દિવાનેખાસ, સમતબુર્જ, સોનેરી દિવાનખાનું, કાયમેહેલ, ખાસમેહેલ, જાંહગીર મેહેલ આ જોવા જોગ છે. આ કિલ્લા પર ભરતપુરના રાજાએ તોપોનો મારો ચલાવેલો તે વખતના ગોળાથી થએલું નુકશાન હજીપણ જોવામાં આવે છે. આ કિલ્લાની અત્યારે મરામત ચાલે છે, પણ હાલનું નવું કામ જુનાં કામની બરોબરી કરી શકતુંજ નથી. કિલ્લા અને જુમા મસજીદ પહેલાં એકજ હોવાં જોઇએ એવું અનુમાન થાય છે. વચ્ચેનો ભાગ પાછળથી તારાજ થએલો લાગે છે. આ કિલ્લામા બળવા વખતે અંગ્રેજ લશ્કરે આશ્રય લીધો હતો. આ કિલ્લો મુસલમાનોના હાથમાંથી મહારાજા સિંધીઆના હાથમાં અને ત્યાંથી અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો છે. જુમા મસજીદ અત્યારે જીર્ણ સ્થિતીમાં છે, છતાં તેનું પ્રાચીન કામ ખરેજ વખાણવા જોગ છે.

આગ્રાથી બે ગાઉપર સીકંદરાનું પ્રાચીન સ્થાન છે. અહીંઆ અકબરની કબર છે. આ સ્થાનમાં જુનું સોનેરી કામ, દરવાજાપરનું ફારશી કોતરકામ, દરવાજા ઉપરની ચાર પાંચ માળની ભુલવણીની જગ્યા, બહારનો ખુલ્લો બાગ અને અંદરનાં વીશાળ મુકામ, તથા તેમાંની કારીગરી ખરેજ અદ્વિતીય છે. તાજ મહેલ અને સીકંદરા આ બે વચ્ચે આમ ફેર જણાય છે, પણ બેઉની ખુબી બેઉમાં જુદી જુદી છે. પ્રાચીન કારીગરી, રંગનું કામ, સોનેરી કામ વીગેર સીકંદરામાં છે, તેવું બીજું ભાગ્યેજ હશે.

સીકંદરા જોનારને મોગલાઇ રાજ્યની મહત્તા ધ્યાનમાં આવ્યા વગર નહિંજ રહે. અત્યારે આ સ્થાનમાં પણ મરામત થવા લાગી છે, પણ સોનેરી રંગનું કામ જે અત્યારે થાય છે તે જુના વખતના થએલા રંગના કામની બરોબરી કરી શકે એમ નથીજ. આ સ્થાનમાં પણ ફારશી કે અરેબી ભાષામાં લેખો લખેલા છે અને તે જોવાને લેવાજ છે. આ બધા સ્થાનોમાં અગાઉ હીરા, માણેક અને ઝવેરાત જડવામાં આવ્યાં હતાં. આ ઝવેરાતો તાજ મહેલ અને સીકંદરામાંથી ખોદી લેઇ જવામાં આવ્યાં છે. અને તેની જગ્યાએ જુદા જુદા રંગના પથ્થરો બેસાડ્યા છે એમ ખુલ્લી રીતે જણાઇ આવે છે.

ફતેહપુર સીકરી આ આગ્રાથી ૨૦ માઇલ દુર છે. આ સ્થાનને અકબર પોતાની રાજ્યધાની બનાવવા ચહાતો હતો. આજ સ્થાને ડુંગર ઉપર પ્રાચીન વખતનાં મોટા બાદશાહી મુકામો ખંડેરની હાલતમાં છે. અહિંના મુકામ વિશાળ હોઇ પથ્થરના બંધાવેલા છે. અહીંઆ દિવાનેઆમ, અકબરનું શયનગૃહ, તુર્કી રાણીનું મુકામ, દિવાનેખાસ, મરીયમનું ઘર, જનાના મસીદ, હરણ મીનારો, બીરબલનો મેહેલ, જો. ધબાઇનો મેહેલ, ચીસ્તીની દરગાહ, સ્નાનગૃહ, અબુલફાઝીલ અને ફૈજીનાં મુકામો વીગેરે જોવા જોગ છે. અત્યારે આ સ્થાનમાં કબરો ઘણીજ છે. એક બે જગ્યાએ આરસના નકસીદાર કામો છે. અકબર બાદશાહના જુદા જુદા હિંદુ, મુસલમાન સલાહકારોના અને રાણીઓનાં આ સ્થાનમાં મુકામો જોવા લાયક છે. આજ સ્થાને બાબરે લોદી વંશને છેવટની હાર આપી હતી. ફતેહપુર સીકરીમાં પાણીનું બહુજ દુઃખ છે. સાધારણ રીતે જોનારને આ સ્થાન જોતાં પોતાનો આંટો અફળ ગયોજ જણાય પણ બારીક અવલોકન કરનારને આમાથી ઘણુંજ જાણવાનું મળે છે. આ સ્થાનમાં પણ અત્યારે મરામતનું કામ ચાલુ છે.

આગ્રામાં આ શીવાય હિંદુઓનાં પણ પ્રાચીન મંદિરો છે. તેમાં જમુનાના કિનારાપર કૈલાસનું સ્થળ અતીવ મનોહર હોઇ નૈસર્ગીય લીલાથી ભરપુર છે. અહીંઆ વનલીલા બહુજ શોભનીય છે. સોમવારના અત્રે દર્શન કરવા અનેક લોકો આવે છે. આગ્રાથી ૧૮ ગાઉપર બટેશ્વરનું રમણીય સ્થાન છે. આ સ્થાનમાં કાર્તિકી પુનમનો મોટો મેળો ભરાય છે. આગ્રા મોટું વેહેપારી શહેર હોઇ સર્વે પ્રકારનો વેપાર ચાલે છે. આગ્રામાં જનાર માણસે સ્ટેશન ઊપર આવતા સાંના મજુરોની બહુજ સંભાળ રાખવાની છે.






## મથુરાં

છેટું માઇલ ૮૧૪ ભાડું ૮-૧૧-૦.

બી. બી સી આઇ. લાઇનમાં મુસાફરી કરનારને બાંડીકુઇથી અચનેરા ઉતરી મથુરાં જવું અને પછી આગરે આવવું જી આઇ. પી. મા મુસાફરી કરનારે આગ્રે થઇ મથુરાંજ જવું.

મથુરા હીંદુઓની સપ્તપુરી માહેનું એક શેહેર છે મથુરાની પ્રસિદ્ધિ લાંબા વખતની છે જમુનાના કીનારા ઉપર આ શેહેર હોઇ વલ્લભાચાર્ય સંપ્રદાયનુ આ સર્વોત્તમ તીર્થ ગણાય છે. શ્રી કૃષ્ણની બાળલીલા આજ વલ્લભાચાર્ય સંપ્રદાયનું રહસ્ય છે ગોકુળ, મથુરા, વૃંદાવન અને વ્રજદેશ આખો શ્રીકૃષ્ણની લીલાભુમી-બાલ્યકાળની લીલા ભુમી છે અત્યારે પણ ગુસાઈજી મહારાજો સંઘ કાડી હજારો માણસોને સાથ લઇ ગોકુલઆદમથી વનયાત્રાએ નીકળે છે. વ્રજ ૮૪ કોસ ગણાય છે પણ વ્રજમા મુખ્ય ધામો તો મથુરાં, ગોકુળ, વૃંદાવન, ગીરીરાજ, દાવજી વીગેરે છે અત્યારનું મથુરા પ્રાચીન મથુરા નથી મથુરાથી દીલ્હીની હમણા જે નવી રેલવે લાઈન થાય છે તેની પાછળ જુનું મથુરા હતું આમ કહેવાય છે અને આ જુના સ્થાનો છે મથુરામા કંસનો મહેલ, વસુદેવજીને કારાગ્રહમાં પુર્યા હતા તે સ્થાનો વીગેરે અત્યારે બતાવવામાં આવે છે પણ તે તેજ સ્થાનો હશે કે કેમ આ બાબતમા મને તો શંકા છે મથુરા ઐાધનુ પણ પ્રાચીન સ્થાન છે જુના મથુરામા એક સ્થાન કે જેને અત્યારે મસીદના આકારમા ફેરવી નાખવામા આવ્યુ છે આ સ્થાન પ્રાચીન બતાવવામા આવે છે પણ હુ તો તે ઐાધનુજ સ્થાન માનું છુ. મથુરાં અત્યારે વસ્તીથી ભરપુર સારૂ શેહેર છે અને યાત્રાળુ વગર પણ એ શેહેર ઉત્તમ જણાય છે શેહેરના મુકામોની બાંધણીઓ પણ ઘણીજ ઉત્તમ કારીગરીવાળી, જુના મોગલાઇ ઢાંકની છતા અત્યારના અંગ્રેજી ઢાંકની પણ ઝાખી છાયા પાડયા વગર રહેતી નથી મથુરાની શોભા જોનારને હોડીમાં બેસી જમુનાજીમા ફરવુ જોઇએ છીએ જમુનાજીના કીનારા ઉપર બાંધેલી હવેલીઓનો દેખાવ ખરેજ રમણીય છે સંધ્યાકાળે વીશ્રામ ઘાટ ઉપર જમુનાજીની આરતી કરે છે જમુનાજીમા ઘીની આરતીઓ મુકે છે કાચબાઓને ચણા ખવરાવે છે અને કાચબાઓ ઉપર ચડી વાંદરાઓ તે ચણાઓ ખાય છે આ વખતનો દેખાવ ખચીત ચીતા-

ર્ષક છે. મથુરામાં વૈષ્ણવોના મંદીરો ઘણાંજ છે પણ એકાદ બે બાદ કરતાં બીજાં સાધારણ મંદીરો છે. મથુરામાં જમુનાજીનું સ્નાન, ચોબાઓની હેરાનગતી અને દર્શન આજ મુખ્ય બાબત છે. મથુરામાં સૌથી વધારે ત્રાસ વાદરાઓના છે અને મથુરાના વાદરા એટલા ચીલ ઝડપીઆ રહે છે કે માથાપરથી ટોપી, કાન નાકના દાગીના, ધરોની સાંકળ ઉઘાડી તેમાની ચીજો લઈ જતાં વાર લગાડતા નથી. આ ઉપરથી કહેવાય છે કે—

મથુરાંમાં માયા વસે દાતા કેશવ દેવ;
બ્રાહ્મણ વાંદર વાણીયા, લુટ ખાવાની ટેવ.

અને ખરેજ છે પણ તેમજ, ચોબાઓ અક્ષરશત્રુ છે અને વલ્લભાચાર્ય સંપ્રદાયના ભાવકા વૈષ્ણવોને ગાળો દેતા જાય, લેતા જાય અને હેરાન કરતા જાય આ જુદું. એટલુંજ નહીં પણ ગામમાથી કાંઈપણ ચીજ લેવી હોય તો ચોબા સાથ હો કે નહીં પણ તેના ૩॥ ટકા કમીશનના આપવાજ જોઇએ, આ ચોબાઓ ભાંગ પીનારા અને રાક્ષસની માફક ખાઈ પડી રહેનારાજ છે. હમણા આ ચોબાઓની સભા થવા માંડી છે અને તેમનામાં સુધારાનો પવન ફેલાવા લાગ્યો છે આ ખુશી થવા જોગ છે. આ ચોબાઓ પ્રથમ તો બોધ ધર્મી હતા કારણ કે શ્રી મચ્છંકરાચાર્યે પેહેલાં સર્વે વીપ્રા કાન્યકુબજા માથુર માગધ વિના બધા બ્રાહ્મણો કાન્યકુબજ છે કેવળ માથુર માગધ શીવાય આમ કહી ગયા છે. માથુર આ ચોબા અને માગધ આ ગયાવાલ અને તેઓ બેઉ અત્યારે પણ બ્રાહ્મણોના આચારવિચાર વગરના છે. વીદ્યાનું તો નામજ નથી એટલુંજ નહીં પણ બ્રાહ્મણનો આચારે નથી. છતાં અજ્ઞાન હીંદુઓ તેઓના કહેવાથી જાત્રા સફલ થશે આમ સમજી પૈસા આપી પોતાના પૈસાનો ગેરઉપયોગ કરવા સાથ પોતે પાપના ભાગી થાય છે મથુરામાં ખાવાની ચીજો, અથાણા, ચટણી, મુરબ્બાં વીગેરે સારાં મળે છે.

પ્રસિદ્ધ મુસાફર ૫ટાલેથી મથુરાને મોદઉરી કહે છે અને એરીયન તથા પલીની ગેથોરા કહે છે પ્રસિદ્ધ ચાઈનીઝ મુસાફર ફાહીઆન આ મથુરાને ઇ૦ સ૦ ૪૦૦ માં બોધ ધર્મનું મુખ્ય સ્થાન ગણાવે છે. ઇ૦ સ૦ ૧૦૧૭ મા મહમદ ગીઝનીએ થાનેશ્વર અને મથુરાને ચડાઇ કરી લુટયાં હતાં અને અનેક પ્રાચીન મુર્તિઓ અને મંદીરો તોડી

પાડયાં હતાં અને ઇ૦ ૧૫૦૦ માં સુલતાન સીકંદર લોદીએ રહ્યાં સહ્યાં સર્વે મંદીરો અને મુર્તીઓને તારાજ કરી નાંખી હતી, આ રીતે મથુરાં પ્રાચીન શેહેર છે આ ખુલુ છે.

## ગોકુળ.

મથુરાંથી ગોકુળ ૭ માઇલ છે. ગોકુળની પાસે મહાવનમાં કૃષ્ણનું જન્મ સ્થાન બતાવવામાં આવે છે. મથુરાથી ગોકુળ જતાં રસ્તાના દેખાવ તે ભુમીની પ્રાચીન પવિત્રતા સાબીત કરે છે. ગોકુળ એક નાનાં ગામડાં જેવું છે અને મથુરાં કરતાં અહીંઆ વૈષ્ણવોનાં વધારે મંદીરો હોવાથી તેમજ મુંબઇ, કચ્છ, કાઠીઆવાડના વૈષ્ણવો અત્રે વાસ કરી રહેવાથીજ તે અત્યારે ઠીક ઠીક જણાય છે ગોકુળમાં ગંદકી ઘણીજ છે અને તેની સાથ નીતિ રીતીમા પણ ગોકુળ હલકું ગણાય છે. નંદરાયનું ગોકુળ આ હોય આ સંબધે મને તો શંકાજ છે. હું તો ધારૂ છું કે પોતાનું પેટ ભરવા માટે જગ્યાના અનુમાને ઠોકી બેસાડેલું જણાય છે. નંદરાયનું ગામ તો અહીંઆથી દૂર છે.

## વૃંદાવન.

વૃંદાવન મથુરાંથી ૭ માઇલને આસરે છે. વૃંદાવનમાં કેવળ વલ્લભાચાર્ય સપ્રદાયના માણસો અને મંદીરો છે આમ નથી પણ રામાનુજ સંપ્રદાય, રાધાવલ્લભી વીગેરે પંથોના સ્થાનો છે. રામાનુજ સંપ્રદાયના આચાર્યો વિદ્વાન હોઇ તેના સ્થાનમા દર્શન કરવા જતાં વેદ, વેદાંગના અભ્યાસીઓના શબ્દધ્વની સાંભળી આનંદ થાય છે. વૃંદાવન મંદીરોની બાબતમાં હરદ્વાર, થાનેશ્વર અને જગન્નાથની બરોબરી કરે છે આમ કહેવાય છે પણ હું તો કેટલીક બાબતમાં તેનાથી ચહડયાતું સમજુ છું. ઇ૦ સ૦ ૧૫૯૦ મા બંધાવેલું ગોવીંદદેવનું મંદીર, ૧૫૮૦ મા બંધાવેલું ગોપીનાથનું મંદીર અને રાધાકીસન શેઠે બંધાવેલું ૧૮૫૧ નું મંદીર કે જેને બંધાવતા ચાર લાખ રૂપીઆ ખરચેલા કહેવાય છે અને એ શીવાય બીજા અનેક મંદિરો કારીગરી અને શોભામા સર્વોત્તમ છે. કુંજગલી, કાળધરીનો કાંઠો વગેરે અહીંઆજ છે. વૃંદાવનમાં બંગાળના કેટલાક ગૃહસ્થો સંસાર ત્યાગી રહેલા છે અને તેઓ દિવસ રાત શાસ્ત્રાભ્યાસ અને ઇશ્વરસ્તવન કરે છે. વૃંદાવન સારૂં સ્થાન છે અને ત્યાં રહેનાર શાંતીસુખ ભોગવે છે. વૃંદાવનમાં વિદ્યાભ્યાસ કરવાના સારાં સાધનો છે.

આ ઉપર મથુરાં વગેરેનું સૂક્ષ્મ વિવેચન કર્યું છે પણ આ પ્રસિદ્ધ તીર્થસ્થળ હોવાથી આ પુસ્તકમાં તેનું લંબાણ વિવેચન કરવાની જરૂર લાગે છે. વ્રજ બહુજ પવિત્ર પ્રદેશ ગણાય છે. લખ્યું છે કેઃ—

विंशति योजनानां च माथुरं मम मंडलं;
यत्रतत्र नरः स्नात्वा मुच्यते सर्वपातकः

વીશ યોજનનું એટલે ૮૦ ગાઉનું માથુર મારૂં મંડલ છે. એમાં ગમે ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે.

इत वरहद् इत सोनहद् उत सूरसेनका गाम;
व्रज चोरासी कोसमें मथुरा मंडळ धाम.

આ તરફ બરહદ, પેલી તરફ સોનહદ, એ તરફ સૂરસેનનું ગામ આમ ચોરાશી કોશમાં વ્રજ છે જે મથુરામંડળધામ કહેવાય છે.

ગોકુળઅષ્ટમી શ્રીકૃષ્ણનો જન્મદિવસ છે. આ દિવસે વ્રજમાં મોટી ધામધુમ થાય છે. વનયાત્રાનો આરંભ આ વખતેજ થાય છે. આ વનયાત્રામાં શ્રીકૃષ્ણે જે જે સ્થળે જે જે લીલા કરી છે તે તે સ્થળે બહુજ ધામધુમ કરવામાં આવે છે. આ વનયાત્રા અને રાશલીલાની રીત કોઇ નારાયણ ભટ્ટે કાઢી છે આમ કહેવાય છે. વનયાત્રામાં ૧૨ વન; ૨૪ ઉપવન, ૫ પર્વત, ૧૧ શીખરો, ૪ તળાવ, ૮૪ કુંડો અને ૫ કુવાઓ આટલાં આવે છે.

### વનયાત્રા.

મથુરાથી પ્રયાણ કરી યાત્રીઓ મધુવનના મહોલી ગામમાં રહે છે. મધુવનમાં મધુકુંડ છે. મધુ દૈત્ય હતો અને તેને રામચંદ્રજીના ભાઇ શત્રુઘ્ને મારી મધુપુરી વસાવી હતી આમ ઉલ્લેખ છે. આ મધુકુંડ મધુ દૈત્યે બનાવેલો કહેવાય છે. અહીંઆ શ્રાવણ વદ ૧૧ નો મેળો ભરાય છે. શ્રી ચતુર્ભુજનાં દર્શન થાય છે. મહોલીથી તાલવન જવાય છે. અહીંઆ બળદેવજીએ ધેનુક દૈત્યને માર્યો હતો. તાલવનનું મુકામ તારસી ગામમાં થાય છે. ત્યાંથી કુમુદવન, ત્યાંથી બહુલાવન, આ બહુલાવન એજ છે કે જ્યાં બહુલા ગાયે સિંહને પોતાનાં બચ્ચાંને મળી પાછું આવવા વચન આપેલું અને આપેલું વચન પાળી કાળના મોંમાં જવા ડર નહોતો ખાધો. અહીંઆ કૃષ્ણકુંડના ઉપર બહુલાનું મંદિર છે. અહીંથી રાધાકુંડ-કૃષ્ણ-

કુંડમાં સ્નાન કરાય છે. અહીંઆથી ગોવર્ધન અવાય છે. અહીંઆ ગોવર્ધન પાસે બસાઇ ગામમા શ્રીકૃષ્ણ, બળદેવ અને નંદરાજા રહ્યા હતા. ત્યાથી કિલ્લોલકુંડ, માધુરીકુંડ, મોરવન, ચંદ્ર સરોવરી વીગેરે સ્થળે અવાય છે. પરસોલીમાં આ તળાવ પથ્થરનું મજબુત બાંધેલું છે. અહીંઆજ છ મહિનાની રાત્ર કરી રાસલીલા કરેલી કહેવાય છે. ત્યાંથી પાયઠા જ્યાં ઇંદ્રનો કોપ વખતે સર્વે ગોપો એકઠા થયા હતા ત્યાં અવાય છે. ત્યાંથી ગિરિરાજ, સુગંધશીલા, સિંદુરીશીલા, સુંદરશીલા અને ગોવર્ધનનાથજીનું મંદિર આવે છે. ત્યાંથી ગોપાલપુર, બીલછુ, અને ગંઠોલી પોહોચાય છે. આ ગાંઠોલીમા રાધા અને શ્રીકૃષ્ણની ગાઠ બંધાઇ હતી સબબ તે ગાંઠોલી કહેવાય છે. ગીરીરાજની તળાટીમાં ચાલતાં કામવનમાં અવાય છે. પ્રસિદ્ધ સર્વોત્તમ ગોસ્વામી શ્રી દેવકીનંદનજીનું અંત્ર મંદિર છે. અહીંઆથી આગળ અઘાસુર દૈત્યની ગુફા છે. કનવારથી ઉપર અવાય છે ત્યાં બળદેવજીનું પ્રાચીન મંદિર છે. આગળ બરસાના આવે છે. અહીંઆ રાધાજીનાં મંદિરો છે. વૃષભભાન અને કીર્તિજી એ રાધાનાં માબાપો છે તે અહીંઆજ રહેતાં હતાં. ત્યાંથી દોહનીકુંડ કે જેમા જસોદાજી દોણી ધોતાં હતા તે આવે છે. અહીંઆ પ્રેમ સરોવર છે તથા જ્યા શ્રીકૃષ્ણ દાણ લેતા હતા તે સાંકડી ખો છે. અહીંથી સંકેતવન અવાય છે. અહીંઆ રીઠોર ગામ છે કે જ્યાં ચંદ્રાવતી રહેતી હતી. આગળ ચાલતા નંદ ગામ આવે છે. અહીંઆ શ્રીકૃષ્ણ નંદબાવાની ગાયોને પાણીપાતા હતા આ સરોવર છે. ત્યાથી આગળ કરહલા ઉપવન છે. આની પાસે કમઇ ગામ છે. અહીંઆ શ્રીકૃષ્ણે રાધાને આંજણ આંજ્યું હતું આ જગ્યા છે. ત્યાથી પ્યાસાવન અવાય છે. ત્યાથી ખદિરવન, ત્યાંથી કુમરવન, જાવકવન અવાય છે. ત્યાથી આગળ કોકિલવન, ત્યાથી ચરણ પહાડી પર અવાય છે. અહીંઆ શ્રી ભગવાનની પાદુકા છે. ત્યાંથી દધિ ગામ થઇને બેઠને જવાય છે. ત્યાથી કોટવન થઇ પાછું ફરવું પડે છે. પાછાં ફરતાં શેષશાયી અવાય છે. ત્યાથી ખેલવન ગયાબાદ યમુનાજીનાં દર્શન થાય છે. પછી યમુનાના કિનારે વીહારવન થઇ ચીરઘાટ પર અવાય છે. અહીંઆ શ્રીકૃષ્ણ ગોપીઓનાં વસ્ત્ર લઇ કદંબના ઝાડે ચડી બેઠા હતા. ત્યાથી નંદઘાટ કે જ્યાં નંદજીને વરૂણ પાતાળમાં લઇ ગયા હતા તે આવે છે ત્યાથી ભય ગામ આવે છે કે જ્યાં નંદજી ડુબી ગયાના ભયભિત સમાચાર સાંભળવામાં આવ્યા. ત્યાથી આગળ વત્સવન આવે

છે કે જ્યાં વત્સાસુરને માર્યો હતો. ત્યાંથી ચાલી આટસ નરી સેમરો (આ ગામમાં ચૈત્રના નવરાત્રમાં દુર્ગાનો મોટો મેળો ભરાય છે) છટી, કરા અને અકુર ગામ કે જ્યાં કંસે મલયુદ્ધનું આમંત્રણ કર્યું હતું તે આવેછે. ત્યાંથી ભતરોંડ અવાય છે. આ ભતરોંડમાં બ્રાહ્મણ સ્ત્રીઓએ ગોવાળોને પોતાના પતિની આજ્ઞા વિરૂદ્ધ ભોજન કરાવ્યું હતું. અહીંઆ કાર્તિકી પુનેમનો ભાત મેળો થાય છે. ત્યાંથી વૃંદાવન અવાય છે. વૃંદાવનથી વેલવન, ત્યાંથી માટ, ત્યાંથી ભદ્રવન કે જ્યાં શ્રી કૃષ્ણે દાવાનળ પીધો હતો ત્યાં અવાય છે. ત્યાંથી આગળ ભાંડીરવન કે જ્યાં બળદેવજીએ પ્રલંબ દૈત્યને માર્યો હતો તે આવે છે. ત્યાંથી ઠાગોલી, સુંદર માનસરો વર થઇ લોહવન અવાય છે. ત્યાંથી આગળ ચાલતાં રાવલ ગામ આવે છે જ્યાં રાધા અને તેનાં માત પિતા કોઇ કોઇ વખત રહેતાં હતાં. ત્યાંથી ખુદીર્યાં, બંદિ થઇ બળદેવજી અવાય છે. અહીંઆ બળદેવજી અને રેવતીનું ઉત્તમ મંદિર છે. ત્યાંથી ચિન્તાહરણઘાટ, બ્રહ્માંડઘાટ થઇ મહાવનમાં અવાય છે. આ મહાવનમાં પૂતનાને મારી હતી. મહાવનથી ગોકુળ અવાય છે. ગોકુલમાં દર્શન કરી વિશ્રામઘાટ મથુરા અવાય છે. **મથુરાનાં દેવ મંદિરો અને દર્શનીય સ્થળો:—** મથુરામાં કેશવચંદ્રનું મંદિર હતું તે ઔરંગઝેબે તોડ્યું અને ત્યાંની ઠાકોરજીની મૂર્તિ શ્રીનાથદ્વારામાં છે તેજ છે. કારાગ્રહ કે જ્યાં વસુદેવ દેવકીને કેદ રાખ્યાં હતાં. મલપુરા કે જ્યાં કંશના ચાણુર મુષ્ટિક મલ્લ રહેતા હતા. ભુતેશ્વર મહાદેવ અને બળભદ્રકુંડ, કુબજાનું કુબજાપણું દૂર કર્યું હતું તે કુવો, ગણેશજી, નૃસિંહજી, કેલાશમાં ગોકર્ણેશ્વર, સરસ્વતિકુંડ, મહાવિદ્યાદેવી, અચળેશ્વર, દીર્ઘવિષ્ણુ, વનખંડી મહાદેવ, કંશનો કિલ્લો, ગણેશઘાટ, માનસઘાટ, દશાશ્વમેધઘાટ, ચક્રતીર્થઘાટ, સોમતીર્થઘાટ, બ્રહ્મલોકઘાટ, ઘંટાભરણઘાટ, ધારાપતનઘાટ, સંગમતીર્થઘાટ, વૈકુંઠઘાટ, નવતીર્થઘાટ, અસંકુંડાઘાટ, અવિમુક્તઘાટ, પ્રયાગઘાટ, કનખલઘાટ, તિંદુકઘાટ, વિશ્રાંતઘાટ, સુર્યઘાટ, ચિન્તામણીઘાટ, ધ્રુવઘાટ, ઋષિઘાટ, મોક્ષઘાટ, કોટિઘાટ, બુદ્ધઘાટ, વેણીમાધવ, રામેશ્વર, ચક્રતીર્થ આગળ અમરિષનું દુર્વાસના શ્રાપથી રક્ષણ કર્યું હતું એમ કહેવાય છે. ધ્રુવઘાટ પર ધ્રુવજીએ તપ કર્યો હતો. દ્વારકાધીશજી, રાધાકૃષ્ણ, વિજય મંદિર, બળદેવજી, ભૈરવનાથ, ગતશ્રમ, મદનમોહનજી, ગોવર્ધનનાથ, બીહારીજી, ગોવીંદદેવ, ગોપીનાથ વીગેરે ' અનેક દર્શનીય સ્થળ છે. ગામની વચ્ચમાં એક મોટી મસીદ પણ સારી છે.

વૃંદાવનનાં દેવ મંદિરો અને દર્શનીય સ્થળો:—સેવાકુંજ ને રાસમંડળની પાસે છે ત્યાં પહેલાં વૃંદા દેવીનું મંદિર હતું પણ અત્યારે તેની કાંઇપણ નીશાની જણાતી નથી. આ જગ્યાએ અકબર શુંસાઇઓનાં દર્શન કરવા આવેલ. લોકો અકબરની આંખ બંધ કરાવી નીધિવનમાં લઇ ગયા અને અકબરને અહીંઆ એવો તો ચમત્કાર જોવામાં આવ્યો કે તેણે આ પવિત્ર ભૂમિને પ્રણામ કરી પોતાની સાથના હિંદુરાજાઓને મંદિરો બનાવવા જમીન આપી. આ વખતે ગોવિંદદેવ; ગોપીનાથ, જુગલકિશોર અને મદનમોહનજીનાં ચાર મંદિરો બનેલાં જે મંદિરો અત્યારે જીર્ણાવસ્થામાં આવી ગયાં છે છતાં તે તેની ઉત્તમ કારીગરીની અત્યારે પણ સાક્ષી આપે છે. આ મંદિરોને પણ ઔરંગઝેબે ધોખો પહોંચાડયો હતો. ગોવિંદદેવનું મંદિર મહારાજા માનસિંહનું બનાવેલું છે. આ મંદિરની મૂર્તિ જયપુરમાં અત્યારે પણ છે. આ મંદિર તદ્દન હાલહવાલ થઇ જાત પણ ત્યાંના કલેકટર મી૦ ગ્રુસના પ્રયત્નથી પુનરોધાર થવાથી સુધર્યું છે. મદનમોહનજીનું મંદિર કાલિમર્દન ઘાટપર છે. આ મદનમોહનજીના મંદિરમાં પ્રસિદ્ધ હિંદી કવી સુરદાસજી રહેતા હતા. જુગલકિશોરનું મંદિર કેશીમર્દન ઘાટપર છે. આ મંદિરની જુગલ-કિશોરની મુર્તિ બહુજ ભવ્ય છે. રાધાવલભ, શૃંગારવટ, રાધાદામોદર, આ પ્રાચીન મંદિરો છે. નવાં મંદિરોમાં કૃષ્ણચંદ્રમા, શ્રીરંગજી, (પ્રસિદ્ધ શેઠજીનું મંદિર) રાધારમણ, ટીકારીવાળાનું મંદિર, રાધાગોપાલ, ગોપે-શ્વર વીગેરે છે. અહીંઆનાં કુંજોમાં કીશોરી અને લક્ષ્મીકુંજ, ધીર સમીર કુંજ, ગંગામોહન કુંજ વીગેરે સારા છે. વૃંદાવનમાં યમુનાજીપર સુંદર ઘાટો બાંધેલા છે. વૃંદાવનમાં હજારો બીજાં નાનાં મોટાં મંદિરો છે.

ગોકુળના જુના મંદિરોમાં દ્વારિકાનાથ, બાળકૃષ્ણ નવનીતપ્રીય, વ્રજરત્ન, શ્રીચંદ્રમા આ છે. નવામાં નવનીતલાલ, નટવર, મથુરેશ, ગોપાલલાલ અને વ્રજેશ્વર છે. જોધપુરનાં રાજાનાં બનાવેલાં મહાદેવ-જીનાં મંદિરો પણ છે.

વ્રજની બીજી શોભા ઘણીજ ઉતમ છે. આ શોભામાં કુદરતી શોભા એટલી જગા લેછે. વ્રજમાં પ્રેમ—પ્રેમાભાસ અત્યારે પણ છે. વ્રજનાં સ્ત્રી પુરૂષો કૃષ્ણ ભક્તિના જે ગાયનો ગાય છે તે આનંદ આ-પનારાં છે. વ્રજના લોકો યાત્રાળુઓની ઉપરજ જીવનારા છે

મથુરાથી દિગના જુરનો જોઇ આવવો.

## દીગ ( ભરતપુર ).

મથુરાંથી ૨૪ માઇલપર દીગનાં ભુવનો છે. દીગ ભરતપુર રાજ્યનો એક મહાલ છે. વલ્લભાચાર્ય સંપ્રદાયના મહારાજો આ દીગમાં જવાની ના કહે છે પણ દીગની મધ્યમાં ગોવર્ધન અથવા ગીરીરાજ તો વૈષ્ણવો જાય છે. ઇંદ્રના કોપ વખતે શ્રીકૃષ્ણે આ ગોવર્ધન ટચલી આંગળીએ ઉપાડી ગોવાળીઆએ લાકડીના ટેકાથી તેને ઉંચો ધરી રાખી ગોકુલનો વરસાદથી બચાવ કર્યો હતો એ આ સ્થાન છે. અત્યારે આ ગીરીરાજ જોનાર સહજ જોઇ શકે છે કે એ પર્વત તેની અસલ સ્થીતિમાં નથી પણ ઉંચેથી જમીનપર પછાડતાં જે સ્થીતિમાં થાય તેવી સ્થીતિમાં છે. અહીંઆ માનસી ગંગા છે અને ત્યાં સ્નાન કરવામાં આવે છે.

દીગનાં ભુવન ભરતપુરના મહારાજાએ બંધાવેલ છે. આ ભુવન ખરેજ જોવા લાયક છે. ભરતપુરના રાજાએ દિલ્હી લુટયું તે વખતે બાદશાહનાં આરસનાં સિંહાસનો તથા હીંચકા એ વગેરે લુટી લીધેલા તે અત્રે જોવામાં આવે છે. આ સિંહાસનમાં એક કાલાં આરસનું અને એક સફેદ આરસનું છે. આ સિંહાસનની પાટ ત્રણથી ચાર ફીટ ઉંચી, આઠ ફીટ લાંબી અને ચાર ફીટ પોહોળી છે. સાદી આંખે તો આ સિંહાસન કાંઇજ નથી આમ લાગે છે પણ બારીકીથી જોતાં એ સિંહાસનો એકજ પથ્થરનાં બનાવેલાં છે આ તુરત જોઇ શકાય છે. આ પાટ સિંહાસન રાખવાની હોય એવું અનુમાન થાય છે. આ દીગનાં ભુવનમાં દિલ્હીના બાદશાહી મેહેલોમાંથી લુટી આણેલા સામાનનો મોટા ભાગે ઉપયોગ કરેલો જણાય છે. આ ભુવનની ખુબી તેના ફુવારાની ગોઠવણમાં સમાયલી છે. આ ભુવનમાં શ્રાવણ ભાદરવાના આવતા વરસાદની નકલ કરનાર ફુવારાનું સ્થાન છે. આગ્રામાં તાજમેહેલમા જેવી ગોઠવણ છે તેથી વિશેષ ગોઠવણ અત્રે ફુવારાની છે અને આ ફુવારા લોર્ડ કરઝને આ સ્થાનની મુલાકાત લીધી ત્યારે છોડવામાં આવ્યા હતા. આ ભુવનમાં કુવામાંથી ઘણુંજ ઉંચે ટાંકીમાં પાણી ચઢાવવામાં આવે છે અને ત્યાંથી મોટા વિસ્તારમાં સર્વે ફુવારામાં પાણી જાય છે. આની સાથ આ ભુવનમાં રૂતુ રૂતુની મજા મળે એવી પણ ગોઠવણ કરી છે. ઘોડારો, તોપખાનાંઓ, હાથીખાનાઓ, રાજા રાણીને રેહેવાની જગ્યાઓ, હજારો લસ્કરીઓના સમાસની ગોઠવણ વીગેરે ઘણુંજ રમણીય છે. આ ભુવનની આગળના બગીચાનો વિસ્તાર પણ ઘણોજ મોટો છે. દીગના ભુવન જરૂર જોવા જેવાં છે.

૭. આ. પી. રેલવેમાં આગ્રે આવેલ આગ્રેથી હાથરસ ઉપર થઇ તુંડલા પરથી દિલ્હી જાય છે. બી. બી. સી. આઇમાં આગ્રે થઇ મથુરા આવેલ મથુરાથી હાથરસ આવી ગાડી બદલે છે. અચનેરાથી મથુરા આવનાર આગ્રે જઇ હાથરસ ઉપર થઇ દિલ્હી જાય છે.

## હાથરસ.

હાથરસ અત્યારે વેપારનું મોટું મથક થઇ પડયું છે. હાથરસનું ઘી તો મુંબઇની સર્વ પ્રજા ખાય છે. મુંબઇની અને ગુજરાતની મીલોના કાપડનો મોટો ઉઠાવ અહીંઆ થાય છે. અહીંઆથી અનાજ પણ મોટા જથામાં મુંબઇ આવે છે. હાથરસમાં અત્યારે ઘણાક સારા વેપારીઓ છે. હાથરસમાં એક ખુબી મેં જોઇ, અને જે ખુબીનું અનુકરણ દરેકે કરવા જેવું છે, તેજ બતાવવા હાથરસનો મેં અત્રે ઉલ્લેખ કર્યોછે. હાથરસમાં વેપારીઓ બહુજ સારા છે અને એકસંપથી રહે છે. આ સંપને અંગે વ્યાપારીઓનો અધિકાર પણ મોટોછે. હાથરસમાં ત્યાંની દેશી બનાવટની ખાંડ શીવાય બીજી ખાંડ કોઇથી વાપરી શકાતી નથી. હાથરસમાં હીંસા થઇ શકતી નથી. હાથરસમાં દારૂની દુકાન ખોલી શકાતી નથી અને હાથરસમાં વેસ્યા રહી શકતી નથી. આ સંબંધે અનેકવાર ખટપટ થઇ છતાં વ્યાપારીઓના એકસંપી બળ પાસ તે ખટપટો ફાવી શકી નથી. આવી રીતનો સંપ સર્વત્ર હોય તો કેટલો ફાયદો થાય તેનું આ પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે.

આ રીતે આપણે સિંધ પંજાબ, મારવાડ વીગેરે સ્થળેથી દિલ્હી આવી ઉભા છીએ.

## દિલ્હી.

છેટું ૮૯૦ માઈલ ભાડું ૧૦–૧૩–૦

ભારત વર્ષનું લાંબા વખતનું રાજગાદીનું સ્થાન દિલ્હી છે. મહાભારતના વખતમાં હસ્તિનાપુર કરીને એક શેહેર હતું તેની જગ્યાએ દિલ્હી દીલુ રાજાએ ઇ. સ પૂર્વે ૫૦ વર્ષ ઉપર બંધાવેલું કહેવાય છે. દીલુ ઉપરથી દીલી અથવા દીલીપુર નામ પડયું જણાય છે. આ જુના દિલ્લીની જગ્યા, અત્યારના દિલ્હીથી પાંચ માઇલપર અત્યારે પણ જોઇ શકાય છે. દિલ્હીની આસપાસનો ૫૦ માઇલનો પ્રદેશ એ દિલ્હીનાં બદલાતા સ્વરૂપનો ભાસ કરાવે છે અને અસલનું હસ્તિનાપુર આ પચાસ

માઈલના વિભાગમાં હોય એમ અનુમાન થઇ શકે છે. ૧૮૫૭ના બળ- વામાં દિલ્હીએ થોડો વખત રાજ્યધાનીના શેહેર તરીકેની સાહેબી ભોગવી લીધી હતી કારણ કે બળવાખોરોએ મોગલ વંશના છેલ્લા રાજાને દિલ્હીની ગાદીપર બેસારી હિંદના બાદશાહ તરીકે જાહેર કર્યો હતો. અત્યારનું દિલ્હી શાહજાંહ બાદશાહે ઇ. સ. ૧૬૪૦ માં બંધાવેલું છે અને તેને શાહજાનાબાદ પણ કહે છે. અનેક સેકડા સુધી સર્વોત્તમ ગણાએલ આ શેહેર અત્યારે પણ પોતાની મોટાઇ જાળવી રહ્યું છે અને શેહેર જોનારને ઘણુંક શિક્ષણ આપે એમ છે. બાદશાહી વૈભવની ઝાંખી છાપ, પ્રાચીન હિંદુ રાજધાની તરીકેનું તેનું સ્વરૂપ, પ્રદેશનું સ્વરૂપ, દેશી કારીગરીની ખુબી, અંગ્રેજી રાજ્યમાં દિલ્હીનું સ્વરૂપ વીગેરે વીગેરે અનેક શિક્ષણીય પ્રસંગો છે. દિલ્હી કિલ્લા વાળું શેહેર છે. ૪ ગજ પોહોળી, નવ ગજ ઉંચી અને ૪ માઇલ વિસ્તાર વાળી કિલ્લાની મજ- બુત દિવાલ અને તેની પાસેની ખાઇ જોઇ આપણને એમ તો થયા વગર રહેજ નહીં કે, આવા મજબુત બચાવથી પોતાને અજીત સમજ નારનું ધાર્યું ધુળ મળ્યા વગર નજ રહ્યું. ન કોઇ તેના વંશનું વૈભવ ભોગવવા રહ્યું. ઉંદર ખોદે અને ભોરિંગ ભોગવે એ પ્રમાણે એકે કર્યું અને અત્યારે બીજો તેનો લાભ લેછે. આજ ઇશ્વરી ચમત્કાર છે અને તેથીજ છેલ્લે સરવાળે જેવી ઇશ્વરની મરજી આમ કરી લોકોને મનની વિહવલતા શાંત કરવી પડે છે. આ કિલ્લામાં અનેક દરવાજાઓ છે. દરવાજાઓ વચ્ચે સુંદર સડકો છે. વૃક્ષોની શિતળ છાયા આવી રહી છે. સુંદર મુકામો દૃષ્ટિએ પડે છે, બજારો ભવ્ય જોવામાં આવે છે. ચાંદની ચોક, દરીબા, લાલકુવા, ઝવેરી બજાર અને ચાવડી જે અત્યારે પ્રસિદ્ધ બજાર ગણાય છે તે આગળના ઠાઠની ઝાંખી છાયા આપણા મનપર પાડયા વગર નથીજ રહેતી. સ્ટેશનની પાસે એક જુની અને એક નવી બે ધર્મશાળા છે. વેપારના સંબંધમાં તો દિલ્હી અત્યારે પણ બીજાં મોટાં વેપારી શેહેરો સાથ હરીફાઇ કરે એમ છે. જરીનું, લેસ કિનાર, ઝીંક વીગેરેનું કામ અત્યારે પણ સર્વોત્તમ થાય છે. ઝવેરીઓ, અતર- વાળાઓ, સુગંધી તેલો વીગેરે બનાવનારાઓનો દિલ્હીમાં નિભાવ થાય છે. અત્યારે મીલ પણ થઇ છે અને બીજાં પણ યાન્ત્રિક કારખાનાંઓ ચાલુ છે. સર્વે તરહનો વ્યાપાર દિલ્હીમા સારો ચાલે છે. મોજ શોખ, મીઠી જબાન, તાજીમતવાજી વીગેરે બાદશાહી રીત હજી અહીંઆ જોવામાં આવે છે. બાકી એકની હરાયણી કિમત કહેવી, સામા માણસને

ચડાવી ચડાવી શરમાવી પોતાની ચીજ ગળે ઓળખવી આતો દિલ્હી વાળાઓની ખાસ આવડતજ ગણાય છે જોઇએ તો એક, ભીખારી કા નહોય પણ કોઇ ચીજ લેના જાયકે "જનાબ આઇએ, ખુદાવિંદ કયા હુકમ, ફરમાઇએ," ઇત્યાદિ શબ્દોની સાથપાભરી તો તૈયારજ. વળી "આપ જૈસા કદરદાન ઐસી ઉમદા ચીજ નલેગે તો કયા દોનદામકા બકાલ લેગા ? પૈસા કયા ચીજ હે ? આપકી પાસ દોબાત કહેના કુદ-રકા કામ હે; ઇમાનસે ઇતના ખરચા પડાહે, આપ ચાહીએ સો નફા દો. કયા આપસે હમ બેઇમાની કરકે દો પૈસા જાદે લેગે તો ખાએગા તો સબ લેકીન પાપ તો હમારે શીર હૈ. હજુર આપ ચાહીએ તો લો ચાહીએ તો મત લો લેકીન કિમતમેં તો કુછ ફરક નહીં પડેગા ઇતની ચીજ યાદગીકે લીએ તો લીજીએ" આવી રીતે શીશામા ઉતારી એક-ના ચોગણા કર્યા વગર તો કોકજ રહેતું હશે. દિલ્હીમાં કોઇ ચીજ લેવી હોય તો ત્યાના વતની અગર ત્યાં રહેલાને સાથે લીધા વગર લેવીજ નહીં દિલ્હીમાં જોવા જેવું સર્વત્ર છે પણ ખાસ જોવાં જેવા અગત્યનાં સ્થળોનો અત્ર ઉલ્લેખ કરૂં છું —

કિલ્લો જોવા જનારે પાસ લેવો પરે છે. આ કિલ્લો એ બાદશાહી મેહેલની અસલ જગ્યા છે. ૩૨૦૦ ફીટ લાંબો અને ૧૬૦૦ ફીટ પો-હોળો આ કિલ્લો છે. આ કિલ્લો જમુના નદીના ઉપર આવી રહ્યો છે આ કિલ્લો ૧૮૫૭ સુધી મુગલ બાદશાહના તાબામાં રહ્યો હતો આ કિલ્લામા ૧૮૫૭ ના બળવામા બળવાખોરોએ આશ્રય લીધો હોવાથી તેને ઘણુંજ નુકસાન થયેલું છે. હાલ તેમા અંગ્રેજી લશ્કર રહે છે, અને દિવાનેખાસ, દિવાનેઆમ, મસ્જીદ અને બે ચાર નાના મોટા મુકામ શિવાય બાદશાહી વખતનું થોડુંજ કામ નજરે આવે છે. દિવાને આમની જગ્યા આરસપહાણ અને બીજા ચકચકીત પથ્થરો, સુંદર થાંભલાઓ અને ઉત્તમ કારીગરીથી ભરપુર છે દિવાનેખાસ તો ખાસ દેશી કારીગરીને માટે એક સુંદર દર્શનીય સ્થળ છે દિવાનેખાસમા જે કામ કરવામા આવ્યું છે, તે જોઇ મોટા મોટા યુરોપીયનો પણ આશ્ચર્ય પામે છે. આ દિવાનેખાસમા આરસપહાણનું સોના ચાંદીનું અદ્ભુત કામ કરવામાં આવ્યુ છે. અહીંઆજ પ્રસિદ્ધ મયુરાસન જે નાદિરશાહ લઈ ગયો હતો તે રહેતું હતું. આ મયુરાસનને તખ્તેતાઉસ મુસલમાન બાદશાહો કહેતા હતા અને તેની કીમત સાડી છ કરોડ રૂપીઆની ટોવરનીયર નામનો ઝવેરી જણાવી ગયો છે સમનબુરજ જે આ દિ-વાનેખાસ પાસે છે તે પણ જોવા જોગ છે સ્નાનઘર, મોતીમસ્જીદ

વિગેરે પણ સુંદર છે. આ શિવાય સ્ટેશન પાસે કંપનીબાગ અથવા રાણીબાગ, સંગ્રહસ્થાન, ફતેહપુરી મસ્જીદ, જુમામસીદ, કાળી મસીદ, સોનેરી મસીદ, હરમુખરાયજી કાગદીનું બનાવેલું જૈન મંદિર, અશોક સ્થંભ, ફતેહગઢ, ફિરોઝાબાદનો કિલ્લો, ઇંદ્રપાથ, કિલાકોના મસીદ, નિઝામઉદીનનો મકરબો, હુમાયુનનો મકરબો, વેધશાળા, સફદરગંજનો મકરબો, કુતુબ મીનારો, લોહસ્થંભ, અલ્તમશનો મકરબો, અલાઇ મીનાર, લાલકોટ, જોગમાયાનું મંદિર, તઘલખાબાદનો કિલ્લો, ગયાસુદીનનો મકરબો વિગેરે જોવા જેવાં સ્થળો છે. આમા જુમામસીદ એ દિલ્હીનું પ્રસિદ્ધ જોવા જેવું સ્થાન છે. આવી મસીદ હિંદુસ્થાનમાં બીજી કોઇજ નથી. આ મસીદ જોવાને માટે મુસલમાનો શિવાય બીજાને પાસ લેવો પડે છે. આ મસીદ પાંચ હજાર માણસોએ ૭ વર્ષમાં પુરી કરી હતી, આમ કહેવાય છે. તે દિલ્હીના બાદશાહ શાહજહાંએ ૧૬૩૨ માં બનાવેલી છે. મસીદ ૪૫૦ ફીટ લાંબી અને તેટલીજ પહોળી છે. આ મસીદમાં જગ્યાએ જગ્યાએ આરસનું, નકસીનું અને સોનેરી કામ કરેલું જોવામાં આવે છે. આ મસીદમાં ૧૩૦ ફીટ ઉંચો એક મીનારો છે જેના ઉપર ચડીને દિલ્હીનો આખો દેખાવ જોવામાં આવે છે. અશોક સ્થંભ, કાબુલ દરવાજાથી એક માઇલ ઉપર જોવામાં આવે છે. આ સ્થંભ ઇ. સ. પૂર્વે ત્રીજી સદીમાં અશોકે મીરત પાસ ઉભો કર્યો હતો. બાદશાહે ફીરોજશાહે ૧૩૫૬ માં એને કુશકશીકારમાં મીરતથી લાવી ઉભો કર્યો. અસલ સ્થંભના પાંચ ટુકડાઓ થઇ ગયા હતા. ૧૮૬૭ માં અંગ્રેજોએ આ સ્થંભ અત્રે ઉભો કરેલો છે. ફતેહગઢ આ ૧૮૫૭ ના બળવામાં જે અંગ્રેજી અમલદારો માર્યા ગયા તેની યાદગીરીમાં બનાવેલો છે. ફીરોઝાબાદનો કિલ્લો જે ૧૩૫૪ માં ફીરોજશાહ બાદશાહે બનાવેલો છે, તે કિલ્લામાં એક અશોકનો સ્થંભ શિવાલીક પહાડની તળાટીમાંથી લાવીને ઉભો કરેલો જોવાય છે. ઇંદ્રપાથ આ ઇંદ્રપ્રસ્થનું અપભ્રંશ નામ જણાય છે. આને જુનો કિલ્લો પણ કહે છે. શેહેરથી બેએક માઇલપર આ કિલ્લો છે, અને તે યુધિષ્ઠિરનું જુનું ઇંદ્રપ્રસ્થ કિલ્લામા છે આમ કહેવાય છે. હુમાયુન બાદશાહે આ કિલ્લાની સુધારણા કરી તેને દીનપનાહનું નામ આપ્યું હતું. આ કિલ્લાની કેટલીક ભીંતો અત્યારે ભાગી ગયેલી છે. કિલાકોના મસીદ એજ છે કે જેમાં હુમાયુન પડીને મરણ પામ્યો હતો. હુમાયુનો મકરબો પણ કારીગરીનો અચ્છો નમુનો છે. કુતુબમીનાર લગભગ આઠેક ગાઉ દૂર છે. આ મીનારો પૃથિરાજે બનાવેલો હોય એમ પણ કહેવાય છે. આ મીનારો પેહેલા ૨૫૦ ફીટ ઉંચો હતો, પણ

૧૮૦૩ ના ધરતીકંપમાં તેનો ઉપરનો કેટલોએક ભાગ પડી જવાથી તે નવો બનાવવામાં આવ્યો છે અને તેની ઉંચાઇ ૨૩૮ ફીટ રહી છે. આ મીનારાપર પાંચ મજલાઓ છે. પહેલો મજલો જમીનથી ૯૭ ફીટ બીજો ૧૫૦ ફીટ ત્રીજો ૧૯૦ ચોથો ૨૧૪ અને પાંચમો ૨૪૦ ફીટ ઉંચા છે. શરૂઆતમાં મીનારાનો વ્યાસ ૪૭ ફીટ અને ઉપર ૯ ફીટ છે. કુતુબઇસ્લામ મસીદ જેનીઅંદર આ કુતુબ મીનારો છે, તે રાજા પૃથીરાજના દેવમંદીરપર બનાવેલી છે. આ મસીદમાંજ રાજા ધવે ખોડેલો લોહસ્થંભ છે. આ સ્થંભ ૨૮ ફીટ જમીનમાં છે અને ૨૨ ફીટ ઉપર છે. ઇ. સ. ૧૦૫૨ માં દીલ્હીના રાજા બીજા અનંગપાળે દીલ્હીને જમુનાના કિનારેથી આગળ હઠાવી આ લાલકોટ બનાવેલો છે. આ કિલ્લાને પૃથિરાજે પાછળથી સુધારેલો જણાય છે. દિલ્હીથી ૮ ગાઉપર જોગમાયાનું દર્શનીય દેવી મંદીર છે તેનાં દર્શન કરવાનું ચુકવું જોઇતું નથી. આ શિવાય દિલ્હીમાં બીજું અનેક જોવા જેવું છે, પણ તે નજરે જોવાથી જે આનંદ આપશે તે આમાં વિવેચનથી આપશે નહિ એમ હોવાથી, વાંચનારાઓને દિલ્હીની મુલાકાત લેવાની સુચના કરી અમે વીરમીએ છીએ.

દિલ્હી આવેલા ગૃહસ્થે જો કાસ્મીર કે પંજાબ ન જવું હોય તો આ પુસ્તકનાં પૃષ્ટ ૨૦૭-૨૦૮ માં આવેલી ઇસ્ટ ઇંડીઆ રેલવેની દિલ્હી કાળકા લાઇનમાં જવું. આ લાઇનમાં થાનેશ્વર ઉતરી કુરૂક્ષેત્રની યાત્રા કરી અંબાલા આવવું અને ત્યાંથી શરહાનપુર આવી ત્યાંથી લાકસર થઇ હરદ્વાર જવું. પંજાબ કાસ્મીર જવું હોય તો કાસ્મીર લાહોર જોઇ અમૃતસર આવવું. ને લાહોર અમૃતસર વચ્ચે રેલવે થઇ છે અને અમૃતસરથી અંબાલા બીજી લાઇનમાં અવાય છે સબબ એક ગએલી લાઇનપર ફરી આવવાની જરૂર નથી. તેથી જુદી લાઇનમાં મુસાફરી કરી જુદા જુદા મુલકો જોવાય છે. આગાથી દિલ્હી અને દિલ્હીથી અંબાલા અને ત્યાંથી સરહાનપુર પર થઇ આપણે, જ્યારે હરદ્વાર આવ્યા છીએ અને હરદ્વારથી પહાડપર થઇ કાથગોદામ ઉતરી લખનૌ, અયોધ્યા થઇ કાનપુર આવી ત્યાંથી પ્રયાગરાજ ઉપર થઇને કાશી આવવા ધારીએ છીએ ત્યારે એ બધા પ્રદેશનાં મુખ્ય સ્થળોની હકીકત અત્રે આપવી નિરૂપયોગી નહીંજ ગણાય.

સરહાનપુરથી એક લાઇન આઉદ રોહીલ ખંડ રેલવેની મોગલ સરાઇ સુધી ગઇ છે. આ લાઇનમાંજ આપણે લાકસર આવ્યા છીએ. લાકસરથી ગાડી બદલી દેરાદુન લાઇનમાં બેસવું પડે છે. લાકસરથી

પાપરી, જવાલાપુર ને પછી હરદ્વાર આવે છે. હરદ્વારથી રાયવાલા, દોઇવાલા, હરાવાલા ને તેપછી દેરાહુન આવે છે. આ લાઇન ૪૮ માઇલનીજ છે. લાકસરથી સિધ્ધિ લાઇનમાં ચાલીએ તો લાકસર અને મોગલ સરાઇ વચ્ચે રાયસી, બાલાવાલી, ચાંદોક, બરમપુર, નઝીમાબાદ, બંઢકી, નગીના, પુરાઇની, ધામપુર, સીઓહરરા, સાહીસપુર, ખાંધ, મતલબપુર, મોગલપુર, મુરાદાબાદ, કાયધર, રાજહેરા, રામપુર, ધમોરા મીલાક, નાગરીઆ સાદક, ધાન્ટા, બીકુર, માહેશપુર ઉતરીઆ, બરેલી, રાસુયા, પીતાંબરપુર, ફતેહગંજ, મીરનપુર કાતરા, બીલહર, બનથરા, શાહજાનપુર, રોસા, કાહીલીઆ, અંજરી, એહટા ગોકુલ, કૈરહા, હરદોઇ, કારના, મસીત, બધોલી, બાલામો, સનોડા, સંડીલા, રહીમાબાદ, મલીહાબાદ, કાકોલી, આલમનગર, લખ્નો, મોહનલાલ ગંજ, નીગોહાન, બેચરાવાન, રાયબરેલી, ફુરસતગંજ, જાઇસ, ગૌરીગંજ, અમેથી, અંતુ, ચીબીલા, પરતાપગઢ, દાઉદપુર, ગૌરા, બાદશાહપુર, જંઘાઇ, સુરીઆવન, ભાદોહી, કાપસેઠી, ચૌખંડી, બનારસ કેનટાનમેંટ, કાશી આ સ્ટેશનો આવે છે. આ લાઇન ૫૧૯ માઇલનીછે. આ લાઇનના નજીમાબાદથી કોટદ્વારાની ૧૫ માઇલની એક લાઇન ગઇ છે અને વચમાં સનેહરોડનું એકજ સ્ટેશન આવે છે. મુરાદાબાદથી ચંદોસીની ૨૭ માલની એક નાની લાઇન ગઇ છે. વચલાં સ્ટેશનો કંદારકી ને સાહસપુર છે. મુરાદાબાદથી દિલ્હીની એક લાઇન ગઇ છે. જેનાં સ્ટેશનો આ પુસ્તકના પૃષ્ટ ૨૦૮ માં આપ્યાં છે. બરેલીથી કાથગોદામની ૬૪ માઇલની એક લાઇન ગઇ છે જેનાં વચલાં સ્ટેશનો શાહમતજંગ, ભોજીપુરા, આતમારા, દેવરાનીઅન, રીછારોડ, બહેરી, કીચા, લાલકુવા, હલદવાની આ છે. શાહજાહનપુરથી મયલાનીની ૩૨ માઇલની લાઇન ગઇ છે જેનાં વચલાં સ્ટેશનો થીરતાલા, કોરોનકયુઇઅન, પોવાયન બરાગામ, પોવાયન, ગંગસરા, ગુટીઆ ઘાટ, ખુતાર, બરૂહી આ છે. લખનોમાં બેંગોલ અને નોર્થ વેસ્ટર્ન રેલવેનું, આઉદ રોહીલખંડ રેલવેનું, કાનપુર બ્રાંચનું અને રોહીલખંડ કુમાઉન રેલવેનું જોડાણ થાય છે. લખનોથી ૪૮૦ માઇલની બેંગાલ અને નોર્થ વેસ્ટર્ન રેલવેની લાઇન ગઈ છે. તેનાં લખનો પછીનાં દાલીગંજ, બાદશાહનગર, મલહોર, જુગૌર, બારાબાંકી, જાંહગીરાબાદ, બીંદાઉરા, બરહવાલ, ચૌકાઘાટ, ગોગરાઘાટ, જરવાલરોડ, સરજુ, કોલોનેલગંજ, મઇજાપુર, ગોંડાકચેરી, ગોંડા, વિદ્યાનગર, મનકાપુર, મસકુનવા,- એસ. એન. ચાપીઆ, બાબનાન, ગૌર, ટીનીચ..બરતી, મંદિરવા, ખલીલાબાદ, મગહર, સાહજાનવા, જગતબેલા, દોમીનગઢ,

ગોરખપુર, કુશમહી, ચૌરીચોરા, ગૌરીબઝાર, તેહસીલ દેવરીઆ, નૂનખાર, ભટની, ભાતપર, બનકેતા, મેરવા, ભતાપોખાર, સાયન, પચરૂખી, દારોન્ડા, ચઇનવા, એકમા, દાઉદપુર, કોપા સમહોટા, ચપરા, ચપરાકચેરી, ગોલ્ડીનગંજ, સાતા, દીધવારા, બનવારચાક, સોનપુર, હાજીપુર, બીદુપુર ચાકસીકંદર, દેસરી, સાહા દાઇપુઝરાગ, મોહનરરોડ, શાહપુર પટુરી, મોહિદિન નગર, બઝીદપુર, બેછવારા, તેગરા, બરાઉનીફલેગ, બરાઉની, તીલરથ, બેગુસરાઇ, લાખો, લખમીનીઆ, કમન, સાહેબપુર, ખાગારીઆ, મનસી, મહેશખુટ, પશરાહા, નારાયનપુર, બીરપુર, થાનાહ, ખારીક, નૌગાચીઆ, કટેરીહ, કુરસેલા, કરહાગોલા રોડ, સેમાપુર અને કટીઆર આ સ્ટેશનો છે લખનૌથી કાનપુરની આઉદ રોહીલખંડ રેલવેની ૪૬ માઇલની લાઇન ગઇ છે અને એ લાઇનના લખનૌ પછીનાં સ્ટેશનો અમૌસી, હરૌની, અજગૈઅન, ઉનાઉ, કાનપુર બ્રીજ અને કાનપુર આ છે લખનૌથી આઉદ રોહીલખંડ રેલવેની ૨૦૯ માઇલની લાઇન મોગલસરાય સુધી ગઇ છે અને તેનાં લખનૌ પછીનાં સ્ટેશનો મલહોર, જુગૌર, બારાબાંકી, રસૌલી, સફદરગંજ, દરીઆબાદ, મખદમપુર, રૌઝાગામ, રૂડૌલી, બારાગામ, સોરવાલ, ફૈઝાબાદ, અયોધ્યાય, દરનગર, બીલહારઘાટ, તંદોની, ગોશૈનગંજ, કમીરપુર, માલીપુર, બીલવાઇ, શાહગંજ, ખેતાસરાઇ, મીહરાવન, જોનપુર, જાફરાબાદ, જલાલગંજ, ફુલપુર, બાબતપુર, શીવપુર, બનારસ કેનટોનમેંટ, કાશી અને મોગલસરાઇ આ છે રોહીલખંડ કુમાઉન રેલવેની ૧૮૮ માઇલની લાઇન ગઇ છે તેના સ્ટેશનો લખનૌ, ઐશબાગ, લખનૌ શેહેર, દાલીગંજ, મરીઆન, બક્ષીકા તલાવ, ઇટાંજા, અતારીઆ, સીધાઉલી, કમલપુર, બૈરાબાદ, સીતાપુર, હરગામ, લોઇલ, ખેરી, લખમીપુર, પરધાન, ગોલા ગોકરણનાથ, કુકરા, મયલાની શરમાઉ, નકુરીઆ, દુધીઆખડ, પુરાનપુર, શાહઘર, પાલીભીત ખમારીઆ, નવાબગંજ, સીધાલ, ભોજીપુરા, શાહમતપુર અને બરેલી આ છે

"રીવીલગંજ એક ૬ માઇલથી શાખા છપરાથી ગઇ છે આ ગામ એક મોટું વેપારી મથક છે. અને તેમાં ખાસ કરીને તેલનું બીઆનું તો સર્વોત્તમ સ્થળ છે અહીં નજદીકમા મહર્ષિ ગૌતમનું સુંદર મંદિર છે રીવીલગંજથી થોડે દૂર ગંગા અને સર્યુનો સંગમ થાય છે ત્યાં કાર્તિક મહિનામાં સારો મેળો ભરાય છે

છપરામાં એક સુંદર ધર્મશાળા છે. અહીંઆ ફ્રેંચ, ડચ અને પોરચુગીઝોની અગાઉ કોઠીઓ હતી. અહીંઆ ધર્મનાથનું ઉત્તમ મંદિર છે. બીજાં પાંચ મંદિરો હાલમાં બનેલાં પણ સારાં છે. અહીંઆં સુરેખાર બહુજ બને છે અને તેનો વેપાર સારો ચાલે છે.

**સોનપુર** આ ગંગા અને ગંડકીના સંગમ પર છે. અહીંઆ હરિહરનાથ મહાદેવનું મંદિર છે અને કાર્તકી પુનમ ઉપર આ હરીહર ક્ષેત્રમાં મોટો મેળો ભરાય છે. આ મેળો બહુજ પ્રાચીનકાળથી ભરાય છે. અને ત્યાં અનેક વસ્તુઓની બજાર ભરાય છે હરિહરક્ષત્ર તો પુરાણાનુસાર ગંડકી નદીમાંથી જ્યાં શાળિગ્રામ નીકળે છે તેજ ગણાય છે અને આ તો નેપાળમાં છે. અહીંઆ વિશ્વામિત્રના યજ્ઞમાંથી રામ લક્ષ્મણ જનકપુર જતાં રહ્યા હતા આમ કહેવાય છે. અહીંઆ જે ગંડકી નદી વહે છે તે વિષ્ણુના તપશ્ચર્યાના પરિશ્રમને અંગે કપાળમાં થએલા પરસેવાની ઉત્પન્ન થઇ છે આમ પુરાણોમાં કહેલું છે. મગરથી હાથીને છુટતાં ભગવાને છોડાવ્યો તે ગંડકીમાંજ હતો.

એકમાંથી ચાર માઇલપર મહેન્દ્રનાથનું ઉત્તમ શીવનું દર્શનીય સ્થળ અને સુંદર સરોવર છે. આ મંદિર ને સરોવર નેપાળના રાજાએ બનાવેલાં કહેવાય છે.

ગોરખપુરમાં એક ધર્મશાળા છે. અહીંઆ લાકડાં અને અનાજનો વેપાર સારો ચાલે છે. અહીંઆ પ્રસિદ્ધ યોગી ગોરખનાથનું મંદિર છે. અહીંઆ ભૈરવનાથનાં ત્રિશુળો, શીવના મંદિરો અને કેટલાક સાધુઓની સમાધી છે. અહીંઆ મોટું ભારે જંગલ છે અને જંગલમાં સુંદર મધ નીકળે છે. અહીંથી થોડે દૂર નેપાળની તળાટીમાં કપિલા ગામ છે એ બુધની જન્મભૂમિ કહેવાય છે. કુસિઆમાં બુધનો દેહાન્ત થયો તે મણ અહીંજ છે. આ કુશીઆમાં બુધની મૂર્ત્તિ છે. પ્રસિદ્ધ ચીનાઇ મુસાફર હુએનસંગ જણાવે છે કે તેણે જ્યારે હિંદુસ્થાનમાં મુસાફરી કરી હતી ત્યારે અહીંઆ પુષ્કળ બૌધોના મઠો જોયા હતા.

મગહુરમાં કબિરજીનો જો દેહાન્ત થયો હતો. અહીંઆ કબીરપંથી સાધુઓ રહે છે. કબીરજીનો દેહાંત ઇ૦ સ૦ ૧૪૨૦માં થયો જણાવવામાં આવે છે.

બલરામપુર એક નાનું રાજ્યધાનીનું શેહેર છે. અહીંઆ નાનાં મોટાં ૪૦ મંદિરો છે તેમાં વિજલેશ્વરી દેવીનું મંદિર સર્વોત્તમ છે.

દેવી પાટણમાં પટેશ્વરી દેવીનું સુંદર મંદિર છે. અહીંઆ ચૈત્રની નવરાત્રીમાં મોટો મેળો ભરાય છે. કર્ણની રાજધાની માલિની અહીંઆજ હતી આમ કહેવાય છે.

**નવાબગંજ** આ મોટું વેપારી મથક છે. અહીંઆ નાની મોટી મસજીદો અને દેવ મંદિરો છે. આ ગામ સીરાજુદૌલ્લાએ વસાવેલું કહેવાય છે.

**ગોલા ગોકર્ણનાથ** આ તીર્થસ્થાન છે. આ ગોકર્ણક્ષેત્ર કહેવાય છે. ગોકર્ણનાથ મહાદેવનું અહીંઆ મંદિર છે. શીવરાત્રી પર અહીંઆ મોટો મેળો ભરાય છે. આ ઉત્તરગોકર્ણ છે. શીવજી મૃગ સ્વરૂપ ધરી ફરતા હતા તેને શોધવા દેવતાઓ ચાલ્યા અને મૃગ એજ શીવજી છે એમ સમજી શીંગડાં પકડયાં. શીંગડાંજ હાથમાં રહ્યા; શંકર અંતર્ધ્યાન થઇ ગયા. આ શીંગડાના ત્રણ ભાગ થઇ ગયા. જ્યાં શીંગ સ્થાપન કરેલ છે તે ગોકર્ણજ ગણાય છે.

**સંડિલા** આ નૈમિષારણ્ય, મિશ્રિક અને હત્યાહરણ તીર્થમાં જવાનું સ્ટેશન છે. અહીંઆ પ્રસિદ્ધ કવિ સુરદાસજી રહેતા હતા. સંડીલાના સ્ટેશન પર ગાડી મળે છે. રસ્તો જવાનો સારો નથી. બધેલી ઉતરી જનારને રસ્તો ઠીક મળે છે. નૈમિષારણ્ય બહુજ પ્રાચીન સ્થાન છે અને ઋષિમુનીઓ અહીંઆ તપશ્ચર્યા કરતા હતા. અહીંઆ સોમવતી અમાસના સ્નાનનું ભારે મહાત્મ્ય છે. નૈમિષારણ્યની પરિક્રમા ૮૪ ગાઉની છે. અહીંઆ દર્શનીય સ્થળોમાં ચક્રતીર્થ, ભુતનાથ મહાદેવ, પંચ પ્રયાગ, અક્ષયવટ, લલિતાદેવી, ગોવર્ધન મહાદેવ, ક્ષેમકાયાદેવી, જાનકીકુંડ, હનુમાનજી, કાશી, લોલાર્કકુંડ, ધર્મરાજા, શુકદેવજી, વ્યાસ, મનુ, સંતરૂપા, વ્યાસગંગા, બ્રહ્માવતી, ગંગોત્રી, પુષ્કર, ગોમતી, દશાશ્વમેધ, પાંડવકિલા, વારાહકુપ, ગુફાઓ, જગન્નાથજી, સુતસ્થાન, આ છે. મિશ્રીકમાં દધિચીકુંડ ને મંદિર છે. દધિચી ઋષીના હાડકા દેવતાઓએ પોતાના વિજય માટે શસ્ત્ર બનાવવા માંગ્યાં. ઋષીએ સર્વ તીર્થમાં સ્નાન કરી હાડકાં આપવા કહ્યું. દેવતાઓએ સર્વ તીર્થ અત્રે એકઠાં કર્યાં અને દધિચીએ સ્નાન કરી દેહ પાડી હાડકા દેવતાઓને આપ્યાં આ પરથી આ સ્થળ ઘણુંજ પવિત્ર ગણાય છે. હત્યાહરણ તીર્થ મિશ્રકથી પાંચ ગાઉ છે. અહીંઆ ભાદરવામાં મોટો મેળો ભરાય છે. આ તીર્થે સ્નાન

નહાન અને દર્શનને માટે સર્વોત્તમ ગણેલાં છે. અને તેનો ઉલ્લેખ પુરાણાદિકમાં સર્વત્ર જોવામાં આવે છે.

**શાહજાનપુર** વેપારનું મુખ્ય મથક છે અને તેમાંએ ખાંડ ઘણીજ થાય છે.

**બરેલી** મોટું વેપારી મથક છે. સ્ટેશન પાસ ધર્મશાળા છે. અહીંઆ અનાજ, કાપડ, ખાંડ વીગેરેનો વેપાર મોટો છે.

**પીલીભીત** આ વેપારનું મોટું મથક છે. નેપાળી લોકો અહીંઆ નેપાળની ચીજો લાવેછે અને અહીંની નેપાળમાં લઇ જાય છે. આ રોહિલાઓની રાજધાનીનું સ્થળ છે.

**ચંદોસી** આ, આ તરફનું વેપારનું ઉત્તમ સ્થળ છે.

**મુરાદાબાદ**માં અનાજ, ખાંડ, ઘી, તેલનાં બીઆં, કાપડ, ધાતુ ઇત્યાદિ અનેક ચીજોનો વેપાર ચાલે છે. અહીંઆ પાણી કલઇનું કામ સર્વોત્તમ થાય છે સ્ટેશન પાસ ધર્મશાળા છે. સ્ટેશનથી ચોડે દૂર રામ ગંગાપર સુંદર ઘાટો બાંધેલા છે.

**સંભલ** જે મુરાદાબાદથી ૧૨ ગાઉપર છે તે ગામમાં વિષ્ણુયશ બ્રાહ્મણને ત્યાં કલ્કિ અવતાર થવાનું ભવિષ્ય ભાખવામાં આવ્યું છે.

**રૂડકી** લશ્કર છાવણીનું અને વેપારનું મુખ્ય સ્થાન છે. અહીંઆ લોઢાનું કામ શ્રેષ્ટ થાય છે. અહીંઆ ઇનજીનીયરીંગ કોલેજ છે.

**સહારનપુર**માં દિલ્હીની જુમા મસીદ જેવી સુંદર મસીદ છે. અનાજ, ખાંડ, કાપડ વીગેરેનો મોટો વેપાર ચાલે છે. અહીનો સરકારી બાગ સર્વોત્તમ છે. બાગમાં સરોવર અને દેવમંદિર પણ છે. અહીંઆ શાહહારન ચીશ્તીની દરગાહ છે તેને મુસલમાનો બહુજ પવિત્ર માને છે અને તેનાં દર્શન કરવા ચુકતા નથી.

**મીરત** આ વેપાર રોજગારનું ઉત્તમ સ્થળ છે. અહીંઆ નવચંડીનો મોટો મેળો ચૈત્રમાં ભરાય છે. સૂર્યકુંડ પર અનેક મંદિરો છે. બિલેશ્વરનું પ્રાચીન દર્શનીય મંદિર છે.

**ગઢમુક્તેશ્વર** આ પ્રાચીન હસ્તીનાપુરનો એક મોહોલો કહેવાય છે. જુનો ગઢ અને મુક્તેશ્વરનું મંદિર આ બે મળીને ગઢમુક્તેશ્વર કહેવાય છે. અહીંઆ કાર્તિકી પુનમનો મોટો મેળો ભરાય છે.

**હસ્તીનાપુર** મીરતથી ૧૨ ગાઉપર ગંગા કિનારે છે. હસ્તિનાપુર જનારે ખતૌલીના સ્ટેશને ઉતરવું અને ત્યાંથી હસ્તીનાપુર જવું.

અહીંઆ એક શિવમંદિર છે. પ્રાચીન શેહેરની ઘણીક નીશાનીઓ હજી પણ જોવામા આવે છે.

ખુરજા વેપારનું મથક હોઇ ત્યાં એક સુંદર જઇન મંદિર અને એક મોટું તળાવ જોવામા આવે છે.

અલીગઢમાં સાબીતખાની મસીદ, મોતી મસીદ, ઇમામવાડા, મકરબા તથા કેટલાંક હિંદુ મંદિરો, અલીગઢ કાલેજ વીગેરે જોવા લાયક છે. આ વેપારનું પણ 'આ તરફનું' ઉત્તમ મથક ગણાય છે. અલીગઢ આ કોઇલ કે જે પ્રાચીન કસબો હતો તે જગ્યાએ વસેલું છે. અહીંઆ માહ મહિનામા મેળો ભરાય છે.

સોરોમા વારાહ ભગવાનનું મંદિર સુંદર છે ગંગા, ભગીરથી, શંકર, દ્વારકાધિશ, સીતા રામ વીગેરેના મંદિરો છે. આ તીર્થ ક્ષેત્ર છે, આને વરાહ તીર્થ પણ કહે છે.

કનોજ આ ઇતિહાસ પ્રસિદ્ધ શેહેર છે છેલ્લા હિંદુ રાજા પૃથિરાજ અને જયચંદ વચ્ચે યુદ્ધ થએલુ અને જેને અગ્રે મુસલમાનો ફાવ્યા તે જયચંદની કનોજ રાજધાની હતી જયચંદની દીકરી સંયુક્તાના પ્રેમપાશમા પૃથીરાજે મુસલમાનોને બળવતર થવા દીધા. કનોજને અશ્વતીર્થ કહે છે કારણ કે રચીક રૂષીએ ગાધી રાજા પાસે પોતા માટે કન્યા માગી ત્યારે રાજાએ એક હજાર શ્યામકર્ણ ઘોડા માગ્યા, રચીકે તપ કરી વરૂણને પ્રસન્ન કરી ઘોડાઓ અત્રે આણ્યા અને રાજાને આપી તેની કન્યા પરણ્યા કનોજમા જુના સ્થળો થોડા છે છતા તે જોવા લાયક છે.

બરરાજપુર સ્ટેશનથી એકાદ ગાઉપર ખેરેશ્વર મહાદેવનું પ્રાચીન સ્થાન છે અહીંઆ અશ્વત્થામાનું સ્થાન છે ત્યા અનેક પ્રાચીન મૂર્તિઓ છે. આ પરમેશ્વરની સ્થાપના અશ્વથામાએ કરેલી કહેવાય છે અહીંઆ શીવરાત્રીની મોટી જાત્રા ભરાય છે.

બીઠુર આ ૧૮૫૭ ના પ્રસિદ્ધ બળવાના મુખ્ય નાયક નાના સાહેબ પેશવાના રહેવાના સ્થળ તરીકે ઘણાકોના જાણવામા હશે. પોતાના અંગમા રહેલુ બળ, શૈર્ય અને બુદ્ધિનો સદુપયોગ કર્યો હોત તો નાના સાહેબ પોતાનું નામ પ્રાત સ્મરણીય કરી શક્યો હોત. પણ ઘણુ થઇને જે ક્રુરતા એણે વાપરી હતી તે રોમાંચ ઉત્પન્ન કરે એવી હતી પાંડવોના નિર્દ્રાવસ્થિત પુત્રોને મારનાર અશ્વથામા જેવી રીતે

અત્યાર સુધી લોકોના દયાપાત્ર થઇ શકતા નથી તેવીજ દશા નાના સાહેબની પણ થઇ છે. અલબતાં કેટલાક ઇતિહાસ કર્તાઓ તેમજ વસ્તુ સ્થિતિનો સત્ય તોલ કરનાર નાના સાહેબને પણ કેટલાક ન્યાય આપે છે. અને તેના કૃત્યનો બચાવ રાજ્યકિય દૃષ્ટિએ કરે છે એટલું જ નહિ પણ પોતાને થએલા અન્યાયને અંગે તેણે કરેલા કૃત્યને ભુલી જવા જેવું ગણવા પણ કહે છે છતાં, આર્યધર્મશાસ્ત્ર સ્ત્રીઓ, બાળકો અને શરણે આવેલાઓનો વધ કોઇ કાળે પણ ચલાવી લેવાય એમ ગણતાંજ નથી. આ રીતે નાનાસાહેબ પોતાના કૃત્યથી સ્વદેશી અને વિદેશી બેઉના તિરસ્કારમાં આવી પડયા છે. આ નાનાસાહેબનું કેંદ્રસ્થાન બીઠુર જોવા જેવું છે. અહીંઆ બ્રહ્મઘાટ સ્નાનની જગ્યા છે. અહિલ્યાબાઇ અને બાજીરાવ પેશવાના બનાવેલા બીજા પણ ઘાટો છે. સુંદર દેવમંદિરો પણ છે. આમાં મુખ્ય વાલ્મિકેશ્વરનું મંદિર છે. આ શીવાય ગંગાજી પર બ્રહ્મેશ્વર, કપિલેશ્વર, ભુતેશ્વર, ક્ષીરેશ્વર, વીગેરે દર્શનીય સ્થાનો છે. અહીંઆ બ્રહ્માજીનો ખીલો છે જેની પુજા કરાવાય છે. અહીંઆ કાર્તિકી પુર્ણીમાનો મોટો મેળો ભરાય છે. આને બ્રહ્માવર્તતીર્થ કહે છે. બ્રહ્માવર્ત ઘાટથી એક માઇલ પર બાહિષ્મતી પુરી છે જેમાં મનુની ઉત્પત્તિ થઇ કહેવાય છે. અહીંઆ એક કિલ્લો મનુના વખતનો છે. અહીંઆ આગળ થોડે દૂર ધ્રુવનો કિલ્લો છે. બીઠુરથી ત્રણેક ગાઉપર બેલારૂદ્રપુર નામનું ગામ છે જે મૂળ કવી વાલ્મિકીનું જન્મસ્થળ કહેવાય છે. અહીંઆ એક કુવામાં વાલ્મિકી સંતાઇ રહેતા હતા અને પારાધિનું કામ કરતા હતા એ કુવો બતાવવામાં આવે છે. આ સ્થળથી એક ગાઉપર તમસા નદી છે કે જ્યા રામચંદ્રજીએ સીતાને વનવાસ આપ્યો ત્યારે લક્ષ્મણજી મુકી ગયા હતા. શિષ્યોએ વાલ્મિકીને ખબર આપી અને વાલ્મિકિ શોધવા લાગ્યા અને જ્યાથી સીતાજી મળ્યાં તેને ખોજકીપુર અત્યારે પણ કહે છે. અહીંઆ લોકો નિર્ભય રહે છે. ઘરનાં કમાડ દિવસ રાત્ર બંધ કરવામા આવતાં નથી અને બંધ કરે છે તે દુખી થાય છે લોકો ચોરી કરતાજ નથી. અહીંઆજ રામચંદ્રના અશ્વમેધ વખતે ઘોડાને બાંધી લવકુશે અતીવ વિસ્મયકારક યુદ્ધ કર્યું હતું આ બ્રહ્માવર્ત તીર્થનું મહાત્મ્ય સર્વત્ર જોવામાં આવે છે.

ઇટાવા વેપારનું મુખ્ય સ્થળ છે. અહીંઆ સુંદર નૃસિંહજીનું મંદિર છે. જમુનાના ઘાટપર મહાદેવના બીજાં મંદિરો પણ છે. અહીંઆ અનાજ, ઘી, ગળી, તેલનાં બીઆં વીગેરેનો મોટો વેપાર ચાલે

છે. ઇંડિયન મીડલેંડ રેલવેમાં એક ફટાવા સંબંધે વર્ણન કર્યું છે તે અને આ બે જુદાં સ્થળો છે.

## હરદ્વાર.

છેટું ૧૧૯ માઇલ; ભાડું ગેલનું ૧૭-૧૪-૬ બીજીનું ૧૨-૩-૦.

હરદ્વાર અને હરીદ્વાર આવાં બે નામો શીવભક્તો અને વૈષ્ણવ ભક્તો આ સ્થાનને આપે છે. પ્રાચીન કાળમાં આ સ્થાનને માયાપુરી કહેતા હતા. હિંદુઓની પવિત્ર સપ્તપુરી અયોધ્યા, મથુરા, માયા (હરદ્વાર) કાશી, કાંચી (કાંજીવરમ), અવંતીકા, (ઉજન) દ્વારામતી (દ્વારકા) આ ગણાવેલી છે. આ સ્થાને માયા શબ્દ વાપરેલો છે. પ્રસિદ્ધ ચીનાઇ મુસાફર હીઉન સેંગ આને મોયુલો જણાવે છે. માયાપુરીનો આ અપભ્રંશ છે. સાતમી સદી સુધીમાં આ સ્થાન માયાપુરી તરીકે જણાયલું છે. અકબરના વખતનો અબુલફઝલ આને "માયા" તરીકે ઓળખાવે છે એટલે ૧૬ મી સદી સુધી તો તેજ નામ ચાલુ હતું. ટોમ કોરયટ આને હરદ્વાર કહે છે. હર એટલે શંકર અને હરી એટલે વિષ્ણુ આવા બેઉ નામ શીવ વૈષ્ણવ મતના પ્રાબલ્યેજ પડયાં સમજાય છે. હરદ્વાર હિંદુઓનું પ્રાચીન તીર્થ છે. કપિલ રૂષીના શાપથી સગર રાજાના પુત્રો બળી ગયા હતા તેઓનો મોક્ષ ગંગા નદીના જળથી થાય એમ હોવાથી ઇક્ષ્વાકુ વંશના અનેક રાજાઓએ ગંગાને સ્વર્ગમાંથી લાવવા પ્રયત્ન કરેલો પણ બીજા પાર ન પડતાં ભગીરથ પાર પડયા તેપરથી ગંગાનું બીજું નામ ભાગીરથી પણ કહેવાય છે. આ કપીલ સ્થાન હરદ્વારમાં અત્યારે પણ છે.

હરદ્વારમાં ગંગાજીનું જળ નિર્મળ, વીપુલ અને અત્યંત સ્વચ્છ છે. જળમાં નજર કરીએ તો નીચેના તળીઆની ચીજ સ્પષ્ટ જોઇ શકાય છે. હરદ્વારના જેવું આરોગ્યકારક જળ પણ બીજે નથીજ. હરદ્વારથી હીમાલયપર ચડવાનો રસ્તો શરૂ થાય છે અને તેથી ચડાવ વખતે દર વર્ષ હરદ્વારમાં મોટી જાત્રા વૈશાખ માસની શરૂઆતમાં ભરાયછે, અહીંઆ કુંભના બૃહસ્પતી ૧૩ વર્ષે થાય છે ત્યારે કુંભનો મોટો મેળો ભરાય છે અને તે વખતે લાખો લોકો એકઠા થાય છે. હિંદુ શાસ્ત્રમાં કહ્યું કે—

गंगाद्वारे कुशावर्त्ते निलके बील पर्वते;
स्नात्वा कनखले तीर्थे पुनर्जन्म न विद्यते.

ગંગાદ્વાર,-કુશાવર્ત, નીલદેવી, બીલ પર્વત અને કનખલ તીર્થમાં સ્નાન કરનારનો જન્મમરણનો ફેરો ટળી જાય છે. 'આ ઉપરથી નાશિક

પાસના ત્ર્યંબક તીર્થમાં આ પાંચ સ્થાનની કલ્પના કીધી છે અને તે પાંચ સ્થાનો ત્યાં બતાવવામાં આવે છે પણ ખરાં પાંચ સ્થાનો અત્રેજ છે. હરદ્વાર ગંગાદ્વાર કહેવાય છે કારણ કે ગંગા પૃથ્વીની સપાટીપર અહીંથીજ વહે છે. કનખલ તીર્થ હરદ્વારથી બે માઇલ છે નીલદેવી, બીલ પર્વત અને કુશાવર્ત પણ અત્રેજ છે. આ પાંચ તીર્થો બહુજ પવીત્ર છે.

હરદ્વાર બહુજ પવીત્ર સ્થાન છે. અહીંઆ આગલા વખતમાં મહાત્માઓ વસતા હતા. અત્યારે હરદ્વારની ઉપર ઋષીકેશમાં મહાત્માઓનો વાસ છે. ઉત્તમ પીતૃભક્ત શ્રવણના નામથી શ્રવણનાથનું અત્રે મદિર છે. માયા દેવીનું પણ મંદિર છે અને ગંગાના સામા કીનારે ચંડી માતાનું દેવળ પહાડ પર છે. ચંડી માતાનાં દર્શન કરવા જતાં મહા વિટંબના પડે છે. અને તેથી કેટલાક અત્રેથીજ માતાનાં દેવાયલનાં દર્શન કરી સંતોષ પકડે છે. ચંડી માતાનું મદિર છે તેજ નીલ પર્વત કહેવાય છે અને તેની નીચેથી કેળોનું મોટું વન શરૂ થાય છે કે જે વનમાં અસંખ્ય હાથીઓ અત્યારે પણ જોવામાં આવે છે. હરદ્વારમાં ગંગા સ્નાન, દર્શન શ્રાદ્ધ ક્રીયા કરવામાં આવે છે. જે ઠેકાણે શ્રાદ્ધ કરવામાં આવે છે તેને કુશાવર્ત તીર્થ કહેવામાં આવે છે. હરિદ્વારમાં કેટલીક ધર્મશાળાઓ સારી અને રહેવા યોગ્ય છે. સુરજમલની, કાસ્મીરના રાજાની, બીલાસપુરના રાજાની અને બેચાર મારવાડી, ભાટીયાઓની ધર્મશાળાઓ સારી છે. હરિદ્વારનો મુખ્ય ઘાટ હરિપીંડી કહેવાય છે. અહીંઆ વિષ્ણુ ભગવાનની ચરણ પાદુકા અને ગંગેશ્વર તથા શાકેશ્વર મહાદેવ છે. અહીંઆ ગંગાની પાસ બ્રહ્મ કુંડ છે. કુશાવર્તમાં શ્રાધ્ધાદિક કરવામાં આવે છે. શ્રવણ નાથનું મદિર, ગંગાજીનું મંદિર, બિલ્વતીર્થમાં શ્રી બીલેશ્વર મહાદેવ, દુર્ગા, ગણેશ વીગેરેનાં દર્શન અને ગૌરી કુપના જળનું પાન કરવામાં આવે છે.

મેષ સંક્રાતિ પર હરદ્વારમાં મોટા મેળો ભરાય છે, હરિદ્વારનો મુખ્ય મેળો કુંભના બૃહસ્પતિ થાય છે ત્યારે બાર વર્ષે ભરાય છે. આ વખતે લક્ષાવધી માણસો હાજર રહે છે

માયાપુર જે સપ્તપુરીમાંથી એક છે તે અત્યારના હરદ્વારથી અડધા ગાઉપર પડતી હાલતમાં છે. આમાં માયાદેવી, ભૈરવ અને નારાયણ શીલા આ ત્રણજ જુનાં મદિરો માત્ર છે.

નીલ પર્વતની ઝાડીમાં ગૌરિકુંડ, ગૌરિશંકર અને નિલેશ્વરનાં દર્શન કરવાનાં છે.

કનખલ ગામ હરદ્વારથી મોટું છે અને હરદ્વારના ધનાઢ્ય લોકો મોટે ભાગે કનખલમાં રહે છે. કનખલમાં દર્શનનાં સ્થાનો પણ હરદ્વાર કરતાં વીશેષ છે. શંકરના સસરા દક્ષ પ્રજાપતીએ શંકરને આમંત્રણ કર્યા વગર જે યજ્ઞ કર્યો હતો તે અહીંઆજ કર્યો હતો અને તે યજ્ઞના સ્થાનનાં અત્રે દર્શન કરવામાં આવે છે. આને દક્ષસ્થાન કહે છે. દક્ષ પ્રજાપતીનું અહીંઆ મંદિર છે. શંકરની આજ્ઞા વગર સતી પોતાના બાપને ત્યાં આવેલાં અને સતીને પુરૂં માન ન મળવાથી અને શંકરની સ્થાપના પણ નહોવાથી સતી બળી ભસ્મ થયાં હતાં તે સ્થાન અત્રે છે અને તે સતીકુંડ કહેવાય છે. શંકરે આ વાત જાણી પોતાના ગણને મોકલ્યો અને ગણે સર્વને યજ્ઞકુંડમાં હોમી દીધા અને શંકરની દેવતાઓએ પ્રાર્થના કરવાથી દક્ષને જીવતો કર્યો વીગેરે પુરાણોની આખ્યાયીકાઓનાં સ્થાન આ કનખલ તીર્થમાં છે. શ્રી રામચંદ્રજી સીતાનું હરણ થયા પછી સીતાની શોધમાં સીતા સીતા કરતા રોતા હતા તેને શંકરે પ્રણામ કર્યા ત્યારે સતીને શંકા થઈ કે શંકર જગતના દેવ છે તો આ મનુષ્યનાં જેવાં આચરણ કરનારને શંકર શા હેતુથી નમ્યા ? સતીએ આ શંકા વિષે પુછ્યું અને શંકરે કહ્યું કે રામચંદ્રજી દેવાધિદેવ છે અને મારા પણ આરાધ્ય દેવતા છે. સતીના મનમાં આ વાત ન ઉતરી અને તેણે તેમના દેવપણાની પરીક્ષા કરવા રજા માગી. શંકરે રજા આપી અને સતી સીતાનો વેશ ધરી રસ્તામાં બેઠાં હતાં તેને જોઇ, રામચંદ્રજીએ કહ્યું કે સતી માતા ! શંકરને મુકીને અહીંઆ એકલાં કેમ ? સતી શરમાયાં અને શંકર પાસ ગયાં. શંકરે કહ્યું કે પરીક્ષા લીધી. સતીએ હા કહ્યું. શંકરે જ્યારે સમાધિ દશામાં જોયું કે સતીએ શ્રીરામચંદ્રની પરીક્ષા સીતાના વેશે લીધી ત્યારથી પોતે સીતાને માતા તુલ્ય માનતા હોવાથી તેનો વેશ ધારણ કરનાર સતીને પણ ત્યાજ્ય સમજવા લાગ્યા. સતીના ઉપરથી શંકરનો પ્રેમ ઉતરવા લાગ્યો. સતી પોતાની ભુલ સમજ્યાં. પ્રેમ વગરના સ્વામી પાસે રહેવા કરતાં પીતાને ત્યાં રહેવું સારૂં એમ સમજી વગર આમંત્રણે પીતાને ત્યાં ગયાં ત્યાં પોતાનું અને પોતાના પતીનું અપમાન થયું. પતી પાસ અપમાન, પીતાને ત્યાં અપમાન, અપમાની જીંદગીમાં જીવવા કરતાં મરવું સારૂં

સમજી યંત્ર કુંડમાં બળી મુવાં. ત્યારબાદ હીમાચળને ત્યાં જન્મ લઇ, તપ કરી પુનઃ શંકરનેજ પરણ્યા અને પર્વતની કન્યા એટલે પાર્વતી કહેવાયાં. આ બધો બનાવ આ કનખલ તીર્થમાં બન્યો છે. આ શીવાય બીજાં દર્શનીય સ્થાનમાં મોટેશ્વર, સીતારામ, રાધાકૃષ્ણ, વેદવ્યાસ, દક્ષેશ્વર, વીરભદ્ર, મહાકાળી વીગેરે છે.

'હીમાલયની'તળેટીનાં હરદ્વાર અને કનખલ આ ગામો છે ગંગાનો પવિત્ર પ્રવાહ અત્રે પુર જોસમાં વહે છે. અહીંઆ વનલીલાની શોભા કેવી હશે? આવો સવાલજ ઉત્પન્ન થવાની જગ્યા નથી. અત્રેની કુદ રતી લીલા અલૌકિક છે. આજુબાજુ લીલોતરીથી ભરપુર પર્વતો, રસ્તાઓ, આંબા, બીલ, પીચ, કેળ, આંબલી વીગેરેનાં ઝાડોથી ભરપુર, વચમાં ગંગાનો નીર્મળ ધુધુ કરતો પ્રવાહ, મનની શાતવૃતી વીગેરે આ સ્થાનનું દૈવી મહાત્મ્ય સાબીત કરનાર છે. હીમાલય ઉપર શ્રીકેદારનાથ અને બદ્રીનાથનાં દર્શન કરવા જવાનો રસ્તો હરદ્વારથી શરૂ થાય છે યાત્રીઓને પોતાના માટે બેસવાનાં વાહનોનો, સામાન ઉપાડનાર મજુરોનો અહીંઆથી બંદોબસ્ત કરી લેવો સુગમ પડે છે, અને જો અહીંયા બંદોબસ્ત ન થઇ શકે તો એક દિવસ બેલ ગાડીમાં હ્રષીકેશ જઈ ત્યાંથી બંદોબસ્ત કર્યા વગર તો આગળ વધી શકાતુંજ નથી. અમે હરદ્વારથી બેલ ગાડીમાં હ્રષીકેશ ગયા. હરદ્વારથી આગળ વધવા માંડયું કે તુરત ડુંગરોની હારો, ખુલ્લાં મેદાનો, નદીઓના પ્રવાહો, ડુંગરનાં ઝરણાઓ, અનેક વનસ્પતીઓના મન પસંદ દેખાવો અને તાપથી તપી રહેલાં મનને શીતલ પવનથી એવી તો શાંતી વળી કે મુંબઇ જેવા પ્રવૃતિના શેહેરમાં રહેલા છતાં તે વખતે સર્વ ઉપાધિ ભુલી જઈ ઇશ્વરના ગુણગાનમાં તલ્લીન થઇ ગયા.

હરદ્વાર રેલવે સ્ટેશન હોવાથી અને યાત્રાળુઓના વીશેષ પરિચયથી અત્યારે સંસારી પ્રપંચનું સ્વરૂપ બની ગયું છે પણ માત્ર ૧૨ ગાઉ દૂર હ્રષીકેશમાં તેથી જાદુંજ સ્વરૂપ જોવામાં આવ્યું. ગામમાં પેસતાંજ વેદશાસ્ત્રના અવાજો સાંભળ્યાં. અનેક પવિત્ર ધર્મશાળાઓ જોઇ. ભક્તિભાવથી યાત્રાર્થે આવતા યાત્રાળુઓના હૃદયનો ઉંચ સાત્વીક ભાવ જોયો. ત્યાંના લોકની નીતિ સ્થિતી જોઈ અમે અચીત આનંદ પામ્યા વગર રહી શકયાજ નહીં. હરદ્વારથી આગળ ચાલતાં ભીમગઢા નામનું સ્થળ આવે છે. અહીંઆ ભીમકુંડ, ભીમેશ્વર, ભીમ, ગંગા ને ભગિરથની મૂર્તિઓનાં દર્શન થાય છે. ત્યાથી રાવળ ગામ આવે છે. ત્યાથી

સત્યનારાયણ આવે છે. સત્યનારાયણમાં સત્યનારાયણનું મંદિર છે, સત્યનારાયણ બાદ હૃષીકેશ આવે છે. હૃષીકેશમાં સીતારામ, કુબ્જાંબર-કુંડ, વારાહ ભગવાન, ભરતજી વીગેરે દર્શનીય સ્થાનો છે.

હરદ્વારથી કેદારનાથ થઇ બદ્રીનારાયણ જનારને ૩૦ દિવસ અને હરદ્વારથી ગંગોત્રી થઇ, કેદારનાથ થઇ, બદ્રીનારાયણ જનારને ૪૫ દિવસ પગ રસ્તાની મુસાફરી કરવી પડે છે અને બદ્રિનારાયણથી કાઠ-ગોદામ જે કે રેલવે સ્ટેશન છે ત્યાં પહોંચતાં બાર દિવસ બીજા પગ રસ્તે આવવું પડે છે. આ રીતે દોઢથી બે મહીના જંગલમાં મુસાફરી કરવી પડે છે. માત્ર જંગલજ નહીં પણ બરફથી ભરપુર પર્વતોમાં મુસાફરી કરવી પડે છે અને વૈશાખ જેઠમાં પણ પુષ્કળ ગરમ કપડાં વગર ચાલી શકતું નથી. આની સાથ ખાવાની ચીજો પણ પુરીપાધરી મળતી નથી આમ જોઇ જે કોઇ સર્વ સાહિત્ય સાથ આ મુસાફરી કરવાનો ઇરાદો કરે તેને પાછળથી પસ્તાવો કર્યા વગર ચાલતુંજ નથી. પોતાની આદત છોડી દઇ વખત પ્રમાણે સુખ દુખ સહન કરનારનેજ આ સ્થાન ઇષ્ટ છે. પૈસાના જોરે પણ ધારેલું સુખ મળતું નથી. સાથ બહુજ ઉપાધીના ચીજ રાખવાથી ઉલટું દુખ ભોગવું પડે છે આવી અમારી ખાત્રી થતાં અમે હૃષીકેશમાં બે દહાડા વધારે રહ્યા. કારણ કે અમારે અત્રે સામાન ઉપાડનાર અને ઝાંપાનનો બંદોબસ્ત કરવાનો બાકી હતો.

હૃષીકેશમા સુરજમલની ધર્મશાળાના નામે ઓળખાતી જગ્યા સર્વોત્તમ છે એટલુંજ નહીં પણ એ ધર્મશાળાનો ઇતિહાસ સર્વ લોકોને જાણવા જોગ છે. બાવા કાળી કમળીવાળા રામનાથ નામના એક સાધુએ આ ધર્મશાળાજ નહીં પણ પહાડપર બીજાં અનેક સ્થાનો બનાવ્યાં છે. આ બાવાને શરૂઆતમાં કલકત્તાના પ્રસિદ્ધ ધર્માત્મા સુરજમલજીએ મદદ આપી આ સ્થાનમાં અનેક યાત્રાળુઓને રહેવાને માટે સગવડ-કારક જુદા જુદા ઓરડાઓ, વાપરવા સારૂ વાસણો, બીછાવા પાથરવા સારૂ સેત્રંજી, રજાઇઓ, કામળો વગેરે છે એટલુંજ નહીં પણ આ સ્થાનમા રહેતા મહાત્માઓ, વિદ્યાર્થીઓ, અને અનાથ યાત્રીઓને સારૂં અન્ન, ઔષધ અને આશ્રમની વ્યવસ્થા છે. ગમે તેટલા માણસો આવે પણ તેમને અહીંઆથી દાળ રોટલા દિવસમાં એકવાર મળે છે એટલુંજ નહીં પણ અત્રેના મહાત્માઓ જેઓ જંગલમાં દુર દુર ઝુંપડાંઓ નાંખી,

પોતે ઇશ્વર ભજનમાં રહી, ખાવાપીવાની પરવા નથી કરતા તેઓને તેઓના સ્થાનકે પણ ખાવાનું પોહોંચાડવામાં આવે છે. જે લોકો તૈયાર રસોઈ નથી જમતા તેને કાચી પણ આપવામાં આવે છે અને આ ઉપરાંત જેઓ નિર્ધન સ્થિતિમાં યાત્રાએ જાય છે તેઓને અત્રેથી ચીઠી આપવામાં આવે છે કે તેઓ જ્યાં જાય ત્યાં આ બાવાના સ્થાનથી તેમને સદાવર્તો મળ્યા કરે. આ કાળી કમળીવાળાનાં જેટલાં સ્થાનો છે ત્યાંનાં સર્વે માણસો વખાણવા યોગ્ય આચરણના હોય છે. આ બધી વ્યવસ્થા જોતાં આ સ્થાનોનો માસીક ખર્ચ પણ ભારે હોવો જોઇએ એમ સહજ અનુમાન થઇ શકે છે ત્યારે સવાલ એજ ઉત્પન્ન થાય છે કે એક સાધુ આ બધું શી રીતે ઉત્પન્ન કરી શકે છે?

મુંબઇમાં જાનકીબાઇ નામની એક પરોપકારી બાઇ, હમણા પોતાના મુસલમાન હાજીઓને મદદ આપવામાં કામથી અને સતાવાળાઓએ તેમના પ્રત્યે બતાવેલા વીશ્વાસથી, વીશેષ પ્રસિદ્ધમાં આવેલ છે તે આજ વર્ષો થયાં અનેક હિંદુ યાત્રીઓને મુંગે મોઢે ખાવાની, રહેવાની, જવાની વીગેરે વ્યવસ્થા કરી આપે છે તેની સાથ નોકરી રહેવા ઇચ્છનારને નોકરીએ લગાડે છે, દવાવાળાઓને દવા અપાવે છે, વાસણો અપાવે છે, વસ્ત્રો અપાવે છે આ બધુ કયાંથી કરે છે? આ જેવો સવાલ છે તેવોજ આ કાળી કમળીવાળાનો સવાલ છે. જાનકીબાઇ ધોળપુરના હોઇ તેમનાં પીએરીઆં અને સાસરીઆં ધોળપુરમાં જાગીરદાર છે અને સારી પ્રતિષ્ઠા ધરાવે છે. મરકીની શરૂઆતનાં નાશકની યાત્રાએથી આ બાઇ અત્રે આવેલ અને અનાથોનાં દુઃખ જોઇ તેને મદદ કરવા દ્રઢ નિશ્ચય કર્યો અને કાંઇ પણ સ્વાર્થ વગર અત્યાર સુધી એ નિશ્ચય પાર પાડયો છે. જાનકીબાઇ કોઇ મુંબઇની ધનાઢય પરોપકારી સ્ત્રી હશે એમ જાણી હીંદુસ્તાનના સર્વે ભાગોમાંથી તારો, કાગળો આવે છે અને તે દીવાન સુધીના અમલદારો તરફના મહામહોપાધ્યાય જેવા જેવા વિદ્વાનોના, આચાર્યોના વીગેરે અને આ બધા તારો કાગળોમાં હકીકત જો જોઇએ તો અમે અમુક વખતે આવશું; અમારે માટે ઉતારાની ગોઠવણ કરો, અમુક ગૃહસ્થ કે ગૃહસ્થોને તમારા તરફ મોકલ્યા છે તેની સરભરા કરો. આવાં અનેક કામોમાં લાગ્યા છતાં બદલામાં જુતીયાં શીવાય બીજું કાંઇજ નહીં. આ બાઇને અનેક વાર રોતાં અને નિરાશ થતાં જોઇ છે, આ બાઇ જે માગે છે તે એજ છે કે મુંબઇની પ્રજા, દેશ પરદેશથી આવતા લોકો સગવડ પ્રમાણે ઉતરી શકે એવી ધર્મશાળા મુંબઇમાં

ખાવે મારી સુચમાથી આ વાત જાહેરમાં પણ એક બે વાર ૩કી હેતી પણ તેનુ કાંઇજ ફળ નહીં મુંબઇ જેવા શેહેરમાં રહેવાના મુકામની અડચણુથી કેવુ દુખ પડે છે આ જાનકીબાઇ જાણે છે તેવું બીજું કોઇ જાણતું નથી મુંબઇમાં જે થોડી ઘણી ધર્મશાળાઓ છે તે ધર્મશાળાજ ન કહેવાય. મુંબઇની જ્યારે આ સ્થિતી છે ત્યારે હીમાલય જેવા પહાડપર કે જ્યા ખાવાની ચીજ પણ પુરીપાધરી મળે નહીં, જ્યા વગર આશ્રમે રહેવુ એ શરીરનો ભોગ આપવા જેવુ છે, ત્યા ધર્મશાળા, અનક્ષેત્ર, દવાદારૂ વીગેરેના ગોઠવણ કરનાર બાવા કાળી કમળીવાળા રામનાથને હજારો વાર ધન્યવાદ આપીએ તો થોડોજ છે

આ બાવાએ આ કામ 'પોતાના પરગજુ કાગોથી યાત્રીઓના મનમા વિશ્વાસ બેસાડી પાર પાડયું છે. અત્યારે લક્ષાવધી રૂપીઆનો ખર્ચ ચાલે છે તે યાત્રીઓ તરફથીજ મળતો રહે છે. આખા હિંદુસ્થાનમાથી સોકો માસીક, વાર્ષિક કે ઉપડ રકમ આપ્યાજ કરે છે. અનાજ ઘી, વસ્ત્રો વગેરે મોકલ્યાજ કરે છે માત્ર એક વખતજ નહીં પણ કાયમ આ કામ ચાલ્યા કરે છે અને જે જે યાત્રીઓ જાય છે અને આ વ્યવસ્થા જોય છે તે ખુશીથી અમુક રકમ આપવા તૈયાર થાય છે આ સ્થાનમા કોઇની પાસથી કશી રકમ માગવામાં આવતી નથી પણ ઇશ્વરે જેને થોડી પણ બુધ્ધિ આપી છે તે આ સર્વ વ્યવસ્થા જોઇ, આ કામ કેવી રીતે ચાલે છે આ પુછયા વગર રહીજ શકે નહીં, અને પુછયા બાદ પોતાના હૃદયનો દયાનો ઝરો ઉપયોગમા ન આણે આમ બનેજ નહી. આ રીતે આ સ્થાનને મદદ મલ્યેજ જાય છે. જેનો શુધ્ધાશય છે, જેની સ્વાર્થની વૃતી નથી અને જે પરોપકારી બુદ્ધિથી કામ કરનાર છે તેને આવા વખતમાં પણ મદદ મલ્યેજ જાય છે. આ ઇશ્વરી મદદ નહી તો બીજું શું કહેવાય? બાવા કાળીકમળીવાળા રામનાથ અને પરોપકારી સાધ્વી બાઇ જાનકીબાઇનાં પ્રત્યક્ષ દ્રષ્ટાંત આપણી પાસ મોજુદ છે.

આ જાનકીબાઇ પાસ પણ યાત્રીઓ વિશ્વાસથી પોતાની પાસની જોખમી ચીજ મુકી રાખે છે તેમ અને હૃષીકેશમાં અને પહાડપર આ બાવાના સર્વે સ્થાનોમા યાત્રીઓ લાખો રૂપિયાની માલ મીલ્કત સલામતીથી મુકી શકે છે આ માલ મીલકત યોગ્ય સ્થાને પોહોચતી થાય છે. સોકોને હજારો રૂપીઆનો ખપ હોય તો અહીંઆથી પોતાની સાહુકારીના અંગે મગા શકે છે. અમારી પાસ ભારી બોજ હોવાથી

એમો બે ટંકો અત્રે સુધી ગયા હતા અને હાથરસ મોકલવા વિનતી કરી ગયા. હતા અને અમારા કહેલે ઠેકાણે તે પેટીઓ સલામત રીતે પોંહોંચી ગઇ હતી. આ રીતે સરાફો તરીકે, પરોપકારી પુરૂષ તરીકે. જે કામ લક્ષાપતીથી નથી બનતું તે એક સાધુ બજાવે છે આ થોડું આશ્ચર્યકારક છે? આવાજ પુરૂષો જગતનું કલ્યાણ કરે છે અને તેઓજ સદૈવ જીવંત છે.

હરદ્વારમાં અમે સામાનને સારૂ કંડી અને બેસવાને સારૂ જંપાનની ગોઠવણ કરવા અમારા સાથના ગોરના ગુમાસ્તાને કહ્યું પણ તેણે તે મોઘી મળે છે; આગળ હૃષીકેશમાં સસ્તી મળશે; અત્રે એકાદ બે છે; વધારે નથી માટે હૃષીકેશમાથીજ કરવી એ ઠીક છે એમ કહ્યું. અમે તેના વિશ્વાસે હૃષીકેશ આવ્યા પણ ત્યાં અમને વધુ લાભ જેવું જણાયું નહીં. અહીં હૃષીકેશથી જંપાન અને કંડીની ગોઠવણ કર્યા વગર આગળ જઇ શકાતુંજ નથી કારણ કે અત્રેથી ચડાવ શરૂ થાય છે. આગળ કંડી જંપાન મળે છે પણ હૃષીકેશથી બે માઇલ ઉપર રામપુર દરબારનું થાણું છે અને આ થાણામાં જંપાન કંડીવાલા અને યાત્રીઓ વચ્ચે કરાર થાય છે જેથી ભવિષ્યમાં વાંધો પડે નહીં. આથી રસ્તાની ખટપટ મટી જાય છે અને બહુજ સુગમતા થાય છે. કંડી જંપાન ઉપાડનાર ક્ષત્રી, બ્રાહ્મણ અને કણબી વગેરે હોય છે. તેઓ રામપુર રાજના હોય છે અને તેઓ ગઢવાલ જીલ્લામાં મેલચોરી સુધીજ આવે છે. મેલચોરીથી રેલવે સ્ટેશન પર આવતાં ચાર દિવસ લાગે છે. અને ચાર દિવસની મુસાફરી નવાજ માણસથી કરવી પડે છે પણ તેના લેખપત્રો મેલચોરીમાં થાય છે.

## કંડીના લગતી વિગત.

કંડીમાં બંગાળી એક મણ ભાર રહે છે અને તેટલો ત્યાંના માણસો ઉપાડે છે. અહીંથી મેલચોરી સુધી એક બંગાલી મણની મજુરી રૂ. ૨૫ થી ૩૫ સુધી યાત્રીઓની વધઘટને લઇને થાય છે. અમે મણના રૂ ૩૨ આપયા હતા. જેની પાસ મણથી ઓછો બોજો હોય તે બે ચાર જણા ભેગા થઇને મણ પુરો કરી આપી શકે છે પણ તેઓએ સાથે રહેવું પડે છે. સ્વતંત્ર રીતે રહેનારે પોતાનો બોજો પોતાનીજ કંડીમાં રહે એવી ગોઠવણ કરવાની જરૂર છે અડધો મણ બોજો ઉપાડી શકે એવા નબળા બાંધાના માણસો પણ મળે છે. અને તેમને ઉપયોગમાં લઇ શકાય છે પણ તેમ કરતાં તેઓ આપણા ઉતારાવાળી જગ-

પાએ વખતપર પાંચ છ કલાક મોડા આવે છે કે જેથી રાંધવા ખાવાની બહુજ અડચણ ભોગવવી પડે છે. કંડીવાળો ઓઝે ઉપાડી આપણી સાથ તો ચાલી નજ શકે પણ કલાક બે કલાકનો ફેર પડે તથા સુધી વાંધા જેવું નથી. કંડી અટલે કંડીઓ અને આ કંડીઆનું સ્વરૂપ આપણા મુંબઈમાં હલાલખોરના ટોપલાના આકારના ટોપલા કરતાં બમણા મોટા આ કંડીઆ હોય છે. આ કંડી સામાન ઉપાડવાના કામમાં આવે છે એટલુજ નહીં પણ બેસવાનાં કામમાં પણ આવે છે. જે સોકો જંપાનનો ભારી દર આપવા અશક્ત હોય તે આ કંડીમાં બેસે છે અને તેનો લવાજમ રૂ. ૩૦ થી ૩૫ પડે છે. સામાનની કંડી અને બેસવાની કંડીમાં ફેર માત્ર એટલોજ છે કે બેસવાની કંડી ઉપરના ભાગમાંથી એક બાજુએ કાપેલી હોય છે જેથી કમરને વાંસો કંડીમાં રહી પગ બહાર લટકતા રહે. હલકાં વજનનાં માણસોનેજ કંડીમાં બેસાડવામાં આવે છે. આ માણસને એકજ માણસ ઉપાડી જાય છે. કંડીમાં બેસનાર માણસ અકડાઇ જાય છે અને પગ બાંધેલા હોવાથી સુજી આવે છે. કંડીમાં બેસનારને પણ કપડાથી બાંધી લઇ તે કપડુ કંડી ઉપાડનાર પોતાની છાતીપર બાંધી લે છે. કંડીમાં બેસવું એના કરતાં ચાલવું હું તો વધારે સારૂં સમજું છું.

## જંપાનનો લગતી વીગતો.

જંપાનમાં બેસવાનો ભાવ રૂ ૬૦ થી ૧૦૦ અને તેથી પણ વધુ, માણસના વજનને લઇને અને યાત્રીઓની ભીડને લઇને લેવામાં આવે છે. જંપાન એટલે બે ફુટ લાંબી અને દોઢ ફુટ પોહોળી માંચીને ઉંધી મુકીએ તો જંપાનજ થઇ સમજવી આ માંચીને ઝાડની છાલમાંથી રેસા કાઢી તેની દોરી કાઢી અંદરથી ગુંથી લેવામાં આવે છે. આપણે આપણી પાસની રજાઇ, બલાંકેટ કે બીજી ચીજ તેમાં મુકી બેસી શકીએ છીએ આગલા બે પાયા આપણને ટેકવવાને હોય છે. આ પાયા છ ઇંચ ઉપર રાખી ચારે બાજુ પાતળું લાકડું બાંધી લેવામાં આવે છે કે જે પાછળની બાજુએ ટેકા તરીકે અને પડખાની બાજુએ આધાર તરીકે કામ આવે છે. આ માંચી, બે બાજુ બે મજબુત વળી કે વાંસના દશ બાર ફુટ લાંબા લાકડાથી મજબુત બાંધી લેવામાં આવે છે. આ લાકડાના આગલા પાછલા છેડાઓ દોરડાના વળથી મજબુત બાંધી લેવામાં આવે છે અને એ દોરડાના વળથી વચમાં ત્રણથી ચાર.

ફીટનો લાકડાનાં કટકા આગળ-પાછળ બેસવામાં આવે છે. આ કટકાઓ બંને જણા ઉપાડે છે. એક અંદરના ભાગમાં રહે છે અને એક બહારના ભાગમાં રહે છે. જંપાનમાં બેસનાર સમતોલપણું ન જાળવી રાખે તો આગળ પાછળ અંદર રહેલા માણસો પડખાના બાંયુ કે વળીને જે બાજુનું સમતોલપણું ગયું હોય તે બાજુ પકડી જંપાન ઉલટાવા દેતા નથી. જંપાનમાં બેસનાર માણસ જો ઘોડેસ્વાર હોય અને પાયાની અંદરનો બધો ભાગ રજાઇ વગરેથી ભરી લઇ બહાર અધર બેસે તો બહુજ આરામથી બેસી શકે છે પણ બીકણુ હોઇ અંદર બેસે તો તેને ઘુંટણથી નીચેના પગ બહાર રાખવા પડે છે. બહુ જાડું માણસ ન હોય તો પલાંઠી મારી પણ બેસી શકે છે. જંપાનમાં બેસવું કંડી કરતાં સારૂં છે પણ ચાલવામાં જે મજા છે તે આમાં નથી. પણ અમારા જેવા હીનભાગી, જેઓ મુંબઇમાં બેઠાબેઠા ખાનારા છે તેઓથી એક ડગલું પણ ચલાતું અશક્ય છે. જોકે નેવું નેવું વર્ષનાં ડોસાંઓ અને બેઉ આંખે આંધળાઓને તેમજ દશ દશ વર્ષનાં બાળકને પણ એમ ચાલતાં જોયાં હતાં.

પહાડપર દર વર્ષે કમમાં કમ એક લાખ માણસ વૈશાખથી કારતક સુધી ૭ મહીનામાં યાત્રાર્થે જતું હશે. આ એક લાખ માણસમાંથી ૫૦૦ માણસ જંપાનમાં, ૪૫૦૦ માણસ કંડીમાં અને બાકી બધાં ચાલીનેજ જનારાં હોય છે. આવી હકીકત ત્યાંના ડેપ્યુટી કલેક્ટર મી૦ ધર્માનંદ સાથ થયલી મારી વાતચિત ઉપરથી મેં જાણી છે. ચાલનારનો મોટો ભાગ હોવાનું કારણ આ યાત્રાની મજા ચાલવામાં છે એટલુંજ નહીં પણ ચાલીને યાત્રા કરનારને અશ્વમેધનું પુણ્ય મલે છે એવું મહાત્મ્ય છે. ચાલનારા યાત્રીઓનું થોડુક વર્ણન અત્રે આપવું નકામું નહીંજ ગણાય.

## યાત્રીઓનું વર્ણન.

હરદ્વારમાં પાંચથી ૭ ફીટ લાંબી નકર બાંયુની લાકડીઓ એક પૈસાથી તે બે આના સુધીની કીમતની હલકા ભારે વજનની મળે છે. જેણે ચાલવું છે, તેણે એક લાકડી તો જરૂર લેવીજ જોઇએ અમારે ચાલવું નહોતું છતાં અમે લાકડીઓ લીધી હતી, કે જે લાકડીઓ રસ્તામાં લાકડી ખોવાઇ જનારને આપવાથી તેઓ આશીરવાદ આપે છે એટલુંજ નહી પણ પોતાના મુકામ પરથી જંગલ ફરાગત જતાં કે

થોડું ફરતાં પણ બહુજ કામમાં આવે છે. કેટલાક ભાગમાં ચઢાવ કે ઉતાર હોય છે કે જ્યાં જંપાનમાં બેસવું સલામતી ભરેલું નથી, ત્યાં લાકડીનો અવસ્ય ખપ પડે છે. એટલા માટે ચાલો કે ન ચાલો પણ લાકડી તો લેવીજ. આખી યાત્રા પુરી થયા બાદ જો લાકડી જોશું તો કમમાં કમ અડધો ફુટ તો તે ઘસાયલી જણાવવાનીજ. આવી લાકડી સાથ કમર બાંધી ખુલ્લે હાથે " જે બદ્રીવીશાલકી " ના અવાજે પગે ચાલનારાઓના ટોળે ટોળાં નજરે પડે છે. એક શેર પણ સામાન પાસ રાખી ચડવું મુશકેલ છે છતાં કેટલાક પોતેજ સામાન ઉપાડી, નાનાં છોકરાંઓ ઉપાડી ચડતાં નજરે આવતાં હતાં. ગરીબ યાત્રીઓ થોડો સામાન સાથે રાખી પોતેજ ઉપાડી ચાલે છે. ચાલનાર માણસે પહાડપરની મુસાફરીમાં બીલકુલ ઉતાવળ કરવી જોઇતી નથી. દિવસમાં બે વાર ચાલવું જોઇતું નથી. ત્રણ ચાર દિવસના અંતરે એકાદ માઇલ વધવાનો મોહરો રાખવો જોઇએ છે. બહુ ભારી ચડાવ કે ઉતાર હોય ત્યાં બહુ જોસ કરવું જોઇતું નથી. દમ ભરાઇ આવે ત્યાં પોરો ખાવો જોઇએ છીએ અને રસ્તામાં સ્થળે સ્થળે નજરે પડતા પાણીના ઝરા જોઇ લલચાઇ ઠંડું પાણી પીવુંજ હોય તો, થોડુંક ખાઇને પીવું પણ વધુ પીવું નહિ. આવી રીતે વ્યવસ્થાથી ચાલનાર નિરોગી રહી આહાર, હવાપાણીના ફેરફાર અને કસરતે અત્યંત તંદુરસ્ત થઇ અનેક ભયંકર વ્યાધિઓથી પણ મુક્ત થાય છે ——— એથી વિરૂદ્ધ વરતનાર ——— , ડંડી કે પગે ચાલીને પણ રસ્તામાં કે છેવ ——— છે. આ પહાડપરના યાત્રાએ કરેલી કસરતના પ્રમાણમાં વધુ ઓછું હોય છે. આ પહાડપરના યાત્રાએ કરેલી કસરતના પ્રમાણમાં યોગ્ય રીતે ચાલી યાત્રા કરે છે તેને જેવું સુખ મળે છે ' આમાં જે યોગ્ય રીતે નથી. આવી રીતે પગે ચાલનારાઓ બધા સરખીવું કોઇને મળતુંજ અને સાથ સ્ત્રી છોકરાં ન હોય તો બહુજ ગમત મધ્યમ વયના પુરૂષો હોય મહાત્મ્યના પુણ્યની વાત બાજુએ રાખી શરીર આરોગ્ય છે. સ્થાનનો અને એક યાત્રાથી દશ વર્ષ કમમાં કમ આયુષ્ય વધે આ ભ્રમ થાય છે ? હું તો જેઓથી બની શકે તેઓને આ પહાડની મુસાફરી થોડું ઘણું ફરવાનીજ ભલામણ કરીશ. કારણ કે આમ કરવાથી મુસાફરી ચાલીને ૧૦૦) જંપાનના, ઇનામ, ચવેણા વીગેરેના અને રૂ. ) દીઠ રૂ. મળી રૂ. ૧૫૦) નો બચાવ થઇ શકશે અને તે ૧૫૦ (૦) ડંડીના યાત્રીઓ મોટેના અનાથ ને દુખીને મદદ આપવામાં રૂપિયા આ ડપરના અસંખ્ય યતીઆઓને મદદ આપવામાં ખર્ચવામાં આવે તો પહાડ તે સમાન બીજું એક ઉત્તમ કાર્ય કર્યું ગણાશે નહીં. ત્યાં આવે તો

પહાડ ઉપર મુસાફરી કરનારાઓને કેટલીક અગત્યની સુચના કરવી નિરૂપયોગી નહીં થઈ પડે એમ ધારી યોગ્ય સુચના કરૂં છું. પેહેલાં પહાડપર જનારાએ પોતાની પાસ જેમ થોડી વસ્તુ તેમ વધુ સુખ સમજવું. અલબતાં સરસામાન ઉપાડનાર માણુસો મળે છે આ ખરી વાત છે પણુ પહાડ ઉપર વખતો વખત વરસાદ પડવાથી અને સર સામાન ઉપાડનારાઓની બેદરકારીથી સામાનની હાલહવાલી થાય છે. વળી સુવા બેસવાની જગ્યા મોટે ભાગે જંગલમાં હોવાથી પણુ ખીછાનાં કપડાં બગડવાની ધાસ્તી છે. આની સાથ કપડાંઓ ધોવાને ધોબીનું સાધન બીલકુલ ન હોવાથી ઓર વધારે આપદા ભોગવવી પડે છે. પહાડપરના મુસાફરે એક માણુસ દીઠ એક ગરમ પાટલુન, કોટ અને ટોપી તથા ગળપટો અને મોજાંની જોડી રાખવી. એક સેત્રંજી, એક રજાઇ, એક રગ કે બ્લાંકેટ અને એક જોડી પંચીયાં, ધોતીયાં, બદન, પેરણુ વીગેરેની રાખવી. સ્ત્રીઓ સારૂ પણુ ગરમ કપડાં રાખવાં જોઇએજ. બનતાં સુધી મજબુત બુટની ઓછામાં ઓછી બે જોડી ચાલનારે અને એક જોડી પારકે પગે ચાલનારે રાખવાની જરૂર છે. સ્ત્રીઓ માટે રબરના કે કંતાનના જોડાઓ રાખવા પડે છે. પહાડપરના બુટો નીચી એડીના અને નાળ ખીલા વગરના રાખવા જોઇએ છીએ. રાંધવાના વાસણો બને તો એલ્યુમીનમનાં અગર જેમ બને તેમ પોતાની હાજતને અનુસરી રાખવાની ખાસ જરૂર છે. મીઠું, મરચું, મસાલો અને આચાર, આ વગર જેને ચાલે નહીં તેણે, સાથેજ રાખવું. અનાજમાં ઘઉંનો લોટ કાંકરાવાળો સર્વ જગ્યાએ અને મોટી મોટી જગ્યાએ સારો મળે છે તેથી સાથ રાખવાની જરૂર નથી. પણુ મોટી મોટી જગ્યાએ એકાદ દિવસ ખોટી રહી ખાસ ઘઉંનો લોટ કરાવી સાથે રાખનારને આરામ મળશે. તુવેરની દાળ સારી ખાવી હોય તેણે સાથેજ રાખવી. ચોખા ઉત્તમ પહાડપર મળે છે તે પુરતાં જથામાં લઇને સાથે રાખનાર સુખી થશે. ઘી પણુ મોટા ગામોમાંથી લઇ રાખવાની જરૂર છે. ઘઉંનો આટો તુવર, મગ અને અડદની દાળ, પહાડપરના ચોખા, ઘી, ખાંડ અને દુધ આટલી ચીજ મળી શકે છે. પહાડપર ચડવાની શરૂઆતમાં સવા આને બંગાળી શેર ઘઉંનો આંટો, બે આને શેર ચોખા, બે આને શેર દાળ, સવાશેર ઘી અને ત્રણુ શેર ખાંડ મળે છે. તે જેમ જેમ ઉપર જઇએ છીએ તેમ મોઘું મળવા સાથ મનપસંદ મળતું નથી. અમે ઘઉંના આટાના શેરના પાંચ આના, દાળ ચોખાના ચાર આના, ઘીના રૂપીઆ બે, સાકરનો રૂપીઓ, દુધના પાંચ આના સુધી આપેલ છે. અલબતાં

ડાંનો પુલ લાગ્યેજ બે ફીટ પોહોળો હશે. નદીના સામસામે કીનારે બે મજબુત કાથાનાં દોરડાં ઝાડ કે થાંભલાં સાથે બાંધી ઉપર નીચે કાથીનાં દોરડાં વીટાળી લેવામાં આવતાં હતાં. આ દોરડાંની વચમાં થઇને એક માણસ જઇ શકે એવું પેહેલાં હતું. આવા ઝુલા તુટી પડવાનો મોટો ભય રહેતો હતો અને તેથી ઝુલાપર ચાલનારને "મુખ રામ પગ ધ્યાન" આમ કહેવાનું કહેવામાં આવતું. આવા જુના ઝુલા અત્યારે કેટલીક જગ્યાએ છે અને તે ત્યાંના લોકો ઉપયોગમાં લે છે. આ ઝુલાની બરાબર સમજ આપવાને માટે એટલુંજ કહેવું બસ છે કે નદીના સામા કીનારે છ ફીટના અંતરે ઉપર નીચે બે લાંબા દોરડાં ઝાડે કે થાંભલે બાંધી બીજે કીનારે તેને બાંધે છે; આનીજ સામે બે ફીટ છેટે બીજાં બે દોરડાંઓ બાંધે છે. હવે આ ઉપર નીચેનાં દોરડાંઓ બારીક દોરડાંઓથી સીકડી લે છે અને બેઉ દોરડાંઓ ભેગાં ન થઇ જાય અને આદમી સહેલાઇથી અંદર જઇ શકે એટલા માટે વચમાં લાકડાંઓ મુકી જગ્યા કરવામાં આવે છે. આગળના ઝુલાની આ એક જાત થઇ અને બીજી જાત વળી જુદીજ તરેહની છે. આ ઝુલા આ કરતાં વધારે જોખમકારક છે. આ ઝુલા નદીના સામસામા કિનારાએ એક મજબુત દોરડું બાંધી તેના ઉપર એક શીંકા જેવું બાંધવામાં આવે છે. આ શીંકામાં માચી મુકવામાં આવે છે. આ માચીમાં માણસ બેસી જે બાજુ જવું હોય તે તરફ એક બીજું દોરડું હોય છે તે ખેંચે છે અને નટ લોકો જેમ દોરડાંપર ચાળી મુકી ઉંધે માથે એક છેડેથી બીજે છેડે જાય છે તેમ આ ઝુલામાં બેઠા બેઠા સીધા જઇ શકાય છે. અંગ્રેજી રાજના પ્રતાપે અને પ્રસિદ્ધ ધર્માત્મા સુરજમલની ઉદારતાએ કરીને આ ઝોલાનું તેમજ રસ્તાનું દુઃખ મટી ગયું છે. હવે સર્વત્ર પાકા ઝુલા થઇ ગયા છે અને જંપાનમાં બેઠા બેઠા ઝોલાપરથી નીર્ભયપણે જઇ શકાય છે. અહીંઆ લક્ષ્મણ ઝુલા આગળ પેહેલા ઝુલાનું ગ્નાન થાય છે. આ ઝુલા આગળ તબીબી તપાસ થાય છે અને તંદુરસ્ત માણસનેજ જવા દે છે. આ લક્ષ્મણ ઝુલા પાસ મંદિરો છે અને તેનાં દર્શન કરી ઝુલા ઉતરી આગળ વધવામાં આવે છે. અહીંઆ આગળ ઉત્તમ બાંસમતી ચોખા મળી શકે છે. આ ચોખા સુગંધીદાર સુવાળા અને રાંધ્યા પછી લગભગ પોણા ઇંચ જેટલાં લાંબા વધે છે. સુવાળામાં સેવની બરોબરી કરે છે અને ખાવામાં ઘણુ સ્વાદિષ્ટ છે. પહાડપર ચોખા બહુ ન ખાવા આવી શીખામણ આપવામાં આવે છે, અને તે શીખામણ તદન હસી કાઢવા જેવી નથી. પણ

આવો સામાન સાથે રાખતાં સામાન કરતાં વધારે મજુરી પડે છે આ ખરી વાત છે પણ તેથી આપણી તંદુરસ્તીને લાભ થાય છે. પહાડ ઉપર જનારાઓએ કેટલીક પેટંટ દવાઓ સાથ રાખવાની જરૂર છે. આ દવા પોતાને ઉપયોગમાં ભલે ન આવે તોપણ તે બીજાને આપવાથી લાભ થાય છે. પહાડપરનાં દરદોમાં તાવ, ઝાડા, મરડો આ મુખ્ય છે તાવને માટે ક્વીનાઇન પીલ્સ, ઝાડા મરડા માટે ક્લોરોડાઇન કે તેવીજ ગોળીઓ, પેનકીલર વીગેરે દવાઓ સાથ રાખવાની ખાસ જરૂર છે. આટલી મગવડ સાથ જનારને કોઇપણ પ્રકારે આપદા ભોગવવી પડે આમ મારૂં સમજવું નથી.

## ઝોલા અથવા ઝુલતા પુલો.

હૃષીકેશ આગળ કંડી જંપાનનો બંદોબસ્ત કરી આગળ વધતાં પ્રથમ જ્યા કડી જંપાનનો બંદોબસ્ત કરવામાં આવે છે ત્યાં શત્રુઘ્ન અને બદ્રિનારાયણની મૂર્તિ છે. અહીંથી આગળ પ્રથમ લક્ષ્મણ ઝોલા આવે છે. અહીંઆ એક મંદિરમા લક્ષ્મણજીની મૂર્તિ છે. બીજી બદ્રિનારાયણની મુર્તિ અને લક્ષ્મણેશ્વર મહાદેવ છે. અગાઉ આ પહાડપર સૌથી જોખમકારક ઝોલા અથવા શીંકા કહેવાતાં હતાં. અત્યારે આ ઝોલાં નીર્ભય જેવાં થયા છે પણ પહેલાં તેવાં નહોતાં. આ ઝોલા એ ઝુલતા પુલો છે. પહાડપર ગંગા નદીનો પ્રવાહ બહુજ જોસબંધ હોવાથી ઘુંટણપુર પાણીમાં આદમીઓજ શું પણ હાથી જેવા પ્રાણીઓ પણ ગોથા ખાઇ જાય એમ છે. આથી અને પથ્થરની જમીન હોવાથી જમીન ખોદી થાંભલાઓ નાખવાનું ન બની શકે એવું હોવાથી નદીના સામસામા કીનારાઓ પર દરવાજા બાંધી તે દરવાજાની બહાર બુરજ કરી તેમાં મજબુત દોરડાં બાંધવામાં આવે છે. આ દોરડાંઓ સ્ટીમરો પર તારનાં દોરડાઓ હોય છે તેમાંનાં હોય છે. બેઉ કીનારાપર પહોંચે એટલાં લાંબાં હોય છે. આવાં બે દોરડાં બેઉ બાજુ લાંબાને લાંબા કીનારાના બુરજમાં મજબુત બાંધેલાં હોય છે. આ દોરડાંઓ ઉપર ચોડે ચોડે અંતરે પાતલા તારનાં દોરડાંઓ બેવડાં નાખે છે અને તે દોરડાંની બેવડમાં બેઉ બાજુ પાટીઆં નાખે છે આ પાટીઆંને નીચેથી પણ જોર આપવામાં આવે છે અને તેનાપર ડામર ને કાંકરી પાથરવામાં આવે છે. આ રીતે અત્યારના આ પાકા ઝુલા છે. શરૂઆતના ઝુલા આને મળતા પણ જુદી તરેહના હતા. આગળના ઝુલા કાથાની દોરડાનાં હતાં. તારનાં દોરડાનો પુલ ચાર પાંચ ફીટ પહોળો હોય છે ત્યારે કાથીના દોર-

ચટીઓમાં ઉતરવાનું ભાડું લેવામાં આવતું નથી પણ ચટીમાં રહેનારે પોતાનો ખપનો બધો સામાન આ જગ્યાએથી લેવોજ જોઇએ આવું બંધન હોય છે. સામાન ન લેનારને રહેવા દેતા નથી. સામાનના ભાવમાં ફેરફાર હોતો નથી અને માલ બધે સરખોજ હોય છે. સારો માલ વાપરનાર સાથે સીધુ સામાન રાખે તો તેને ઉતારાની હરકત પડે છે. આ હરકત દૂર કરવા અમે તો એજ ઉપાય અજમાવ્યો હતો કે દુકાનદાર પાસેથી સીધું સામાન લઇને ગરીબોને આપી દેતા હતા અને અમે અમારી પાસનું ખાતા હતા. આ લોકો ભાડું લેતાજ નથી તેથી ઘણીજ હેરાનગતી ભોગવવી પડે છે. આની સાથ ચટીઓ પણ થોડી હોય છે આથી યાત્રીઓથી આ ચટીઓ ભરાઇ જાય તો બહાર જંગલમાં પણ પડી રહેવા વખત આવે છે. પણ મુંબઇ જેવા શેહેરમાં રહેનાર યુક્તિથી હાથ છુટો રાખે તો તેને અડચણ ભોગવવી પડે એમ નથી. પહાડપરની મુખ્ય ચટીઓ તથા ગામો માંહિના મુખ્ય ગામોનાં નામો તથા છેટું અત્રે આપું છું.

## હરિદ્વારથી છેટું.

| ચટીનાં નામો. | માઇલ. | ચટીનાં નામો. | માઇલ. |
|---|---|---|---|
| સત્યનારાયણ | ૬ | વ્યાસ | ૪૬ |
| હૃષિકેશ | ૧૨ | ઉમરાસુ | ૫૧ |
| લક્ષ્મણ ઝુલા | ૧૪ | દેવપ્રયાગ | ૫૫ |
| ફુલવાડી | ૧૮ | રાણીબાગ | ૬૨ |
| સેમલ | ૨૦ | રામપુર | ૬૫ |
| ગુલર | ૨૧ | ભગવાન | ૬૮ |
| મોહન | ૨૩ | શ્રીનગર | ૭૩ |
| બીજની | ૨૬ | ભટીસેરા | ૮૧ |
| કુંડ | ૨૮ | કાંકરા | ૮૪ |
| બંદર | ૩૨ | નરકોટા | ૮૭ |
| મહાદેવ | ૩૫ | ગુલાબરાય | ૯૦ |
| કંડી | ૪૧ | રૂદ્રપ્રયાગ | ૯૨ |

જેને ચોખા ખાવાનો માહાવરો છે તે આવા ઉત્તમ ચોખા થોડા પ્રમાણમાં ખાય તો તેથી કાંઇ નુકસાન થાય એવું મારૂં સમજવું નથી. લક્ષ્મણ ઝુલાથી શ્રીનગર સુધી ઘોડાપર પણ જઇ શકાય છે, પણ ઘોડાઓ સ્વારીને લાયકના નથી હોતા તેથી કંટાળો આવે છે. આ લક્ષ્મણ ઝુલાનું સ્થાન લક્ષ્મણજીના તપની જગ્યા છે. ઇંદ્રજીત રાક્ષસ છતાં બ્રાહ્મણ કુળનો હોઇ તેનો વધ કરવાથી લક્ષ્મણજીને ક્ષયરોગ થયો હતો. આ ક્ષયની નિવૃત્તિ માટે લક્ષ્મણજીએ અહીંઆ તપ કર્યો હતો. રામચંદ્રજીએ પણ રાવણના વધને માટે તપશ્ચર્યા કરી હતી. ઇશ્વરાવતારીઓને પાપ ભોગવવું પડે છે તો મનુષ્યો જેઓ પાપમાં ડુબ્યા રહે છે તેઓની આંખ ઉઘાડવાનું આ સ્થાન છે.

લક્ષ્મણ ઝુલાથી આગળ ચાલતાં પહાડોની ખીણોના, ઝાડીના અને અનેક વનસ્પતીના દેખાવોથી મનમાં આનંદ આનંદ થઇ રહે છે. આખી દુનિઆની કુદરતના દેખાવો આ પહાડપર નજરે આવે છે. લક્ષ્મણ ઝુલાથી આગળ વધતાં ચટીઓ જોવામાં આવે છે. પહાડપર આવી સેંકડો ચટીઓ છે અને તેજ યાત્રીઓને રહેવાનું અને ખાવાનું પુરૂં પાડે છે. આ ચટીઓનો ઝાંખો ખ્યાલ આવવા હું થોડીક હકીકત નીચે જણાવું છું.

## ચટીઓને લગતી હકીકત.

પહાડપર નાનાં મોટાં જુદી જુદી જગ્યાએ ગામડાંઓ હોય છે. આ ગામડાંઓ યાત્રીઓનાં જવાના માર્ગથી દુર અને અનુકુળ પડતી જગ્યાએ હોય છે. યાત્રીઓના જવાના માર્ગ ઉપર આ ગામડાના લોકો કામ ચલાઉ ઝુપડાંઓ બાંધે છે આ ઝુપડાં જાળવીનાં મોટે ભાગે હોય છે અને તેમાં કેટલીક જગ્યાએ તો એટલાં નીચાં હોય છે કે બેસીને ચાલવું પડે છે. કેટલીક જગ્યાએ સારાં પણ હોય છે. આ ઝુપડાંઓમાં એકેક દુકાન હોય છે અને બાકી ખુલી જગ્યા હોય છે. આ ખુલી જગ્યામાં ૨૦ થી ૧૦૦ માણસો પાસે પાસે સુઇ શકે એટલી જગ્યા રાખેલી હોય છે. આ જગ્યામાં માણસો બેસે છે, સુવે છે અને રસોઇ કરી ખાય છે. હારની હાર ચુલાની કેટલી જગ્યાએ હોય છે અને કેટલી જગ્યાએ પથરના ચુલા બનાવી લેવા પડે છે. લોખંડના પતરાંના ચુલાઓ સાથે રાખવા એ વધારે સારૂં છે. એકેક ચુલા વચ્ચે ત્રણથી ચાર ફીટનો અંતર હોય છે અને આથી સ્પર્શાસ્પર્શનો બહુજ ભય રહે છે. આ

ચટીઓમાં ઉતરવાનું ભાડું લેવામાં આવતું નથી પણ ચટીમાં રહેનારે પોતાનો ખપનો બધો સામાન આ જગ્યાએથી લેવોજ જોઇએ આવું બંધન હોય છે. સામાન ન લેનારને રહેવા દેતા નથી. સામાનના ભાવમાં ફેરફાર હોતો નથી અને માલ બધે સરખોજ હોય છે. સારો માલ વાપરનાર સાથે સીધુ સામાન રાખે તો તેને ઉતારાની હરકત પડે છે. આ હરકત દૂર કરવા અમે તો એજ ઉપાય અજમાવ્યો હતો કે દુકાનદાર પાસેથી સીધું સામાન લઇને ગરીબોને આપી દેતા હતા અને અમે અમારી પાસનું ખાતા હતા. આ લોકો ભાડું લેતાજ નથી તેથી ઘણીજ હેરાનગતી ભોગવવી પડે છે. આની સાથ ચટીઓ પણ થોડી હોય છે આથી યાત્રીઓથી આ ચટીઓ ભરાઇ જાય તો બહાર જંગલમાં પણ પડી રહેવા વખત આવે છે. પણ મુંબઇ જેવા શેહેરમાં રહેનાર યુક્તિથી હાથ છુટો રાખે તો તેને અડચણ ભોગવવી પડે એમ નથી. પહાડપરની મુખ્ય ચટીઓ તથા ગામો માહેના મુખ્ય ગામોનાં નામો તથા છેટું અત્રે આપું છું.

## હરિદ્વારથી છેટું.

| ચટીનાં નામો. | માઇલ. | ચટીનાં નામો. | માઇલ. |
|---|---|---|---|
| સત્યનારાયણ | ૬ | વ્યાસ | ૪૬ |
| હૃષિકેશ | ૧૨ | ઉમરાસુ | ૫૧ |
| લક્ષ્મણ ઝુલા | ૧૪ | દેવપ્રયાગ | ૫૫ |
| ફુલવાડી | ૧૮ | રાણીબાગ | ૬૨ |
| સેમલ | ૨૦ | રામપુર | ૬૫ |
| ગુલર | ૨૧ | ભગવાન | ૬૮ |
| મોહન | ૨૩ | શ્રીનગર | ૭૩ |
| બીજની | ૨૬ | ભટીસેરા | ૮૧ |
| કુંડ | ૨૮ | કાંકરા | ૮૪ |
| બંદર | ૩૨ | નરકોટા | ૮૭ |
| મહાદેવ | ૩૫ | ગુલાબરાય | ૯૦ |
| કંડી | ૪૧ | રૂદ્રપ્રયાગ | ૯૨ |

## રૂદ્રપ્રયાગથી છેટું.

### કેદારનાથનો રસ્તો.

| ચટીનાં નામો. | માઈલ. | ચટીનાં નામો. | માઈલ. |
|---|---|---|---|
| છિતોલી | ૫ | ફાટા | ૩૧ |
| રામપુર | ૭ | સેરસી | ૩૪ |
| અગસ્ત | ૧૧ | રામપુર | ૩૬ |
| મઠાટેગ | ૧૩ | ત્રીજુગીનારાયણ | ૪૦ |
| ચંદ્રાપુરી | ૧૫ | સોમપ્રયાગ | ૪૩ |
| કુંડ | ૨૧ | ગૌરીકુંડ | ૪૬ |
| ગુપ્તકાશી | ૨૪ | રામવાડા | ૫૦ |
| *નાલાગ્રામ | ૨૫ | કેદારનાથ | ૫૫ |
| ભીરગામ | ૨૬ | | |

## નાળાગામથી છેટું.

### બદરીનારાયણનો રસ્તો.

| ચટીનાં નામો. | માઈલ. | ચટીનાં નામો. | માઈલ. |
|---|---|---|---|
| ઉખીમઠ | ૩ | જંગલ | ૨૦ |
| ગવેરા | ૬ | પાંગર | ૨૧ |
| ડુંગા | ૮ | મંડલ | ૨૪ |
| પોથીવાસા | ૧૦ | ગીરમઠ | ૨૮ |
| ભુંદન | ૧૨ | ગોપેશ્વર | ૩૦ |
| ચોપતા | ૧૪ | ‡ચમોલી | ૩૨ |
| તુંગનાથ | ૧૯ | | |

## ચમોલીથી છેટું.

| ચટીનાં નામો. | માઈલ. | ચટીનાં નામો. | માઈલ. |
|---|---|---|---|
| મઠ | ૨ | હાટ | ૭ |
| વાઘા | ૪ | પીપલકોટી | ૯ |

---

* કેદારનાથથી બદ્રીનારાયણ જતાં નાળા ગામ સુધી પાછું આવવું પડે છે અને તેથી વગર જરૂરીઆતનો સામાન યાત્રીઓ અહીંઆંજ મોદીઓને ત્યાં મુકે છે.

‡ આ ચમોલી અથવા લાલસાંગા એજ છે કે જ્યાં બદ્રીનારાયણ જતાં વધારાનો સામાન મુકી જવાય છે કારણ કે બદ્રીનારાયણથી પાછા ફરતાં ચમોલી સુધી પાછું એને એજ રસ્તે આવવું પડે છે.

| | | | |
|---|---|---|---|
| ગરૂડગંગા | ૧૩ | વિષ્ણુપ્રયાગ | ૨૮ |
| પાતાલગંગા | ૧૬ | ઘાટ | ૪૩ |
| ગુલાબકોટી | ૧૮ | પાન્ડુકેશ્વર | ૩૫ |
| કુમાર | ૨૦ | લામગઢ | ૩૭ |
| પેની | ૨૩ | હનુમાન | ૪૧ |
| પીપલકોટી | ૨૭ | બદ્રીનારાયણ | ૪૫ |

બદ્રીનારાયણથી ચમોલી આવી ત્યાંથી નીચે ઉતરવાનો મેલચોરીનો રસ્તો.

## ચમોલીથી છેટું.

| ચટીનાં નામો. | માઇલ. | ચટીના નામો. | માઇલ. |
|---|---|---|---|
| કુમેરે | ૨ | બરોલી | ૨૬ |
| નંદપ્રયાગ | ૬ | આદીબદરી | ૩૧ |
| સુરલા | ૯ | ગ્રોકાપાણી | ૩૬ |
| લિંગાસુ | ૧૩ | કાલી | ૩૯ |
| *કર્ણપ્રયાગ | ૧૮ | ગોંહકોટી | ૪૧ |
| સેમલ | ૨૨ | ધોબીઘાટ | ૪૪ |
| ચાસેલી | ૨૪ | મેલચોરી | ૫૦ |

## મેલચોરીથી છેટું.

| ચટીનાં નામો. | માઇલ. | ચટીના નામો. | માઇલ. |
|---|---|---|---|
| સીમાલખેટી | ૨ | બાંસુરી | ૨૧ |
| નારાયણ | ૪ | મજખલી | ૨૭ |
| વૃષભુ | ૬ | જંગલ | ૩૬ |
| ચોખુટીઆ | ૮ | કાકરીઘાટ | ૪૨ |
| મહાકાલ | ૧૧ | ખેરના | ૪૮ |
| શાહપુર | ૧૨ | રામગઢ | ૫૧ |
| ધરાટ | ૧૩ | કૈચી | ૫૮ |
| દ્વારાહાટ | ૧૫ | ભીમતાલ | ૬૭ |

* હરદ્વારથી રૂદ્રપ્રયાગ શરૂઆતમાં આપણે આવ્યા હતા રૂદ્રપ્રયાગથી કેદારનાથ ન જતા બદ્રિનાથ આવવું હોય તો કર્ણપ્રયાગ ને રૂદ્રપ્રયાગથી ૨૧ માઇલ છે ત્યાં આવી ચમોલી ઉપર થઇ બદ્રિનાથ જવાય છે. રૂદ્રપ્રયાગથી ચટવા, બગડાસુ અને શીવાનંદી આ ત્રણ ચટી પછી કર્ણપ્રયાગ આવે છે.

| | | | |
|---|---|---|---|
| નવચંડી | ૭૨ | કાઠગોદામ | ૭૬ |
| રાણીબાગ | ૭૪ | | |

ગંગાત્રીનો રસ્તો.

ઋષિકેશથી છેટું.

| ચટીનાં નામો. | માઈલ. | ચટીનાં નામો. | માઈલ. |
|---|---|---|---|
| †દેહરાદુન | ૫ | કાનાતાળ | ૪૩ |
| ‡મસુરી | ૧૧ | કોડીઆ | ૪૭ |
| રાજપુર | ૧૭ | ટીહરી | ૫૫ |
| લઘોરા | ૨૩ | ઉત્તરકાશી | ૧૦૩ |
| ધનોલટી | ૩૫ | ભટવારી | ૧૧૯ |
| કદુખાલ | ૪૦ | ગંગોત્રી | ૧૬૬ |

આમાં શ્રીનગર, પંચપ્રયાગ, ઉખીમઠ, ગવરીકુંડ, ગુપ્તકાશી, જ્યોષી મઠ, પાંડુકેશ્વર, પીપલકોટી, અગસ્તચટી, મેલચોરી વીગેરે સારાં સ્થાનો છે. બાકી સાધારણ છે. સારાં સ્થાનોમાં ચીજ વસ્તુ પણ સારી ને સસ્તી મળે છે.

વ્યાસઘાટ.

લક્ષ્મણ ઝુલાથી કેટલીક ચટીઓમાં રહેતાં રહેતાં વ્યાસઘાટ આવીએ છીએ. વ્યાસઘાટમાં તુવાર નદી અને ભાગીરથીનો સંગમ છે. અને ત્યાં યાત્રીઓ સ્નાન કરી વ્યાસજીનાં દર્શન કરે છે. અહીંની જુની ચટી ૧૮૯૪ ની રેલમાં તણાઇ ગઇ હતી. કહે છે કે વ્યાસે અઢાર પુરાણ અહીંઆ બનાવ્યાં હતાં અને વિદ્યાર્થીઓને ભણાવ્યા હતા. આ સ્થાન બહુજ રમણીય છે. વ્યાસઘાટથી દેવપ્રયાગ આવાય છે. દેવપ્રયાગમાં અલકનંદા અને ભાગીરથીનો સંગમ છે. દેવપ્રયાગ સારું ગામ છે અને બદ્રીનારાયણના પંડયાઓની અહીંઆ જગ્યાઓ છે. યાત્રીઓ પાસે આ પંડયાઓ ગોર તરીકેનાં અહીંઆ લખતો કરાવી લેછે. દેવપ્રયાગનું મહાત્મ્ય પુરાણોમાં જોવામા આવે છે. દેવપ્રયાગમાં

---

† દેહરાદુન હરદ્વાર ઉપરથી રેલવેમાં જવાય છે. હૃષિકેશથી પગરસ્તો છે.

‡ મસુરી સુધી ઘોડાપર જવાનો રસ્તો છે.

ભાગિરથી અને અલકનંદાના સંગમપર શ્રાદ્ધાદિક પણ કરાય છે. દેવપ્રયાગમાં પણ ગંગા ઉપર મંજબુત ઝુલતો પુલ છે. દેવપ્રયાગમાં એકાદ દિવસ રહી રામચંદ્રજી, બદ્રિનાથ, શંકર, કાળભૈરવ, હનુમાન, વંસિષ્ટકુંડ, બ્રહ્મકુંડ, વારાહશીલા, વૈતાળશીલા, પુષ્પમાળાતીર્થ, બિલ્વતીર્થ, સુર્યતીર્થ ઇત્યાદિમાં દર્શન સ્નાન કરી, કઇ તરફ આગળ જવું આ નક્કી કરવાનું રહે છે.

## ગંગોત્રી.

દેવપ્રયાગથી ગંગોત્રી જવાનો રસ્તો છે. હરદ્વારથી દેરાદુન રેલવેમાં જઇ મસુરી ઉપરથી ગંગોત્રી જવાય છે અને તે રસ્તો સારો પણ ગણાય છે, છતાં આ તીર્થ ન રહી જાય એટલા માટે લોકો દેવપ્રયાગથી ગંગોત્રી જાય છે. દેવપ્રયાગથી ટિહરી ૨૪ માઇલ છે. ગંગોત્રીનો રસ્તો વીકટ છે પણ એ રસ્તામાં બધી જગ્યાએ કાળી કામળવાળાની જગ્યાઓ છે અને તેથી લોકોને ઘણીજ સગવડ મળે છે. દેવપ્રયાગથી ગંગોત્રી જનારને ટેહરીના રાજ્યમાં થઇ જવું પડે છે. ગંગોત્રીને ગંગાનું મુળ કહે છે પણ તે મુળ નથી. ગંગોત્રીમાં ગંગા છે તે ઉપરાંત ગંગાનો પતો બરફનો ડુંગરોને લીધે મળી શકતો નથી તેથી તેને મુળ સમજવામાં આવે છે. ગંગોત્રીનું જળ બહુજ પવિત્ર ગણાય છે અને શંકરને આ જળ બહુજ પ્રીય છે. આથી ગંગોત્રીના જળની કાવડ ભરી પગથી ચાલી ઠેઠ રામેશ્વર આવી ભાવીક યાત્રીઓ ચડાવે છે. ગંગોત્રીનું જળ પવિત્રજ છે એટલું નહીં પણ તેમાં બીજી ઘણીક ખુબીઓ છે. એક તો આ જળ લાંબો વખત રહી શકે છે, બીજું તેમાં જીવજંતુ પડતા નથી અને ત્રીજું આ જળને જોખી ગમે તેટલી સોના મોહોર તપાવી આ જળમાં નાંખીએ તો જળ કમતી થતું નથી. ગંગોત્રીના જળની આ રીતે પરીક્ષા થાય છે. બીજું બધું જળ વજનમાં ઘટે છે અને આ નથી ઘટતું તેનું કારણ વિચારવા જેવું છે. હું ગંગોત્રી નથી ગયો છતાં મેં સાંભળ્યું છે કે ગંગોત્રી પાસ એક ગરમ પાણીનો ઝરો છે. તે ઝરો બહુજ ચમત્કારિક છે. આ ઝરામાં આપણે રોટલી વણીને નાંખીએ તો તે તેમાં પાકીને બહાર આવે છે અને ચોથો ભાગ જળમાં રહે છે એટલે કે ચાર રોટલી નાંખી હોય તો ત્રણ આપણને પાછી મળે છે. આ બાબતમાં શું સત્ય છે એ, તે તરફ જનારા ખુલાસો કરશે તો ઠીક

થઇ પડશે. ગંગોત્રીના રસ્તામા ઉત્તર કાશીમાં વિશ્વનાથ, કેદારનાથ, ભૈરવ, અન્નપૂર્ણાના મંદિરો છે ભટવારીમા શીવ મદિર છે. ગંગોત્રીમાં ગંગા, યમુના, નરનારાયણ, કુબેર, અન્નપૂર્ણા, ભૈરવ અને હનુમાન વીગેરે દર્શનીય સ્થાનો છે.

અમે દેવપ્રયાગથી શ્રીનગર ગયા. આ શ્રીનગર એજ શેહેર છે કે જે કેટલાક વખત પેહેના ગગા નદીથી તણાઇ ગયું હતું. શ્રીનગરની પેહેલા બીલેશ્વર નામનુ શકરનું રમણીય સ્થાન આવે છે. આ સ્થાનથી આગળ ગંગાનો પટ બહુજ મોટો છે જુના શ્રીનગરમાથી માત્ર એક પ્રાચીન મદિર શીવાય બધા મુકામો તણાઇ ગયા છે અને અત્યારે અહીંઆં જગલ જેવો દેખાવ થઇ રહ્યો છે કહે છે કે આ સ્થાનને સ્પર્શ કરી ગંગાજી ઉતરી ગયા હતા. અત્યારનું શ્રીનગર પણ બહુજ સારૂ ગામછે અને તે નવી ઢબે બાધેલુ છે શેહેરની વચમા ચોક પાડી સરકલ કરેલ છે. પેહેલી જગ્યા કરતા અત્યારનું શ્રીનગર ઉચાણની જગ્યામાં બાધ્યું છે. પહાડપરની બધી જગ્યાઓમા શ્રીનગર પેહેલો દરજ્જો ધરાવે એવુ ગામ કે શેહેર છે અહીંઆ વેપારીઓ પણ ઘણાક છે અને ઉપયોગના ખરની સર્વ ચીજો મોંઘી મળતાંએ અહીંઆ મળે છે શ્રીનગરમાં એક પાઠશાળા સ્થપાઇ છે અને તેમા અંગ્રેજી સસ્કૃત અને હીંદી ભાષાનું જ્ઞાન આપવામા આવે છે આ પાઠશાળાનો નિભાવ કરવા સારૂ યાત્રીઓ પાસથી કાંઇક ભરવા વિનતી કરવામા આવે છે અને અમારી પાસ આવી રીતે કાઇક ભરાવના સ્થાના વતનીઓમાથી પ્રતિષ્ઠિત ગૃહસ્થો, પાઠશાળા સંબધે અપાયલા અભીપ્રાયો સાથ, આવ્યા હતા. આ અભિપ્રાયો જોઇ અમે ઘણાજ સંતોષ પામ્યા હતા અને ખુશી સાથ યથાશક્તિ મદદ આપી હતી પહાડપર કેળવણીની શરૂઆતનો પ્રયત્ન અમે અહીંઆજ જોયો. શ્રીનગરમા ટપાલ ઓફીસ, તાર ઓફીસ, કચેરી વીગેરે છે, શ્રીનગર, ટેહરી, પૌડી અને બીજા ગામોની મધ્યરેખા જેવું હોઈ વળી અને નજીબાબાદ રેલવે સ્ટેશનથી અહીંઆ માલ લાવવાનું સુગમ હોવાથી મોટુ વેપારનું સ્થળ થઇ પડયુ છે અને બધી ચીજ બીજા ગામોથી અહીંઆ સસ્તી મળે છે

શ્રીનગરથી કેટલીક ચટીઆ મુકયા પછી રૂદ્રપ્રયાગ પોહોચાય છે. રૂદ્રપ્રયાગમા મદાકીની અને અલકનંદાનો સમાગમ થાય છે અને અહીંઆ સ્નાન દર્શન કરવામાં આવે છે. હરદ્વારથી બદ્રીનારાયણ જનાર

અહીંઆ સુધી સીધે રસ્તે આવે છે. અહીંઆથી કેદારનાથ થઇ બદ્રીનારાયણ જનારને બીજો રસ્તો લેવો પડે છે. રૂદ્રપ્રયાગથી અગસત અને ગુપ્તકાશી થઇ કેદારનાથ જવાય છે, ગુપ્ત કાશીમાં વિશ્વેશ્વરનું સ્થાન છે અને ગંગાકુંડ છે. કહે છે કે પેહેલા યુગમાં કાશી અહીં હતી અને કળીયુગમાં અત્યારે છે ત્યાં આવેલ છે. ગુપ્ત કાશીથી ગવરીકુંડ જવાય છે. ગવરીકુંડમાં પાર્વતીનું મંદિર છે અને બે કુંડો છે જેમાં એક કુંડનું પાણી ઠંડુ અને બીજાનું ગરમછે. ગરમ પાણીનો કુંડ ગંગા કીનારા ઉપર છે અને ગંગાનું પાણી જ્યારે બરફ જેવું છે ત્યારે આ પાણી શરમમાં ગરમ છે કે જેમાં પડી નાતું પણ જોખમકારક છે. અહીંયાથી પાંચ છ માઈલોપર ઉંચા અને અધરા ચડાવપર ત્રીજુગીનારાયણનું સ્થાન છે. દેવપ્રયાગથી કે દેરાદુનથી ગમે ત્યાથી ગંગોત્રી જનાર પહાડના રસ્તે અહીં આવી કેદારનાથને રસ્તે પડે છે. ગુપ્ત કાશીથી આગળ નાલાચટીમાં યાત્રીઓ પોતાનો વધારેનો સામાન મુકી જાય છે કારણ કે કેદારનાથથી બદ્રીનારાયણ જતાં.પાછું અહીં આવવું પડે છે અને અહીંથી રસ્તો ફરે છે. ત્રીજુગીનારાયણનું સ્થાન ઘણુંજ પ્રાચીન છે અને અહીંયા શંકર પાર્વતીનાં લગ્ન થયાં હતાં તે વખતની વેદી છે. આ વેદીનો અગ્ની જુગોજુગથી ચાલતો આવેલો એટલે કોઇપણ કાળમાં ન બુઝાયેલો અગની છે. અગ્નિને બળતો રાખવા માટે માણસો રાખવામાં આવ્યાં છે અને તે ખાતે તેને પગાર મળે છે. આ સ્થાન બહુજ પવિત્ર અને દર્શનીય છે અને ઘણા ખરા તેનાં દર્શન કર્યા વગર રહેતાજ નથી. આ સ્થાનમાં બે ત્રણ કુંડો છે અને તેમા સ્નાન કરવામાં આવે છે.

### કેદારનાથ.

ત્રીજુગીનારાયણ અને ગવરીકુંડ પોહોંચ્યા બાદ તુરતજ કેદારનાથ આવે છે. ગવરીકુંડથી તે કેદારનાથ સુધીમાં રસ્તામાં પડેલો બરફ, બરફથી સરપુરપુર ચાદી જેવા દેખાતા પર્વતો જોઇ મન ઇશ્વરી ગુણ ગાનમાં લાગે છે. અહીંઆ વનસ્પતિઓને લઇને સુરજનો તડકો બીલકુલ જણાતો નથી. સવાર ને સાજની મુસાફરી વખતે ઝાંડોની ઘટામાં જનાવરોનો એક સરખો ફીલબીલનો અવાજ કે જે અવાજ શાંત મને સાંભળનારને કેટલીક જગ્યાએ તુંહી તુહી, સોહમ સોહમ જેવો, કેટલીક હારમોનીયમના રાગને મળતો, કેટલીક જગ્યાએ ઝાલરના નાદને મળતો અને કેટલીક જગ્યાએ શંખના નાદને મળતો જણાય છે. હારમોનીયમ,

શીતાર, મૃદંગ અને બીજાં સર્વત્ર વાજીંત્રો સાથ જાણે ગંધર્વ લોકો ગાયન કેમ ન કરતા હોય તેવો ખરેખરો ભાસ થાય છે અને મન એકાગ્ર થવા માંડે છે. આની સાથ બીજી બાજુ ૨૫-૩૦ ફીટ નીચે ગંગાના જોસબંધ અવાજ સાથ બરફના ઓગળેલાં દુધ જેવાં પાણીનો પ્રવાહ ઝાડોની ઘટામાંથી જોવાય છે; ત્રીજી બાજુ ડુંગરોના ઉચ્ચા પ્રદેશમાંથી શીતળ સ્વચ્છ ઝરતા પીધો; જગેજગ કોઇ વખત ન જોએલી એવી ઝાડોની ઘટા, સુંદર વેલોથી વીંટાઇ ઠેકાણે ઠેકાણે બનેલા કુદરતી માંડવાઓ અને વચમાં ત્યાંના ડુમડાના નામથી ઓળખાતા પહાડી લોકો હાથમાં ઢોલક લઇ લાંબા ઘાઘરા પેહેરી "જય કેદારનાથ" કરી સુંદર રાગે ગાય ને નાચે આ દેખાવ, જય બદ્રીવીશાલ, જયકેદારનાથ, જયગરૂડ ભગવાન, જય શ્રીજુગીનારાયણ વીગેરે પ્રેમપુર્ણ હૃદયથી થતા યાત્રીઓના હર્ષધ્વની, ઓઓ સ્વાસથી દમી ગયાં છતાં પ્રભાતીઆં જુદી જુદી ભાષામાં લલ્કારે તે અવાજ અને તે બધામાં શ્રેષ્ઠ આખા પહાડપર પથરાઇ રહેલાં જુદાં જુદાં રંગના, કદના, દેખાવના સુગંધી ફુલોમાંથી આવતો મનપસંદ ખમરાટ વીગેરેથી ગમે તેવા વિકારી મનવાળો પણ અહીંઆ શાન્ત થઇ ઇશ્વરનો અલૌકિક મહિમા જોઇ પ્રેમ લક્ષણાભક્તિમાં નિમગ્ન થયા વગર નજ રહે. ગુપ્તકાશીથી કેદારનાથ સુધીના રસ્તામાં ઘડી ઘડી વાદળાં ચડી આવી વરસાદનાં ઝાપટાઓ પડયાજ કરે છે અને હવા બહુજ સરદ રહે છે. પહાડપર વરસાદનાં વાદળાં ચડી આવે છે એ જોઇ તરત તો માણસના મનમાં ભય ઉત્પન્ન થાય છે કે વરસાદ બહુજ ભારી પડશે. પણ પહાડપરનો વરસાદ પાંચ મિનીટથી વધુ ટકતો નથી આ ખુશી થવા જોગ છે. આખી મુસાફરીમાં અમને વરસાદને લીધે બે દીવસ પાંડુકેશ્વરમાં ખોટી રહેવું પડયું હતું. તે શીવાય બીજી હરકત પડી નહોતી. રામવાડાથટી કે જ્યાંથી કેદારનાથ ઘણાજ પાસે છે ત્યાં અનેક યાત્રીઓની શ્રદ્ધા ખુટી જાય છે. રામવાડાથી કેદારનાથ જતાં રસ્તા ઉપર જે વનસ્પતી પથરાએલ છે તેની એવી ખુબી છે કે એ વનસ્પતીની વાસથી મનુષ્ય મુર્છા પામે છે. યોગાભ્યાસ કરનાર જ્યારે સમાધી દશામાં પોહોંચવાની શરૂઆતમાં જે સ્થિતી જુવે છે અથવા લાંબી મેહેનત કરી થાકી રહ્યા બાદ ઉંઘની શરૂઆતમાં જે સ્થિતી થાય છે તેવી સ્થિતી આ પ્રદેશમાં અને બીજી તુંગનાથના પ્રદેશમાં થાય છે. આવી સ્થિતિ થતાંજ અહીંઆ કોઈ લાંબો વખત રહે તો તેનો યોગ સહજ સિધ્ધ થાય એમ છે. આ કેદારનાથ આવતા

માણસ પોતાનો અડધો શ્રમ પાર પડયો સમજે છે. કેદારનાથની ત્રણ બાજુની હાર બરફના ડુંગરાઓથી ઘેરાયલી છે. આ ડુંગરાઓ આકાશ સુધી ઉંચા છે. અને સાધારણ સુરજના તડકામાં એવા તો ચિતાકર્ષક દેખાય છે કે તેનું વર્ણન કરવું મુશ્કેલજ છે. આ કેદારનાથની ત્રણ બાજુના ડુંગરાઓ અલંઘનીય છે અને તે કૈલાસના નામથી ઓળખાય છે. આજ ડુંગરોમાં પાંડવો ગળી ગયા હતા અને ત્યાંના લોકો કહે છે કે કોઇ કોઇ વખત પહાડોપરના બરફમાં ગળી રહેલા પાંડવોના અને તેમાં એ મુખ્ય ભીમનાં દર્શન થાય છે. બરફ ઓગળતાં તેમાં બનતા કુદરતી આકારોને આ લોકો પાંડવ કલ્પતા હશે આમ હું તો માનું છું કારણ કે આવા કેટલાક આકારો બનેલા મારા જોવામાં પણ આવ્યા હતા અને તેમાં મુખ્યત્વે કેદારનાથની પાછળના પહાડ ઉપર સાંજની વખતે ત્રણ દેરાંઓના દેખાવે મને આશ્ચર્યવાન કર્યો હતો.

કેદારનાથ આ હીંદુઓના બાર જ્યોતિર્લિંગ માંહેના એક છે. મહાભારતના પ્રસિદ્ધ યુદ્ધમાં પાંડવોએ ગોત્રહનન કર્યું અને કૃપાચાર્ય દ્રોણાચાર્યને હણી બ્રહ્મહત્યા કરી. આ પાપની નિર્વૃત્તિને માટે અશ્વમેધ યજ્ઞ કર્યો પણ બ્રહ્મહત્યાથી તેઓ મુક્ત થયા નહીં. આ બ્રહ્મહત્યાની મુક્તિ કેદારનાથનાં દર્શન કરવાથી થશે આમ કહેવામાં આવતાં તેઓ કેદારનાથનાં દર્શન કરવા આવ્યા હતા. આવા પાપીઓને પોતાનું દર્શન ન દેવું એવા વીચારથી કેદારનાથે ભેંસનું રૂપ લઇ, ત્યાં ઉભેલી ભેંસોમાં સંમેલન કર્યું. પાંડવો ઈષ્ટદેવનાં દર્શન ન થવાથી ગભરાયા અને ઇષ્ટ દેવની શોધ કરવા લાગ્યા. આખરે કેદારનાથ આ ભેંસોના ટોળામાં ભરાઇ ગયા છે એમ જાણી અર્જુન આડો પગ રાખી ઉભા રહ્યા અને બીજા ભાઇઓને પગ નીચેથી ભેંસોને હંકારી લાવવા કહ્યું; એમ સમજીને કે દેવતા કદી પગ નીચે આવશેજ નહીં. આ વખતે શ્રી કેદારનાથ અંતર્ધાન થવા લાગ્યા. પાંડવોને મુખ ન દેખાડવું એવા હેતુથી મુખ નેપાળમાં મોકલ્યું અને નેપાળના "પાશુપતેશ્વર" આ કેદારનાથનું મુખ છે. અહીંઆ ધડ છે અને પગ કાસ્મીરમાં છે ને "અમરનાથ" ના નામથી ઓળખાય છે. અત્યારે કેદારનાથની મૂર્તિ બહુજ મોટી અને જમીનમાં ઉતરી જતી હોય તેવીજ જણાય છે. પગ કે મુખ કાંઇજ નથી. માત્ર ધડનો ભાગ છે. કેદારનાથની મૂર્તિનાં દર્શન બધા કરી શકે છે અને આલિંગન કરી ભેટે છે. દેવતા માટે યથાશક્તિ ભેટ પુજા કરી-

ગેરે લાવેલો સામાન મુકે છે કેદારનાથનું મંદિર પુરાતન છે અને તેની કારીગરી સાધારણ છે, છતાં એ સ્થાનનું મહાત્મ્ય ભારે છે. કેદારનાથ છ મહિના સુધી બરફમાં ઢંકાઇ રહે છે અને કારતક મહિનામાં જ્યારે પટબંધ થાય છે ત્યારે ત્યાં કોઇ મનુષ્ય રહી શકતું નથી. આ વખતે કેદારનાથની પુજા ઉખીમઠમાં થાય છે. કેદારનાથની ત્રણ બાજુ બરફના ડુંગરાઓ છે આમ આગળ જણાવી ગયો છું. કેદારનાથ ને બદ્રિનારાયણ વચ્ચે એક ડુંગર છે આ ડુંગર ઓળંગી જાય તો અઢી ગાઉનોજ રસ્તો છે, પણ તે બરફનો ડુંગર ઓળંગી શકાય એમજ નથી. આથી કેદારનાથથી બદ્રિનારાયણ જતાં નવ દિવસ લાગે છે અને તેપરથી "નવ દીન અઢાઇ કોસ" આવી કહેવત ચાલે છે. કેદારનાથ અને બદ્રિનારાયણમાં વચલા ડુંગરા ઉપર ધર્મરાજાનું સ્થાન છે. આ સ્થાનપર શ્રાવણ મહીનામાં જઇ શકાય છે કે જે વખતે બરફ ઓગળેલો હોય છે. કહે છે કે આ સ્થાનમા સોનેરી કમળ થાય છે અને આ કમળથી શંકરની પુજા કરવામા આવે છે. કેદારનાથથી થોડે દૂર વાસુકી તળાવ છે આ તળાવપર ગંધર્વો ગાયન કરે છે. આ તળાવે તરફ શ્રાવણ ભાદરવામાં બહુજ મુસીબતે જઇ શકાય છે. કેટલાંક સાધુ સંતોજ દુ:ખ વેઠી ત્યાં જાય છે. આવા કેટલાક માણસોને પુછવાથી જણાયું કે આ સ્થાનમાં ગાયનના અવાજો આવ્યા કરે છે અને તે ક્યાંથી આવે છે આ સમજાતું નથી. આ વાસુકી સરોવરના ઉપલા ભાગમાં વાસુકીગંગા છે કે જે નદીની રેતી સોનાનીજ છે. આ બધી બાબત સાંભળ્યા ઉપરથીજ લખું છું અને તે એટલા માટે કે આ બાબત સંબંધે ચર્ચા ચાલી સત્યાસત્ય બહાર આવે. કેદારનાથની આજુ બાજુ કેટલાક મહાત્માઓ પણ રહે છે પણ તેમનાં દર્શન જીવના જોખમે ભયંકર જગ્યાઓમાં ગયા વગર થાય એમજ નથી. કેદારનાથના સ્થાનમાં ૫૦ થી વધુ ઘરો નથી અને એને ઘરો અને ધર્મશાળા બેઉ ગણી શકાય. યાત્રાના વખતમાંજ આ સ્થાને ૧૦૭ થી ૨૦૦ માણસોની વસ્તી જણાય છે. કેદારનાથમા આગ વગર રહી શકતું નથી. દરેક ઘરમાં વચમાં સગડી હોય છે અને આ સગડી સળગાવી તેની ગરમીથીજ રાત્ર દિવસ રહી શકાય છે. યાત્રીઓ તો મોટા ભાગે એકજ દિવસ રહે છે. કેદારનાથનું સ્થાન દરીઆની સપાટીથી ૧૧૦૦૦ ફીટ ઉંચુ કહેવાય છે. કેદારનાથના ડુંગર ઉપર ઉપયોગી દવાઓ, જડીબુટીઓનો મોટો ભંડાર છે. આ સંબંધે પહાડપરની વેપારની ચીજો સંબધે લખતા હું

લખીશ. કેદારનાથની આસપાસ મોટાં ઝાડો નથી માત્ર જ્યાં બરફ નથી હોતો ત્યાં જમીન લીલોતરીથી ભરપુર અને તેની સાથે જુદા જુદા ફુલોથી ભરપુર દેખાય છે. ઇંદ્રના નંદનવન જેવો અહીંઆ ભાસ થાય છે.

## ઉખી મઠ.

કેદારનાથનાં દર્શન કરી યાત્રીઓ, પાછા નાળાચટી આવી, પોતાનો ત્યાં મુકેલો સામાન લઇ, ઉખી મઠ આવે છે. આ ઉખી મઠમાં કારતકથી વૈશાખ સુધીના ૭ મહિનામાં કેદારનાથની મુર્તિનું પુજન થાય છે. આ મઠ અત્યારે શ્રીમચ્છંકરાચાર્યની નાતના નીંબોરી બ્રાહ્મણને સ્વાધિન છે અને પહાડપરના બધાં દેવસ્થાનોની પુજા આજ બ્રાહ્મણો કરે છે. આ બ્રાહ્મણોના મુખ્યને રાવળ કહે છે અને તેઓના તરફથી કેદારનાથ, બદ્રીનાથ, ગુપ્તકાશી, ઉખીમઠ વીગેરેની પુજા, નૈવેદ્ય, દીવા વીગેરેનો બંદોબસ્ત થાય છે. આ લોકો આ માટે યાત્રીઓ પાસથી અમુક પૈસા લે છે અને બીજી જમીનની ઉપજ છે. આ ઉખી મઠમાં શ્રીમચ્છંકરાચાર્યની ગાદી છે. ઉખી મઠ સારી જગ્યા છે, ઓખાને પાર્વતીજીએ શાપ આપ્યો ત્યારે તેણે શાપની નિવૃતિ માટે અહીંઆ તપ કર્યો હતો તેપરથી આ જગ્યાને ઉખી મઠ કહે છે ઉખી મઠથી પાંચ ૭ માઇલપર કાલકાનું મંદિર છે. જવાનો રસ્તો થોડોક વિકટ છે. આ મંદિર ઘણુંજ પ્રાચીન ગણાય છે. આ માતાનાં દર્શન કરવા ઉત્સુક હોય તેણે નાળાચટીથીજ જવું જોઇએ અને ત્યાંથી ઉખીમઠ આવવું આજ સારૂં છે. કાલકાના મંદિરથી આગળ જવાતું નથી અને આગળ અઘોરી લોકો રહે છે જે મનુષ્યના માંસપર ગુજારો કરે છે આમ કહેવાય છે પણ આ વાત મારી નજરમાં તો ખરી જણાતી નથી. લોકો આગળ વધી દુઃખી ન થાય એટલા માટેજ આવી દેહસ્ત આપવામાં આવતી હોય એમ હું તો માનું છું.

## તુંગનાથનું સ્થાન.

ઉખી મઠથી આગળ ચાલતાં તુંગનાથનું સ્થાન આવે છે. આ તુંગનાથનું સ્થાન પહાડપર છે અને ત્યાંનો ચઢાવ બહુજ કઠણ છે. જંપાનમાં ઉપર ચડી શકાય પણ ઉતરતી વખતે તો પગથી ઉતરવું પડે છે અને તેથી ઘણાક લોકો નીચેથી પગે લાગી સંતોષ પકડે છે આ સ્થાનની હેઠે ચટી અને બે ધર્મશાળાઓ છે. આમાંની એક અહલ્યાબાઇ હોલકરીણુની છે અને તે ધર્મશાળાનું કામ અમે ગયા ત્યારે પુરૂં થતા

આવ્યું હતું તુંગનાથનું સ્થાન અને આજુબાજુનો પ્રદેશ કેદારનાથના પ્રદેશને મળતો છે. તુગનાથથી આગળ ચાલ્યા એટલે સ્વપ્નવન આવે છે.

## સ્વપ્નવન.

આ વનમાં બહુજ ભારે ઝાડી છે અને રાજાબાઇ ટાવર જેટલાં ઉચાં અનેક વૃક્ષો ગીચોગીચ આવી રહ્યાં છે. આ વનમાં સુરજનો તાપ તો શું પણ સુરજ સુધાં દેખાય એમ નથી. આ વનમાં ચાલતાં સ્વપ્ન આવે એવી સ્થિતી થાય છે, તેપરથી તેને સ્વપ્નવન કહેવામાં આવે છે. આખા પહાડના પ્રદેશમા અહીંના જેવો સુંદર પ્રદેશ બીજો નથીજ. આ પ્રદેશની શોભા વર્ણવી જાય એમ નથી; માત્ર તે નજરે જોયાથીજ તેની ખરી ખુબીનો ભાસ થાય છે આ વન સાત આઠ માઇલ સુધી છે. પહાડપરના વનમા સિંહ, વાઘ કે બીજાં ઝેરી ને ક્રુર જાનવરોની બીતી નથી આ ખુશી થવાજોગ છે આની સાથ પહાડના માણસો નીતિવાન છે નહીં તો આ સ્થાનમાં ધોળે દહાડે જે કરવા ધારે તે થઇ શકે એવું છે એટલે સુધી કે ૨૦ થી ૨૫ ફીટને અંતરે ચાલતા માણસને પણ જોઇ શકવું મુશકેલ છે.

## ગોપેશ્વરનું પ્રાચીન સ્થાન.

તુંગનાથથી ચાલી આ વન વટાવી આગળ વધ્યા એટલે ગોપેશ્વરનું એક પ્રાચીન સ્થાન આવે છે. આ ગોપેશ્વરને પણ કેદાર કહે છે. આ સ્થાનમા પરશુરામની ફરસી છે જે આકાશમાંથી પડી છે એમ કહેવામાં આવે છે. આ ફરસી ખરેખર જોવાલાયક છે આ ફરસી ઉપર વિચીત્ર અક્ષરો કોતરેલા છે અને તે અક્ષર કોઇથી પણ ઉકેલી શકાતા નથી. આ ફરસી એટલી બધી ભારે છે કે તે દશ માણસથી પણ ઉપડવી મુશકેલ ગણાય આ ફરસીપર સોનેરી કામ કરેલું છે તે પણ અદ્દભુત છે અને અત્યાર સુધી જળવાઇ રહ્યું છે આ આશ્ચર્યકારક છે. ગોપેશ્વરથી લાલસાગા અથવા ચમોલી આવે છે.

આ લાલસાગા આગળ મોટું ધામ હતું પણ તે ગંગાના પ્રવાહમા તણાઇ જવાથી અત્યારે માત્ર ચટીઓજ છે. ગંગાના સામા કિનારે ટપાલ ઓફીસ દવાખાનું અને મદદનીશ કલેક્ટરને રહેવાનો બંગલો છે. ચમોલીથી પાકો રસ્તો બાંધેલો છે કે જે રસ્તેથી ટીબેટ તરફ લશ્કર મોકલવાનો બંદોબસ્ત થયો હતો એમ મે સાંભળ્યું હતું આ લાલસાગાથી આગળ બદ્રીનારાયણ સુધીનો પ્રદેશ વનસ્પતી વગરનોજ છે. લાલસાગાથી થોડાક આગળ વધ્યા એટલે થોડા વખત ઉપર પર્વત તુટી

પડી સરોવર બની ગયુ હતું તે ભાગ નજરે પડે છે. આ તરફ જવું બહુ અઘરૂં નથી પણ યાત્રાળુઓ તો ભાગ્યેજ જાય છે. લાલસાંગાથી પીપલકોટી જવાય છે. પીપલકોટી શ્રીનગરથી ઉતરતું પણ રળીઆમણું ગામ છે. બદ્રીનારાયણ જનાર વધારાનો સામાન લાલસાગા મુકી જાય છે કારણ કે પહાડપરથી નીચે ઉતરવાનો રસ્તો લાલસાંગાથી બદલાય છે. પીપલકોટીથી કુમારચટી અને ત્યાંથી જોષીમઠ જવાય છે. જોષી મઠ એ સારૂં સ્થાન છે આ સ્થાનમાં બદ્રીનારાયણની કારતકથી વૈશાખ સુધી પુજા કરવામાં આવે છે જોષીમઠની પેહેલાં ગરૂડ ગંગા અને પાતાળ ગંગામાં લોકો સ્નાન કરે છે અને પાતાળ ગંગા ડુંગરપરથી લગભગ ૨૦૦ થી ૩૦૦ ફીટ નીચે સર્પાકારે વહે છે. તે જોતાં ચક્કર આવે એવું છે. જોષીમઠમા પોલીશનું થાણું, હોસપીટાલ વગેરે છે અને બજાર પણ સારી છે. અહીંઆ નૃસિંહજીની ચમત્કારી મુર્તિ છે અને તેનું એકાગ્ર દષ્ટિથી દર્શન કરતાં મુર્તિનું સ્વરૂપ બદલાય છે આવું જણાય છે.

## વિષ્ણુ પ્રયાગ.

જોશીમઠથી વિષ્ણુ પ્રયાગ આવે છે. વિષ્ણુપ્રયાગમાં વિષ્ણુ ગંગા અને અલકનંદાનો સંગમ થાય છે. હરદ્વારથી દેવપ્રયાગ સુધી ભાગિર્થી ગંગા આવેછે. દેવપ્રયાગમાં ભાગિર્થી અને અલકનંદાનો સંગમ થાય છે. ગંગોત્રી જનાર ભાગિર્થીના કિનારે જાયછે કેદારનાથ જનારને ભાગિર્થી છુટી જઇ અલકનંદાનો કિનારો લેવો પડે છે. ઉખીમઠ પાછા ફરતાં ચમોલી અથવા લાલસાંગા સુધી ગંગા મળતાંજ નથી. લાલસાંગામાં અલકનંદા ગંગા મળે છે. આ અલકનંદા અને મંદાકિનીનો સંગમ રૂદ્રપ્રયાગમાં થાય છે આમ આગળ કહેવાઇ ગયલુ છે. વિષ્ણુપ્રયાગમાં વિષ્ણુગંગા અને અલકનંદાનો સંગમ થાય છે અને ત્યાંથી બદ્રીનારાયણ સુધી અલકનંદાજ મળે છે. વિષ્ણુપ્રયાગથી આગળ વધતાં પાંડુકેશ્વરનું સ્થાન આવે છે. આ સ્થાનમાં પાંડવોના વખતના જુના લેખો છે, જે લેખો ઉકેલી શકાતા નથી. ગોપેશ્વર અને આ પાંડુકેશ્વરના અક્ષરો તામીલ લીપીને કેટલેક અંશે મળતા અને કેટલેક અંશે ચીનાઇ અક્ષરોને મળતા છે. પાંડુકેશ્વરથી હનુમાન ચટી થઇ બદ્રીનારાયણ અવાય છે.

## બદ્રીનારાયણના ડુંગરો.

બદ્રિનારાયણ જ્યારે બે માઇલ દુર રહે છે, ત્યારે લોકો વાહનમાંથી ઉતરી પગમાંથી જોડા કાઢી ચાલવા લાગે છે આ જોડાઓ જ્યારે તેઓ પાછા આવે, ત્યારે ત્યાંના ત્યાં પડેલા હોય છે. બદ્રિનારાયણના ડુંગરો બરફમય છે, પણ કેદાર જેવા તો નહીંજ. અલકનંદા ગંગાના કિનારાના સામમામા ડુંગરોને નરનારાયણના ડુંગરો કહે છે, અને એ ડુંગરો એકત્ર થતાં ગંગા સ્વર્ગમાં જશે, એમ કહેવાય છે બદ્રિનારાયણ વિષ્ણુનું ધામ છે. લક્ષ્મીજી અને નારાયણનાં અહીંઆ દર્શન થાય છે. બદ્રિનારાયણ દરેક યુગમાં જુદી જુદી જગ્યાએ બીરાજે છે. ઘોર કળી આવતાં બદ્રિનારાયણ જોષીમઠ પાસેના તપોવનમાં બીરાજશે આ તપોવનમાં કોઈ અણુદીઠ હાથથી દેરૂં બને છે અને તેનું કોઇનેજ દર્શન થાય છે. આ સંબંધે ડેપ્યુટી કલેકટર મી. ધર્માનંદ, કે જેઓ ત્યાંથીજ આવ્યા હતા. તેઓને મે પ્રશ્ન કરતાં તેઓએ કહ્યું કે દેરાં જેવું તો કાંઇ જણાતું નથી પણ ઉના પાણીના કુંડ નીકળ્યા છે. બદ્રિનારાયણ તપોવનમાં જતા, આ નરનારાયણ પર્વત એકત્ર થઇ જશે એમ કહેવાય છે. બદ્રિનારાયણમાં લક્ષ્મીનારાયણની મૂર્તિ ઉપરાંત તપ્ત પાણીના કુંડ છે. આ કુંડ ગંગાને કાંઠે છે, તેમજ ગંગાની અંદર પણ છે, અને તે ગરમ પાણીના છે. ગંગાની અંદરના કુંડને નારદકુંડ કહે છે બદ્રિનારાયણ કે જે સમુદ્રની સપાટીથી ૧૦૫૦૦ ફીટ ઉંચા છે, ત્યાંની ઠંડી હવામાં રહેનારને આ તપ્ત કુંડમા નાહવું આનંદકારક જણાય છે, પણ, મેં તો બદ્રિનારાયણમાં લોકો વધારે બીમાર પડે છે, તેનું કારણ આ તપ્ત કુંડજ માન્યા છે.

### બદ્રીનારાયણની મુર્ત્તિ

બદ્રીનારાયણની મુર્તિ પારસમણીની કહેવાય છે. કોઇ એક સોની યાત્રાળુએ, આ પારસમણી લોખંડને અડકાવવાથી લોખંડનું સોનું થશે આમ સમજી નારાયણની આંગળી કાપી લીધેલી. નારાયણે સ્વપ્ન આપી સોનીને પકડાવ્યો, અને આંગળી લઈ લીધી અને પાછી બેસાડી છે. સારબાદ યાત્રાળુઓને અંદર જઇ દર્શન કરવા દેવામાં આવતા નથી, પણ છેટેથી દર્શન કરાવાય છે નારાયણનાં દર્શન વસ્ત્રાભુષણ-સાથ થાય છે અને તેથી એ મુર્તિ સોની હશે આ જાણી કે જોઇ શકાતું નથી. બદ્રિનારાયણની પુજા પણ નીંબોરી બ્રાહ્મણજ કરે છે અને તે ત્યાં ડીમરી

તરીકે ઓળખાય છે. બદ્રીનારાયણની મુર્તિ પારસમણીની હો કે ન હો, પણ મુર્તિ ખરેજ ચિતાકર્ષક છે. મુર્તિનું તેજ અદ્ભુતપૂર્વ છે મુર્તિ જે ભાવથી દર્શન કરીએ, તે ભાવ ધારણ કરતી જણાય છે. પોતાના ઇષ્ટ દેવની કલ્પના આ મુર્તિમાં કરીએ તો તેવું સ્વરૂપ જણાય છે. આ મારૂ લખવું અતિશયોકિતવાળું નથી, પણ સત્ય છે. વિકાર રહીત મન કરી એકાગ્ર દૃષ્ટિથી દર્શન કરનાર મારા લેખની સત્યતા કબુલ કર્યા વગર નહીંજ રહે બદ્રીનારાયણનું સ્થાન એટલું તો પવિત્ર જણાય છે, કે "જે જાય બદ્રી તે ન આવે ઉદરી અને આવે ઉદરી તો ન રહે દરીદ્રી" આમ કહેવાય છે. બદ્રિનારાયણનું સ્થાન એક નાના ગામડાં જેવું છે પણ ત્યાં પાકા મુકામો ઘણાંજ છે. બદ્રીનારાયણમાં કેદારનાથ કરતાં ઠંડી કમતી પડે છે અને આથી યાત્રીઓ ત્રણ રાત્ર અહીંઆ કાઢે છે. બદ્રીનારાયણમાં સ્નાન, શ્રાદ્ધ, દાન, દર્શન વગેરે ધર્મ કર્તવ્ય કરવામાં આવે છે. બદ્રીનારાયણમાં જાતી ભેદ જેવું કશું નથી અને બદ્રીનારાયણનો પ્રસાદ જગન્નનાથના પ્રસાદની તુલ્ય સર્વ ખુશીથી ખાય છે.

### નાત જાતના વાંધા વગર સાથે ખાઇ શકાતો પ્રસાદ.

બદ્રીનારાયણ પોહોંચતાંજ, દેવપ્રયાગમાં લખત કરાવી લીધેલા ગોર યાત્રાળુઓને ચોખા, દાળ અને શાકભાજી લાવી આપે છે. યાત્રીઓ શ્રધ્ધાપૂર્વક તે ખાય છે આ ભાતમાં મીઠોભાત, કેશરીભાત, વીગેરે પણ હોય છે. યાત્રીઓની સ્થિતી જોઇ ગોર લોકો માલપુડા વીગેરે બીજી ચીજો પણ લાવે છે. બદ્રીનારાયણને તો માત્ર ચોખા દાળનુંજ નૈવેદ્ય ધરાવાય છે. ચોખાને મીઠા કેશરી વગેરે બનાવે છે. બદ્રીનારાયણનો થાળ લક્ષ્મીજીના મંદિરથી જાય છે. લક્ષ્મીજીનાં નૈવેદ્યમાં મગજના લાડુ વીગેરે હોય છે. દેવપ્રયાગી ગોર આ પ્રસાદ ડીમરી લોકો પાસથી વેચાતો લઇ, યાત્રીઓને આપે છે. આ પ્રસાદ નાતજાત પુછયા વગર સર્વ કપડાં સાથ જેટલા સાથે હોય, તેમને વેહેંચી ખવાય છે. આખાં હિંદુસ્તાનમાં ઠાકોરજીના પ્રસાદ તરીકે વગર જાતી ભેદે અત્ર બદ્રીનારાયણમાં અને શ્રીજગદશમા પ્રસાદ ખવાય છે. શ્રીબદ્રીનારાયણનું સ્થાન સત્યયુગી છે અને ત્યાંની હવા પણ તેવીજ છે. લોકોની બુદ્ધિ સમવીસમી નથી હોતી તેનું અત્ર પ્રમાણ મળે છે. શ્રીજગદિશની મુર્તિ બુધાવતારની છે. બુધાવતારમાં બધું જગત એક પ્યાલે થશે, તેનું દર્શન જગદિશમાં થાય છે આવી હું તો કલ્પના કરું છું. બદ્રીનારાયણ જેવુ-

પવિત્ર સ્થાન, ત્યાંના ગોરોનો ઉપદ્રવ નહોય તો, બીજી કોઇપણ જગ્યાએ મળવું મુશ્કેલજ છે.

શ્રદ્ધાળુ હિંદુઓમાં હું અશ્રદ્ધા ઉત્પન્ન કરવા નથી માગતો તોપણ હું યાત્રા કરવા આંધળી શ્રદ્ધાથી ગયો નહોતો. મારા મનમાં શંકા ઉપજે, તો તેને છુપાવી શકું, તેવું પણ નહોતું બદ્રીનારાયણના તપ્તકુંડો અને ગવરીકુંડના ગરમ પાણી બીજી જગ્યાએ ગંધકની ખાણોને લઇને હોય છે, તેવી રીતે તો અહીંયાં નથી આ સંબંધે મેં તપાસ કર્યો હતો. મેં બીજી જગ્યાના ગરમ પાણીના કુંડો જોયા છે અને તેનાં ગંધકની વાસ, પાણીનો સ્વાદ અને રંગ વીગેરે તપાસ્યા છે. આ ગરમ પાણીના કુંડો અને આ પહાડપરના કુંડો એકસરખા નથી, પણ તદન જુદાજ છે. આ કુંડો કાંતો કુદરતી હોવા જોઇએ અથવા તો હું અનુમાન કરું છું તે રીતે બરફનું પાણી હવા ન આવે એવી રીતે જમીનમાંથી લાવતાં ગરમ થાય છે, તેમ અહીંઆં છે. ગવરીકુંડ અને તપ્તકુંડમાં ગરમ પાણી આવે છે તે ખુલ્લી રીતે નથી આવતું પણ જમીનમાંની બંધીઆર જગ્યામાંથી આવે છે. નારદકુંડનું ગરમ પાણી ખુલ્લી જગ્યામાં છે પણ તે કુંડની જગ્યા પહાડની ખોજુમાં હોવાથી ત્યાં વિશેષ હવા આવવા સંભવ ન હોવાથી તે ગરમ રહે છે. બીજું બદ્રીનારાયણની મુર્તિ પારસમણીની હોય અને લોખંડનું સોનું થતું હોય તો ખુદ બદ્રીનારાયણના નૈવેદને સારૂ યાત્રીઓ પાસથી પૈસા શું કરવા લેવામાં આવતા હશે ? હરદ્વારથી બદ્રીનારાયણ સુધીનો પ્રદેશ કેવળ હિંદુ પ્રદેશ રહેલો હોય એમ પણ નથી, કારણ કે પહાડપર ઇસાઇઓનાં પગલાં થયલાં હોય એવી અનેક નિશાનીઓ જોવાય છે. કાં તો અસલની પારસમણીની મુર્તિ ઉપડી ગઇ હોય, અગર પારસમણી નેવાજ પથરની આ મુર્તી હોય, અને લોકો ખરી તપાસ ન કરી શકે, એટલા માટેજ લોકોને અંદર જવા નહીં દેતા હોય આવું હું તો અનુમાન કરું છું. મુર્તિ પારસમણીની છે કે નહીં એ તકરાર બાજુએ મુકીએ તો બદ્રીનારાયણની મુર્તી અલૌકિક છે, આ તો નિર્વિવાદ છે.

**પ્રસાદ માટે રોજ પકાવવામાં આવતો ખરચી ખાંડી ભાત.**

બદ્રીનારાયણની યાત્રા કરવા આવનાર પાસથી અટકાના નામે પૈસા લેવામાં આવે છે. અહીંઆ અટકાની ચીઠી મંદિરના વ્યવસ્થાપકો મારફત થાય છે અને એક રૂપિઆ સુધીના અટકાના પૈસાનું નૈવેદ

શ્રીબદ્રીનારાયણને ધરાય છે. જેણે જેટલા પૈસા અટકાના આપ્યા હોય, તેને તેના પ્રમાણમાં પ્રસાદ મળે એવી ચીઠી કરી આપે છે અને ચીઠી પ્રમાણે પ્રસાદ મળે છે. આ પ્રસાદ સુકવીને કેટલાક સાથે લાવે છે અને લોકોમાં વેહેંચે છે, કેટલાક ત્યાંજ ખાય છે અને વધે છે તો જે મળે તેને વેહેંચી આપે છે. પ્રસાદનો મહીમા ભારે છે. પ્રસાદ થાય છે, તે રસોડાની જગ્યા અને વાસણ જોઇ અમારી ખાત્રી થઇ કે રોજ અડધી ખાંડી ભાત કયમાં કય રંધાતો હશે. બદ્રીનારાયણનો અટકો કરવો એ યાત્રાળુઓની મરજીપર છે અને તે સંબંધે કશું દબાણ થતું નથી. બદ્રીનારાયણના અટકા ઉપરાંત જેને લક્ષ્મીજીનો અટકો કરવો હોય, તે જુદો કરી શકે છે.

બદ્રીનારાયણમાં બ્રહ્મકપાળી કરીને એક જગ્યા છે. આ જગ્યાએ શ્રાધ્ધ કરનારના પીતૃઓ વૈકુંઠમાં જાય છે બ્રહ્મકપાળીમાં શ્રાધ્ધ કરનારને ફરી શ્રાદ્ધ નજ કરવું આમ તીર્થ મહાત્મ્યમાં લખેલું છે. ગયા શ્રાધ્ધને માટે ગયા મહાત્મ્યમાં પણ તેમજ લખ્યું છે લોકો શ્રધ્ધાથી આટલું દુ ખ ભોગવી અત્રે આવી શ્રાદ્ધ કરે છે અને પિતૃ મોક્ષ પામે છે આવી માન્યતાને અંગે ફરી શ્રાદ્ધ ન કરે, તો તેમાં વાંધા જેવું થોડુંજ છે. બદ્રીનારાયણ જેવું સ્થાન, ગંગા નદી અને બ્રહ્મકપાળીની જગ્યામાં શ્રાદ્ધ કરનારનારના પિતૃ મોક્ષ પામે, આ નક્કીજ છે.

## વસુધારા તીર્થનો ચમત્કાર.

બદ્રીનારાયણથી સાત આઠ માઇલ ઉપર વસુધારા નામનું તીર્થ છે. આ તીર્થમાં પહાડ ઉપરથી ધારા પડે છે આ ધારા પાપી માણસો ઉપર નથી પડતી, આ નક્કીજ છે. જોઇએ તો વરસો સુધી આ ધારા નીચે માણસ ઉભો રહે પણ ધારા તેનાપર ન પડતાં આડેજ પડે છે, અને પુણ્યાત્મા ઉપર તુરતજ પડે છે આ એક અદ્‌ભુત ચમત્કારની બાબત છે. વસુધારાથી સત્યપથ અને સ્વર્ગારોહણની જગ્યા છે. વસુધારા પણ કેટલાક જતા નથી. અને જાય છે, તે આગળ વધતા અશક્તજ થઇ પડે છે. સત્યપથ જવું બહુજ દુર્લભ છે સત્યપથ જવા ઇચ્છનારાએ કેટલાંક વર્ષો અહીંઆ કાઢી અહીંની હવાને અનુકુળ પ્રકૃતિ કરવી પડે છે અનુકુળ પ્રકૃતિ થયા બાદજ ત્યાં જવાય છે અને ત્યા જવું લોખંડના ચણા ચાવવા જેવું છે જેનું અખંડીત બ્રહ્મચર્ય હોય, અથવા જે શુદ્ધ સાત્વીક વૃત્તિનો હોય તેજ અહીંયા જઇ શકે છે.

## સ્વર્ગે જવાની નિસરણી

આનાથી આગળ સ્વર્ગારોહણ છે, સ્વર્ગમાં જવાની સ્વર્ગ નીસરણી અહીંયાજ છે, કહે છે કે આ નિસરણીનાં સાત પગથીયા છે. વસુધારાથી આ સત્યપથ અને સ્વર્ગારોહણનાં સ્થાનો નજરે જોઇ શકાય છે. બદ્રીનારાયણમાં એક સાધુને અમે જોયો, જે કહેતો હતો કે, તે સ્વર્ગારોહણની બે પગથી ઉપર ચડયો હતો, પણ બીજી પગથીએ ચડતાંજ કોઇએ ઉપાડી તેને ગંગામાં ફેંકી દીધો અને ગંગામાંથી કોઇએ બહાર કાઢી અહીંયા મુકયો. આ સાધુના બેઉ પગ ઘુંટણથી નીચે વીજળી પડવાથી બળી જનાર શરીરને મળતા રંગ અને સ્થિતીના થયેલા છે આ સાધુના કથનમા શુ સત્ય છે તે હું કહી શકતો નથી પણ બદ્રીનારાયણથી આગળ સ્વર્ગારોહણનું સ્થાન છે, આ ખરી વાત છે, આટલુંજ જણાવી હું સંતોષ પકડીશ.

બદ્રીનારાયણથી વસુધારા જતા રસ્તામા માના કરીને એક ગામ છે આ ગામપરથી નજર કરતા આગળ બધો સપાટ પ્રદેશ નજરે પડે છે, બદ્રીનારાયણથી આગળ રસ્તો છે અને એ રસ્તે થઇ હુણદેશ અને ટીબેટમાં જઇ શકાય એમ છે આ પ્રદેશમા પ્રસિધ્ધ માનસરોવર છે આ માનસરોવરના પ્રદેશમાં શ્રાવણ ભાદરવામા લોકો જાય છે અને આઠેક દિવસમા બદ્રીનારાયણથી પોહોંચાય છે

### પહાડપરનાં તીર્થો, ઉત્પતિ અને મહાત્મ્ય.

દેવપ્રયાગ નામ દેવશર્માનામના બ્રાહ્મણે સત્યયુગમા ઉગ્ર તપ કરી વિષ્ણુને પ્રસન્ન કરી અત્રે વાસ કરવા વિનતિ કરવાથી, તેના નામ ઉપરથી પડયુ છે અહીં આ ત્રેતાયુગમા રામચંદ્રજીએ પ્રત્યક્ષ દર્શન દેવ શર્માને આપ્યુ હતું બ્રહ્મકુંડ એ બ્રહ્માના તપની જગ્યા છે અહીં આ બ્રહ્માએ તપ કરી સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ સંપાદન કરી હતી. વશિષ્ઠ કુંડ આ વસિષ્ટનુ આશ્રમ છે શીવતીર્થ રામચંદ્રજીએ સ્થાપેલ શીવલીંગથી થયેલુ છે વૈતાળશીલા અને વૈતાળકુંડ પર શ્રાધ્ધ અને સ્નાન કરવાથી પિતૃ મોક્ષ પામે છે. મેધાતિથિ નામના બ્રાહ્મણે ઉગ્ર તપ કરી સૂર્ય નારાયણને પ્રસન્ન કરેલા તે સૂર્યતીર્થ છે વારાહતીર્થ પર સર્વબંધુ બ્રાહ્મણે તપકરી ભગવાનને પ્રસન્ન કર્યા હતા પુષ્પમાલા તીર્થ પુષ્પમાળાના મોક્ષનુ સ્થળ છે વિશ્વામિત્રના તપનો ભંગ કરવા જતાં શાપ પામી, પુષ્પમાળા નામની અપ્સરા મગરરૂપ થઇ

અહીં દેવપ્રયાગમાં ગંગામાં રહેતી હતી, તેનો રામના હાથથી મોક્ષ થયો હતો. તુંડીશ્વર મહાદેવ પાસ તુંડી ભીલે તપ કરી શંકરને પ્રસન્ન કર્યા હતા. આ બધાં સ્થાનો દેવપ્રયાગ અને તેની આસપાસ છે. અહીં આ સર્વત્ર સ્નાન, દાન, શ્રાધ્ધ દર્શનનું ઉત્તમ મહાત્મ્ય છે. દેવ પ્રયાગના રામચંદ્રના મંદિરની સ્થાપના શ્રીમચ્છંકરાચાર્યે કરી કહેવાય છે. ગોવીંદ કોટી ચટીમાં ગોવીંદજીનું મંદિર છે. ભીલેશ્વર એજ સ્થળ છે કે જ્યાં આગળ અર્જુન અને ભીલરૂપ શીવનું યુધ્ધ થયું હતું અને શીવે પ્રસન્ન થઇ અર્જુનને પાશુપતાસ્ત્ર આપ્યું હતું. આને શીવપ્રયાગ પણ કહે છે, કારણ કે અહીંઆ ગંગા અને ખાંડવ નદીનો સંગમ થયો છે. ઢુંઢીએ તપ કરેલી જગ્યાને ઢુંઢ પ્રયાગ કહે છે અને ઢુંઢા નદી ગંગામાં ત્યાં આગળ મળે છે. આ ભીલેશ્વરને કિલકિલેશ્વર પણ કહે છે કારણ કે અહીંઆ ઇંદ્રિ, રાક્ષસોના ભયથી છુપાઇ રહ્યો હતો. ઇંદ્રિ છુપાઇ રહ્યો હતો તે ઇંદ્રિકિલ પર્વત કહેવાય છે. શ્રીનગર આ શ્રીક્ષેત્ર કહેવાય છે, અહીંઆ કમળેશ્વર, ભીલેશ્વરથી જતા રસ્તામા, મળે છે આ કમળેશ્વર પાસ પેહેના અનેક મંદિરો હતાં પણ ૧૮૯૪ ની રેલમાં તણાઇ ગયાં છે શ્રીનગરમાં કિલકિલેશ્વર, નાગેશ્વર, અષ્ટાવક્ર અને રાજરાજેશ્વરી દેવીનાં બીજાં મંદિરો છે. શ્રીક્ષેત્રની ઉત્પતિ, સત્ય- યુગમાં સત્યકેતુ અને કોલાસુર વચ્ચે થયલા યુધ્ધ સાથ સંબંધ રાખે છે. સત્યકેતુ પેહેલાં હારી ગએલો પણ ભગવતી રાજરાજેશ્વરીને પ્રસન્ન કરી વરદાન પામી કોલ્હાસુરને જીતેલો. આથી આ શ્રીક્ષેત્ર કહેવાય છે. સપ્ત ચંડીમાં સુરથ અને કોલ્હાસુરનું યુધ્ધ વર્ણવેલું છે. આ સુરથ અને સત્યકેતુ એક હોવા જોઇએ. કોલ્હાસુરનું ધડ અને શરીર છુટા પડી જે જગ્યાએ પડયાં તેની વચમાની જગ્યાને શ્રી ક્ષેત્ર કહે છે પુરાણોમાં આ શ્રી ક્ષેત્રમાં ભૈરવી, કંશમર્દિની, ગૌરી, મહીષમર્દિની વીગેરે પીઠો છે આમ કહેલું છે. આ શિવાય બીજાં અનેક દેવસ્થાનો વર્ણવેલા છે છતાં તેમાની નામ નિશાની અત્યારે જોવામા આવતી નથી. કમળેશ્વર પાસ બ્રહ્મદેવ નામના બ્રાહ્મણે તપ કરેલો કહેવાય છે. રૂદ્રપ્રયાગમાં કેદારનાથ જવાના રસ્તાપર રૂદ્રનાથનું મોટું મંદિર છે. નારદેશ્વર, કામેશ્વર વીગેરે બીજાં મંદિરો છે. નારદેશ્વર એજ સ્થળ છે કે જ્યાં સુધી નારદે તપ કરી શંકરને પ્રસન્ન કરી સંગિતશાસ્ત્ર જાણ્યું હતું. રૂદ્રપ્રયાગમાં અલકનંદા ને મંદાકિનીનો સંગમ છે. અગસ્તચટીમાં અગસ્ત- રૂષિ, તેના શિષ્યો, નવ ગ્રહો, ગણેશ, શંકર, પંચશાળા કે જેમાં બાર

વર્ષે યજ્ઞ કરવામાં આવે છે વીગેરે દર્શનીય સ્થાનો છે. **ચંદ્રપુરીમાં** ચંદ્રેશ્વર મહાદેવનાં દર્શન થાય છે. **ભીરીચટીમાં** ભીમની મૂર્તિ ને સત્યનારાયણનાં દર્શન થાય છે. **કુંડચટીથી** આગળ ચાલતાં એક પગકેડી જણાય છે. આ પગકેડીએ ત્રણ માઈલ જતાં ઉખાના બાપ બાણાસુર દૈત્યનું **શોણિતપુર** ગામ છે આમ કહેવાય છે. આ ઉખા અને અનિરુધ્ધનાં લગ્ન વીગેરે બાબત ઓખાહરણમાં પ્રસિધ્ધ છે. આ **શોણીતપુરમાં** કેદારનાથના પંડયાઓ રહે છે. અહીંઆ બાણાસુરના ગઢની નીશાની, બાણાસુર, અનિરૂદ્ધ, પંચમુખી મહાદેવ વીગેરે જોવામાં આવે છે. **ગુપ્તકાશીમાં** વિશ્વનાથ, અન્નપૂર્ણા, ગણેશજી, મણીકર્ણીકાકુંડ, ગૌરીશંકર, પાંડવો, વીગેરે દર્શનિય સ્થળો છે. **નાલાગામમાં** લલિતાદેવીનું મંદિર છે. **નારાયણકોટીમાં** અનેક દેવ મંદિરો છે. કેટલાંક ઉજડ જેવાં છે અને કેટલાંક સારાં છે. અહીંઆ ભસ્માસુરે તપ કરી વર મેળવેલો કહેવાય છે. ભસ્માસુરે એવો વર મેળવ્યો હતો કે તે જેના માથે હાથ મુકે તે બળી ભસ્મ થઇ જાય. ભસ્માસુરને માથેજ તેનો હાથ મુકાવી તેના હાથેજ તેને બાળી મુકયો અને આ કામ વિષ્ણુએ કર્યું હતું. **ધામાકોટી** પાસ **મહિષાસુરમર્દીની** દેવીનું મંદિર છે. આ મંદિર પાસ એક હિંચકો છે. **ફાટાચટીમાં** ઇશાનેશ્વર શીવનાં દર્શન કરવાનાં છે. **રામપુરચટી** મુકયા બાદ થોડે છેટે બીજે રસ્તે ત્રિજુગી નારાયણ અને શાકંભરી જવાયછે. શાકંભરી અને બીજી દેવીઓની મૂર્તિ એક સ્થળે જોવામાં આવે છે. આ શાકંભરીના સ્થાનનો ઉલ્લેખ મહાભારત અને પુરાણોમાં જોવામાં આવે છે. **ત્રિજુગીનારાયણમાં** બ્રહ્મ, રૂદ્ર-વિષ્ણુ-કુંડો છે. સરસ્વતિ, લક્ષ્મીજી, અન્નપૂર્ણા, સરસ્વતિ આદિ મૂર્તિઓ છે. આ મંદિરમાં શંકર પાર્વતિનાં લગ્નની વેદી છે જેમાં સદૈવ અગ્નિ પ્રદિપ્ત રહે છે. ગંગોત્રીથી પગ રસ્તે આવનાર અહીંઆ આવી કેદારનાથ જાય છે. ત્રિજુગીનારાયણથી ઉતરતાં સોનપ્રયાગ આવે છે ને અહીંઆ મંદાકિની અને વાસુકીનો સંગમ થાય છે. સોનપ્રયાગથી આગળ ચાલતાં માથા વગરના ગણેશનાં દર્શન થાય છે. શંકરે ગણપતીનું માથું શા સારૂ કાપ્યું આ કથા ઓખાહરણમાં છે **ગૌરીકુંડમાં** ગરમ પાણીના કુંડો છે. અહીંઆ ગૌરીકુંડ, ઉમામહેશ્વર, મહાદેવ, રાધાકૃષ્ણ, જવાલાદેવી, ગરૂડજી, અમૃતકુંડ, વીગેરે દર્શનીય સ્થાનો છે. ગૌરીકુંડથી આગળ ચાલતાં **ચીરવાસા** ભૈરવ મળે છે. અહીંઆ યાત્રીઓ લુગડાના કટકાઓ ચડાવે છે. **ભીમગોડામાં** ભીમની મુર્તી છે.

રામવાડાથી આગળ ચાલતાં મંદાકીનિની ડાબી બાજુએ કુબેરપર્વત છે. આ કુબેરપર્વત પર કુબેર ભંડાર નામની ગુફા છે. આ ગુફામાં પથ્થર પર અક્ષરો કોતરેલ છે જે ઉકેલી શકાતા નથી. આગળ પથ્થરનો હાથી જોવામાં આવે છે. આ સ્થાનને ઇંદ્ર પર્વત અને હાથીને ઐરાવત કહે છે. આ હાથી અર્જુન લાવેલ કહેવાય છે. આ સ્થળોમાં શ્રાવણ ભાદ્રવામાંજ જવાય છે. બાકી ચાલતાં નજરે પડે છે. અહીંઆ સહસ્ત્રદળ કમળ થાય છે.

## કેદારનાથ.

અહીંઆ સરસ્વતિ, મંદાકિની, દુધગંગા, મહોદધિ અને સ્વર્ગદ્વારી નદીઓનો સંગમ થાય છે, અહીંઆ સ્નાન કરવામાં આવે છે. અહીંઆ સંગમેશ્વર મહાદેવનાં દર્શન થાય છે. કેદારનાથનું સ્થળ કે જ્યાં યાત્રીઓ દર્શન માટે જાય છે તે સમુદ્રના જળથી ૧૧૦૦૦ ફીટ ઉંચુ છે. આ કેદારનાથ પાસ જે બરફમય પહાડો જણાય છે તે ૨૨૮૫૦ ફીટ ઉંચા છે. કેદારનાથની જગ્યાને કેદારપુરી કહે છે. આ પુરીમાં કેદારનાથનું પ્રાચીન મંદિર છે. અહીંઆ પાંડવો, દ્રૌપદી, પાર્વતી, ગણેશ, લક્ષ્મી, વીગેરે મુર્તીઓ છે. અમૃતકુંડ, રેતસકુંડ, હંશકુંડ વીગેરે કુંડો છે- રેતસકુંડમાંથી ઘુંટણ માંડીને જમણા અને ડાબા હાથે તથા ખોબે આચમન કરવામાં આવે છે. પંચ કેદારમાં આ કેદારનાથ, મધ્યમેશ્વર, તુંગનાથ, રૂદ્રનાથ અને કલ્પેશ્વર આ ગણાય છે. આ કેદારનાથનું મહાત્મ્ય સ્મૃતિ, પુરાણ અને ઇતિહાસમાં સર્વત્ર જોવામાં આવે છે.

ઉખીમઠના મંદિરમાં ઓંકારનાથ મહાદેવ, માંધાતા રાજા, બદ્રીનાથ, કેદારનાથ, તુંગનાથ, પાર્વતિ વીગેરેનાં દર્શન થાયછે. બહારની બાજુ ઓખા અનિરૂદ્ધની મુર્તિ છે. રાવળના મંદિરમાં કેદારનાથની ગાદી છે. અહીંઆ શંકરાચાર્યની મૂર્તિ છે. આ સ્થળે માધતા અને નળરાજાએ તપ કર્યો હતો. મધ્યમેશ્વર ઉખીમઠથી પંદર માઇલ પર છે. રસ્તામાં કાળીમઠ, કાળશિલા, ને રાકીદેવીનું મંદિર આવેછે. મધ્યમેશ્વર આડ રસ્તે જવાયછે. રસ્તામાં ખાવાનું મળતું નથી. ઉખીમઠથીજ લઇ જવું પડે છે. મધ્યમેશ્વરથી પાછું ઉખીમઠ આવી બદ્રીનારાયણને રસ્તે પડાય છે. તુંગનાથ મહાદેવનું મંદિર, ચંદ્રશેખરનું મંદિર, શંકરાચાર્યની મૂર્તિ અને બીજાં નાનાં મોટાં દેવસ્થાનો તુંગનાથના પહાડપર છે. અહીંઆ આકાશગંગા પર તર્પણ કરવાનું મોટું મહાત્મ્ય છે. મંડળગામ આગળ બાલાસોતી

નદીમા એક નદી મળી ગઇ છે આ સંગમને વ્યોમ પ્રયાગ કહે છે. અહીંઆ સગર રાજાએ અશ્વમેધ કર્યો હતો આમ કહેવામા આવે છે મંડળગામથી એક પગકેડીની પહાડી વાટે ૨ માઇલ અનુસૂયા છે અને ૧૨ માઇલ રૂદ્રનાથ છે આ રૂદ્રનાથ પાસ રૂદ્રગંગા છે. આ રૂદ્રનાથ શંકરનું મુખ છે અને ધડનો ભાગ કેદારનાથમા છે **ગોપેશ્વરમાં** ગોપેશ્વરનું સુંદર મંદિર છે આ મંદિરમા શંકર પાર્વતી, ગરૂડ ચંડી-માતા ચિંતામણીગણેશ વીગેરે દેવો છે અહીંઆ એક ઝાડપર કલ્પલતા છે જે સર્વ રૂતુઓમા ફુલોથી ભરેલી રહે છે અહીંઆ આગળ શીવજીએ કામદેવને ભસ્મ કર્યાનું કહેવાય છે **ચમોલી** અથવા લાલસાગા આગળ વીરહી નદી અલકનંદામા મળી ગઇ છે આ વીરહી ગંગામા ૧૮૯૩ ના સપ્ટેમ્બરની ૬ ઠી તારીખે પર્વતનુ શીખર તુટી પડ્યુ આથી ત્યા એક સુંદર સરોવર બની ગયુ હતુ ૧૮૯૪ ના આગસ્ટની ૨૫ મી તારીખે આ સરોવર ફાટ્યુ અને ગંગામા રેલ આવી અનેક ગામોના નાશ થઇ ગયા આ બાતની રેલની સાવચેતી અગાઉથી રખાએલી હોવાથી અને ગંગાનાપર અંગ્રેજી ધનજીનીયરો અને ત્યાથી સર્વત્ર તારની વ્યવસ્થા કરેલી હોવાથી મનુષ્યનું નુકશાન તો થતુ અટક્યુ પણ બીજુ ભારે નુકશાન થયુ હતુ **પીપલકોઠામાં** શીલાજીત, કસ્તુરી, નિર્વિષી, ઝેરમોરો, ભૂતખરેલી વીગેરે પહાડી ચીજો મળે છે અહીંઆ ચતુર્ભુજ ને શંકરનાં મંદિરો છે ગરૂડગંગામાં લોકો સ્નાન કરે છે ગરૂડગંગા બાદ પાતાળગંગા આવે છે અહીંઆ ગણેશનુ મંદિર છે કુમારચટ્ટીથી ૬ માઇલ પર ઉર્જમ ગામ કે જ્યા ઉર્જમુની એ તપ કર્યો હતો ત્યા પંચબદરી માહેના આદિબદરી છે આદિબદરીથી બે માઇલ પર પંચકેદાર માહેના એક કલ્પેશ્વર છે કુમારચટ્ટીથી આદિબદરી અને કલ્પેશ્વરના દર્શન કરી કુમારચટ્ટી પાછું આવવું પડે છે આ કલ્પેશ્વર એજ છે કે જ્યા ઇંદ્રે, દુર્વાસાના શાપ નિવૃત્યર્થે તપ કરી મહાદેવજીને પ્રસન્ન કરી કલ્પવૃક્ષ મેળવ્યુ હતુ. **વૃદ્ધબદરી** કુમારચટ્ટીથી આગળ ચાલતા પગ કેડીને રસ્તે પેનીચટ્ટીમા છે જોશીમઠમા નૃસિંહજીનું મંદિર, લક્ષ્મણજી બદરીનાથ, ઉદ્ધવજી, ચંડીમાતા શેષસાઇ ભગવાન, વાસુદેવ, બળદેવજી, ગણેશ, સત્યનારાયણ ધ્યાનબદરી નવદૂર્ગાઓ તાડવશીવ, ગરૂડ વગેરે દેવસ્થાનો છે આ જોશીમઠની ગાદી શ્રીશંકરાચાર્યે સ્થાપી છે **ભવિષ્યબદરી** જનારે જોશીમઠથી ૬ માઇલપર તપોવન છે ત્યા જવુ જોઇએ છીએ તપોવને

એજ સ્થળ છે કે જ્યાં હનુમાનજીએ કાળનેમી રાક્ષસને માર્યો હતો. તપોવનથી પાંચ માઇલ ધવલગંગા પર ભવિષ્યબદ્રી છે. વિષ્ણુપ્રયાગમાં ધવલગંગા અને અલકનંદાનો સંગમ થાય છે. અહીંઆ વિષ્ણુકુંડ છે. અહીંઆ વિષ્ણુ, બદ્રીનાથ વીગેરે દેવસ્થાનો છે. પાંડુકેશ્વરમાં યોગબદ્રી અને વાસુદેવનું મંદિર છે. યોગબદ્રીના મંદિરમાં પાંડવોના સમયના લેખો જોવામાં આવે છે. પાંડુકેશરથી આગળ શેષધારા આવે છે જ્યાં શેષજીનાં દર્શન થાય છે. હનુમાનચટીમાં હનુમાનજીની મુર્તિ છે. હનુમાન ચટીમાં ધૃતગંગા અને ક્ષીરગંગા અલકનંદામાં મળે છે. અહીંઆ આગળ વૈખાનસ મુનીએ તપ કર્યો હતો, અહીંઆ યજ્ઞની ભસ્મ જવ તલ હજી મળે છે. રાજા ભરતે પણ અહીંઆજ યજ્ઞ કર્યો હતો. કુબેરશીલા થી બદ્રીનાથનું મંદિર જણાય છે.

## બદ્રિનાથ.

બદ્રિનાથનું સ્થળ જયાં યાત્રીઓ જાય છે તે ૧૦૫૦૦ ફીટ ઉંચુ છે અને શીખરો ૨૩૨૦૦ ફીટ ઉંચાં છે બદ્રીનાથને મંદ્રાચલ પણ કહેલ છે. બદ્રીનાથની મૂર્તિપર હીરો છે જેનો ચળકાટ એવો તો ઉત્તમ છે કે બદ્રીનાથની ધ્યાનમય મૂર્તિપરથી બીજાનું ચીત્ત ખસી જાય છે. મંદિરમાં લક્ષ્મીજી, નરનારાયણ, નારદ, ગણેશજી, કુબેર, ગરૂડ અને ઉધ્ધવજીની મૂર્તિઓ છે. બદ્રીનારાયણની મૂર્તિ નદીમાં ગુપ્ત હતી તે શ્રીમચ્છંકરાચાર્યે કાઢી પધરાવી છે એમ કહેવાય છે. મંદિરના ચોગાનમાં ધર્મશીલા, ચર્ણોદક કુંડ, ઘંટાકર્ણ અને ગરૂડ ભગવાન છે. એક બાજુ બ્રહ્મા, વિષ્ણુ, શીવ અને સૂર્યની મૂર્તિઓ જોવાય છે. રૂષીગંગા, કુર્મધારા, પ્રહલાદ ધારા, તપ્તકુંડ અને નારદકુંડ આ પંચતીર્થ ગણાય છે. અહીંઆ શંકરાચાર્ય અને કેદારનાથનાં દર્શન પણ થાય છે. નારદશીલા, વારાહશીલા, નૃસિંહશીલા, માર્કંડેયશીલા અને ગરૂડશીલા આ અત્રેની પાંચ પ્રસિધ્ધ શીલાઓ છે. બ્રહ્મ કપાલી આ શ્રાધ્ધનું સ્થળ છે. વસુધારા જે અત્રેથી ચાર માઇલ છે ત્યાં અષ્ટવસુઓએ તપ કર્યું હતું. બદ્રીકાશ્રમનું વર્ણન સ્મૃતિ, પુરાણ અને ઇતિહાસાદિકમાં સર્વત્ર જોવામાં આવે છે. આ તપોભૂમિ છે.

નંદપ્રયાગ, બદરીનાથથી ચમોલીસુધી એજ રસ્તે પાછા ફરી કાઠગોદામ તરફના રસ્તે છે. અહીંઆ નંદરાય, લક્ષ્મીજી અને દેવીના દર્શન કરવાનાં છે. અહીંઆ નંદા નદી અલકનંદામાં મળે છે.

અહીંઆ નંદ રાજાએ યજ્ઞ કર્યો હતો. લીંગાસુ ચટીમાં નૃસિંહ અને દેવીની મૂર્તિ છે. કર્ણપ્રયાગમાં અલકનંદા અને પીંડારકનો સંગમ છે. અહીંઆ કર્ણનું મંદિર ને કર્ણશીલા છે. અહીંઆ મહાદેવજી છે. મહાભારતના પ્રસિધ્ધ વીર કર્ણે અત્રે તપ કરી સુર્યને પ્રસન્ન કરી અભેદ્ય કવચ મેળવ્યું હતું. આદિબદરીમા આદિબદરી, પાર્વતિ, અન્નપૂર્ણા, દેવી, ગણેશ, બુદ્ધ કેદાર, ગરૂડ, સત્યનારાયણ, લક્ષ્મીનારાયણ, ચક્રપાણી પરશુરામ, પરબ્રહ્મ, ગોકુલસ્વામી અને હનુમાનજીના દર્શન કરાય છે. મેલચોરી પાસ લોહગઢીપર ભૈરવનાથની મુર્તિ છે. મહા કાળચટીમાં મહાકાળેશ્વરનું મંદિર છે. ભીમતાળ પર ભીમે તપ કર્યો હતો અને ભીમેશ્વર મહાદેવ છે.

### બદ્રીનારાયણથી ભુતાન જવાનો રસ્તો.

બદ્રીનારાયણથી ટિબેટ ભુતાનમાં જવાય છે, આમ ત્યાંનાં માણસો કહેતાં હતાં. બદ્રીનારાયણથી ત્રણ દિવસના રસ્તાપર ડુંગરમાં આસો કારતકમાં બજાર ભરાય છે. આ બજારમાં ટીબેટના અને ભુતાનના લોકો માલ લઈ આવે છે. ત્યાંના માલમાં કસ્તુરી, ઉન, ચમરી વગેરે હોય છે. અહીંયાથી નીમક, કાપડ વગેરે લઇ જાય છે.

### નાઇનીતાલથી આવજાવ કરવા સામે યાત્રાળુઓને બંધી.

બદ્રીનારાયણથી પાછા લાલસાંગા આવી ત્યાંથી જુદે રસ્તે નંદપ્રયાગ, કર્ણપ્રયાગ થઇ મેલચોરી અવાય છે. મેલચોરી સુધી ગઢવાળ જીલ્હાની હદ છે અને ત્યાર પછી કુમાઉન જીલ્લો આવે છે. નંદપ્રયાગમાં નંદાકીની અને અલકનંદાનો સંગમ થાય છે. નંદપ્રયાગ સારું ગામ છે. કર્ણપ્રયાગમાં અલકનંદા અને પીંડરગંગાનો સંગમ થાય છે. બે નદીનો અથવા તેથી વીશેષ નદીના સંગમને પ્રયાગ કહેવાની પધતિ છે. કર્ણપ્રયાગ પણ સારું ગામ છે મેલચોરીથી કુમાઉન જીલ્લો આવે છે તે ગઢવાળ કરતા રસાળ છે. અને ત્યાં વનસ્પતી તેમાં એ ઉપયોગી વનસ્પતિ પુષ્કળ છે. દ્વારાહાટ કુમાઉન જીલ્લાનું સારું ગામ છે. નાઇનીટાલ બાજુએ રહી જાય છે. નાઇનીટાલ ઉપરથી યાત્રાળુઓને આવવા જવા દેવામાં આવતા નથી. આલમોરા પણ બાજુએ રહી જાય છે. ભીમતાલ થઇ કાઠગોદામ આની રેલવેમાં બેસાય છે.

મેલચોરીથી કાઠગોદામ આવવાનો રસ્તો ઘણો જ સારો છે. મેલચોરીથી ઘોડાપર કાઠગોદામ સુધી આવી શકાય છે અને ઘોડા પણ સારા

મળે છે. આની સાથ સીધું સામાન શાકભાજી વીગેરે સાહિત્ય અને ઉતારા વગેરેની ગોઠવણ પણ સારી છે. કુમાઉન જીલ્લામાં ચાનો મોટો પાક થાય છે અને રસ્તાઓમાં ચાની પેટીથી ભરાયલાં ગાડાંઓ પણ અમોએ જોયાં હતાં. આ ગાડાં મુંબઇનાંજ હતાં તે તે ઉપરના ટ્રેડ-માર્કથી હું જોઇ શકયો હતો. કુમાઉન જીલ્લાની મુસાફરીમાં કેટલીક જગ્યાએ કુદરતી દેખાવ ઘણોક સારો છે. કેટલાક બદ્રીનારાયણ જનારા કાચગોદામ થઇ આ રસ્તે પણ જાય છે અને અહીંથી હરદ્વાર ઉપરથી ઉતરે છે. પણ પહાડપરની મુસાફરીમાં હરદ્વારથી જતાં જે સગવડ મળે છે તે આ તરફથી જવાં મળવી મુશ્કેલ છે.

## મુસાફરીના જોખમો.

પાહાડપરના રસ્તા અત્યારે તો સારા થયા છે, અને થતા જાય છે અને કેટલીક જગ્યાએ જાહેર બાંધકામ ખાતાં તરફથી ચાલતાં કામો અમોએ જોયાં હતાં. પહાડપરનો પેહેલો રસ્તો બહુજ વીકટ હતો અને લોકોના જીવનાં જોખમો થતાં હતાં. અત્યારે તેવું કાંઇજ નથી, છતાં અકસ્માતો બને છે. ગવાલીયર તરફની આવેલી મંડળી કે જે ગંગોત્રી ગઇ હતી, તેની સાથની એક ડોસી ગંગામાં પડી મરણ પામ્યાની અમને ખબર મળી હતી, અને અમે બદ્રીનારાયણથી પાછા ફરતાં વિષ્ણુપ્રયા-ગથી આગળ વધતાં રસ્તામાં ત્રણ જંપાન તેના ઉપડનાર અને બેસ-નાર સાથ જોખમાઇ હતી આમ સાંભળ્યું હતું. રસ્તામાં પણ ચોપતા-ચટી અને મહાદેવચટી વચે એક મુરદું પડેલું અમે જોયું હતું.

## પહાડનું કઠણ ચઢાણ.

પહાડના રસ્તામાં આવા અકસ્માતો કેમ બને છે તે ધ્યાનમાં ઉતરવા રસ્તાનું થોડુંક વર્ણન આપવું જરૂરનું છે. પહાડપરનો રસ્તો ચહડ ઉતરનો છે અને તે રસ્તો બધી જગ્યાએ નદિના કિનારા પરજ છે. ડુંગરની ઉંચીને ઉંચી ટેકરીના મધ્ય ભાગે ડુંગરની જમીનજ કોરી કાઢી સરખી કરી આ રસ્તો બાંધવામાં આવ્યો છે. આ રસ્તો ચારથી ૬ ફીટ વધુમાં વધુ પોહોલો હોય છે, પણ કેટલીક જગ્યાએ દોઢ બે ફીટ પોહોલાં રસ્તા પણ છે. આ રીતે જે રસ્તે ચાલીએ તે રસ્તે એક બાજુ તો આપણા શરીરને લાગે એ રીતે ઉંચા પહાડ આવી રહ્યા છે અને એ પહાડ ઉપર ચઢી શકીએ તેવું પણ હોતું નથી. બીજી બાજુ ગંગાજી પુર જોશમાં વેહેતાં નજર પડે છે. આ ગંગાજી પચાસથી

ગંગુસી શીત જેટલાં નીચાણમાં વહે છે. આ નિચાણનો પ્રદેશ કેટલીક જગ્યાએ ઝાડપાનથી ભરપુર હોય છે અને કેટલીક જગ્યાએ પથરવાળો હોય છે. હવે રસ્તામાં ઠોકર લાગે તો પથરવાળી જગ્યામાં ગબડનાર સીધો ગંગાજીમાં પડે છે અને પડનારને મદદ કરવા જવાનું પણ અશક્ય જેવું હોય છે. કારણ કે પડનારાને બચાવવા જવું, એ પોતાને પડતું મુકવા જેવુંજ છે. વળી જે રસ્તાપરનો ઉંચો પહાડ છે, તે પણ વખતોવખત ફાટે છે અને તેમાંથી ઓચિંતા પથરાઓનો વરસાદ વરસે છે. આવી વખતે આ પથરા નીચે આવનાર બચવા પામતો નથી. આવા અકસ્માતોથી બચવાનું કાંઇ સાધન નથી. વળી આ રસ્તાઓ પાકા બાંધેલા પણ હોતા નથી. પહાડની મેરોડી અને મુરમના બનાવેલા હોય છે. આ મેરોડી મુરમ ધસી પડવાનો પણ ભય રહે છે.

## ખાવા પીવામાં રાખવી જોઇતી સંભાળ.

આ કુદરતી અકસ્માતો ઉપરાંત દરદોનાં અકસ્માતો ઘણોજ બને છે લોકો ખાવાપીવાની કાળજી રાખતા નથી અને સુંદર ઠંડું પાણી ખુબ પીએ છે. આથી આંતરડામાં સોજો થઈ ઝાડા મરડો બહુજ થાય છે અને તેમાં ઘણાક માણસો મરે છે; આની સાથે કેટલાક લોકો ખર્ચનો બચાવ સારુ ઘઉં, બાજરી, ચણા, જવ વીગેરેને સેકી તેનો આટો લઇ લે છે. આ આટામાં ઘી સાકર ભેળવીને ખાય તો તે નુકશાન કરતો ન થાય પણ ઘી સાકરની જગ્યાએ પાણી તીમક મેળવી ખાય છે, તેથી સહજે ઝાડા થાય છે, અને તેમાંએ ઘણાંકો મરે છે. આ બધામાં વધારે વાંધાકારક તો એ છે કે, કેટલીક જગ્યાએ ધર્માદા દવા-ખાનાઓ છતાં લોકો દવા ન લેતાં હાથે કરીનેજ મરે છે. મરકી આ તરફના લોકો દ્વારા આવી છે આમ કહેનારાનું મોહ બંધ કરાય એમ નથી પણ આ તરફ મરકી થાય એવું નથીજ એમ, હું ખાત્રીથી કહીશ. આવી રીતે આ તરફ યાત્રાએ આવતાઓમાં અકસ્માત થવાના સંભવો છે તેથી સાવચેતી રાખવાની જરુર છે.

## જાત્રાળુઓમાં ફેલાતી બીમારીનાં સબબ.

બીમારીનું બીજું કારણ ત્યાંની ચટીઓપર વેચાતા હલકા માલનું પણ છે. આટો તો બધી જગ્યાએ કાંકરાવાળોજ મળે છે, અને તેનું કારણ ત્યાં જીણચક્કીમાં આટો પીસાય છે તેજ જણાવવામાં આવે છે. ઘી પણ મોટે ભાગે બહુજ ખરાબ મળે છે. સાકસાજી મળતી નથી.

દાળ વગેરે પણ હલકી જાતનાં હોય છે. અને તે બરફનાં ઠંડા પાણીને લીધે જલદી ચઢતાં નથી. આથી તે જલદી પાચન પણ થતાં નથી.

## હિમાલય પહાડ ઉપર જવાના ચાર માર્ગ.

રેલવે અને સ્ટીમરો થવાથી વેપાર વધ્યો છે, ખીલ્યો છે આ ખરી વાત છે પણ આની સાથ હરીફાઇ વધવાથી વેપારમાં કસ રહ્યો નથી આમ કહેનારાઓ પણ ખરા છે. બહુજ દુર દેશમાં જઇ વેપાર કરનારાઓ બે પૈસા પેદા કરે છે અને ત્યાં પણ ઘણાકો જઇ લાગે છે ત્યારે ઝાઝે રાંડે ખોળ મોંઘો થવા જેવુંજ થાય છે. આ હીમાલય પહાડનો પ્રદેશ વેપારની બાબતમાં ખાસ ધ્યાનમાં લેવાજોગ છે. આ પહાડપર જવાના અત્યારે ચાર માર્ગો છે. એક દેરાદુન રેલવે સ્ટેશનથી, બીજો નઝીમાબાદ રેલવે સ્ટેશનથી, ત્રીજો હરદ્વાર રેલવે સ્ટેશનથી અને ચોથો કાથગોદામ રેલવે સ્ટેશનથી છે. આ શીવાય આ પહાડપર જવાના માર્ગ છે પણ નહી અને થાય એમ પણ નથી. આમ મેં મીo ધર્માનંદને પુછતાં તમણે મને જણાવ્યું હતું. હવે બદ્રીનારાયણથી ભુતાન તથા ટીબેટનો રસ્તો ચાલે છે. આ રસ્તો નથી ચાલતો એમ માનીએ તોપણ આટલા પ્રદેશમાં વેપારની ઉપયોગી ચીજો ઘણી છે અને ઘણીક ચીજો ત્યાં લઇ જઇ વેપાર ચલાવાય એમ છે.

## પહાડ ઉપર કરવામાં આવતી ખેતીનું વર્ણન.

પહાડની વેપારની ચીજ કુદરતી અને કૃત્રીમ બે પ્રકારની છે. કુદરતી ચીજમાં લાકડાં, ઔષધીઓ, કસ્તુરી, મધ, ઉન વીગેરે છે. કૃત્રીમમાં સીલાજીત છે. આ શીવાય પહાડમાં ખેતીવાડીથી ઉત્પન્ન થતી ચીજ, પહાડપરની ચીજોમાંથી ઉત્પન્ન થનારી ચીજ અને ખનીજ પદાર્થ આ પણ ધ્યાનમાં રાખવાનું છે. શરૂઆતમાં પહાડ અને તે ઉપરની ખેતીઓ સંબંધે થોડુંક વિવેચન કરૂં છું. પહાડપર ઘઉં, ચોખા, મગ, તલ અને જવની ખેતી મોટા ભાગે થાય છે. પહાડ ઉપર પાણીનો દુકાળ કોઇ કાળમાં પડતોજ નથી. પહાડપરનાં ખેતરો ડુંગરોપર ચડ ઉતર પગથીઆનાં જેવાં ત્રણ ચાર ફીટ પોહોળાં અને સાત આઠ ફીટ લાંબાં હોય છે. આ ખેતરોમાં ઉપરના ઝરામાંથી નીક વાટે પાણી લાવવામાં આવે છે. નીચે સપાટ પ્રદેશ નથી, તેમ નીચેના પાણીથી ખેતર પાકે, આવું બને એમજ નથી. કેદારનાથના રસ્તે ઉખીમઠ અને બદ્રીનારાયણને રસ્તે જોષીમઠ સુધી બારેમાસ રહી શકાય,

એવો પ્રદેશ છે. આ પ્રદેશમાં રહી, બે પૈસા ખરચી પહાડોની કદણીઓમાં મોટા વિસ્તારમાં ખેતી કરવાથી તમામ ખેતીની ચીજ ઉત્પન્ન કરી શકાય એમ છે. આની સાથે અત્રે મજુરી સસ્તી છે અને હવા પાણી આયુષ્ય વધારનારાં છે. પોતાના દેશમાં ભુખે મરતા ખેડુતો આવા પ્રદેશમાં રહે અને તેની સાથે વિદ્વાન તત્વ મળે, તો ખેતીવાડીને અંગે સારી કમાઇ કરી શકે એમ છે. આની સાથે વળી પહાડપર અત્યારે અખરોડ, બદામ, પીચ, કેળાં, દાડમ, જરદાલુ વીગેરે થાય છે. ગામોની આસપાસ આવા બાગો કરે, તો તેમાં સર્વ મેવાઓ ઉત્પન્ન થઇ શકે એમ છે. આની સાથ ગઢવાલ જીલ્લામાં પણ કુમાંયુનની માફક સારી ચા ઉત્પન્ન થઇ શકે એમ છે.

## હીમાલય પહાડમાં મળી આવતા ખનીજ પદાર્થો.

આ પહાડમા ખનીજ પદાર્થો પુષ્કળ છે. લોખંડ અને ત્રાંબુ કાઢવા આ સ્થળે અગાઉ બંદોબસ્ત થયલો પણ તે કામ યોગ્ય વ્યવસ્થા વગરજ પડી ભાગ્યાનું મેં સાંભળ્યું હતું. આ પહાડમાં સ્લેટનો પથ્થર તો એટલો બધો છે, કે ત્યાંના લોકો છાપરાંપરના નળીયાંની જગ્યે આજ પથ્થર વાપરે છે સ્લેટ ને પથ્થર પેન તો અહીંયા સરળતાથી બની શકે એવાં અનેક સાધનો છે. અબરખના પહાડોની તો હારની હારો લાગી છે અત્યારે આ અબરખના પહાડના અશુદ્ધ પથ્થરનાં પત્રાંઓ હાથથી પણ કાઢી શકાય છે. આ અબરખના પત્રાઓના અથવા ભુકાના રમકડાંઓ, પાનાઓ વીગેરે બહુજ સેહેલાઇથી થઇ શકે એમ છે. આ પહાડ ઉપર સફેદ, લાલ, પીળા, કાળા, નરમ, કઠણ, સોનેરી રંગના વીગેરે અનેક પથ્થરની જાતો છે. જેમાથી બટન, પેપરવેટ, શાહીના ખડીઆ અને અનેક કોતરકામવાળા નકસી આકારો બની શકે એમ છે. પહાડપર સુરમો જથાબંધ મળી શકે એમ છે. ત્રાંબુ, લોઢું, કલઇ, પારો, સોનું, રૂપું વીગેરેથી આ પહાડ ભરપુર છે અને તે સંબધે સાહસિક પુરૂષોએ તપાસ કરી પ્રયત્ન કરવાની જરૂર છે આ પહાડમા સિંધાલુણ અથવા લાનમીઠું એટલા મોટા જથ્થામાં ખોદી કાઢવામાં આવે છે કે, જેનો વેપાર મોટો ચાલે છે. કોલસો આ પહાડમા બેસુમાર છે આ શીવાય સંચળ, નવસાર, ટંકણખાર વીગેરે બની શકે, એવા અનેક પદાર્થો છે.

---

## હીમાલય પહાડની જંગલની પેદાશ.

લાકડાં અહીંઆ જંગલમાં ઘણા છે અને થોડોક કર આપી લાવી શકાય છે. અહીંઆનાં લાકડાંઓ ઇમારતી કામમાં આવે કે કેમ આ શક પડતું છે પણ અહીંના લોકો તો ઇમારતના કામમાં પણ લાકડાં વાપરે છે. સાગ, સીસમ જેવાં લાકડાં અહીંઆ થોડાં થાય છે, પણ દેવદાર, ચીલ અને બીજાં લાકડાં ઘણાંક થાય છે. ચીલના લાકડાં દીવાસળી બનાવવાના કામમાં ઘણાંજ ઉપયોગી થાય એમ છે. કારણ કે ચીલ જાતેજ દીવાસળીરૂપ હોઇ ભારે ખુબી ધરાવે છે. ચીલ એકવાર સળગ્યા પછી પવનથી ઓલાઇ જાય એવું લાકડું નથી. આથી અહીંના લોકો આ લાકડાનાં પાતળા કકડા કરી ત્રણ ચાર કકડા ભેગા સળગાવી પવનમાં પણ રાત્રના ફરી શકે છે અને આથી તેલ વીગેરેનો ખપ પડતો નથી. ઘરમાં દીવો અને દેવતા આ ચીલના લાકડાનોજ ઘણીક જગ્યાએ હોય છે. ભોજપત્રનું લાકડું અને ભોજપત્ર અહીંઆ ઘણુંજ છે, એટલે સુધી કે ભોજપત્રને થાળી તરીકે ખાવાના કામમા લે છે, આ ભોજપત્ર અને બીજાં લાકડાંના રેસામાથી અહીંઆ કાગળો બનાવવામાં આવે છે. આ પહાડપર આજ કાગળો વપરાય છે. આ કાગળ ચીકટાઇમાં બેંક પોષ્ટને મળતા આવે છે. માત્ર રંગમાં બદામી રંગના હોય છે. હવે કોઇ પહાડપર જેમ દળવાને માટે જળચક્કીઓ છે, તેમ લાકડાં વેરવા અને કાગળ બનાવવામાં જળના જોરને ઉપયોગમાં લઇ કારખાનાઓ કરે, તો કાગળો બનાવવાનું બહુજ સેહેલથી કરી શકે એમ છે. કાગળ પીળાસપર રહે છે તે માવાને શુદ્ધ કરવાનીજ ખામી છે આ ખામી દુર કરવાનું કામ મુશકેલ નથી. તેજબળનું લાકડું પદ્મકાષ્ટનું લાકડું, અગર, તગર, અને સુખડનું લાકડું ઔષધીના કામ સારૂ જથાબંધ મળી શકે એમ છે. પહાડપર બરૂઓની ઝાડી ઘણીજ છે. નક્કર બારીક વાંસો એટલા બધા થાય છે, કે ત્યાંના લોકો તેની સાદડીઓ વીગેરે કરે છે. આ વાંસો નેતરની માફક કામ કરે એમ છે અને તેની ખુરસીઓ વીગેરે બની શકે એમ છે. આ ઉપરાંત પહાડપર બીજાં અનેક લાકડાઓ મજબુતના મજબુત લાંબા ઉભાં છે. આ સંબંધે પુરતી માહિતી મેળવવા ત્યાં થોડો વખત રહેવાની અને તપાસ કરવાની જરૂર છે.

### કસ્તુરી મૃગનું વર્ણન.

ઔષધી માત્ર અહીંઆ થાય છે. આ ઔષધીઓમાં કેટલીક સુગંધી પણ છે. એલચી, તમાલપત્ર, સુંઠ વગેરે ઔષધીઓના અરક કાઢવાનું,

કામ પાણીના ભાવે ધણુંજ થોડા ખર્ચમાં થઇ શકે એમ છે. કસ્તુરી આ પહાડનીજ ચીજ છે કસ્તુરી મૃગ અમોએ જોયો હતો. આ મૃગ જ્યાં હોય છે ત્યાં કસ્તુરી બેહેકી રહે છે. આ કસ્તુરી મૃગ પાળી શકાય છે પણ કસ્તુરી તો છુટા ફરતા મૃગની નાભીમાજ બંધાય છે. નાભી સાથનો કસ્તુરીનો દરો બાર રૂપિએ તોલાના હીસાબે મળે છે. નાભીમાથી કાઢેલી કસ્તુરી એકવીસ રૂપિયે તોલો મળે છે, જ્યારે વેપારીઓ યાત્રીઓને આ ભાવે ચોખો માલ વેચે છે ત્યારે તેમને કેટલો સસ્તો મળતો હશે, તે સમજી શકાય એમ છે. મધ એ પણ ઔષધી છે અને અહીંઆ તે મોટા જથામાં સફેદ-રંગનું સર્વથી ઉત્તમ મળી શકે છે. સીલાજીત આ ઉત્તમ ટોનીક દવા ગણાય છે. આ પહાડમાંથીજ સીલાજીત સર્વત્ર વેચાય છે. શીલાજીત એટલે પથરનો રસ. મુમી તરીકે જે ચીજ ભાંગ્યા હાડને સારાં કરવા અપાય છે, તેને મળતી ચીજ શીલાજીત છે. શીલાજીતથી ક્ષય, વાના દરદો, ધાતુનો વિકાર, પ્રમેહ, ગરમી વીગેરે સર્વ રોગ મટે છે. શીલાજીત અહીંઆ બત્રીસ રૂપીયાના શેરથી આઠ રૂપીયાના શેર સુધી હલકું સારે મળે છે અને શીલાજીતના વેપારની પહાડ ઉપર દશ બાર દુકાનો ચાલે છે. આ શીલાજીત કાઢવાનું કંટ્રાકટ આપવામાં આવે છે. હરીફાઈ કરનાર કોઇ નહોવાથી આ કંટ્રાકટ પાણીને મુલે જાય છે, આ સંબંધે હરીફાઈ કરવા બહાર પડનાર લાખો રૂપિઆ પેદા કરી શકે એમ છે, ઝેરમોરા, ભુતખદેરણી સત્યાનાસી, જટામાસી, રત્નજોત, વજ્રદંતી વીગેરે સારે ઉપયોગી દવા અહીંઆ પાણીને મુલે વેચાય છે અને દેશાનરમાં મુદલે મળતી નથી.

### ઉન.

ઉનનો વેપાર અત્યારે અને અત્યાર પહેલાં કાશ્મીરનોજ વખણાતો તો અને વખણાયછે તે, આ પ્રદેશ તરફ ઉનના વેપારનું ખોહાળું ખેતર પડયું છે તે તરફ દુર્લક્ષ દેવાથીજ છે. પહાડપર બોજો ઉપાડવાનું કામ પણ બકરા કરેછે. પહાડપરના બકરાઓનું ઉન બહુજ ઉત્તમ પ્રકારનું અને સુંવાળું રહે છે. ઉન બે રંગનું કુદરતી બનેછે. એક કાળું અને બીજું સફેદ. મહેદ ચૌદ આના થાય છે, અને કાળું બેઆના થાયછે. પહાડપર બકરા ઉછેરવાનું ઘણુંજ સહેલું કામ છે અને સફેદ ઉનને જોઇએ તેવા રંગો દઇ શકાય છે. આ ઉન રેશમના જેવું છે. અહીંના લોકો પહાડ પર સર્વત્ર લીલાગર ભાંગના છોડવા પથરાયલા છે તેના રેસામાંથી ઉનના જેવા કામળાઓ બનાવી યાત્રીઓને સસ્તા ભાવે આપે છે અને યાત્રીઓ

ઉનના સમજી લે છે. અત્રેનું કાચું ઉન બહુજ મોંઘું વેચાય છે, પણ તેનું કારણ તેની ખપત બહુ ઓછી હોવાથી ઓછું ઉત્પન્ન થાય છે તેજ છે. આ ઉનના વેપારમાં જીવ ઘાલનારને પણ લાભ મળી શકે એમ છે. એટલે સુધી પહાડપર ઉત્પન્ન થતી ચીજો સંબંધે બોલી હવે પહાડપર નીચેની ચીજો કઇ કઇ ખપી શકશે આ સંબંધે વિચાર કરીએ.

### જડીબુટીઓ.

અહીંઆ સાપ વિંછુના ઝેરને ઉતારનાર જડીઓ ઘણી છે. એક જડી એવી મળે છે કે તે બાંધવાથી તાવ ઉતરી જાય છે. પહાડ પરના માણસો પ્રપંચી કે જુઠા બોલા નથી તેપરથી આ લોકોનું કહેવું ખરૂંજ ભાસે છે. આવી બુટીઓ લેવાનો મેં વિચાર કર્યો, પણ ખરી ગુણકારક જડીઓ લેવાનો વખત આસો શુદ્ધ પુનમ પછીનો છે. તેથી મેં ત્યાર બાદ મંગાવવા ધાર્યું છે, આ પહાડ ઔષધીથી ભરપુર છે અને ઘી વગેરે અહીંઆ મળે છે. આ સંબંધે અત્રે રહી તપાસ કરવા ધારે તો મોટો લાભ મેળવી શકે એમ છે. આ પહાડ ઉપર પાણીનું જે ભારે બળછે તે બળને ઉપયોગમાં લેવામાં આવે તો થોડા ખરચે મોટો લાભ થવાની સાથ આ પ્રદેશની ઉન્નતી થવા સાથ ત્યાંના લોકો પણ સુખી થાય.

### હિમાલય પહાડ ઉપર ખપી શકે એવી ચીજો.

પહેલાં પહાડ ઉપર સુતરાઉ કપડાં એકથી ચોગણી કીંમતે વેચાય છે. સુતરાઉ કપડાં અને સાધારણ ગરમ કપડાંના વેપારનું આ ઉત્તમ ક્ષેત્ર છે. અહીંઓ સોય દોરા, ચાદલા, બંગડીઓ વીગેરેની બહુજ આવશ્યકતા છે, તે એટલા સુધી કે પહાડની બધી જાતો યાત્રીઓ પાસ સોય દોરા અને ચાંદલાઓની ભીખ " રાણા સુઇ બીંદી દો; રાણી સુઇ બીંદી દો " આમ કહી માગે છે. એક કપડાનો કટકો મળતાં એટલો સંતોષ જાહેર કરે છે કે પૈસાથી પણ ન કરે. તાંબા પીતળના વાસણોના ધાટો બની પહાડ ઉપર આવે છે. થોડાક ધાટ ઘડનારને લઇ જઇ પત્રાનાં વાસણો અહીંઆ બનાવવામાં આવે તો તેમાંથી સારૂં પેદા થઇ શકે એમ છે. અનાજ જે અહીંઆ નથી મળતુ, તે અહીંઆ પોસાય એમ છે. અત્યારની સંસાર ઉપયોગી સર્વ ચીજ અત્રે ખપી શકે એમ છે. અને તેમાં એ પૈસા પેદા કરી શકાય એમ છે, આની સાથ બજાર ભરાય ત્યારે બદલો કરવામાં લાભકારક થાય છે.

## હિમાલય પ્રદેશના વેપારની કંપની સ્થાપવાની ભલામણ:

પણ હવે આ બધું બને શી રીતે તે એક સવાલ છે. પ્રદેશમાં એકલા માણસથી રહેવાય એમ નથી. અને પાંચ પંદરને લઈ જવાની ગોઠવણ પણ કેમ થઇ શકે. ત્યાંના ડેપ્યુટી કલેક્ટર સાથ વાતચીત દરમ્યાન તેઓએ મને કહ્યું છે કે આવા કામમાં સરકાર તરફથી મદદ મેળવી આપવામાં હું મારાથી બનતું કરીશ એટલુંજ નહીં પણ હું મારાથી બનતી મદદ આપીશ.

હું હીમાલય પ્રદેશના વેપારની એક કંપની કાઢવાની ભલામણ કરીશ. આ કંપનીની આગેવાની સર્વ ધર્માભિમાની વિદ્વાન અને ધર્નાઢયોએ લેવાની જરૂરછે. શેર રૂપિયા પચીશની કીંમતનાજ રાખવાં. એક લાખની થાપણ સાથ સ્ટેશનો પરથી જવાના રસ્તાઓ નજીક શરૂઆતમાં દરેક જગ્યાએ થોડા થોડા અંતરે દુકાનો ઉઘાડવી. આ દુકાનનાં મુકામો સારાં અને યાત્રીઓ સુખથી રહી શકે તેવાં કરવાં જોઇએ અને તે બધી દુકાનોને હારમાં મુકવી અને તે પર દેખરેખ રાખવા, એક મેનેજર રાખવો, આ દુકાનપર અત્રેના દેશીઓનેજ રાખવા. દરેક વરસે મળતા અનુભવ અનુસાર આગળ દુકાનો વધારીજ જવી અને પહેલાને આગળ મોકલવા અને પાછલાને જમી ગએલ દુકાને રાખવા, આમ કરવાથી કદાચ ફતેહ ન મળી તોપણ જે રૂપીઆ ખર્ચ્યા છે, તે યાત્રીઓના સુખને માટે ખર્ચ્યાં તુલ્ય ગણાશે. કારણ કે દુકાનની જગ્યા તેઓના ઉતારાની થશે. આવાં ધર્મ અને વ્યવહારની દ્રષ્ટિએ હુંએ આ કામ હાર પાડવામાં બીલકુલ મુશ્કેલી નથી અને તેમાં હિંદુ પ્રજા ખુશીથી સામેલ થશેજ થશે. પહાડપર અડચણની બાબત ઉપર જણાવીછે અને તે સામાન ઉપર લઇ જવાનીજ છે. સારી નવી કંપની સ્થાપિત થાય તો રસ્તા પણ સારા થઇ ઘોડાઓ ઉપર પણ સામાન લઇ જઇ શકાય એમ છે અને એમ કરતાં પણ ગાડી વીગેરેથી માલ લઇ જઇ શકાશે અને જવા આવવાની પણ ગોઠવણ કરી શકાય એમ છે આ નિરઘમી દેશના લોકોના દારિદ્રથી દુઃખી થતાં વીરધીર પુરૂષો આ યોગ્ય કામમાં પુરૂષાર્થ કરવા તૈયાર થશે કે? આ પહાડ સંબંધી હકીકત વિસ્તારથી લખી છે તેનું કારણ તે સ્થાને જનારા થોડા છે, અને જનારા છે તે હકીકત બહાર લાવતા નથી, એથી આ સ્થાન વિશેષ લાયક પુરૂષોથી પ્રાપ્ત કરી શકાય અને તેઓનો ભય મુકાય, એવા હેતુથી લંબાણથી આ બાબત દર્શાવી છે. આટલું છતાં કેટલીક બાબતો મુકી દેવી પડી છે.

## હલદવાની ગામનું વર્ણન.

કાયગોદામ આવી હલદવાની થઇ અમો લખનૌ આવ્યા. કાથગોદામ એક નાનું ગામડું છે. અહીંઆ મુસાફરોને રહેવા સગવડ નથી આથી લોકો હલદવાની આવે છે. કાયગોદામથી હલદવાની ચાર માઇલજ થાય છે. હલદવાની બહુજ રળીઆમણું અને સુંદર મોટું ગામ છે ગામમાં બગીચાઓ, ધર્મશાળાઓ, પાણીના નળો, કચેરી, પોસ્ટ, તાર ઓફીસ અને દેવભંડારના સાથ મોટી બજાર છે. આ બજારમાં અનાજ, કાપડ વીગેરેનો સારો વેપાર છે. અહીંઆથી પહાડ ઉપર પુષ્કળ માલ જાય છે, હલદવાનનું અનાજ મુંબઇ સુધી આવે છે. પણ તે સીધુ મુંબઇ નથી આવતું, પણ હાથરસ આગ્રા અને દીલ્લીના તેમના આડત્યાઓ મારફત આવેછે. મુંબઈના કોઇ વેપારી મેં અહીંઆ જોયા નહોતા. હલદવાની ગામ ડુંગરપર ચડવાની તળેટીમાં છે અને પુષ્કળ વનસ્પતિ હોવાથી બહુજ શોભાયમાન લાગે છે.

## હિંદુસ્થાનનું ચોથું શેહેર.

મુંબઇ, કલકત્તા અને મદ્રાસ આ ત્રણ શેહેરોથી ઉતરતું હિંદુસ્તાનના શેહેરોમાં ચોથો દરજ્જો ધરાવનારૂં શેહેર લખનૌ છે. શ્રીરામાયણમાં લક્ષ્મણજીના લક્ષ્મણપુર ગામનો ઉલ્લેખ છે. આ લક્ષ્મણપુરનુંજ ગામ લખનૌ પડ્યું છે. લક્ષ્મણને હીંદી ભાષામાં હજી પણ લખણ બોલાય છે. "ખણ" "છમ" આવા પ્રયોગો હીંદી ભાષામાં "ક્ષમ" ને બદલે થયાં છે. "લખમી" લક્ષ્મી" વગેરે સર્વેને જાણીતા છે. લક્ષ્મણપુરની જગ્યાએ "લક્ષ્મણપુર" બોલાવા લાગ્યું. "લખણપુર" માથી "પ" નો લોપ થયો અને "લખણુર" બોલવા લાગ્યું. "લખણુર" નુ "લખણુર" થયું, અને તેનુંજ લખનૌ થયું છે. લખનૌ નામ અંગ્રેજો આવ્યા પછીનુંજ છે. બાકી હજી લખણુર કે લખનોર તો બોલાય છે. આ રીતે આ સ્થાન તે ઘણાજ પ્રાચીન વખતનું છે. અયોધ્યાનું રાજ્ય સ્થાપનાર અને ત્યાંના ગવર્નર સાદતખાએ ઇ. સન ૧૭૩૨ મા લખનૌને પોતાનું રહેઠાણ બનાવ્યું. આ રીતે આ પ્રાચીન સ્થાનમાં એસ્લામી ઠાઠનો કેટલોક ફેરફાર લગભગ ત્રણસો વરસથીજ થવો, શરૂ થયા છતાં અત્યારે આ સ્થાનનું સ્વરૂપ એસલામ રાજ્યધાનીના શહેરના જેવુંજ થઇ પડયું છે. સાદતખાં પછીના ચોથા નવાબ અશફીઉદ્દૌલાએ લખનૌને પોતાની રાજધાની બનાવી. અને તેણેજ ૧૭૮૦, ના ભયંકર દુકાળ વખતે કરોડો રૂપિઆ ખર્ચી લખનૌની પ્રસિદ્ધ ઇમામવાડાની

લખનૌ શેહેર અત્યારે પણ ઘણુંજ સારૂં છે, એટલુંજ નહીં પણ પ્રાચીન કારીગરી વીગેરેનું સ્થાન છે, આમ કહેવામાં અતિશયોક્તિ નથીજ. લખનૌની પ્રજા અત્યારે પણ હાથની કારીગરીનાં કામો વખાણવા લાયક કરે છે. લખનૌમાં ફળોનો પાક પુષ્કળ છે જેથી ત્યાંથી મુંબઇ સુધી ફળો આવે છે. લખનૌનું ઘી અને ઘઉં જથાબંધ મુંબઇ આવે છે. લખનૌમાં આયાત માલ મોટે ભાગે કલકત્તા અને દિલ્હીથી આવે છે. દિલ્હીના માલમાં અડધો માલ મુંબઇનો અને અડધો કલકત્તા તરફનો હોય છે. લખનૌમાં અંગ્રેજી કરતાં જાપાનીઝ માલ વધારે જોવામાં આવે છે. લખનૌમાં મુંબઇના વેપારીઓનો પ્રવેશ હજી જોઇએ તેવો નથી. અત્યારે અહીંઆ પણ મીલો થઇ છે પણ એ મીલો હજી જોઇએ તેવી પગભર થઇ નથી. મુંબઇમાં ઉપરાઉપરી મીલો થઇ બધાને દુખે મરવા વખત આવે છે આને બદલે દેશના જુદા જુદા ભાગમાં મીલો થાય તો ખચીત લાભ થાયજ થાય.

લખનૌમાં ગણેશગંજમાં ધર્મશાળા છે ત્યાં વગર ઓળખાણવાળા રહી શકે છે. અલાહબાદ કોનગ્રેસમાંથી પાછા ફરતાં અમે અને અમારા કેટલાક મિત્રો આ ધર્મશાળામાં રહ્યા હતા. લખનૌમાં જોવા લાયક સ્થળોમાં ૧ ઇમામવાડો, ૪ મકરબા-સ્યાદત અલીખાંનો, મુરસીદજાદીનો, મહમદ અલીશાહનો અને ગાઝીઉદ્દીનનો; ૨ મેહેલ-છત્રમંઝીલ અને કેસરબાગ; મછીભવન, સીકંદરાબાગ, સંગ્રહસ્થાન, આ છે. લખનૌથી બે ગાઉપર અલીગંજમાં હનુમાનજીનું પ્રસિદ્ધ સ્થાન છે. આ સ્થાનમા જેઠ મહિનાના પેહેલા મંગળવારનો મોટો મેળો ભરાય છે.

લખનૌથી આઉદ રોહિલખંડ રેલવે ઇસ્ટ ઇંડીઆ રેલવે સાથ કાશી ઉપરથી મોગલ સરાઇ પર જોડાયછે અને સરહાનપુર પાસ નોર્થ વેસ્ટર્ન રેલવે સાથ જોડાય છે. આ લાઇનનાં સર્વ સ્ટેશનો આ પુસ્તકનાં પાનાં ૨૪૧ માં આપેલાં છે લખનૌમાં બીજી રેલવેઓનાં જોડાણ તથા તેનાં સ્ટેશનો આ પુસ્તકનાં પાનાં ૨૪૧-૨૪૨ માં જોઇ લેવાં.

લખનૌ મુંબઇથી ૮૮૫ માઇલ છે. ભાડું ત્રીજા કલાસનું ૧૩-૧૪-૦ છે. લખનૌથી કલકત્તા ૬૬૬ માઇલ છે.

લખનૌથી અમે અયોધ્યા આવ્યા.




---

## અયોધ્યા.

છેટું ૯૭૦ માઇલ, ભાડું ૧૫-૨-૦

લખનૌ ઉપરથી અયોધ્યા આવનારને ચકાવો પડે છે. બદ્રીનારાયણ કે હરદ્વાર જનારને માટે લખનૌ ઉપરથીજ આવવાનું સુગમ છે. બાકી કાશી, પ્રયાગથી પણ અયોધ્યા આવી શકાય છે. આપણો ક્રમ લખનૌ પરથી હોવાથી તેજ રસ્તે આપણે અયોધ્યા આવ્યા છીએ. સ્ટેશનો પૃષ્ટ ૨૪૨ માં જોઇ લેવાં.

અયોધ્યા ઇક્ષ્વાકુ વંશની રાજધાની હતી. મહારાજા દશરથ-શ્રી રામચંદ્રજીનાં પીતાના વખતમાં અને શ્રી રામચંદ્રજીના વખતમાં અયોધ્યા એક એવું તો શેહેર હતું, કે તેવા વખતમાં તેની જોડી નહોતી. શ્રી રામચંદ્રજી સ્વદેહે અયોધ્યાનું રાજ્ય કરી સ્વર્ગે ગયા અને આખા અયોધ્યાને સાથે લઇ ગયા, આમ કહેવામાં આવે છે. "અહોધ્યાય" આ અયોધ્યાને બદલે આગલ વપરાતો શબ્દ હોવો જોઇએ અને અયોધ્યા "અહોધ્યાય" નો અપભ્રંશ શબ્દ જણાય છે. અહોધ્યાય એટલે નિરંતર ધ્યાન કરવા યોગ્ય. આ ઉપરથી રામાયણનો અધ્યાત્મ દ્રષ્ટીએ વિચાર કરનાર રામાયણને કલ્પિત માની અયોધ્યાને દશરથ કહે છે. દશરથ, દશરતનો અપભ્રંશ શબ્દ ગણીએ, તો દશમાં રત એટલે દશ ઇંદ્રીઓમાં રત રહેનાર મન એમ અર્થ થઇ શકે છે. ૐની ઉત્પતિ મનથી થઇ છે અને મન ૐથી ઉત્પન થાય છે. વેદમાં પીતા પુત્ર રૂપે ઉત્પન્ન થાય છે, આમ કહ્યું છે, તો મનમાંથી ૐ ઉત્પન થયો. રામ એ ૐજ છે. અજપ્પાજાપ અથવા પ્રણવજાપ સમાધીનું બીજ છે. જેટલું ૐ અથવા સોહંના ઉચ્ચારથી થઇ શકે છે, તેટલુંજ "રામ" શબ્દના ઉચ્ચારણથી થઇ શકે છે. રામ શબ્દના જાપથી સમાધી દશા પ્રાપ્ત કરનાર એક બાઇને મેં મુંબઇમાં મી૦ મનમોહનદાસ દયાલદાસને ત્યાં આજ કેટલાંક વર્ષો પેહેલા જોયાં હતાં અને ત્યાર બાદ "રામ" શબ્દના મહાત્મ્યનો જાતી અનુભવ થયો છે.

## રામાયણનો તાત્વિક અર્થ.

ગયા સપ્ટેમ્બર માસના "ધી સેંટ્રલ હીંદુ કોલેજ મેગેઝીન" માં રામાયણનો તાત્વિક અર્થ આ પ્રમાણે આપ્યો છેઃ-"રામાયણનું કાવ્ય "ગાયત્રી મંત્ર") રૂપ છે રામાયણના ચોવીસ હજાર શ્લોક છે અને ગાયત્રી મંત્રના ચોવીસ અક્ષરો છે ક્રમથી ગાયત્રીનો એકેક અક્ષર એકેક હજાર શ્લોકોમાં અનુક્રમથી દાખલ કરેલ છે. રામાયણના સાત

ઇમારત, લોકોને દુકાળના દુઃખથી બચાવવા બંધાવી હતી. આ ઇમારતમાં ૧૬૭ ફીટ લાંબુ અને ૫૨ ફીટ પોહોળું એક મોટું દીવાનખાનું છે.

## લાકડાં કે લોખંડની મદદ વગર બાંધવામાં આવેલી ઇમારત.

બીજું જોવા જેવું સ્થાન મછીભવન છે. આ મછીભવનની ખુબી એ છે કે એમાં લાકડા કે લોખંડનો બીનકુલ ઉપયોગજ કર્યો નથી. આ ભવન માછલીના આકારે બાંધયું છે, તેથી મછીભવન કહેવાય છે આની અંદર ઇમામવાડા અને હસનાબાદ આવેલા છે. હસનાબાદમાં ઉંચા ઘુમરો, આરસનું કામ ઉપરની છત, ગોખ અજવાળાની જગ્યાઓ વીગેરે વગર સોઢે લાકડે કેવી રીતે બનાવ્યા હશે ? આ જોઇ પ્રાચીન કારીગરીના વખાણ કર્યા વગર રહી શકાતુંજ નથી. લખનૌનું સંગ્રહસ્થાન પણ વખાણવા લાયક છે. આ સંગ્રહસ્થાનમાં બીજા બધા કરતાં પ્રાચીન લેખોનો સંગ્રહ બહુજ સરસ છે.

## એક કારીગરનું ખુન કરવાનો વિચીત્ર સબબ.

સીકંદરાબાગની જગ્યા, કે જ્યાં બે હજાર સીપાઇઓને બળવા વખતે મારી નાંખવામાં આવ્યા હતા, તેજ જગ્યા જોવા લાયક છે, પણ એના સબંધમાં એક વાત સાંભલવામાં આવી છે, તે એ છે કે, એ જગ્યા બનાવનારને જગ્યા પુરી થતાં મારી નાખવામાં આવ્યો હતો; એમ સમજીને કે આવી જગ્યા બીજે તે બાંધે નહીં. આ ઉપરથી આ જગ્યા કેવી હશે, તેનો ખ્યાલ થયા વગર નહીંજ રહે આ જગ્યા તેના અસલ સ્વરૂપમાં બલવા પછી રહીજ નથી છતા જોવા લાયક છે. બેલી ગાર્ડન, કે જ્યાં બળવા ખોરાએ ભારે જુલમ ગુજાર્યો હતો, તે તો અત્યારે તારાજ કરેલો છે, પણ તેનો બનાવટી આકાર સંગ્રહસ્થાનમાં ગોઠવ્યો છે તે જોઇને પણ આપણને આનંદ થાય છે. લખનૌરની રેસીડનસીનો દેખાવ, ત્યાંની યુરોપીઅનોની પેટીઓ, બગીચાઓ, ગોમતી નદી અને તે પરનો પુલ વીગેરે જોઇ લખનૌની મોટાઇનો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી. ઇતિહાસમાં લખનૌના નવાબોએ ઘણુંજ પરાક્રમો દીપેલા છે અને ઉલ્ટા પેશવા અને અહમદશાહ દુરાની વચેની લડાઇમાં સુજા-ઉદ-દઉલા જો પેશવાના પક્ષમાં રહ્યો હોત તો પેશવાનીજ છત હતી, આ નકી હતું. એટલુંજ નહીં પણ સુજા-ઉદ-દઉલા અહમદશાહ દુરાની સાથ મળ્યો નહોત, તોપણ પેશવાની છતજ હતી.

મલ્હારરાવ હોલકરે સુજા-ઉદ્દોલાપર વિશ્વાસ મુકવાથીજ પેશવાઇ લશ્કરનો ઘાણુ નીકળવા સાથ તેઓને જશ ન મળ્યો આમ ઇતિહાસનું બારીક અવલોકન કરનાર દરેકે દરેક કહે છે.

## સને ૧૮૫૭ નો યાદગાર બળવો.

ઇ૦ સ૦ ૧૮૫૭ નો બળવો પણ લખનૌને આભારી છે. શરૂઆતમાં લખનૌના નવાબે પોતાનાં રાજ્યનો અરધો ભાગ ઇસ્ટ ઇંડીઆ કંપનીને એવી સરતે આપ્યો હતો કે, પ્રસંગ પડતાં કંપની લખનૌના નવાબને મદદ કરે. ૧૮૦૧ માં કંપનીએ અયોધ્યાનો પ્રદેશ પોતાને સ્વાધીન લીધો અને ૧૮૫૬ માં લખનૌના નવાબને પદભ્રષ્ટ કરી તેનું રાજ્ય કંપનીએ લઇ લીધું. આપરથી હિંદુઓ સાથ એસલામીઓને અંગ્રેજો સામે નારાજ થવાનો વખત આવ્યો અને ભયંકર બળવો ફાટી નિકળ્યો. કાનપુર અને લખનૌ આ બે શેહેર બળવાનાં મુખ્ય મથકો હતાં અને ખરાબી પણ આ શેહેરમાંજ બળવાખોરોએ મોટી કરી હતી. વોરન હેસ્ટીંગ્સની આ સંબંધી રાજનીતિને પાછળથી વખોડી કાઢવામાં આવી હતી પણ એ વખોડવાથી થયલી ખરાબીનો કાંઇ બદલો મળ્યો હોય તો એજ કે હિંદુસ્તાન અંગ્રેજ સરકારના સીધા અમલમાં આવ્યું, અને કંપનીની નિરંકુશ સત્તાનો અંત આવ્યો.

## લખનૌ શેહેરનું વર્ણન.

લખનૌ અત્યારે કિલ્લાવાળું શેહેર નથી પણ બળવાના વખતે કિલ્લાવાળું તે હોવુંજ જોઇએ. લખનૌ શેહેરની આજુબાજુનો પ્રદેશ સુક્ષ્મ રીતે જોનાર ખુલ્લી રીતે જોઇ શકે છે કે, આ કિલ્લામાં ગોંધાઇ રહેનાર, બહારના સપાટ પ્રદેશને લઇને, મોટાં લશ્કરને પણ હરાવી શકે, એવો ત્યાંનો ભુપ્રદેશ છે. લખનૌની આસપાસના પ્રદેશને નૈમિશારણ્ય કહે છે અને તે પેહેલાં અરણ્યનો પ્રદેશ હોય, એમ જણાય છે. લખનૌ ગોમતી નદીને કીનારે છે અને તેમાં હિંદુઓ સ્નાન કરે છે. લખનૌમાં એસલામી વસ્તી ઘણીજ છે અને હિંદુઓ પણ, ઉત્તર હિંદુસ્તાનની માફક, એસલામી ઠાઠથી રહે છે અને મુંબઇ ઇલાકા કે મદ્રાસ ઇલાકાના લોકોને તેઓ એસલામી છે કે હિંદુ છે, એ સમજવું પણ મુશ્કેલ જેવું જણાય એવું છે. આટલું છતાં અહીંઆં હિંદુ એસલામીઓ સલાહસંપથી રહે છે. આના જેવું ખુશી થવા જોગ બીજું શું કહેવાય? લખનૌનો પ્રદેશ બહુજ ફળદ્રુપ છે અને વેપાર પણ ત્યાંનો સારો છે.

કાંડ સાત વ્યાહૃતિ છે. રામાયણના નાયક રામ એ પ્રણવ ૐ છે. ૐ પરમાત્માનું સ્વરૂપ છે. અયોધ્યા એ સહસ્રચક્ર અથવા મનુષ્યના શરીરના માથાના ભાગમાં રહેલા જ્ઞાનતંતુઓ છે. દશરથ, શરીર અથવા મનુષ્યનો દેહ છે. દશરથની ત્રણ સ્ત્રીઓ, ત્રણ શક્તિઓ છે. ગુણ, ઇચ્છા અને ક્રિયા આ શક્તિ કહેવાય છે. રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન આ અંતઃકરણ ચતુષ્ટય છે એટલે બુદ્ધિ, મન, ચિત્ત અને અહંકાર. તેઓ પ્રણવના ચાર ભાગ અ, ઉ, મ અને અર્ધમાત્રા પણ બતાવેછે. સીતા માયાનું સ્વરૂપછે. રામનું સીતા સાથ લગ્ન એમ બતાવે છે કે મનુષ્યની બુદ્ધિ સંસારી માયામાં જલદી ગુંથાઇ જાય છે. તેઓનું જંગલમાં જવું એમ બતાવે છેકે સંસારી માયાથી લુબ્ધ બુદ્ધિ સંસારી જીંદગીના દુઃખમય પ્રદેશમાં ભટકે છે. રાવણ, કુંભકરણ અને વિભીષણ તમ, રજ અને સત્વ આ ગુણની જગ્યાએ છે, રાવણ આસુરી પ્રકૃતિનું સ્વરૂપ છે એટલે તેને દશ માથાં કહ્યાં છે તે દશ ઇંદ્રીઓ છે. રાવણ સીતાને લઇ જાય છે, એટલે કે અસુરી પ્રકૃતીવાળો પોતાને હાથે પોતાનો કાળ કરવા માયામાંજ ડુબ્યો રહે છે. સુગ્રીવ પ્રભુશક્તિ, હનુમાન મંત્ર શક્તિ અને અંગદ ઉત્સાહ શક્તિ છે. આ પ્રમાણે હનુમાને સીતાની શોધ કરી એટલે મંત્ર શક્તિથી માયાનું સ્વરૂપ, તેને રહેવાની જગ્યા વીગેરે જાણ્યું અને તે રામ પાસે-જ્ઞાનપાસે ખુલ્લું કર્યું. રામે સુગ્રીવ અને વીભીષણ સાથ લંકા ઉપર ચડાઇ કરી અને રાવણ તથા કુંભકરણને જીત્યા. એ એવું બતાવે છે કે, જ્ઞાનથી અજ્ઞાન જીતાય છે. અને તે જીતવામાં સત્વગુણ અને પ્રભુશક્તિની સહાય જોઇએ. રામનું અયોધ્યા પાછું આવવું એમ બતાવે છે કે ભટકતું જ્ઞાન આખરે તેની મુળ જગ્યાએ જાય છે. રામે સીતાનો ત્યાગ કર્યો એટલે જ્ઞાન થતાં માયા છુટી જાય છે. રામ વૈકુંઠમાં ગયા એટલે જીવાત્મા અને પરમાત્માનું ઐક્ય થયું.

આ અર્થ કેટલો ખરો છે, આ નક્કી કરવું, આ વાંચનારાઓની મુનસફી ઉપર છે. છતાં આટલું તો કહ્યા વગર ચાલતું નથી કે આર્ય પ્રજાના પુરાણો અને ઇતીહાસો આ ખાલી કલ્પિત વાત નથી પણ સ્ત્રી, શુદ્ર અને દ્વિજબંધુ જેઓ વેદના અધિકારી નથી એટલે પોતાની વ્યવસાયી અવસ્થાને લઇને વેદને જે સ્વરૂપ સ્થિતીમાં ભણવાની જરૂર છે તે સ્વરૂપ સ્થિતીમાં ભણવાનું. મનન, કરવાનું અને નિદિધ્યાસ કરવાનું તેમનાથી બનવું ત્રણ કાલમાં અશક્ય હોવાથી તેઓને અધિકારી ગણ્યા નથી. આતાજ કલ્યાણ માટે વેદ-ઇહાસ જ્ઞાન-પુરાણદ્વારા ગુંથી

તેમને ધર્મમાંથી ભ્રષ્ટ થવા વખત ન આવે, એટલા માટે પરમ ઉપકારી રૂપી મુનિઓએ પ્રસિદ્ધિમાં આણ્યા છે.

## અયોધ્યામાં જોવા લાયક જગ્યાઓ.

અયોધ્યા આ રામાયણના કાળનો પ્રદેશ છે, કે રામાયણ બન્યા પછી કલ્પનાને અંગે આ દેશ બન્યો છે આ નક્કી કરવા સારૂંજ રામાયણના તાત્વિક વિચારે મને વિચાર કરવો પડયો. બનારસના સેંટ્રલ કોલેજ મેગેઝીનના વિચારો તેના તાત્પર્યમાં મને ઇસ્ટ છે, પણ તેમણે કરેલા અર્થ દૂર દૂર કલ્પના કરી કર્યા છે. આનાં કરતાં રામાયણના પાત્રોના વ્યંગાર્થેજ એવા છે કે, તે આબેહુબ અધ્યાત્મ છે, આમ કહી શકાય છે. આ અયોધ્યાનો પ્રદેશ અને અયોધ્યા ગામ આજથી કેટલાક વર્ષ પેહેલા મેં જોયાં હતાં, તેના કરતાં અત્યારે તેમાં મોટો અને સારો ફેરફાર થયો છે. અયોધ્યામાં સર્યું નદી વહે છે અને તેમાં નાની નાની આગબોટ ચાલી શકે એટલું પાણી રહે છે. સર્યુંના ઘાટની શોભા ઘણીજ સારી છે, અને ઘાટ ઉપર મોટી મોટી હવેલીઓ અને મંદીરો આવી રહ્યાં છે કે, જેપર બેસવાથી સર્યુંનો રમણીય દેખાવ જોઈ આનંદ થાય છે. અત્યારના અયોધ્યામાં રાજાનો મેહેલ તથા બીજાં મંદિરો, અને ગોરનાં મુકામો સારાં છે, બજાર પણ સારી છે. અહીંઆ જુની જગ્યામાં દશરથનું રાજભુવન હનુમાન ગઢી વગેરે છે, અને આ પણ ખરા હોવા સંબંધે મને તો શક છે. માત્ર હનુમાન ગઢીવાળી જગ્યા લાંબા વખતની જણાઇ. આજથી કેટલાંક વર્ષો પેહેલાં હમણા શ્રીરામચંદ્રજીનું નવું મંદિર છે, તે નહોતું. અહીંઆ અયોધ્યામાં બ્રાહ્મણોના હિતને માટે સભા થઇ છે, પણ તે સભા ત્યાના ગોરોમાં વિદ્યા પ્રસાર કરવાનું કામ કરે તો સારૂં. અત્યારની સભા મારા સાંભળ્યા પ્રમાણે, સ્થાનનો મહિમા વધારવાનું, યાત્રીઓ પાસેથી વધારે પૈસા લેવાનું અને આવેલા પૈસા યોગ્ય રીતે વેંચી આપવાનું કામ કરે છે.

રાજા દશરથે અશ્વમેધ અને પુત્રેષ્ટિ યજ્ઞ કર્યાનું સ્થાન લકડમંડી સ્ટેશન પાસે છે. ચૈત્રમાં રામનવમી પર અયોધ્યામાં ભારે ધામધુમ થાય છે. લગભગ પાંચ લાખ માણસો સ્નાન અને દર્શન નિમિત્તે આવે છે. **સ્વર્ગદ્વારઘાટ સ્નાનનું સ્થળ છે. નાગેશ્વરનું દર્શનિય મંદિર, સુરસરીના રાણીનું મંદિર, ભીંગાના રાજાનું મંદિર, બેતીઆ, ટીકારીના રાજાઓનાં મંદિરો, રૂપિના બાવાનું મંદિર, અયોધ્યાના મહારાજાનું મંદિર, હનુમાનગઢી, કનકભુવન, રાજ-**

મહેલ, આનંદભુવન, કોપભુવન, સીતાનું રસોડું, જન્મ-સ્થાન વીગેરે દર્શનનાં સ્થળો છે. જન્મસ્થાનની જગ્યા બાબરે તોડી મસીદ બનાવી છે છતાં તે સંબંધે હિંદુ મુસલમાનો લડી આખરે બેઉની ધર્મક્રિયા થઇ શકે એવું સ્વરૂપ અત્યારે બન્યું છે. અયોધ્યાની પરિક્રમા કરનારે રામગાદી, સીતાકુંડ, અગ્નીકુંડ, વિદ્યાકુંડ, મનીપર્વત, કુબેરપર્વત, સુગ્રીવપર્વત, લક્ષ્મણઘાટ, સ્વર્ગદ્વાર અને રામઘાટનાં દર્શન કરવાં જોઇએ. રામઘાટથી પાંચ માઇલ પર સૂર્યઘાટ અને સૂર્યનારાયણનું મંદિર છે. ગુપ્તારઘાટમાં ગુપ્તહરિનાં દર્શન કરી નિર્મળનાથ મહાદેવનાં દર્શન કરવાં. આ ચાર ગાઉ દૂર છે. અયોધ્યાથી ૮ ગાઉ પર નંદિગ્રામ છે કે જ્યાં ભરતજી તપશ્ચર્યા કરતા હતા. અહીંઆ ભરતજીનું મંદિર છે.

## ફૈઇઝાબાદ.

ફૈઝાબાદમાં બહુ બેગમનો મકરબો, સુજાઉદ્દૌલાનો મકરબો, વીગેરે જોવાલાયક છે. અહીંઆ લશ્કર રહે છે. વેપારનું સારૂં સ્થળ છે.

અયોધ્યાની પાસે ફઇઝાબાદ નામનું સારૂં ગામ છે. આ ગામ લખનૌથી સહેજ ઉતરતુ છે. પણ તે અયોધ્યાની રાજધાનીનું પ્રાચીન ગામ હોવાથી ત્યાં જોવાનુ અને જાણવાનુ ઘણુંજ છે. ફઇઝાબાદના જુના નવાબી મુકામો ખાસ જોવા લાયક છે. આ મુકામો સાથ ઇતિહાસનો સંબંધ જોડાયલો છે. આ મુકામો જેવુંજ જોવાનુ અને જાણવાનું આપપાસના જુના ખંડેરોમાથી મળે છે પણ આ ખંડેરોની જગ્યા જોવા ભોમીઆની જરૂર છે અને થોડોક રસ્તો ચાલીને જવુ પડે એવો છે.

અયોધ્યાથી એક રસ્તે કાનપુર થઇ અલાહાબાદ જવાય છે અને બીજે રસ્તે સીધું કાશી બનારસ જવાય છે. આપણે-હમણાં કાનપુરનો રસ્તોજ લઇએ.

આપણે આગ્રે મુંબઇથી જુદે જુદે રસ્તે આવી ચુક્યા હતા. અહીં આ કાનપુર આવ્યા છીએ. આગ્રેથી ઇતિમાદપુર થઇને તુંદલે આવી ઇસ્ટ ઇંડીઆ રેલવેમાં કાનપુર ઉપર જવાય છે. તુંદલાથી હરણગામ, ફીરોઝાબાદ, મખનપુર, શીકોહાબાદ, ભારારા, ભાડન, બાલરાઇ, જસવંતનગર, સરાઓપાટ, ઇટાવાહ, એકદીલ, ભરથાના, સમહોન, અચાલડા, પાટા, ફાર્ફંદ, કંચોસી, ઝીંઝાક, રૂરા, મઇથા, ભાઉપર, પંકી પછી કાનપુર આવે છે. આગ્રેથી કાનપુર ૧૬૦ માઇલ છે.

## કાનપુર.

છેટું ૮૩૯ માઇલ ભાડું ૧૩-૨-૦

કાનપુર ગંગાના કિનારે અત્યારે ભરભરાટીમાં આવેલું પેહેલાં નંબરનું શેહેર છે. ૧૮૫૭ ના બળવા સાથ પણ આ શેહેરનો સંબંધ છે કાનપુરમાં ગુજરાતી પ્રજાનો પણ ઠીક વસવાટ છે અને તેઓ ત્યાં સભા, નિશાળ અને લાઇબ્રેરી જેવાં ખાતાંઓ સ્થાપી સંપ ને જ્ઞાન વધારવાનાં સાધનો ધરાવે છે, આ ખુશી થવા જોગ છે.

ઉત્તર હીંદુસ્તાનમાં વેપારની બાબતમાં કાનપુર સર્વથી ચઢીઆતો દરજ્જો ભોગવે છે. કાનપુરમાં જોવા લાયક જગ્યાઓ થોડીજ છે. કાનપુરનો અનાજનો વેપાર બહુજ મોટો છે. આની સાથ કાપડનો વેપાર પણ સારો છે. કાનપુરના બળવા વખતે બળવાખોરોએ ઘાતકી પણે કેટલાક અંગ્રેજોને કુવામાં નાંખી દીધા હતા તે કુવો "મેમોરીઅલ વેલ" તરીકે ઓળખાય છે. આ જોવા લાયક છે. યુરોપીઅનોને મેમોરીઅલચરચ અને કતલઘાટ, કે જે ઘાટ ઉપરથી હોડીઓમાં વિશ્વાસ આપી બેસારેલા અંગ્રેજ કુટુંબોને ગોળાથી વીંધી નાંખવામાં આવ્યાં હતાં, તે પણ જોવા જોગ છે. કાનપુરમાં કારખાનાંઓ ઘણુંજ વધી ગયાં છે. મુખ્યત્વે વુલનમીલ, મ્યુરમીલ, એલગીનમીલ, કાનપુર કોટનમીલ, મેસર્સ કુપર એલનસ બુટ અને લેધર મેન્યુફેક્ટરી, ગવરમેંટ હારનેસ ફેક્ટરી. કાનપુરનાં ખાંડ બનાવવાનાં કારખાનાંઓ અને આટાની તથા જીનીંગમીલ પણ છે. કાનપુરમાં ચામડાંનો વેપાર બહુજ મોટો છે અને કાનપુરની ખાંડ આખા ઉત્તર હિંદુસ્તાનમાં મોટે ભાગે જાય છે. અમે કાનપુર વુલનમીલ અને સરકારી ચામડાનું કારખાનું જોવા ગયા હતા. વુલનમીલમાં બનતા કાપડના અમને જે નમુનાઓ બતાવવામાં આવ્યા હતા, તે ખચીત વખાણવા જોગ હતા અને અંગ્રેજી, ફ્રેંચ, તથા જરમન માલની બરોબરી કરે એવા હતા. સરકારી ચામડાના કારખાનામાં ચામડાનું કામ ઘણુંજ ઉત્તમ થાય છે. કાનપુર આ રીતે વખાણવા લાયક અને દિનપર દિન વધતું જતુ શેહેર છે.

અયોધ્યાથી કાનપુર આવવું હોય તોજ આવવું નહીં તો સિધ્ધા પ્રયાગરાજ (અલાહાબાદ) આવવું. કાનપુર થઇ આવતાં સહજ ખર્ચ વધારે થશે પણ કાનપુર જોવાને મળશે અને કેટલીક વેપારની બાબતો જાણી શકાશે. કાનપુર મુકયા બાદ ચાકેરી, સરસાઉલ, કરબીગવાન, બીંડકીરોડ, કંશપુરગુગલી, માલવા, કુરસ્તીહાલન, ફતેહપુર, હાસવા,

અકેરામપુર, તૈની, ખાસુટા, કનવાર, સીરાથુ, સુજાતપુર, ભરવારી, મનો-હરગંજ, મનૌરી, બમહરૌલી, અને ત્યારબાદ અલાહાબાદ (પ્રયાગ) આવે છે.

### અલાહબાદ.

છેંડુ ૮૪૪ માઈલ, ભાડું મેલનું ૧૩-૧૩-૦ બીજાનું ૯-૬-૯.

આ રીતે આપણે વાવ્ય પ્રાંત, સિંધ, ગુજરાત, રજપુતાના, માળવા ઉત્તરે હિંદુસ્થાન વીગેરે, સર્વ પ્રદેશમાંથી અલાહાબાદ આવી પોહોંચ્યા છીએ. અલાહાબાદ એક કેન્દ્રસ્થળ જેવું છે.

કાનપુરથી અમે અલાહબાદ આવ્યા. અલાહાબાદનુ હિંદુ નામ પ્રયાગ છે. હીમાલયમાંથી નીકળતી ગંગા જમુના નદીઓ જુદા જુદા પ્રદેશમાં થઇ અહીં એકત્ર થાય છે અને તેમાં સરસ્વતી મળે છે. આ ઉપરથી આને પ્રયાગ કહે છે. પ્રયાગ ગંગાથી દૂર છે પણ નઇની ગંગાને કીનારે છે. પ્રયાગમાં શેઠ ગોકળદાસ તેજપાળની ધરમશાળા બહુજ સગવડવાળી છે. અલાહાબાદ બહુજ સારૂં શેહેર છે અને તેમાં વાવ્ય પ્રાંતના લેફટેન્ટ-ગવરનરના મુકામથી, હાઇ કોરટથી, લશકરી છાવણીથી અને બીજાં શોભીતાં મુકામોથી ઓર વધારો થાય છે. અલાહાબાદની બાંધણી કેટલેક ભાગે મુંબઇને મળતી છે અને વસ્તી પણ ગીચ છે. વેપાર રોજગાર વસ્તીના પ્રમાણમાં સારો જણાય છે. અલાહાબાદમાં ઇ૦ સ૦ ૧૮૭૦ માં નામદાર ડયુક ઓફ એડીનબરોની મુલાકાતની યાદગીરીમાં બનાવવામાં આવેલ આલફ્રેડ પાર્ક જોવા લાયક છે. આ પાર્ક હિંદુસ્થાનના બીજા સુંદર પાર્કની બરોબરી કરે એવો છે. અલાહાબાદમાં પણ બળવા વખતે બળવાખોરોએ તોફાન કર્યું હતું.

અલાહાબાદમાં જોવા લાયક સ્થળોમાં ખુશરૂબાગ, હાઇકોર્ટ, આલ-ફ્રેડપાર્ક, મેઓ કોલેજ આ મુખ્ય છે. અલાહબાદની પરિક્રમા કરતાં અલોપીદેવી, વેણીમાધવ, વાસુકીનાગ, ભરદ્વાજ અને યાજ્ઞવલ્કય મુનીઓ, સોમનાથ, દશાશ્વમેધ, શૂલકટેશ્વર અને બ્રહ્મેશ્વર આ તીર્થસ્થાનોનાં દર્શન થાય છે પ્રયાગનો માઘમાસનો વાર્ષિક મેળો ભરાય છે. આ વખતે કેટલાક લોકો ગંગાપર ઝુંપડામાં મહિનાભર રહે છે. જ્યારે વૃષભ રાશીના બૃહસ્પતિ થાય છે ત્યારે અહીંઆ "કુંભ" નો મોટો મેળો ભરાય છે, આ મેળો ૧૨ વર્ષે થાય છે. હમણાજ ગયા વર્ષમાં આ મેળો ભરાયો હતો. કુંભના બૃહસ્પતિ વખતે હરદ્વારમાં, વૃષભમાં પ્રયાગમાં, સિંહનામાં નાશીકમાં અને વૃશ્ચિકમાં ઉજ્જનમાં મેળા ભરાય છે. આ મેળા વખતે લાખો યાત્રીઓ આવે છે. ગંગાની ડાબી બાજુ ઝુંસી નામનું સ્થળ છે.

આ ચંદ્રવંશી રાજાઓની પ્રાચીન રાજધાની પ્રતિષ્ઠાનપુરની જગ્યા છે. અહીંઆ ગઢમાં કેટલાંક ભોંયરાંઓ છે. પુરાણ, સ્મૃતિ, ઇતિહાસ અને શ્રુતિમાં આ સ્થળનું મહાત્મ્ય જોવામાં આવે છે. પ્રયાગ બહુજ પ્રાચીન સ્થળ છે. ઇ. સ. પૂ. ૩૦૦ વર્ષે પેહેલાં મેગેસ્થનીસે આ સ્થળનો ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે. ફાનીહાન આને કૌસલ રાજ્યનો ભાગ જણાવે છે હુએતસંગ અત્ર બૌધ મઠ અને અનેક દેવસ્થાનો હોવાનો ઉલ્લેખ કરે છે. યાત્રીઓ માટે નૈનીમાં રહેવું વધારે અનુકુળ છે. અલ્લાહાબાદ જોવા જવું હોય તેણે એક્કામાં જઇને જોઇ આવવું .

અલાહાબાદથી નઇની, કરચાના, સેરપુર, મેજારોડ, ઇંચડીહ, નેહવાઇ, ઝીંગા, ગાઇપુરા, બીરોહી, વિંધ્યાચળ, મીરઝાપુર, ઝીંગુરા, પનારા, ચુનાર, ફીલાહાટ, અમરૈઆ, જયનાયપુર બાદ મોગલસરાઇ આવે છે.

## હિંદુસ્થાનમાં સર્વોત્તમ માનવામાં આવેલાં ત્રિસ્થળ.

અલાહબાદ હિંદુઓનું પવિત્ર તીર્થ સ્થાન છે. હિંદુ શાસ્ત્રમાં ત્રિસ્થળીને સર્વોત્તમ માનેલ છે. આ ત્રિસ્થલી પ્રયાગ, કાશી અને ગયાને કહે છે. અલાહાબાદમાં દર વર્ષે મકરસંક્રાંતિના સૂર્ય થાય, તે વખતે એક મહિનો ભારે યાત્રા ભરાય છે. ग्रहणेषु काशी मकरे प्रयाग એટલે ગ્રહણમાં કાશી અને મકરમાં પ્રયાગમાં સ્નાન દાન શ્રાદ્ધાદિક કરવાનું મોટું પુણ્ય કહેવામાં આવ્યું છે. ગંગા યમુના અને સરસ્વતી આને ત્રિવેણી કહે છે. વેણી માધવના દર્શન કરવામાં આવે છે. જ્યાં આ ત્રિવેણી સંગમ થાય છે ત્યાં હોડીમાં જવાય છે અને ત્યાં સ્નાન કરવામાં આવે છે. જે લોકો ગંગોત્રીનું કે હરદ્વારનું ગંગાજળ નથી લઇ શકતા, તેઓ અહીંનું જળ લઇ પોતાનાં ઘરમા રાખે છે, અહિંનું જળ ત્રિવેણી સંગમનું છે, તેથી વિશેષ પવિત્ર ગણાય છે.

## અલાહાબાદમાં આવેલું વડનું પ્રાચીન ઝાડ.

અલાહાબાદનો જુનો કીલ્લો જોવા લાયક છે. અત્યારે આ કીલ્લો એક કીલા જેવોજ છે. તેમાં બીજી વિશેષ ખુબી નથી, ચારે બાજુ મજબુત દીવાલ છે અને અંદર ખુલ્લી જગ્યા છે. આ જગ્યામાં બરાખો પણ છે. આ કિલ્લામાં પ્રાચીન વડ છે અને તેને પ્રાગવડ કહે છે. આ વડને બેજ પાંદડાં છે અને તે પાંદડાંમાં શ્રી ભગવાન પોઢયા છે આનાં દર્શન થાય છે. આ પાંદડાં અને વડના સંબંધમાં અનેક વાતો કહેવામાં આવે છે, પણ તેપર કેટલો વિશ્વાસ મુકવો આ સઉ સઉના અભિપ્રાયની વાત છે. આ

કીલ્લામાં પ્રસિધ બૌધ રાજા અશોકનો કીર્તિ સ્થંભ છે અને તેની ઉપર મહાત્મા બૌધની આજ્ઞા કોરેલી છે. આ કિલ્લો ગંગાના કિનારે છે.

અલ્લાહાબાદથી કાશી જવા પેહેલાં જબલપુરને રસ્તે ન આવેલાઓ એ અલાહબાદથી માણેકપુર જઇ ચિત્રકુટ જઇ આવવાની જરૂર છે. જબલપુરથી આવનારે માણેકપુર ઉતરી ચીત્રકુટ થઇ અલ્લાહાબાદ જવું. રામાયણકાર મહાત્મા તુલસીદાસનું આ પસંદગીનું સ્થાન છે. ચિત્રકુટનું સ્થાન અનેક કુદરતી દેખાવોથી ભરપુર છે અને કેટલાક મહાત્માઓ રૂષી મુનીઓ અને શ્રીરામચંદ્રજીએ આ સ્થાનમાં નિવાસ કર્યો હતો અને હજી પણ કેટલાક મહાત્માઓ અત્રે રહે છે, તે અવશ્ય દર્શનીય સ્થાન છે. ચિત્રકુટ સંબંધી વિશેષ હકીકત પૃષ્ટ ૨૬૬ માં જોવી.

## વિંધ્યાચળ પર્વત ઉચાઇમાં વધી નહીં શકવાનો સબબ.

અલ્લાહાબાદથી કાશી તરફ જતાં વિંધ્યાચળનું હમણાંજ ઉઘાડવામાં આવેલું રેલવે સ્ટેશન ભગવતી વિંધ્યવાસીનીનાં દર્શન માટે બહુજ અનુકુળ થઇ પડયું છે. પેહેલાં વિંધ્યવાસીનીનાં દર્શન કરવા જનાર મીરઝાપુરથી જતા હતા અને મીરઝાપુરથી એક્કા મળતા હતા, તેથી અગવડ પડતી નહોતી. હાલ વિંધ્યાચળજ ઉતરી ભગવતીનાં દર્શન કરાય છે. ભગવતી વિંધ્યવાસીનીનું મંદિર ઘણુંજ પ્રાચીન છે અને દેવી ભક્ત આ માતાજીનાં દર્શન કર્યા વગર પોતાને કૃતકૃત્ય થયા માનતાજ નથી. વિંધ્યવાસીની વિંધ્યાચળ પર્વતપર છે. એવું કહેવાય છે કે કેટલાક કારણથી વીંધ્યાચળે ઉંચા વધવા માંડયું. વીધ્યાચળના વધવાથી સુર્યનો પ્રકાશ વીગેરે પણ મળતો અટકી પડશે એવું જોઇ અગસ્ત રૂષીની પ્રાર્થના કરી અને અગસ્તે પોતાના તપોબળથી વિંધ્યાચળને પોતે પાછા ન ફરે ત્યાં સુધી તેની તેજ હાલતમાં રહેવા ફરજ પાડી છે. અગસ્ત પાછા ફર્યાજ નહીં અને વિંધ્યાચળ ઉંચો થઇ શકયોજ નહીં. વિંધ્યાચળ પર્વત કુદરતી લીલાથી ભરપુર છે. વિંધ્યાવસીનીનાં દરશન કરી વિંધ્યાચળનાં દર્શન કરાય છે. આ વિંધ્યાચળમાં અનેક ખનીજ પદાર્થો છે આમ કહેવાય છે. વિંધ્યવાસીનીનો મોટો મેળો નવરાત્રીમાં ભરાય છે અને તે વખતે આખા હિંદુસ્થાનમાંથી સેંકડો દર્શન માટે આવે છે. વિંધ્યાચળથી કાશીએ અમો આવી પહોંચ્યા.

વિંધ્યાચળ સ્ટેશનથી વિંધ્યવાસીની જવાય છે. સ્ટેશનપાસ ધર્મશાળા છે. વિંધ્યવાસીનાનું બીજું નામ કાત્યાયની છે. આ મંદિરની આજુબાજુ ગાઢ જંગલ આવી રહ્યું છે. ભગવતિ સિંહારૂઢ બેઠાં છે.

મંદિરમાં બ્રાહ્મણો ચંડીપાઠની ઝુક લગાવી રહે છે. આ દેખાવ ભક્તિને દૃઢ કરનારોજ છે. અહીંઆ ૧૨ ભુજાદેવી, ખાપરેશ્વર મહાદેવ, મહાકાળી, ધર્મધ્વજા, વિંધ્યેશ્વર મહાદેવ, હનુમાનજી વીગેરે દર્શનીય સ્થાનો છે. અહીંઆ ભગવતી, કાલિ અને અષ્ટભુજાનાં દર્શનને ત્રિકોણયાત્રા કહે છે. વિધ્યાંચળથી બે માઇલપર કાળખોહમાં કાલીનું મંદિર છે. આગળ અષ્ટભુજાદેવીનાં દર્શન થાય છે. રામેશ્વરની પાસે રામ ગયામાં પીંડદાન થાય છે. પુરાણ, ઈતિહાસ વીગેરેમાં આ સ્થાનનું ભારે મહાત્મ્ય જોવામાં આવે છે. कलौ चण्डिविनायकौ એટલે કલિયુગમાં ચંડી અને ગણપતિજ સિદ્ધિ દેનાર છે એમ સમજી આ ચંડીનું મહત્ સ્થાન હોવાથી લોકો શ્રદ્ધાપૂર્વક દર્શન કરી ઈપ્સિત મેળવે છે. પુરાણોથી લઇને વેદ સુધીમાં શક્તિસ્તવનનો મહિમા આર્ય લોકો જોઇ શકે છે. શ્રીવિષ્ણુ-ભગવાન-પુરૂષોત્તમ-યોગનિદ્રામાં સમસ્ત જગત જળમય કરી સુતા હતા તે વખતે દુષ્ટ રાક્ષસોએ દેવતાઓને દુઃખ આપવા માંડ્યું. દેવતાઓએ તપ કરી વરદાન મેળવેલું તદનુસાર ભગવતિ દેવી ઉત્પન્ન થયાં અને તેઓએ દુષ્ટ રાક્ષસોને મારી દેવતાઓનું સંરક્ષણ કર્યું અને જે કાર્ય સમસ્ત દેવતાઓથી ન થઈ શક્યું તે આ એકજ દેવીએ મહાવિસ્મયકારક રીતે કર્યું તે પરથી શક્તિનું મહાત્મ્ય સર્વોત્તમ છે. આર્ય ધર્મશાસ્ત્ર અને દેવતાઓનાં રહસ્ય અત્યારે સમજનારા થોડાજ છે. પુરૂષ અને પ્રકૃતિ, બ્રહ્મ અને માયા, બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આ ત્રિપુટી, સત્વ, રજ અને તમ આ ત્રણ ગુણો વીગેરેનું વર્ણન જુદે જુદે સ્વરૂપે ત્રિકાળદર્શી ઋષિઓએ પૂરાણ ગ્રંથોમાં રૂપક બાંધી કર્યું છે. અમારા આધુનિક આંગ્લવિદ્યા વિભુષિત યુવકો રેનોલ્ડનું મિસ્ત્રીજ ઓપ્ ધી કોર્ટ ઓફ્ લંડન વાંચી, તે અમુક અમુક વ્યક્તિને ઉદ્દેશી, રૂપક આપી નામઠામ ફેરવી, લખેલું છે આમ સહજ કહેશે પણ આ શરિર અને સંસારનું અહર્નિશ અવલોકન કરનાર સમાધિનિષ્ઠ મહર્ષિઓએ ધ્યાનમગ્ન થઇ જે સત્ય, રૂપક આપી જગત્ કલ્યાણ માટે, જગતપાસ મૂક્યું છે તે ગપ્પાધ્યાય છે એમ કહેવામાં જરાપણ વિલંબ નહિજ કરે. મારો વિચાર આ પુસ્તકમાં રહસ્ય દર્શન કરાવવાનો નથી પણ અત્ર શક્તિની ઉત્પત્તિ અને અસુરનો નાશ આ શું છે? આ સંબંધેજ સહજ ઉલ્લેખ કરૂં છું. આ જગત્ માયાછે. માયાનો નાશ કરી જગતમાં ઓતપ્રોત વ્યાપ્ત બ્રહ્મને જોવો તે બ્રહ્મજ્ઞાન. બ્રહ્મના અંશરૂપ શરિરમાં રહેલ જીવાત્મા તે પણ માયા-અવિદ્યા વિશિષ્ટ છે. આ આત્માને માયાથી મુક્ત કરી શુદ્ધ સ્વરૂપમાં જોવો આનું નામ આત્મદર્શન અને એજ આ માનવ દેહની સિદ્ધિ. આ આત્મદર્શન

સર્વેને નથી પતું તેનું કારણ માયાનું આવરણ છે. મધુ-કૈટભ-શુંભ-નિશુંભ ચંડ-મુંડ-રક્તબીજ-મહિષાસુર પ્રત્યાદિ જે રાક્ષસો સપ્તચંડિમાં આવે છે અને જેનું નિકંદન જેગમાયાએ કરેલું છે તે કામ ક્રોધાદિક ષડ્‌રિપુ અને અંહકારાદિક છે. બ્રહ્મા, વિષ્ણુ અને શીવને શક્તિવગર કોઇપણ કાર્ય કરવા અશક્ત માનવામાં આવ્યા છે. જગતનો વ્યવહાર શક્તિથીજ ચાલે છે. દશ ઇંદ્રિઓ શક્તિ રહિત હોય તો તે નિરૂપયોગી છે. ઇદ્રિને ગતિ આપનાર મન ગણાવ્યું છે પણ વાસ્તવિક રિસા ગતિ આપનાર મનની શક્તિ છે. મન, બુધ્ધિ, વિગેરેની ગતિ તેની શક્તિ અનુસાર છે પણ અંતરાત્મા જેને કુટસ્થ સાક્ષીરૂપ માન્યો છે તેની શક્તિ, તે યોગ નિદ્રામાં હોવાથી, કાર્ય રહિત છે. આ શક્તિ કાર્ય કરતી થાય તો બીજી શક્તિ બંધ પડે. આ શક્તિને જાગૃક કરવી આજ શક્તિ સ્તવના છે. યોગદ્વારાજ આ શક્તિ જાગૃક થઇ શકે છે. આ વખતે શ્રી ભગવાનના નાભિ કમળમાં રહેલા બ્રહ્માને, મધુ કૈટભ કે જેની ઉત્પતિ વિષ્ણુના કર્ણના મલમાંથી થએલી ગણાવી છે તેનો, ભય ઉત્પન્ન થયો. દરેક વ્યક્તિના નાભી કમળમાં બ્રહ્મા-પ્રાણ વાયુ છે. પ્રાણ વાયુની સાથ અપાન મેળવી ઉત્થાન કરતી વખતે કર્ણમાંથી ઉત્પન્ન થતા નાદ જેવો અવાજ ભય ઉત્પન્ન કરે છે અર્થાત એ વખતે જીવ અકળાઇ પ્રાણ હૃદયમાંથી ઉપર ન ચડતાં પાછો નીચે સ્થીર થવા યત્ન કરે છે. કેવળ શુધ્ધ આત્માની શક્તિજ સહાય કરે તોજ તે બ્રહ્મરંધ્રમાં જઇ, એકાગ્રતા પ્રાપ્ત કરી, સર્વ ચિત્તવૃત્તિનો નિરોધ થઇ, કામક્રોધાદિ શત્રુથી બચે છે. આ તાત્વિક અર્થ ન સમજનારા નવાર્ણમંત્રનો સસ્વર જપ કરે તો, બ્રહ્મચર્ય રાખી આસ્તિક બુધ્ધિથી દેવીનાં સ્વરૂપનું એકાગ્ર ચિત્તે ધ્યાન ધરે તો, સહજ કાર્યસિધ્ધિ કરી શકે છે. સપ્ત ચંડિમાં આ નવાર્ણ મંત્રજ માત્ર મૌન્ય ધારણ કરી જપવાનો છે. બાકીનો સર્વ પાઠ હ્રસ્વદીર્ઘ અનુસ્વાર, વિસર્ગ સર્વેનો વિચાર કરી મોટેથી યથાબળ કરવાનો છે. સપ્તસતિની ગુંથણી અખંડાયુ માર્કંડેય રૂષિએ એવા શબ્દોથી કરી છે કે જેમ હારમોનિયમની કળો દાબતાં સારીગમ શીખાય છે તેમ આ પાઠ કરવાથી પ્રાણ વાયુને યોગ્ય ગતિમાં જવાની સંધિ મળે છે અને તેથીજ આરંભ અને અંતમાં નવાર્ણ મંત્ર જપવા કહ્યું છે પણ અત્યારે અમારા બંધુઓ હાથમાં માળા લઇ ૧૦૮ મંત્ર જપવાથી ઇતિ કર્તવ્યતા સમજે છે પણ વાસ્તવિક રિસા નવાર્ણમંત્રનો જપ, અજપ્પાતુલ્ય એક શ્વાસે ૧૦૮ થાય ત્યારેજ ખરો જપ થયો કહેવાય. એકશ્વાસે ૧૦૮ નવાર્ણ જપ કરનાર અવસ્ય મેવ સિદ્ધિ મેળવે છે. એકશ્વાસે ૧૦૮ જપ સિદ્ધ થાય તો પ્રાણવાયુ નાભિ-

માંથી ઉત્થાન થઇ બ્રહ્મરંધ્રમાં જઇ જગદંબાનાં સાક્ષાત્ દર્શન કરે છે. આ બાબતમાં અનુભવ લઇ ખાત્રી કરનારા કયાં છે ? અત્યારે તો હાથમાં માળા અને ચિત્તમાં બીજી કલ્પનાજ જોવામાં આવે છે. આટલું છતાં શુદ્ધ પ્રેમી માતા, બાળકનો દોષ ન જોતાં, પુત્ર પ્રત્યે વાત્સલ્યભાવથી દયા દૃષ્ટિએ જુવે છે તદનુસાર, ભકિતથી અવશ્ય લાભ મેળવી શકે છે. આ લાભ પ્રાપંચિક નહિ પણ પરમાર્થિક સમજવાનો છે.

**મીરજાપુર** જે પહેલાં વિંધ્યવાસીનીનાં દર્શન કરવા જવાનું સ્ટેશન હતું તે ગંગાના કિનારા ઉપર અનેક દેવ મંદિરો, ઘાટો વીગેરેથી સુશોભિત સ્થળ છે. અનાજ અને રૂના વેપારનું આ મથક ગણાય છે. અહીંઆ વામનજીનું સુંદર મંદિર છે. કેટલાક શિવાલયો પણ આવી રહ્યાં છે. વિંધ્યવાસીનીનાં દર્શનસારૂ વિંધ્યાચળ સ્ટેશન થયું છે છતાં મીરજાપુર જોઇ ગાડીમાં જવાથી બહુજ આનંદ પ્રાપ્ત થાય છે.

**ચુનારનો** મજબુત ગણાતો કિલ્લો મોગલસરાયથી દશેક ગાઉપર છે. આ કિલ્લો અત્યારે કેદીઓને રાખવાના કામમાં આવે છે. અહીંઆ લશ્કર પણ રહે છે. કિલ્લાપર કેટલાક મકરબાઓ છે. રાજા ભર્તૃહરિની યોગાભ્યાસની ગુફા કિલ્લામાં અત્યારે પણ છે. અહીંઆ ગંગેશ્વરનાથ, દુર્ગાઓ, આચાર્યકુપ, ભૈરવ, ચક્રદેવી વીગેરે દર્શનીય સ્થળો છે. આ કિલ્લામાં દિલ્હીનો પૃથીરાજ ચવ્હાણ રહેલો આ ઇતિહાસ જાણનારાથી અજાણ્યું નથી.

## હિંદુ પ્રજાનું ઉત્તમમાં ઉત્તમ તીર્થ.

કાશી (બનારસ) છેટું માઇલ ૯૪૧; ભાડું મેલનું ૧૫-૮-૦
બીજાનું ૧૩-૦-૦

કાશી આ હિંદુ પ્રજાનું સૌથી ઉત્તમમાં ઉત્તમ તીર્થ આજ લાંબા વખતથી ગણાતું આવ્યું છે. આ ઉત્તમતા હજી પણ એ તીર્થે જાળવી રાખી છે, આ સંતોષની વાત છે. કાશી મુક્તિપુરી કહેવાય છે. કાશીમાં મરણ પામે તેને જન્મ મરણ પ્રાપ્ત થતું નથી. કાશીમાં તારક મંત્ર શ્રી મહાદેવજી મરણાવસ્થાને પ્રાપ્ત થએલાને આપે છે અને તે મોક્ષ પામે છે. કાશી અથવા બનારસ આ મોટું શેહેર છે. કાશીનું પ્રાચીન નામ વારાણસી છે. વારણા અને અસી આ બે નદીઓ ગંગામાં મળે છે અને વારણા અને અસી આ બે નદીના વચેના પ્રદેશને "વારણસી" આમ કહેવામાં આવેલ છે. "વારાણસી" ઉપરથી "વારાણસી" થએલ છે આમ ખુલું જણાય છે. અત્યારે પણ કાશીની પંચકોશી

કરનાર વારણા અને અસી આ બે નદીનાં પ્રદેશમાં ફરી આવે છે. આ પંચક્રોશીમાં વસ્તી બહુ નથી છતાં પ્રાચીન વખતમાં ત્યાં હશે, આવું અનુમાન સહજ થઈ શકે એમ છે. કાશીમાં ગંગાનું જળ પુર જોસમાં વહે છે અને રેલવે પુલ નહોતો થયો, તે પહેલાં ગંગામાં હોડીઓનો પુલ બાંધેલો હતો તેનાપરથી લોકોની આવજાવ થતી હતી.

## કાશીમાં આવેલાં અસંખ્ય મંદીરો.

કાશીમાં વિશ્વનાથનું દ્વાદશ જ્યોતીર્લિંગમહિનું એક પ્રાચીન મહાદેવનું મંદિર છે. આ સ્થાન પણ એસલામી અમલમાં ભ્રષ્ટ થયા વગર રહ્યું નથી. આપાગના વિશ્વનાથના મંદિરની બાજુમાંજ એસલામીઓની મસીદ આવેલી છે. વિશ્વનાથનું અત્યારનું મંદિર નવું છે, છતાં તે જુનાની બરોબરી કરે છે. પ્રાચીન વિશ્વનાથને કુવામાં પધરાવવામાં આવ્યા છે. અને આ કુવો અત્યારે પણ જ્ઞાનવાપીના નામે ઓળખાય છે અને દરેક યાત્રી આ કુવાના જળનું મહાં આચમન કરી પુજાની સામગ્રી કુવામાં ચડાવે છે. વિશ્વનાથનુ અત્યારનું મંદિર પણ બહુજ ભવ્ય છે. અને સોનાના કળશ અને પતરાથી જેટલું ભવ્ય છે તેનાં કરતાં લોકોના પ્રેમાન્તઃકરણની જય વિશ્વનાથ, જય મહાદેવના ધ્વનીથી વિશેષ ભવ્ય લાગે છે. વિશ્વનાથનાં મંદિરમાં ચારે બાજુ શંકર શંકર છે, એટલુંજ નહીં પણ કાશીમા સર્વત્ર એટલા બધા શંકર છે કે "કંકર એટલા શંકર" આમ કાશી માટે કહેવાય છે, તે ખરું છે આમ તાથ-ડતોબ ખાત્રી થયા વગર રહેતી નથી. હિંદુઓનું પ્રાચીન તીર્થસ્થાન હોવાથી ત્યાં અસંખ્ય મંદિરો આવી રહ્યાં છે અને કાશીનાં પ્રત્યેક મંદિરનાં દર્શન કરવા ચાહનાર પણ એક બે મંદિરના દર્શન વગર તો રહીજ જાય, આ કહેવું વાસ્તવિક લાગે છે. કાશીના મંદિરો દક્ષિણનાં મંદિરોની માફક બહુજ મોટાં નથી હોતાં, છતા કારાગરીની બાબતમાં અને શૃંગારની બાબતમા તે આખા હિંદુસ્થાનથી ચડે છે એટલુંજ નહીં, પણ આ મંદિરોનો પુજાનો ઠાઠ પણ ભારે હોય છે. કાશી તે કાશીજ છે અને તેની બરોબરી હિંદુસ્થાનનું કોઇપણ સ્થાન કરી શકે એમ નથી, આમ કહેનારાઓ ખરાજ છે, આમ ખાત્રીપૂર્વક કહી શકાય છે.

## કાશીની પ્રાચીન મોટાઇનાં કારણો.

કાશીની અત્યારની મોટાઇ મંદિરોથી છે, પણ તેની પ્રાચીન મોટાઇનાં કારણો જુદાંજ છે. કાશી આ સ્થાન હિંદુઓ વિદ્યાનું સ્થાન છે. અત્યારે કાશી હિંદુસ્થાન કરતા પ્રાચીન સંસ્કૃત વીદ્યામા તો વિશેષ છે પણ પ્રાચીન

કાળમાં કિંબહુના આજથી ચારસોથી પાંચસો વરસ પેહલાં સુધી કાશીજ વિદ્યાપીઠ ગણાતું હતું. ગમે તે આચાર્યો હો, કે વિદ્વાન હો, પણ તેને કાશીસ્થ વિદ્વાનો કે આચાર્યો વિદ્વાન કબુલ ન રાખે, ત્યાં સુધી તે આચાર્યો કે વિદ્વાન ગણાતાજ નહોતા. શ્રીમચ્છંકરાચાર્ય, વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય વિગેરે આચાર્યોએ પણ કાશીમાં પોતાના સંપ્રદાયોની સ્થાપના વેદશાસ્ત્રાનુસાર સ્થાપિત કીધી હતી. હીંદુ પ્રજાના છ શાસ્ત્રો વ્યાકરણ, ન્યાય, સાંખ્ય, મિમાંસા, અને વેદાંત, ચાર વેદો, વેદાંગો વીગેરે સંપુર્ણ જાણનારા અગાઉ કાશીમાં હતા. અત્યારે પણ એ ચાર શાસ્ત્ર પુરાણ પણ જાણનારા છે. કાશીના વિદ્વાનો પોતાની વિદ્યા પૈસા લઇ બીજાને શીખવતા નહોતા પણ પરોપકાર બુદ્ધિથી શીખવતા હતા અને તેથી અકેક વિદ્વાનની પાસ અગાઉના વખતમાં સેંકડો વિદ્યાર્થીઓ રહેતા હતા. આવા અદ્વિતીય વિદ્વાન અને વિદ્યાર્થીઓનું પોષણ કાશીમાં થતું હતું. આથી કાશીની મોટાઇ જગવિશ્રુત હતી, કાશીમાં સન્યાસીઓ સારૂં, વિદ્યાર્થીઓ સારૂ અત્યારે પણ અન્નસત્રોછે અને ત્યાં અનેક માણસોને આશ્રય મળે છે. કાશીએ ભણવા ગયા વગર આગલ મનુષ્ય ગૃહસ્થાશ્રમને પણ લાયક થતો નહોતો. અત્યારે પણ બ્રાહ્મણના છોકરાને જનોઇ દઇ તુરત મામો તેડી લે છે છતાં બાઇડીઓ ગાય છે કે " બડવો કાશીએ જઇ આવ્યો " જનોઇ વખતે અત્યારે માત્ર ફારસજ થાય છે પણ પ્રાચીન વખતમાં જનોઇ દીધા બાદ બટુકને આચાર્ય કાશીએ લઇ જઇ વિદ્યાભ્યાસ કરાવતા હતા. પ્રાચીન કાળમાં કાશી એ કેવળ બ્રહ્મચારી સંન્યાસી અને ઇશ્વરપરાયણ બુદ્ધિવાલા વિરક્ત વિદ્વાનોનું નિવાસ સ્થાન હતું. અને તેઓ વારણા અને અસી વચેનાં પ્રદેશમાં પોતાની પર્ણકુટી બનાવી રહેતા હતા. આ રીતે અત્યારે યુરોપમાં જેવી બોરડીંગ સ્કુલો છે, તેવું આ એકજ સ્થાન કાશી હતું, અને તેને લીધે કરીને તેની મોટાઇ હતી. અત્યારે કાશી વસ્તીવાળું સ્થાન થયું છે.

## કાશીમાં કમતી જોવામાં આવતો ધર્મભાવ.

કાળનો પ્રવાહ સર્વત્ર એકસરખો છે. કાશીમાં પણ ત્યાંના રહેવાસીઓમાં ધર્મભાવ કમતી જોવામાં આવે છે. કાશીના સંન્યાસી, ગૃહસ્થ, વિદ્વાનો અને બીજા ધાર્મીક સંસ્થાના વ્યવસ્થાપકો સ્વાર્થપટુ મોટે ભાગે જોવામાં આવે છે. માત્ર યાત્રીઓના હૃદયમાંજ ધર્મભાવ જોવામાં આવે છે. કાશીમાં જનારા યાત્રીઓને કાશીની સાંકડી ગલીઓથી ભુલા પડી જવાની મોટી ધાસ્તી રહે છે અને આની સાથ આ ગલીઓનો લાભ લઇ પાંચ પચીસ રૂપયાના લોભે મોટા અનર્થો થવા સંભવ રહે

છે. કાશી જેવાં પવિત્ર સ્થાન માટે આવું લખવું પડે છે આ ખેદકારક છે, પણ ખરી સ્થિતી જણાવ્યા વગર રહી શકાતું નથી. કાશીમાં મફતનું ખાવાનું ઘણુંજ મળે છે અને આથી નિરૂદ્યોગીઓનો અહીંઆ વિશેષ ભરાવ રહે છે. વિદ્યાર્થીઓનું લક્ષ ભણવા કરતાં ભક્ષણમાં વધારે રહે છે. કાશીમાં આખા હીંદુસ્તાનની પ્રજા વસે છે અને તેઓના વાસનું કારણ ધર્મ બુદ્ધિનું હોવા છતા તેઓ પણ પ્રવાહમાં ઘસડાવા લાગ્યા છે, આ વિપરીત છે. કાશીમાં અંન, શાક ભાજી અને બીજી ઘરસંસારની ઉપયોગી ચીજો સસ્તી મળે છે અને સાધારણ આવકમાં પણ ગુજારો થઇ શકે એમ છે, છતાં વાસ કરી રહેલા ભિક્ષુકો કાશી જાણે પૈસા પેદા કરવાનું સ્થળ કેમ ન હોય એમ સમજી પોતાનો ધર્મ મુકી દે છે. કાશીમાં સજ્જનતાને બદલે ખળતા વીશેષ છે અને તે કાશીમાં રહી શીખેલામાં પણ જોવામાં આવે છે. અત્યારે કાશી પહેલા જેવું નથી, પણ શુધ બુદ્ધિથી કાશીમાં રહી વિદ્યા પ્રાપ્ત કરવા ઇચ્છનારને, ધર્મ પ્રાપ્ત કરવા ઇચ્છનારને કાશી સારૂં સ્થાનછે, એમાં જરાએ શક જેવું નથી.

## બનારસ સેંટ્રલ હિંદુ કોલેજ.

કાશીમાં અત્યારે સ્થાપન થએલ બનારસ સેંટ્રલ હિંદુ કોલેજ હું ખાસ જોવા માટે ગયો હતો. આ કોલેજ પ્રસિદ્ધ નાસ્તિક શ્રેષ્ટ વિદુષિ બાઇ એની બીસેંટના પ્રયાસથી સ્થપાઇ છે. પ્રસિદ્ધ નાસ્તિક તરીકે જાહેરમાં આવેલ આ બાઇ પુર્વજન્મના સંસ્કાર યોગે પુર્ણ આસ્તિક બની ભારતના વિદ્યાપીઠમાં ભારત સંતાનની ધાર્મિક, નૈતિક અને વિદ્યા સંબંધી ઉન્નતી કરવા પ્રયાસ કરી વિજયી બને, આ થોડું આશ્ચર્યકારક નથી. આ કોલેજ સંબધે વર્તમાનપત્રોમાં સભ્ય અપસભ્ય આવેલા વિચારોને લઇને તે જોવા મને વધારે મન થયું. અલબતાં મારો વિચાર મુખ્યત્વે કરી કોલેજમાં અપાતું શીક્ષણ, વિદ્યાર્થીઓની રહેવા ખાવાની વ્યવસ્થા અને આચાર વિચાર સંબંધે, તપાસ કરવાનો હતો, પણ આ વખતે ગરમીની રજાને અંગે કોલેજ બંધ હોવાથી, મારો વિચાર પાર પડી શકયો નહી, છતાં કોલેજ ખાતાના એક ગૃહસ્થે મને સર્વે વ્યવસ્થા બતાવી અને તે જોઈ હું ખચીત ઘણો ખુશી થયો એટલુંજ નહીં, પણ આ કોલેજની વિશેષ પ્રયત્ન કરનારાઓ પ્રત્યે ખેદ પણ ઉપજ્યો.

## કોલેજનું સુંદર મુકામ.

આ કોલેજ કાશીથી બે માઇલ દુર છે. કોલેજનું મુકામ બહુજ સુંદર છે અને મુકામના દરવાજાપર ગણપતી અને સરસ્વતીનાં ચિત્રો છે. દરવાજામાં પેઠા બાદ થોડોક કંપાઉન્ડનો ભાગ છે. પછી કોલેજનું મુકામ આવે છે. આ મુકામમાં વિદ્યાર્થીઓને રહેવાની ચાલો છે. બાજુ પર રસોડાંઓ છે. સામી બાજુ નાવાની જગ્યા છે, કે જે જગ્યાઓમાં લોખંડની મોટી ટાંકીઓ ગોઠવી નળો બેસાડેલા છે. પડખે સંધ્યા પુજાનું સ્થાન છે અને ત્યાં આસન–બેઠક–ની વ્યવસ્થા બહુજ સારી છે. આ મુકામનો કેટલોક ભાગ હજી બને છે. આ મુકામની વચમાં ચોક અને ચોકમાં ફુવારો છે. બીજી બાજુ લેકચર હોલ છે. આ હોલ બહુજ મોટો છે. લેકચર હોલની બાજુમાં કોલેજની ઓફીસ છે અને બીજી બાજુ લાઇબ્રેરી છે. આ લાઇબ્રેરીનો પુસ્તક સંગ્રહ ઘણોજ ઉત્તમ છે. આ લાઇબ્રેરીમાં ન્યુસપેપરો પણ આવતાં જોવામાં આવે છે.

## કોલેજમાં જોવામાં આવતી સગવડો.

આ લેકચર હોલમાંથી બહાર નીકળતાં શેઠ મોરારજી ગોકળદાસના સુપુત્ર શેઠ ધરમશીની તરફથી સ્થાપવામાં આવનાર લેબોરેટરીનું મુકામ બનતું હતું. આ સીવાય વિદ્યાર્થીઓને રમતગમતની, કસરતની અને બીજી સગવડો પણ સર્વોતમ છે. આ કોલેજના મુકામની જગ્યા ઘણીજ વિશાળ છે અને તેનું ક્ષેત્રફળ કમમાં કમ બે માઇલથી ઓછું નહીંજ હોય આમ અનુમાન કરૂં છું. કાશી જેવા વિદ્યાપીઠમાં આ વીશમી સદીમાં પૂર્વ અને પશ્ચિમના મિશ્રાચારવિચારની આ કોલેજ ભારત સંતતિના કલ્યાણનું મુળ થશે, આમ મારૂં માનવું છે. આ કોલેજને મદદ આપનારાઓ સન્માર્ગે પોતાના પૈસાનો વ્યય કરે છે આમ મારૂં માનવું છે.

## કાશીનું વ્યાવહારિક સ્વરૂપ.

કાશીમાં નાગરી પ્રચારણી સભાએ પણ સારૂં મુકામ બાંધ્યું છે અને એ સભા પણ હિંદી ભાષાની ઉન્નતિ માટે સારો પ્રયાસ કરે છે. કાશીની અંદર નવાં જુનાં મુકામો ઘણાંજ છે અને તે પ્રત્યેક મુકામો ખુબીદાર છે. કાશીનાં સર્વ મુકામો ગચીદાર હોય છે. કાશીમાં નળીઆં ક્વચિતજ જોવામાં આવે છે. કાશીમાં સરકારી મુકામો પણ શોભીતાં છે. કાશીનો સ્થાનીક વેપાર તાંબા પીતળનાં ઉત્તમ કારીગરીનાં વાસણનો,

જરી કળાબતુનો, રેશમી વસ્ત્રોનો અને રંગીન લાકડકામનો અત્યારે પણ સારી સ્થીતીમાં જળવાઇ રહ્યોછે. કાશીમાં વસ્તી પણ ઘણીજ ગીચ છે.

સરનાથનું જુનું બૌધ મંદિર.

કાશીનાં મંદિરોમા સરનાથનું જુનું બૌધ મંદિર છે. આ મંદીરમા મહાત્મા બુધે પોતાનો નવો સિધ્ધાંત જાહેર કર્યો હતો. આ મંદીર અત્યારે પ્રાચીન ધર્માનુયાયીઓએ પોતાના ધર્મના સ્વરૂપમા ફેરવી નાખ્યું છે, છતાં ત્યાં બૌધ ધર્મની પ્રાચીન નીશાનીઓ છુટીછવાઇ અત્યારે પણ જોવામાં આવે છે. અન્નપૂર્ણાનું અત્યારનું મંદીર, જે છેલી સદીમાં પેશવાઇ રાજ્ય તરફથી બંધાવવામા આવ્યું છે, તે એક સુંદર મંદીર છે. કાશીમા અન્નપૂર્ણાના પ્રતાપે કોઇ ભુખે રહેતું નથી. અન્નપૂર્ણામાંજ દીવસના ત્રણ વખત ખાવાનું વેહેંચવામા આવે છે આથીજ કહેવાય છે, કે —

ચણા ચવેણું ગંગજળ જો આપે કીરતાર,
કાશી કબુ ન છોડીએ વીશ્વનાથ દરબાર.

કાળ ભૈરવનું જુનું મંદીર, દુંઢીરાજ ગણપતીનું સ્થાન, આદિવિશ્વેશ્વરનું મંદીર, સંકટા માતાનું મંદીર, દુર્ગાજીનું કાશીથી થોડે છેટેનું મંદીર, ગંગા મેહેલ, હનુમાનનું મંદીર અને બીજાં અસંખ્ય મંદીરો કાશીમા છે. આ બધાં મંદીરો એસલામીઓએ ભ્રષ્ટ કર્યાં હતાં અને તે ફરી ફરી બંધાયા છે. કાશીનો દેખાવ મંદીરો અને ઘાટથીજ રમણીય લાગે છે. કાશીના બધા ઘાટોમાં મણીકર્ણીકાનો ઘાટ બહુજ પવિત્ર ગણાય છે.

મણીકર્ણીકાના પવિત્ર ઘાટની ઉત્પતિ.

खनित्वा तत्र चक्रेण रम्यां पुष्करिणीं हरिः ।
निजाङ्गस्वेदसंदोहसलिलैस्तामपूरयत् ॥ १ ॥

त्वदीयस्याऽस्य तपसो महोपचय दर्शनात् ।
यन्मयान्दोलितो मौलि रहिश्रवणभूषणः ॥ २ ॥
तदान्दोलनतः कर्णात्पपात मणिकर्णिका ।
मणिभिः खचिता रम्या ततोऽस्तु मणिकर्णिका ॥३॥
चक्रपुष्करिणी तीर्थं पुराख्यातमिदं शुभम् ।
त्वया चक्रेण खनना च्छंखचक्रगदाधर ॥ ४ ॥

मम कर्णात्पपाते यं यदा च मणिकर्णिका ।
तदा प्रभृति लोकेऽस्मिन् ख्याताभून्मणिकर्णिका ॥८॥

વિષ્ણુ ભગવાન પોતે કાશીક્ષેત્રમાં આવીને તપશ્ચર્યા કરવા લાગ્યા તે વેલા પોતાના સુદર્શન ચક્રથી ખોદીને સુન્દર રમણીય પુષ્કરિણી તૈયાર કીધી, ને તેને પોતાના દેહના સ્વેદના જલથી પરિપૂર્ણ કીધી, ત્યારે વિશ્વેશ્વર પ્રસન્ન થઇને પોતાનું મસ્તક હલાવતા એવા વરદાન આપીને બોલ્યા કે હે વિષ્ણો ! તમારી તપશ્ચર્યાની ઘણી વૃદ્ધિ જોઇને ઘણા હર્ષથી અમે પોતાનું મસ્તક (જેના કાનોમાં સર્પના ભુષણ લટકી રહ્યાં છે તેને) હલાવ્યું, તેના હાલવાથી અમારા કાનમાંનું મણી કર્ણીકા એટલે કર્ણભુષણ પડયું, ને તે કર્ણીકા મણીથી ખચિત હતી વાસ્તે મણિકર્ણીકા નામ પડી ગયું છે, ને હે શંખચક્રગદાધર તમે ચક્રથી ખોદી એ થકી પેહલે ચક્રપુષ્કરિણી નામથી પ્રસિદ્ધિ થઇ, પછી અમારા કાનથી મણીની કર્ણીકા પડી તે દિવસથી લોકમાં તે મણિકર્ણીકા કેહેવાય છે.

આ ઘાટની ઉત્પત્તિ સંબધે વળી એમ કહેવાય છે કે શ્રીકૃષ્ણે પોતાના શત્રાજીત નામના પીતરાઇ પાસ એક સૂર્યની આપેલી મણી માગેલી, આ મણીમાં ખુબી એ હતી, કે એ મણીથી રોજનું સવાશેર સોનું નીકળતું હતું. આ મણી આપવા ના પાડવામાં આવી. મણી શ્રીકૃષ્ણનો પીતરાઇ હમેશાં પોતાના ગળામાં બાંધતો હતો. એક વખત આ મણી તેણે તેના ભાઇ પ્રસેનને આપી હતી અને તે આ મણી લઈ ઘોડે બેસી શીકારે જતો હતો. આ વખતે તેને વાઘે માર્યો અને વાઘને જાંબુવાન રીછે મારી મણી લઇ લીધો. આ સંબંધે લોકોમાં એવું બોલાવા લાગ્યું, કે શ્રીકૃષ્ણેજ મણી લેવા સારૂ પીતરાઇને મરાવી નાખેલો હોવો જોઇએ. શ્રીકૃષ્ણ ઉપર આ ખોટું તોહોમત આવ્યું અને તેણે આ પરથી તપાસ કરી જાંબુવાનને હરાવી, મણી લાવી તેના હકદારને આપ્યો. કૃષ્ણને જાંબુવાને પોતાની દીકરી પરણાવી અને તે જાંબુવતીના નામે ઓળખાય છે. કૃષ્ણે મણી આણી આપવાથી કૃષ્ણ પરનું કલંક દુર થયું અને ખોટું કલંક મુકવાથી સત્રાજીતને ખસીઆણું લાગ્યું. સત્રાજીતે આ કલંક દૂર કરવા પોતાની દીકરી સત્યભામાને શ્રીકૃષ્ણે વેરે પરણાવી મણી પેહેરામણીમાં આપવા માંડયો. શ્રીકૃષ્ણે મણી લીધો નહી. પાછળથી આ મણી સત્રાજીતને મારી કોઇ ચોરી ગયું અને મારી જનાર શ્રીકૃષ્ણની બીકથી અક્રુરને

મણી આપી નાસી ગયો. નાશી જનારને શ્રીકૃષ્ણે માર્યો પણ મણી જડયો નહીં. અક્રુર મણી લઈ કાશી ગયા અને તેના સોનામાંથી આ મણીકર્ણીકાનો કુંડ બાંધ્યો. આ કુંડ પેહેલાં સોનાનો હતો એમ કહેવાય છે. કાશીથી અક્રુરને બોલાવી મણી પાછો શ્રીકૃષ્ણે લીધો. ભાદરવા શુદ ૪ નો ચંદ્ર કાદવમાં પડેલી ગાયની ખરીમા ભરાયેલ પાણીમાં જોવામાં આવે, તો ખોટું કલંક આવે છે, આવી હીંદુઓમાં સમજ છે, તે આ વાતને સબબેજ છે અને શ્રીકૃષ્ણ ઉપર આવી રીતે ચંદ્ર જોવાથી કલંક આવ્યું હતું. એથી આ ભાદરવા શુદ ૪ ને દગડાચોથ, હરીતાલીય ચોથ અને ગણેશ ચોથ વીગેરે કહે છે. ગુજરાત અને કાઠીઆવાડમાં ઘણાક લોકો આ ચંદ્ર જોતા નથી અને છોકરાઓ બીજાના છાપરા ઉપર પથરા ફેંકી ગાળો ખાય છે.

### મણીકર્ણીકાના કુંડના સંબંધમાં ચમત્કારિક વાત.

આ મણીકર્ણીકાના કુંડના સંબંધમાં એક બીજી પણ ચમત્કારીક વાત સંભળાય છે. અકબર બાદશાહના વખતમાં જગન્નાથ પંડિત કરીને મહા સમર્થ વિદ્વાન થઇ ગયા છે. આ વિદ્વાન અકબર બાદશાહની દીકરી ઉપર આશક થયો. અકબર બાદશાહે આ વિદ્વાનને બક્ષીસ માંગવા કહ્યું. જગન્નાથ પંડિતે અકબર બાદશાહને વચનથી બાંધી બક્ષીસમાં તેની દીકરી માંગી. અકબર બાદશાહે આ વિદ્વાનને પોતાની દીકરી પરણાવી અને એક હીંદુ અને તે પણ બ્રાહ્મણ, એસલામી બાદશાહની દીકરી પરણવાથી તેને, નાતે નાત બાહાર કર્યો. પ્રેમના આવેશમાં નાત બહારનું દુ:ખ તેને કાંઇજ જણાયું નહીં, પણ પાછળથી તેને નાતમાં આવવા ઇછા થઈ અને નાતને પ્રાર્થના કરી. નાત બાદશાહના જમાઈને નારાજ કરવા પણ તૈયાર નહોતી તેમ જગન્નાથ પંડિતને નાતમાં લેવાએ તૈયાર નહોતી. આથી નાતે કહ્યું કે તમે મણીકર્ણીકાના કુંડ ઉપર બેસો અને ગંગાજી કુંડની ઉપર આવી તમને સ્નાન કરાવે તો તમે પવિત્ર ગણાઈ નાતમાં આવી શકશો. આ ઉપરથી પંડિત જગન્નાથે ગંગા લહરી નામનો એક ઉત્તમ ગ્રંથ કર્યો અને એના દરેક શ્લોકે ગંગાજી મણીકર્ણીકાનું એકેક પગથીઊં ઉપર ચડવા લાગ્યાં અને છેવટે પંડિત જગન્નાથને પવિત્ર કર્યા અને તેઓ નાતમાં આવ્યા.

અસી અને ગંગાના સંગમનો ઘાટ જે અસીઘાટને નામે ઓળખાય છે તે, દશાશ્વમેધ ઘાટ, પંચગંગાઘાટ કે જ્યાં ધૌતપાપ, વરણા, કીરણા, સરસ્વતી અને ગંગાનો સંગમ થાય છે તે, વરણા સંગમઘાટ કે જ્યાં

વરૂણા ને ગંગાનો સંગમ થાય છે તે, આ પવિત્ર ઘાટ છે અને ત્યાં સ્નાન કરવાનું મોટું મહાત્મ્ય છે.

## દરદોને મટાડનારૂં અમૃત કુંડનું પાણી.

અમૃત કુંડ, કે જેનું પાણી રકતપીત જેવાં ભયંકર દરદોને મટાડનાર ગણાય છે. અને જે કુવામાં ધનવંત્રી વૈદ્યે સર્વ ઔષધો નાંખ્યા છે, તે ખચીત વખાણવા લાયક સ્થાન છે. આ કુવાનું પાણી અનેક વ્યાધીઓને મટાડે છે, આમ કાશીના લોકોનું માનવું છે અને હજી ઘણાક લોકો આ પાણી શ્રદ્ધાથી પીએ છે. મરકીના વખતમાં પણ ઘણાકો આ કુવાનું પાણી પીતા હતા. આ કુવાનું પાણી ખારાશ ઉપર છે અને કાશીમાં ગંગાનું પાણી જે બહુ ભારે છે અને જે પીવાથી શરીરમાં રોગ થવા સંભવ છે ત્યાં આ પાણી પીનાર નીરોગી રહે, આ કુદરતી છે. અત્યારે કાશીમાં નળો થયા છે અને પાણી ગળાઇ આવે છે, પણ હીંદુ પ્રજાનો મોટો ભાગ ગંગાનુંજ પાણી પીએ છે. નાગકુંડમા સ્નાન કરનારને સાપના ઝેરની અસર થતી નથી, એમ કહેવાયછે. અહીં મોટો મેળો ભરાય છે અને કાશીના લોકો વર્ષમાં એકવાર જરૂર નાહે છે. અગરતકુંડ પણ પવિત્ર સ્થાન છે.

કાશીમાં ગંગાજી ઉપર અનેક રાજ રજવાડા તરફથી ઉત્તમ ઘાટો બનેલા છે. હોડીમાં બેસી ગંગામાં સેહેલ કરનાર કાશી અને ઘાટનો દેખાવ જોઇ ખચીત આનંદ પામે છે, ગંગાને સામે કીનારે રામપુરનું સ્થાન પણ ઘણુંજ રમણીય છે.

વિશ્વનાથ પાસેની અઉરંગજેબની મસીદ અને પંચગંગા પાસની બીજી મસીદ આ બે એસલામી મુકામો છે. આ મુકામો તેના મીનારાથી શોભીતાં લાગે છે.

## માન મંદિર.

કાશી લાંબો વખત એસલામીઓના હાથમાં હતું અને હીંદુઓ તથા એસલામીઓ વચે વારંવાર ઝગડાઓ થઇ કાશી એકના હાથમાંથી બીજાના હાથમાં અને બીજાના હાથમાંથી ત્રીજાના હાથમાં આમ વખતો વખત હેરફેર થતું રહ્યું છે. અત્યારે અંગ્રેજી અમલ તળે કાશીમાં જે જે મોહોલાઓ બન્યા છે, તેજ મુંબઇ મીસાલે છે, બાકી જુના રસ્તાઓ ઘણાજ સાંકડા અને ભુલવણીના છે.

કાશીમાં માનસિંહનું માનમંદીર પણ જોવા લાયક છે. અત્યારે દુરબીનોની મદદથી ગ્રહો વીગેરે જોવાય છે. પણ જે વખતે દુરબીનો

નહોતાં તે વખતે હીંદુ પ્રજા ગ્રહનું નિરીક્ષણ કેવી રીતે કરતી હતી તેનું આ માનમંદીર જોવા જેવું દૃષ્ટાંત છે.

કાશીમા સરકારી સંસ્કૃત પાઠશાળા પણ સારી રીતે ચાલે છે અને સંસ્કૃત અંગ્રેજી શીક્ષણ લેવાના બીજા પણ અનેક સાધનો છે. કાશી વિદ્યાપીઠ છે, તે હજી પણ સાબીત થાય છે.

**કાશી મહાત્મ્ય** સંબંધે વેદથી માંડીને પુરાણો સુધી ઉલ્લેખ, થએલો જોવામાં આવે છે. યજુર્વેદના જાબાલોપનિષદ્મા થી યાજ્ઞવલ્કય અને અત્રિ રૂષિનો સંવાદ જોવામાં આવે છે. ત્યા અત્રીરૂષી પરમાત્મા કે જે અવ્યક્ત અનંત છે તેને શીરીતે જાણી શકાય? આવો પ્રશ્ન કરે છે. આના ઉત્તરમાં અવિમુક્તનું સેવન કરો એમ યાજ્ઞવલ્કય કહે છે. અવ્યક્ત કયા છે તેના ઉત્તરમા વરણા અને અસીની વચમા છે આમ જણાવે છે. વરણા અને અસીના સ્વરૂપો પુછતા જણાવે છેકે- ઇંદ્રીઓના દોષોને વારણ કરે છે સબબ વરણા અને ઇંદ્રીયકૃત પાપને કાપી નાખે છે માટે અસી (તરવાર).

અવિમુક્ત દેવતાઓનુ યજ્ઞ સ્થાન છે. અહીંઆ પ્રાણોત્ક્રમણ વખતે વિશ્વેશ્વર તારક મંત્રનો ઉપદેશ કરે છે

બ્રહ્મવૈવર્ત પુરાણમાં લખ્યું છે કે—શીવજીએ પરમજ્યોતિ લિંગરૂપ પોતાની શક્તિ ઉત્પન્ન કરી તેનું નામ કાશી રાખ્યુ. કાશીનો મંત્રજપ, ધ્યાન ઇત્યાદિ કરનાર મોક્ષ પામે છે.

कदाचिल्लिंगरूपेण शिवेन परमात्मना ।
शक्तिः पृथक्कृता शांता काशीतिप्रथितिं गता ॥१॥
अधिष्ठात्री देवता त्वमिति क्षेत्रस्वरूपिणी ।
भव त्वं सर्वदेवानां महामोक्षप्रदायिनी ॥ २ ॥
इयं या परमा शक्तिः पंचक्रोशात्मिका परा ।
अस्या मंत्रं शृणु प्राज्ञ जीवमोक्षप्रदायकम् ॥ ३ ॥
मायाबीजं काशिकायै नम इत्येव संवदेत् ।
मंत्रोयं सर्वफलदो भजतां कल्पपादपः ॥ ४ ॥
ऋषिः स्याद्दक्षिणामूर्त्तिर्गायत्रि छंद उच्यते ।
देवता महती गौरी सच्चिदानन्दरूपिणी ॥ ५ ॥

पद्दीर्घभाजा वीजेन षडङ्गानि प्रकल्पयेत् ।
श्यामां षोडशवर्षीयां वराभयकराम्बुजाम् ।
नानालंकारसुभगां ध्यायेदेवं तु काशिकाम् ॥ १ ॥
शिवशक्त्यात्मकं लिंगं श्रुतिभिः परिपठ्यते ।
योनिः शक्तिः शिवो लिंगं प्रकृतेः पुरुषस्य च ॥ १ ॥
स्वरूपं प्रथितं देवि पुराणादिषु पार्वति ।
सदाशिवस्य या काचित् शक्तिश्चैतन्यरूपिणी ॥ २ ॥
सैव काशीति संप्रोक्ता लिंगरूपाऽनपायिनी ।

શિવશક્તિ એકરૂપ છે અને તેઓ એક બીજાથી ભિન્ન નથી. જેમ ચંદ્ર ને ચંદ્રિકા. કાશીને પ્રલયકાળમાં નાશ થતો નથી એમ સનત્કુમાર સંહિતામાં કહ્યું છે. મત્સ્યપુરાણ, પદ્મપુરાણ વગેરેમાં પણ આમજ કહ્યું છે.

न शिवेन विना शक्तिर्नशक्तिरहितः शिवः ।
नाऽनयोरंतरं किंचित् चन्द्रचन्द्रिकयोरिव ॥
काशी त्रिशूलनिलया निर्मला लयवर्जिता ।
पुरातनी न सा जन्या प्रलयेऽपि न नश्यति ॥
अविमुक्तगुणान्वक्तुं देवदानवमानवैः ।
नशक्यन्तेऽप्रमेयत्वात् स्वयं यत्र भवः स्थिरः ॥

ब्रह्मैव तन्निर्गुणं निर्विकारं निरन्तरं क्षेत्ररूपेण नित्यम् ।
तिष्ठत्येव त्र्यम्बको यत्र नित्यं तद्रुपत्वात्सांनिहित एवास्ते ॥
विभूतिं स्वां दर्शयिष्यन् गिरीशः क्षेत्राकारं प्राप तीर्थाकृतिंच ।

કાશીક્ષેત્ર, વારાણસી, અવિમુક્ત અને અંતરગૃહ આ ચાર પ્રત્યેકમાં છે અને ચારેમાં એક બ્રહ્મરૂપ શંકર વિરાજે છે. પરમાત્મરૂપ બ્રહ્મ પ્રકાશિત થાય છે એટલે કાશી કહેવાય છે. "કા શ્રી" એટલે લક્ષ્મી તો શું ? અર્થાત્ વિદ્યાનંદ પાસ લક્ષ્મીનો આનંદ તુચ્છ છે આમ "કા શ્રી" થી બોલાતું હોવું જોઇએ અને "કા શ્રી "નોજ કાશી શબ્દ થયો હોય આવું સહજ અનુમાન થઇ શકે છે. વારણા અને અસી

આ બે નદીઓ ક્ષેત્રની રક્ષા કરે છે સબબ વારાણસી, પ્રલયકાળમાં પણ વિશ્વેશ્વર કાશીથી છુટા પડતા નથી સબબ અવિમુક્તિ, વિશ્વેશ્વર વિહાર કરે છે સબબ અન્તરગૃહી અને અસંખ્યાત રૂદ્રો વાસ કરે છે તસ્માત રૂદ્રાવાસ, શંકર અને સમસ્ત જગત્ પ્રલય કાલમાં શબરૂપે શયન કરે છે સબબ મહાસ્મશાન, પરમેશ્વરના આનંદનું વૃક્ષ અત્રે પ્રફુલ્લિત થાય છે સબબ આનંદવન. એવાં કાશીનાં જુદાં જુદાં નામો શાસ્ત્રમાં મળે છે.

ઉપર જણાવેલાં ચારે સ્થળોના પરિમાણ સંબધે કહ્યું છે કેઃ-

मध्यमेश्वरमारभ्य यावद्देहलिविघ्नपम् ।
सूत्रं संस्थाप्य तद्दिक्षु भ्रामयेन्मण्डलाकृतिः ॥
तत्र या जायते रेखा तन्मध्ये क्षेत्रमुत्तमम् ।
काशीति यद्विदुर्वेदास्तत्र मुक्तिः प्रतिष्ठिता ॥
दक्षिणोत्तरदिग्भागे कृत्वासिं वरणां सुरा ।
क्षेत्रस्य पश्चिमे भागे तं देहलिविनायकम् ॥
अविमुक्तसमं क्षेत्रं नास्ति ब्रह्माण्डगोलके ।
रक्षन्ति सततं यत्र क्षेत्रं पाशासि पाणयः ॥
प्राग्द्वारमट्टहासश्च गणकोटिपरीवृतः ।
तथैव भूतधात्रीशः क्षेत्रदक्षिणरक्षकः ॥
गोकर्णः पश्चिमद्वारं पातिकोटिगणावृतः ।
उदग्द्वारं तथा रक्षेत् घण्टाकर्णो महागणः ॥
पूर्वतो मणिकर्णीशो ब्रह्मेशो दक्षिणे स्थितः ।
पश्चिमे चैव गोकर्णो भारभूत स्तथोत्तरे ॥
इत्येतदुत्तमं क्षेत्रमविमुक्ते महाफलम् ।

મધ્યમેશ્વરથી દેહલી વિનાયક સુધી લાંબુ દોરડું, મધ્યમેશ્વરની આસપાસ ફેરવીએ અને એ જેટલી જગા રોકે તેટલી જગ્યાને કાશી કહેલ છે. દક્ષિણમાં અસી, ઉત્તરમા વારણા, પશ્ચિમમા દેહલીવિનાયક અને પૂર્વમા ગંગા આ વારાણસીની ચતુરસીમા જાણવી. જે ક્ષેત્રના પૂર્વદ્વારની અટ્ટહાસેશ્વર, દક્ષિણની ભૂતધાત્રીશ્વર, પશ્ચિમની ગોકર્ણેશ્વર

અને ઉત્તરની ઘંટાકર્ણેશ્વર રક્ષા કરે છે તે અવિમુક્ત ક્ષેત્ર છે. જેની પૂર્વમાં મણિકર્ણિકેશ્વર, દક્ષિણમાં બ્રહ્મેશ્વર, પશ્ચિમમાં ગોકર્ણેશ્વર અને ઉત્તરમાં ભારભુતેશ્વર છે તે અંતર્ગૃહ છે. મધ્યમેશ્વરથી દેહલી વિનાયક પાંચ કોસ છે અને તેટલું સુતર ફેરવતાં ૩૦ કોશનું વર્તુલ થાય છે. પેહેલાં ત્રીશ કોશનીજ પ્રદક્ષિણા લોકો કરતા હતા. પણ હમણા પાંચ કોશનીજ કરે છે. ગંગાની આજુબાજુના ઘણાજ લાંબા ભાગને કાશી ગણેલ છે અને તેના રક્ષક દેવતાઓ પણ ગણાવ્યા છે પણ યાત્રી લોકો ગાડરીઆ પ્રવાહ માફકજ દોરાય છે. અસલ કાશી-ક્ષેત્રના જાણકાર પણ થોડાજ જોવામાં આવે છે. લોકોને પંચકોશીથી આગળ ગધાક્ષેત્ર છે એમ સમજાવી સંતોષ પકડાવે છે પણ ગધાક્ષેત્ર જેવું જાણવામાંજ નથી. અસલ કાશીના રક્ષક દેવતાઓ નીચે મુજબ ગણાવ્યા છેઃ—

इत्थम् क्षेत्रं सदा पांति गणा एतेहि भासुराः ।
लोकाक्षो रणभद्रस्तु कौलेयः कालकंपनः ॥
ते वै पूर्वेण रक्षन्ति गङ्गापारे स्थिता गणाः ।
वीरभद्रो नभश्चैव कर्दमालिप्तविग्रहः ॥
स्थूलकर्णो महाबाहुरसिपारे व्यवस्थिताः
विशालाख्यो महाभीमः कुण्डोदरमहोदरौ ॥
रक्षन्ति पश्चिमद्वारं देहलीदेशसंस्थिताः ।
नन्दिषेणश्च पंचालः खरपादः करंडकः ॥
आनन्दो गोपको बभ्रू रक्षन्ति वरणान्तरे ।

કાશીમાં સર્વત્ર દેવતાઓજ છે. કાશીનાં સર્વ દર્શનીય સ્થળોનાં નામો અને હકીકત સ્થળ સંકોચને લીધે આપી શકતા નથી પણ મુખ્ય મુખ્ય દેવસ્થાનોનાં નામો નીચે આપુછું :—

કાશીમાં ગંગાજી ઉપર અનેક ઘાટો છે પણ તેમાં મણિકર્ણિકા, વરણાસંગમ, પંચગંગા, દશાશ્વમેધ અને અસીસંગમ ઘાટ આ પાંચ પ્રાધાન્ય ગણાય છે. વરણા સંગમ ઘાટ પાસે વશિષ્ટેશ્વર, કૃત્તિવેશ્વર વિષ્ણુપાદોદક અને શ્વેતદ્વિપતીર્થ, આદિકેશવ, કેશવાદિત્ય, હરિહરેશ્વર, વેદેશ્વર, નક્ષત્રેશ્વર, શ્વેતદીપેશ્વર, સંગમેશ્વર, પ્રહ્મેશ્વર, વામનજી,

ખર્વ વિનાયક, રાજપુત્ર વિનાયક, વીગેરે દર્શનીય સ્થાનો છે. આદિકેશવનું મંદિર ૧૮૫૭ ના બળવામાં બળવાખોરોએ કબજ કરેલું. હોવાથી કેટલીક વખત બંધ રહ્યું હતું. રાજઘાટ રેલવે સ્ટેશન છે. અહીંઆથી કાશી શેહેરની વસ્તી શરૂ થાય છે. રાજઘાટના ઉજડ કિલ્લામાં યોગીનીરની મૂર્તિ ગુફામાં જોવામાં આવે છે. રાજઘાટ અને પ્રહલાદ ઘાટની વચમાં સ્વર્ણનિશ્વર અને વરદવિનાયકનાં દર્શન કરાય છે, પ્રહલાદઘાટ પાસ પ્રહલાદેશ્વર અને ગણેશના દર્શન થાય છે. નવા ઘાટ પાસે તેલીઆ નાલું છે. આ નાલા ને ઘાટની વચ્ચે પ્રસુકેશવનું મંદિર આવે છે. નાળાથી આગળ ત્રિવિષ્ટપ તીર્થ અથવા ત્રિલોચન ઘાટ આવે છે. અહીંઆ હિરણ્યગર્ભેશ્વર, પ્રણવ વિનાયક, ત્રિલોચનનાથ, વારાણસીદેવી, ઇદંડ મુંડવિનાયક, નર્મદેશ્વર, આદિમહાદેવ, મોદકપ્રીયગણેશ, પાર્વતિશ્વર, સંહાર ભૈરવ વીગેરે દર્શનીય સ્થાનો છે, કામેશ્વરનુ મોટું મંદિર અહીંઆ જોવામાં આવે છે. અહીંઆ મત્સ્યોદરીદેવી, નૃસિંહજી, દુર્વાસા સીતારામ વગેરે દેવોની મૂર્તિઓ છે. કાલલા બજારમાં ૐકારેશ્વરનું મંદિર છે. અહીંઆ એક મસીદ છે જેને અઢી કંગુરા કહે છે. આ મસીદમાં હિંદુ બૌધ અને મુસલમાનોનાં દેવળો જેવો દેખાવ જણાય છે. મહથા ઘાટપર નરનારાયણનું મંદિર દર્શન કરવા યોગ્ય છે. ગાય ઘાટમાં હનુમાન અને દેવીનાં દર્શન થાય છે. લાલઘાટપર ગૌરીશંકર અને ગોપી ગોવીંદની મૂર્તિ છે. સીતલાઘાટપર સીતલાનું મંદિર છે. રાજમંદિર ઘાટપર હનુમાન અને લક્ષ્મી નૃસિંહની મૂર્તિ છે. બ્રહ્માઘાટપર બ્રહ્મેશ્વર અને દત્તાત્રેયનાં દર્શન થાય છે. દુર્ગા ઘાટ પાસ નૃસિંહજી છે. અહીંઆ દુર્ગાજીનું વિશાળ મંદિર છે. દીવાન દિનકર રાવનું રામમંદિર અત્રેજ છે. પંચગંગા ઘાટપર વિષ્ણુ કાંચી અને બિંદુતીર્થ છે. પંચગંગા ઘાટ રાજા માનસિંહે બંધાવેલો છે. કિરણા, ધૌતપાપા, સરસ્વતિ, ગંગા અને વરણા અહીંઆ એકત્ર થાય છે સબબ પંચગંગા કહેવાય છે. બિંદુ માધવનું મંદિર અહીંઆ છે. અહીંઆ પંચ ગંગેશ્વરનું બીજું મંદિર છે. બિંદુ માધવનું મંદિર ઓરંગઝેબે તોડયું જણાય છે, અહીંઆ ઓરંગઝેબની મસીદ છે તેમાં એક મીનારો છે જેનીપરથી આખી કાશી જોઇ શકાય છે. દ્વારકાધિશનું મંદિર આ મસીદ પાસે છે લક્ષ્મણ બાળાઘાટ પાસ બાલાજીનું મંદિર છે. અહીંથી થોડે દૂર ત્રેતાયુગના રામનું મંદિર છે. ગભસ્તીશ્વર, મંગલાગૌરી, લક્ષ્મીનારાયણ વીગેરે મંદિરો અહીંઆ છે. રામઘાટપર

રામ મંદિર છે. અહીંઆ કાળ વિનાયક, આનંદ ભૈરવ વીગેરે દેવો છે. અગ્નીશ્વર, ભોંસલા વીગેરે ઘાટપર લક્ષ્મી નારાયણ, અગ્નીશ્વર, નાગેશ્વર, નાગેશ વિનાયક ભોંસલાનું મંદિર વીગેરે છે. ગંગા મહેલ ઘાટપર હનુમાનજી અને ગંગાજીનાં મંદિરો છે. સંકટા દેવીનું સુંદર મંદિર છે. આ મંદિરને લગતા કૃષ્ણેશ્વર, યાજ્ઞવલ્કયેશ્વર, હરિશ્ચન્દ્રેશ્વર, વશિષ્ટેશ્વર, વામદેવેશ્વર, અરૂંધતિદેવી, ચીંતામણી ગણેશ, સેનાવિનાયક વિંધ્યવાસીની વીગેરે દેવસ્થાનો છે. સિંધીઆઘાટપર આત્માવીરેશ્વરનું મંદિર છે, અહીંઆ કાત્યાયની, મંગલેશ્વર, બુધેશ્વર વીગેરે દેવ સ્થાનો છે. સિદ્ધેશ્વરી દેવીનું મંદિર, કલિયુગેશ્વર, ચંદ્રેશ્વર વીગેરે બીજાં દર્શનીય સ્થળો છે. સિંધીઆઘાટ પછી મણિકર્ણીકા ઘાટ આવે છે. મણિકર્ણીકા ઘાટની દુરસ્તી અહલ્યાબાઇ હોલકરીણે છેલ્લે કરેલી છે. અહીંઆ અહલ્યાબાઇનું મંદિર છે. મણિકર્ણીકા ઘાટપર મણિકર્ણીકા કુંડ છે. અહીંઆ અલવરના રાજાનું, અમેઠીના રાજાનું અને બીજાં અનેક મંદિરો છે. સિદ્ધિવિનાયક, મણીકર્ણીકેશ્વર, જ્યોતિરૂપેશ્વર, સવવિનાયક, અમૃતેશ્વર, સ્વર્ગદ્વારેશ્વર, તારકેશ્વર વીગેરે મંદિરો છે. અહીંઆ પંચકોશી પુરી થાય છે. જ્ઞાનવાપી વિશ્વેશ્વર, અક્ષયવટ, અન્નપૂર્ણા, ઢુંઢિરાજ, દંડપાણી જુના વિશ્વેશ્વર, ઔરંગઝેબની મસીદ, પાંચપાંડવ, લાંગલીશ્વર, કાશીકરવત, ઇશાનેશ્વર, પશુપતીશ્વર, પિતામહેશ્વર, ગોવાલમંદિર, કાલભૈરવ વીગેરે સ્થાનો અત્રે આજુ બાજુમા છે. ચીતાઘાટપર સ્મશાન છે. રાજરાજેશ્વરી ઘાટપર રાજરાજેશ્વરીનું મંદિર છે. લલિતા ઘાટપર લલિતાદેવીનું મંદિર છે. નેપાળી લોકોનું એક મંદિર અત્રે છે. મીરઘાટપર ધર્મકુપ, વિશ્વબાહુકાદેવી, વિશાલાક્ષી, ધર્મેશ્વર વીગેરે દર્શનીય સ્થળો છે. અહીંઆ આગળ માનમંદિર છે જ્યાં જ્યોતિષશાસ્ત્રને લગતી અહવેધની વ્યવસ્થા જોવામાં આવે છે. દશાશ્વમેધ ઘાટપર દશાશ્વમેધેશ્વર છે. અહીઆ બીજી અનેક મૂર્તિઓ છે. આ શિવાય અનેક ઘાટો ને મંદિરો છે તેમાં ચોસઠદેવી, કેદારેશ્વર, તિલભાંડેશ્વર, વત્સરાજ ઘાટપર ૩ જૈન મંદિરો, તુલસી ઘાટપર તુલસીદાસનું મંદિર, લોલાર્ક કુંડ, કાશીના તોપ્રાનવાલું રામમંદિર, જગન્નાથજીનું મંદિર, દુર્ગાકુંડપર કુષ્માંડાખ્યા દેવી, કામાક્ષી દેવી, ગોરખનાથ, મોટા ગણેશ, કબીર ચોરા, વાગીશ્વરી, નાગકુવા, સરનાથ, વીગેરે દર્શનીય સ્થળો છે.

કાશીમાં ૧૦-૧૨ જૈનોનાં સારાં મંદિરો તથા યશોવિજયજી પાઠશાળા વીગેરે છે.

## પંચક્રોશી યાત્રા.

પંચક્રોશી યાત્રા દક્ષિણાયનમાં આસ્તિન, કાર્તિક ને માર્ગશિર્ષમા કરવી જોઇએ. ઉત્તરાયણમાં માઘ, ફાલ્ગુન, ચૈત્ર ને વૈશાખમા કરવી જોઇએ. પરદેશીને તો સદા કાલ જ્યારે તીર્થ પ્રાપ્ત થાય ત્યારેજ કરી લેવી જોઇએ.

યાત્રાને પહિલે દિવસ પ્રાત:કાલે ઉત્તરવાહિની ગંગામાં સ્નાન કરીને, નિત્યયાત્રા કરીને તથા મુક્તિમંડપમાં બેશીને, પ્રાણાયામ કરીને દેશ, કાલ માસ, પક્ષ, તિથી, વારાદિનું ઉચ્ચારણ કરીને, काशी वाराणस्यांविमुक्तान्तर्गृहाख्यचतुर्विध क्षेत्रकृत समस्त पापक्षयार्थं श्वः करिष्यमाण पंचक्रोशयात्रान्तर्भूतं ढुण्ढिराज-पूजनं अंतर्गृहयात्रावपनं पंचगव्यमाशनं च करिष्ये इति सं-कल्पं कुर्यात् ॥ આ રીતે સંકલ્પ કરવો.

અનન્તર ઢુંઢીરાજનું પૂજન કરીને તથા મુંડન પૂર્વક-અંતર્ગૃહી યાત્રા, તથા જ્ઞાનવાપીમા સ્નાન કરીને, અનતર તેજ ઠામે પંચગવ્યા આશન કરવું.

શરીર સમર્થ હોય તો ઉપવાસ કરવો, અશક્ત હોય તે હવિષ્યાશન કરવું, એવી રીતીયે પૂર્વ દિવસમાં એટલું કૃત્ય કરી રાખે પછી બીજા દિવસે એટલે યાત્રાના દિવસમાં, પ્રાત:કાલે ઉત્તરવાહિની ગંગામાં સ્નાન કરીને તથા નિત્યયાત્રા કરીને યાત્રાને વાસ્તે અન્નપૂર્ણા ને વિશ્વેશ્વરનું સુંદર પૂજન કરીને, મુક્તિમંડપમા આવીને ત્યાં બેશીને પ્રતિજ્ઞા કરવી.

પછી વિશ્વેશ્વર, અન્નપૂર્ણા, ઢુંઢીરાજ વીગેરેની પ્રાર્થના નીચેના શ્લોકોથી કરવી

काश्यां भजातवाकायमनोजनितमुक्तये ।
ज्ञाताज्ञातविमुक्त्यर्थं पातकेभ्यो हिताय च ॥ १ ॥
पंचक्रोशात्मकं लिंगं ज्योतिरूपं सनातनम् ।
भवानीशंकराभ्यां च लक्ष्मी श्रीश विराजितम् ॥२॥
ढुण्ढिराजादि गणपैः पट्पंचाशद्भिरावृतम् ।
द्वादशादित्य सहितं नृसिंहैः केशवैर्युतम् ॥ ३ ॥

कृष्णरामत्रययुतं कूर्ममत्स्यादिभिस्तथा ।
अवतारैरनेकैश्च युतं विष्णोः शिवस्य च ॥ ४ ॥
गौर्यादिशक्तिभिर्जुष्ट मेवं कुर्यात् प्रदक्षिणम् ।
बद्धांजलिः प्रार्थयित महादेवं महेश्वरीम् ॥ ५ ॥
पंचक्रोशस्य यात्रां वै करिष्ये विधिपूर्वकम् ।
प्रीत्यर्थं तव देवेश सर्वाऽघौघप्रशान्तये ॥ ६ ॥
इति संकल्प्य मौनेन विश्वेशं च पुनः पुनः ।
ढुण्ढिराज गणेशान महाविघ्नौघ नाशन ।
पंचक्रोशस्य यात्रार्थं देह्याज्ञां कृपया विभो ॥
करिष्ये विश्वनाथोऽहं पंचक्रोश प्रदक्षिणम् ।
आज्ञां देहि महादेव सर्वपापाऽपनुत्तये ॥

શિવરહસ્યમાં કાશીમાં કરેલા પાપોની ક્ષમા માટે નીચે મુજબ શ્લોકો બોલવાના કહ્યા છે.

निष्ठीवनं कृतं काश्यां दत्तौ च चरणौ मया ।
लिंगेष्वेव सदा शंभो तत्पापं शान्ति मेष्यतु ॥ १ ॥
काश्यां जलचराः केचित् पादघातेन संहताः ।
शिवरूपा महादेव तत्पापं शान्ति मेष्यतु ॥ २ ॥
काश्यां स्थलचराः कीटाः पादघातेन संहताः ।
करेण निहताः केचित् तत्पापं शांतिमेष्यतु ॥ ३ ॥
काश्या मन्नार्थिनामन्नं शक्तेनापि मया शिव ।
न दत्तं लोभमासाद्य तत्पापं शांतिमेष्यतु ॥ ४ ॥
सशक्तेन विभो सम्यगंतर्गृह प्रदक्षिणम् ।
मया न कृतमीशान तत्पापं शांतिमेष्यतु ॥ ५ ॥
कदाचिदनृता वाणी निसृता मन्मुखाच्छिव ।
सर्व पुण्यहरा शंभो तत्पापं शान्ति मेष्यतु ॥ ६ ॥
कदाचिदुदकं पीत मकृत्वा भस्मधारणम् ।
प्रमादेन महादेव तत्पापं शान्तिमेष्यतु ॥ ७ ॥

ज्ञानवाप्यां जले रम्ये भ्रमेणैव कदाचन ।
स्नातं न कृतमीशान तत्पापं शांति मेष्यतु ॥ ८ ॥
कदाचित् न कृतं शंभो दंडपाण्यर्चनं मया ।
नार्चितो ढुण्ढिराजोऽपि तत्पापं शान्ति मेष्यतु ॥९॥
वीरेश्वरो भ्रमेणैव कदाचित्र नार्चितो मया ।
सर्वार्थद: कृपासिन्धो तत्पापं शांति मेष्यतु ॥ १० ॥
श्रीमान्-पशुपतीशोऽपि पशुपाश विमोचकः ।
कदाचिन्नार्चितः शंभो तत्पापं शान्ति मेष्यतु ॥
श्री कालभैरवः शास्ता भ्रमेणैव कदाचन ।
नाराधितो महादेव तत्पापं शान्ति मेष्यतु ॥
प्रचण्डविघ्नसंहर्ता वक्रतुण्डेश्वरो मया ।
कदाचिन्नार्चितः शंभो तत्पापं शान्ति मेष्यतु ॥
शिवगङ्गाजले स्नानं कदाचिन्न कृतं मया ।
आलस्येन विरुपाक्ष तत्पापं शान्ति मेष्यतु ॥
केदारेश्वर मासाद्य तन्नाराध्यैव संस्थितम् ।
मया कदाचिद्विश्वेश तत्पापं शान्ति मेष्यतु ॥
ॐकाराख्यं महालिंगं भ्रान्तेनैव कदाचन ।
मया नाभ्यर्चितं शंभो तत्पापं शान्तिं मेष्यतु ॥

એવી રીતીયે, શિવરહસ્યમાં લખેના અપરાધોનું સ્મરણ કરીને તથા કાશીમાં રહીને જે કર્મ કીધાં હોય તેમનું સર્વેનું સારી રીતીયે સ્મરણ કરીને પોતાના હૃદયમાં ઘણીજ ગ્લાની લાવીને પશ્ચાત્તાપ કરીને જ્ઞાનવાપીમાં સ્નાન કરવું.

પછી વિશ્વેશ્વરનું પૂજન ષોડશોપચારથી સાવધાન થઈને શુદ્ધ મનથી કરવું. પછી વીરેશ્વર, પશુપતીશ્વર, કાળભૈરવ, વક્રતુંડ, ૐકારેશ્વર ને કેદારેશ્વર એમનું ભક્તિ ને ભાવથી પૂજન કરીને ફરીથી વિશ્વેશ્વરનું દર્શન કરીને ત્રણ પ્રદક્ષિણા કરીને ત્રણ વાર સાષ્ટાંગ પ્રણામ કરીને તથા મોદ, પ્રમોદ, સુમુખ દુર્મુખ ને ગણનાયક એ પાંચ વિનાયકોનું પૂજન કરીને દંડપાણીનું પૂજન કરવું. અનન્તર વિશ્વેશ્વરની

સમક્ષ કાલરાજનું પૂજન કરીને, મૌન થઇને મણિકર્ણિકાના ઘાટ ઉપર જાવું. ત્યાં વિધીથી સંકલ્પ કરીને સ્નાન કરીને મણિકર્ણિકેશ્વરનું પૂજન કરવું. પછી આવીને સિદ્ધિવિનાયકનું પૂજન કરવું. પછી મણિકર્ણિકાના તટ ઉપર ગંગાકેશવ ને લલિતાદેવીનું પૂજન કરીને જરાસંધેશ્વરનું પૂજન કરવું. અનન્તર સોમનાથનું પૂજન કરીને ત્યાંજ દાલભેશ્વરનું પૂજન કરવું. અનન્તર શૂલટંકેશ્વરનું પૂજન કરીને આદિ વરાહનું પૂજન કરવું. અનન્તર દશાશ્વમેધેશ્વરનું પૂજન કરીને બંદી દેવીનું પૂજન કરે પછી સર્વેશ્વર (સર્વના ઇશ્વર) કેદારેશ્વરનું પૂજન કરવું. અનન્તર હનુમદીશ્વર, સંગમેશ્વર ને લોલાર્કનું પૂજન કરવું, ત્યાંજ અર્કવિનાયકનું પણ પૂજન કરીને અસીના તીર ઉપર જવું. ત્યાં સ્નાન થઇ શકે તો કરે નહીં બની શકે તો મંત્ર-માર્જન કરીને, એવી રીતીયે ક્ષેત્રની પ્રદક્ષિણા કરે કે તિલમાત્ર ક્ષેત્રનો ભાગ છુટી નહીં જાય. એમ ક્ષેત્રની પ્રદક્ષિણા કરતો એવો દુર્ગાજીની પાસે જાય ત્યાં. દુર્ગાકુંડમાં સ્નાન કરીને પેહલે દુર્ગાવિનાયકનું પૂજન કરવું, પછી ભક્તજનના સકલ મનોરથને પુરવાવાલી એવી દુર્ગાદેવીનું પૂજન કરીને તે દિવસ ત્યાંજ વાસ કરે, ને મિષ્ટાન્ન તથા ક્ષીર કરીને બ્રાહ્મણ જમાડે, રાત્રે જાગરણ કરે ને ભક્તિથી પુરાણ-શ્રવણ-તથા દેવીનું કીર્તન કરે.

પછી પ્રાતઃકાલે દુર્ગાકુંડમાં સ્નાન કરીને દુર્ગાનું પૂજન કરીને પ્રાર્થના કરે.

जय दुर्गे महादेवि जय काशिनिवासिनी ।
क्षेत्रविघ्नहरे देवि पुनर्दर्शनमस्तु ते ॥

એવી રીતીયે દુર્ગાની સારી પેઠે પ્રાર્થના કરીને વિશ્વક્સેનેશ્વરની સમીપ જાવું, તેમનું પૂજન ને પ્રાર્થના કરીને, કર્દમેશ્વર પ્રતી જાવું, ત્યાં કર્દમ તીર્થમાં સ્નાન કરીને, પેહલે કર્દમ કૂપનું દર્શન કરીને, ત્યાંજ સોમનાથ, વિરૂપાક્ષ ને નીલકંઠ એમનું સુંદર પૂજન કરીને યવ, ચોખા, ગોધુમ, માષ ને તિલ એ પાંચે ધાન્યથી ને ગંધ પુષ્પાદિથી કર્દમેશ્વરનું પૂજન કરીને પ્રણામ કરે. તથા અગ્નિમાં કિંચિત્ હોમ કર્દમેશ્વર પ્રીત્યર્થ કરીને તથા બ્રાહ્મણનું પૂજન કરીને તીર્થયાત્રાદિક કર્મ કરે ને બ્રાહ્મણોને જમાડે ને તે દિવસ ત્યાંજ વાસ કરે, ને કર્દમેશ્વરની પ્રાર્થના કરે.

कर्दमेश महादेव काशिवासिजनप्रिय ।
त्वत्पूजनान्महादेव पुनर्दर्शनमस्तु ते ॥

પછી બીજે દિવસે પ્રાત કાલે સ્નાન કરીને, કર્દમેશ્વરનું પૂજન કરીને તથા બાલ્કસુતનું પૂજન કરીને આગળ ચાલે ને વાટમાં ક્રમથી નાગનાથ, ચામુંડા, મોક્ષેશ્વર, કરુણેશ્વર, વીરભદ્ર ગણ ને વિકટદુર્ગા એમનું પૂજન કરે. પછી ત્યાંથી ચાલીને ઉન્મત્તભૈરવ, નીલ ને કાલકૂટ એમનું પૂજન કરે, પછી આગલ વિમલદુર્ગાનું પૂજન તથા નમસ્કાર કરીને અનન્તર મહાદેવનું પૂજન કરે. વળી આગલ નન્દિકેશ્વર ને ભૃંગિરિટિ ને ત્યાંજ પાસે ગણપ્રિય, ને વિરૂપાક્ષ, યજ્ઞેશ, નિમલેશ્વર મોક્ષદ, જ્ઞાનદ ને અમૃતેશ્વર એમને પૂજીને અનન્તર ગંધર્વસાગર તીર્થને તરીને ભીમચંડી પ્રતી જવું. અનન્તર ગંધર્વસાગર તીર્થમાં સ્નાન કરીને શ્રી ભીમચંડી દેવીને દૂધથી સ્નાન કરાવે ને પંચોપચારથી વા વિભવ હોય તો વિસ્તારથી પૂજન કરે, તથા ચંડીપાઠ વિગેરેથી સંતુષ્ટ કરીને બ્રાહ્મણોને જમાડે ને ત્યા અવશ્ય કરીને વાસ કરે ને ચડવિનાયક, રવિરક્તાક્ષ ગંધર્વ, ને નરકાર્ણવ તારક શિવને પૂજીને રાત્રે પેહલાની પેઠે જાગરણ વિગેરે કરે. બીજે દિવસ પ્રાત સ્નાન કરીને, ભીમચડી દેવીનું પૂજન કરીને પ્રાર્થના કરે.

भीमचण्डि प्रचण्डानि मम विघ्नानि नाशय ।
नमस्तेऽस्तु गमिष्यामि पुनर्दर्शन मस्तुते ॥

એવી રીતીયે ભીમચંડીની પ્રાર્થના કરીને આગળ ચાલે ને એકપાદ ગણપતીનું પૂજન કરીને તથા નમસ્કાર કરીને ત્યાં તિલ ને ચોખા જો વેરે એટલે આગલ મૂકે તો ધન ધાન્યની સંપત્તિ થાય. અનન્તર મહાભીમ ભૈરવ ને ભૈરવીનું પૂજન કરે. અનન્તર સિંધુસાગરના તીર પર ભૂતનાથ ને સોમેશ્વરને પૂજીને કાલનાથ, કપર્દીશ્વર, કામેશ્વર, ગણેશ્વર, વીરભદ્ર, ચારમુખ ને ગણનાથ એમનું સહુનું પૂજન કરવુ. અનન્તર આગલ ચાલીને દેહલીવિનાયકનું ઘૃત યુક્ત સિંદુર ચોપડીને, સુંદર પૂજન કરીને આગલ લખ્યા પ્રમાણે નૈવેદ્ય મૂકે.

मोदकैः पृथुकैर्लाजैः सक्तुभिश्चेक्षुपर्वभिः ।
पूजयेच्छ्रद्धया देवं तं देहलिविनायकम् ॥

મોદક, લાવા, સક્તુ (સાતવો) શેરડીના કકડા (ગંડેરી) એ નૈવેદ્યને શ્રદ્ધાથી મૂકીને પ્રણામ કરે. ને તેમની પાસે બાગમાં ષોડશ વિઘ્નાધિપનું પૂજન કરે ફરી આગલ ચાલે ને ઉદંડ વિનાયક ને ઉત્ક-

લેશ્વરનું પૂજન કરે. અનંતર રૂદ્રાણીની તપોભૂમિનું દર્શન કરીને ત્યાં રૂદ્રાણીની સ્તુતી કરીને રામેશ્વર પ્રતી જાવું ને વરણા નદીમાં સ્નાન કરીને તર્પણ આદિ વિધી કરીને ઉપર ચઢીને, શ્વેતતિલ ને બિલ્વપત્ર, સુગન્ધિત પુષ્પ, ચંદન વિગેરે પૂજા સામગ્રી તૈયાર કરીને શ્રીરામેશ્વરનું પૂજન કરે તથા રૂદ્રાભિષેક કરે, વા કરાવે ને ત્યાંજ પૂર્વ દિશામાં સોમનાથ, ભરતેશ્વર, લક્ષ્મણેશ્વર, શત્રુઘ્નેશ્વર, ધાવાભૂમીશ્વર ને નહુષેશ્વરનું પૂજન કરીને ત્યાં વાસ કરે. અનંતર વરણામાં પ્રાત સ્નાન કરીને, કાશી-વાસને આપવાવાલા રામેશ્વરનું પૂજન કરીને પ્રાર્થના કરે,

श्रीरामेश्वर रामेण पूजितस्त्वं सनातन ।
आज्ञां देहि महाभाग पुनर्दर्शनमस्तुते ॥

હે શ્રીરામેશ્વર હે સનાતન ! શ્રીરામચંદ્રે તમારૂં પૂજન કીધું છે, હે મહાભાગ ! મુજને આગલ જવાની આજ્ઞા આપો તો જાઉં ને ફરીથી તમારૂં દર્શન થજો.

અનંતર વરણાનદીના પેલા પારમાં ઘણા એક લિંગ છે તેમને પૂજીને અનંતર દેવતાઓના સમુદાયથી સહિત એવા દેવસંઘેશ્વરનું પૂજન કરીને કિંચિત દાન કરીને, થોડીવાર વિશ્રામ કરીને અનંતર કાશીક્ષેત્ર માહે વાસ કરનારા એવા પાશપાણી વિનાયક પ્રતી વરણા ઉતરીને જાય ને તેમનું યથાવિધી પૂજન કરીને પાછો વરણાપાર ઉતરીને જે વારે પેહેલે ગયો હોય તેજ વારેથી, પૂર્વસ્થાનમાં આવીને ત્યાંથી પૃથ્વીશ્વરની પ્રતી જાય. જ્યાં પૃથુ નામક રાજાએ ક્ષેત્રની બાહેર એક અશ્વમેધયજ્ઞ કીધો છે ને તે રાજાયે પોતાના નામથી પૃથ્વીશ્વરનું સ્થાપન કીધું છે તે ભૂમીને સ્વર્ગભૂમી જાણવી ને ક્ષેત્રની મધ્યમાં મોક્ષભૂમી જાણવી ને કાશીક્ષેત્રને બાહર ચારે કોર એક યોજનના ઘેરાથી સ્વર્ગભૂમી જાણવી, તેમાં જે કોઇ દેહ છોડી દે છે તેઓનો સ્વર્ગવાસ થાય છે એવું શિવજીએ પાર્વતીજીને કહ્યું છે.

અનંતર સુંદર રૂપ સરોવરના તટપર જઇને આચમનાદિ કર્મ કરીને ધીરે ધીરે કપિલધારા તીર્થ પ્રતી જાય, જ્યાં શ્રીવૃષભધ્વજેશ્વર છે. એ ક્ષેત્રને શિવ ગયા કેહેછે. અત્ર શ્રાદ્ધ કરવાથી ગયા શ્રાદ્ધથી આઠ ઘણું પુણ્ય થાય છે. લિંગ પુરાણમા લખ્યું છે કે —

नरके स्थिताश्चये केचित् पितरः प्रपितामहाः ।
पितृलोकं तु गच्छन्ति तस्मिनच्छ्राद्धे कृते तु वै ॥
गयातोऽष्टगुणं प्रोक्तं पुराणार्थविशारदैः ।

એ કપિલધારા તીર્થમાં જો શ્રાદ્ધ કરે તો નિશ્ચયથી તેહના પૂર્વજ પિતૃલોકમાં જાય ને ગયાથી પણ અષ્ટગુણિત ફલ એ શિવ ગયામાં શ્રાદ્ધ કરવાથી થાય છે એવું પુરાણવેત્તાઓએ કહ્યું છે

વળી મહાભારતમાં પણ લખ્યું છે કે કપિલધારામાં સ્નાન કરવાથી વિશેષ ફલ છે.

तती वाराणसीं गत्वा देवमर्च्य वृषध्वजम् ।
कपिलाह्रद उपस्पृश्य राजसूयफलं लभेत् ॥

વારાણસીમાં જઈને અનંતર વૃષભધ્વજ મહાદેવનું પૂજન કરે ને કપિલધારા તીર્થમાં સ્નાન કરે તો રાજસૂય યજ્ઞ કરવાનું ફલ થાય. જે યજ્ઞ ધર્માત્મા રાજા યુધિષ્ઠિરે કીધો હતો.

અનંતર ત્યાં સ્નાન કરીને, પિતરોના નામ ગોત્રથી તર્પણ કરીને તથા તીર્થ શ્રાદ્ધ કરીને તથા જો સોમવતી અમાવાસ્યા દૈવયોગથી આવી જાય તો તો સો શિવ ગયા ષોડશી કાશીખંડમાં લખ્યા પ્રમાણે કરવામાં આવે તો અવશ્ય કરીને પિતરોનો ઉદ્ધાર થઈજ જાય. તે દિવસ લાખો મનુષ્યોની ભીડ થાય છે.

અનંતર વૃષભધ્વજેશ્વરનું પૂજન કરીને ત્યાં વાસ કરવો જોઇયે ને પૂર્વની પેઠે બ્રાહ્મણ ભોજન પુરાણ શ્રવણ, કીર્તન ને રાત્રે જાગરણ કરવું જોઇયે. બીજે દિવસ સ્નાન કરીને તથા પૂજન કરીને તેમની પ્રાર્થના કરવી.

वृषभध्वज देवेश पितृणां मुक्तिदायक ।
आज्ञां देहि महादेव पुनर्दर्शनमस्तुते ॥

હે વૃષભધ્વજ ! હે દેવેશ ! હે પિતરોને મુક્તિ આપવા વાલા ! હે મહાદેવ ! હવે મુજને આગલ જવાની આજ્ઞા આપો ને ફરી તમારાં દર્શન થાઓ એવી રીતીયે સુંદર પ્રાર્થના કરીને તથા તેમની પ્રદક્ષિણા કરીને, સર્વેથી એક કપિલધારા તીર્થની પ્રદક્ષિણા કરીને આગલ ચાલીને જ્વાલાનૃસિંહનું પૂજન કરે. અનંતર વરણાના સામે પાર જઈને વરણાસંગમ ( વરણા ને ગંગાજીના સંગમ ) માં સ્નાન કરીને લાંબ ઉપર ચડીને આદિકેશવનું પૂજન સારી રીતીયે કરીને તથા સંગમેશ્વર ને સર્વ વિનાયકનું પૂજન કરીને પોતાના ખોલામાં યવને લીધીને રાખે ને વાટમા વેરતો વેરતો આદિકેશવનું સ્મરણ કરતો કરતો પ્રહ્લાદેશ્વર સુધી

જાય ને તેમનું પૂજન કરીને ત્રિલોચનેસ્વરનું પૂજન કરે. અનંતર પંચગંગાના ઉપર જઇને ત્યાં સ્નાન કરવાની ઇચ્છા હોય તો લોકાચારથી કરીને, ઉપર ચડીને શ્રીબિંદુમાધવનું પૂજન કરે. પાછો તેજ સ્થાનમાં આવીને ગભસ્તીસ્વર ને મંગલાગૌરીનું દર્શન, પૂજન કરીને જ્યાથી ઉપર ચડયો હોય તેજ ઠામે આવીને આગલ ગંગાને તીરે તીરે ચાલે. અનંતર વસિષ્ઠ, વામદેવ ને પર્વતેશ્વર તથા મહેશ્વરનું પૂજન કરીને અનંતર સિદ્ધિવિનાયકનું પૂજન કરવું ને ત્યાંજ સ્થિર થઈને સાતે આવરણોના વિનાયકોને એટલે છપ્પન વિનાયકોનું પૂજન કરવું. અત્ર એ ઠામે પૂજન પદનો અર્થ સ્મરણને ઠેકાણે જાણવો. એટલા ગણપતીનું દર્શન પૂજન આજ કાલના મનુષ્યોથી કોઇ રીતીયે એક દિવસમાં નથી થઇ શકતું તો પચકોશીના સમાપ્તીના દિવસમાં શી રીતીયે થશે ? આ વાતમાં અગ્નિપુરાણની રીતીયે એક આશ્રય મલે છે—જેરીતે

ततो गत्वा पुनर्धीमान् भक्त्या सिद्धिविनायकम् ।
स्मृत्वा गणपतीं स्तत्र सप्तावरणसंस्थितान् ॥

અનંતર સિદ્ધિવિનાયકનું પૂજન કરીને ફરી બુદ્ધિમાન યાત્રા કરનારો ત્યાંજ સાતે આવરણમાં રહ્યા એવા ગણપતીયોનું સ્મરણ કરે.

અનંતર મણિકર્ણિકામાં સ્નાન કરીને ફરી વિસ્વેશ્વર પ્રતી જાય ત્યાં વિસ્વેસ્વરને પેહેલે નમસ્કાર કરીને દેવની સમીપ બેશીને, પંચોપચારથી સુંદર પૂજન કરીને વિસ્વેસ્વરની વેદોકત રીતીયે તથા મહિમ્નથી સ્તુતી કરીને તથા વારંવાર પ્રણામ કરીને, અનંતર મુક્તિ મણ્ડપમાં આવીને કૃતાર્થ થઇને ત્યાં બેશી જાય ને ત્યાં વિષ્ણુ, દણ્ડપાણી, ઢુણ્ઢિરાજ, આદિત્ય, ને મોદાદિ પચવિનાયકોનું પૂજન ક્રમથી તેમના સ્થાનમાં જઇને કરે.

અનંતર, પંચકોશીમાં જે જે દેવતાઓનાં પ્રદક્ષિણા ને દર્શન થયાં હોય તેઓનું ત્યાં સ્મરણ કરે તથા નીચે લખ્યા પ્રમાણે સ્તુતી કરે.

जय विश्वेश विश्वात्मन् काशिनाथ जगद्गुरो ।
त्वत्प्रसादा न्मया देव कृता क्षेत्रप्रदक्षिणा ॥
अनेक जन्म पापानि कृतानि मम शंकर ।
गतानि पंचक्रोशात्मलिंगस्याऽस्य प्रदक्षिणात् ॥
तद्भक्त्या काशिवासेन रहितः पापकर्मणा ।

सत्संग श्रवणाद्यैश्च कालो गच्छतु नः सदा ॥
हर शंभो महादेव सर्वज्ञ सुखदायक ।
प्रायश्चित्त सुनिर्वृत्तं पापानां त्वत्प्रसादतः ।
पुनः पापमतिर्माऽस्तु धर्मबुद्धिः सदाऽस्तु मे ॥
इति जपत्वा यथाशक्त्या दानं दत्वा द्विजन्मनां ।
बध्वा करयुगं मंत्री मंत्रमेत दुदीरयेत् ॥
पंचक्रोशस्य यात्रेयं यथाशक्त्या मया कृता ।
न्यूनं संपूर्णतां यातु त्वत्प्रसादा दुमापते ॥

## નિત્યયાત્રા

કાશીમાં વાસકરી રહેલાઓ હમેશાં નિત્યયાત્રા કરે છે આ યાત્રાનો ક્રમ આ પ્રમાણે છે —

પેહલે મુક્તિમંડપમાંના આદિત્ય, દ્રૌપદી, વિષ્ણુ દંડપાણિ ને મહેશ્વર એ પાચ દેવતાઓનું દર્શન કરીને, ઢુંઢિરાજ ગણપતીનું દર્શન કરવું અનંતર જ્ઞાનવાપીમા સ્નાન કરીને નંદિકેશ્વર, તારકેશ્વર ને મહાકાલેશ્વરનું દર્શન કરીને ફરીથી દંડપાણીનુ દર્શન કરવુ. પછી વિશ્વેશ્વર ને અન્નપૂર્ણાનું દર્શન પૂજન કરવુ તથા કાલભૈરવનુ પણ નિત્ય દર્શન ને આઠ પ્રદક્ષિણા અવસ્ય કરવી જોઇયે જેથી આનંદથી કાશીવાસ થાય. જે લોકોથી એટલી પણ યાત્રા નહીં થઇ શકે, તે લોકો મણિકર્ણિકામાં સ્નાન ને વિશ્વેશ્વરનું દર્શન અવસ્ય કરીને કરે તથા અન્નપૂર્ણા, ઢુંઢિરાજ ને કાલભૈરવનુ દર્શન એટલુ તો નિરવિઘ્નથી કાશીવાસ થવા સારૂ કરે.

## અંતર્ગૃહી યાત્રા

કાશીમાં અંતર્ગૃહી યાત્રા કરનારાઓ નીચે મુજબ દેવોના દર્શન કરે છે અને યાત્રા કરતી વખતે મૌન ધારણ કરે છે ને દર્શન કર્યા પછી મૌન ત્યાગે છે.

મણિકર્ણિકેશ્વર, કમ્બલેશ્વર, અશ્વતરેશ્વર, વાસુકીશ્વર, પર્વતેશ્વર, ગંગાકેશવ લલિતાદેવી, જરાસંધેશ્વર, સોમનાથ દાનભ્યેશ્વર, શૂલટંકેશ્વર, વરાહેશ્વર, બ્રહ્મેશ્વર, અગસ્તીશ્વર, કશ્યપેશ્વર હરિકેશવ, વૈદ્યનાથ, ધ્રુવેશ્વર, ગોકર્ણેશ્વર, હાટકેશ્વર, અસ્થિપ્રક્ષેપતીર્થ કીકસેશ્વર, ભારભૂતેશ્વર, ચિત્રગુપ્તેશ્વર, ચિત્રઘંટાદેવી, પશુપતીશ્વર, પિતામહેશ્વર કલશેશ્વર, ચંદ્રેશ્વર, વીરેશ્વર, વિદ્યેશ્વર, અગ્નીશ્વર, નાગેશ્વર, હરિશ્ચંદ્રેશ્વર, ચિંતામણિ

વિનાયક, સેનાવિનાયક, સીમાવિનાયક, કરૂણેશ્વર, વસિષ્ઠવામદેવ, ત્રિસંધ્યેશ્વર, વિશાલાક્ષિદેવી, ધર્મેશ્વર, વિશ્વબાહુક, આશાવિનાયક, વૃદ્ધાદિત્ય, ચતુર્વક્ત્રેશ્વર, બ્રાહ્મીશ્વર, મનઃ પ્રકામેશ્વર, ઇશાનેશ્વર, ચંડીચંડેશ્વર, ભવાનીશંકર, ઢુંઢિરાજ, રાજરાજેશ્વર, લાંગલીશ્વર, નકુલીશ્વર, પરાન્નેશ્વર, પરદ્રવ્યેશ્વર, પ્રતિગ્રહેશ્વર, નિષ્કલંકેશ્વર, માર્કંડેયેશ્વર, અપ્સરેશ્વર, ગંગેશ્વર, જ્ઞાનવાપી, નંદિકેશ્વર, તારકેશ્વર, મહાકાલેશ્વર, દંડપાણી, મહેશ્વર, મોક્ષેશ્વર, વીરભદ્રેશ્વર, અવિમુક્તેશ્વર, મોદ, પ્રમોદ, સુમુખ, દુર્મુખ, ગણનાથ, વિશ્વેશ્વર, અન્નપૂર્ણા.

આ શીવાય ગૌરીયાત્રા, વિનાયક યાત્રા, સપ્તર્ષિ યાત્રા વીગેરે અનેક યાત્રાઓ અને મેળાઓ ભરાય છે. કાશીમાં લાંબો વખત રહેનારજ સર્વ વાત સંપૂર્ણ રીતે જાણી શકે છે. કાશી, ગયા અને પ્રયાગ આ ત્રિસ્થળીયાત્રા હિંદુ ધર્મમાં સર્વોત્તમ ગણી છે.

## ગયા.

છેટું ૧૧૧૯ માઈલ, ભાડું મેલનું ૧૭-૫-૦.

કાશીથી ગયા જનારે, મોગલસરાઇ થઇ, ગયા પોહોંચવું પડે છે. મોગલસરાઇથી ગયાને ૧૨૭ માઇલને રસ્તો છે અને એક બ્રાંચ ગયા ગઇ છે. મોગલ સરાઇથી સિધ્ધિ મુખ્યલાઇન કલકતે જાય છે. મોગલ સરાઇથી કલકતા ૪૬૮ માઇલ છે. આપણે કાશીથી ગયા આવ્યા છીએ.

## વિષ્ણુ ભગવાનનું મુખ્ય મંદિર.

આ કાશી પછીનું હીંદુઓનું યાત્રાસ્થાન ગયા છે. જે લોકોને વેહેમ હોય કે પોતાના પીતૃને મોક્ષ થયો નથી, તેઓ ગમે તે પ્રકારે ગયા જઇ, ગયા શ્રાધ્ધ કરી પોતાનો સંતોષ માને છે. આજથી ત્રીસ વરસ ઉપર મેં ગયા જોયું હતું, તેમાં અને આજના ગયામાં મોટો ફેરફાર થયો છે. તે વખતે ગયા રેલવે સ્ટેશન નહોતું અને મીહાપુરથી એક્કામાં ચાર દીવસે પોહોંચાતું હતું આ વખતે ગયા એક નાનાં ગામડાં જેવું લાગતું હતું, પણ અત્યારે તો એક શેહેરને દેખાવ આપે છે. લગભગ એક લાખ માણસની વસ્તી અત્યારે ગયામાં જણાય છે. ગયા ફલગુ નદીને કીનારે છે. આ ફલગુ નદીમાં ઉનાળામાં તો બીલકુલ પાણી રહેતું નથી અને રેતીની વચે ખાડા ખોદી પાણી લેવામાં આવે છે. હમણા ચોમાસામાં તો મેં ફલગુ બેઉ કાંઠામાં ભરપુર જોઇ હતી. ગયા મુળમાં તો ખુપની જગ્યા છે, પણ તે આર્યધર્માભિમાનીની કેમ થઇ છે, તે

આર્યપૈનો વીષય છે. અત્યારના ગયાથી સાત માઇલપર બુધ ગંયાનું જુનું સ્થાન છે અને ત્યાં બહુધા યાત્રા માટે જાય છે. ગયામાં પણ જે મંદીરો છે, તે બૌધ શૈલીનાં છે, પણ તેને બ્રાહ્મણોએ પોતાને લાભ થાય તેવી રીતે ફેરવી નાખ્યા છે અને દરેક મુરતીઓ હીંદુઓના દેવોની છે એમ બતાવે છે. ગયામાં વીશ્નુ ભગવાનનું મુખ્ય મંદીર છે અને તે બાંધણીમાં, અને બીજી રીતે ઘણુંજ સારૂં છે. આ મંદીર ફલગુના કીનારે છે. ફલગુના મંદીરવાળા કીનારે અત્યારે ઘણાજ રમણીય ઘાટો બંધાયા છે, પણ તે આજથી ત્રીશ વરસ ઉપર નહોતા.

ગયા એ શ્રાધની જગ્યા છે. અહીંયા આખું, અડધું, પા આ રીતે શ્રાધ થાય છે, આખું શ્રાધ કરવા માટે એક મહીનો લાગે છે અને દરરોજ જુદી જુદી જગ્યાએ શ્રાધ કરવામાં આવે છે. મુખ્ય શ્રાધ વીષ્ણુ શીલા ઉપર થાય છે. આ શ્રાધ કર્યો પછી પીતૃ વૈકુંઠમાં જાય છે, આવું ત્યાંનું મહાત્મ્ય છે. આ શ્રાધનો ખરચ પણ મોટો થાય છે. લોકો હવે તો ફલગુ ઉપરજ શ્રાધ કરી પતાવે છે. ગયામાં આખું શ્રાધ કરનાર ગયાની સર્વે જગ્યા જાણી શકે છે. શ્રાધની વીધી તો બીલકુલ થતી નથી પણ બ્રાહ્મણના વચનેજ, ઘરદો આવી રીતે પીંડદાન થાય છે. ગયાના બ્રાહ્મણો પોતાના યજમાનના હાથ ફુલની માળાથી બાંધે છે અને ગોર કહે તેટલા પૈસા આપ્યા બાદ ગોર હાથ છોડી "ભયો" કહે ત્યારેજ યાત્રા સફળ થઇ આમ સમજાય છે. "ગયા દરે" આમ આ ઉપરથી કહેવત ચાલી છે. ગયામાં બ્રાહ્મણોને વીદ્યા ઉપર બીલકુલ પ્રીતી નથી અને યાત્રીના પૈસાપર એશઆરામ ભોગવે છે. ગયાના મહાત્મ્ય સંબંધે હું તો એવું અનુમાન કરૂં છું કે શ્રી મચ્છંકરાચાર્યના [illegible]

જતો હોવાથી સીતાએ રેતીનો પીંડ પોતાના સસરાને આપ્યો અને દશરથ રાજાએ તે હાથોહાથ લીધો, આમ કહેવાય છે. ફલગુના સામા કીનારે આ દૃશ્યનાં દરશન થાય છે. આ પીંડ આપતી વખતે સીતાજીએ ગાય વીગેરેને સાક્ષી રાખ્યાં હતાં અને રામચંદ્રજીને આ વાત જણાવતાં સાક્ષીઓએ ખોટી સાક્ષી આપી અને તેથી સીતાજીએ સાક્ષીઓને શાપ આપ્યો. આથી ગાયનું મુખ નરકમાં પડ્યું છે. શંકરને સેવતીનું ફુલ ચઢતું નથી વીગેરે. આ બધામા સત્યાસત્ય શું છે, તેનો નિર્ણય કરવામાં હું વખત કાઢવા નથી માગતો. માત્ર તીર્થમહાત્મ્ય વધારવાના હેતુથીજ આ કહેવાયું હોય, એમ હું તો માનું છું.

ગયા શેહેર પણ એકંદરે સારૂં છે. ગયાની અંદર બજાર, મુકામો અને દેવસ્થાનો શોભીતાં છે. ગયા જેવાં તીર્થસ્થાનમાં અત્યાર સુધી ધર્મશાળા નહોતી, આ આશ્ચર્યકારક હતું. હમણા સ્ટેશન પાસે ધર્મશાળા બને છે અને હવે તો તે તૈયાર થઇ ઉપયોગમા આવી પણ ચુકી હશે, આમ મારૂં માનવું છે.

ગયાના નવી અને જુની આવા બે ભાગછે. નવી ગયાને સાહેબગંજ કહે છે અને અહીંઆજ વેપાર રોજગાર, ઓફીસો કચેરીઓ વીગેરે છે, જુની ગયામાં ગયાવાળ ગોરનાં મુકામો છે.

## ગયાશ્રાદ્ધની વિધિ,

ગયા શ્રાધ હમેશાં જયારે યાત્રીઓ જાય છે ત્યારેજ થાય છે, પણ શ્રાદ્ધની ખરી ખુબી શ્રાધ્ધ પક્ષમા એટલે ભાદરવા વદમાં જોવામા આવે છે. આ વખતે અનેક યાત્રીઓ આવે છે. જુદે જુદે સ્થળે શ્રાધ્ધ જુદે જુદે દિવસે કરાય છે, અને અનેક યાત્રીઓની ભીડ જોવામા આવે છે. શ્રાધ્ધ આ પ્રમાણે કરવામાં આવે છેઃ-

ભાદરવા શુદ ૧૫ ને દિવસે ફલગુ નદિમાં એક વેદી પર શ્રાધ્ધ, તર્પણ અને પંડયાની ચરણપુજા થાય છે,

" વદ ૧ " રામશીલા, રામકુંડ, પ્રેતશિલા, બ્રહ્મકુંડ અને કાકબલિ આ પાચ જગ્યાએ પિંડદાન કરાય છે.

" ૨ " ઉતરમાનસ ઉદિચી, કનખલ દક્ષિણમાનસ અને જીવ્હાલોલપર પાચ જગ્યાએ પીંડ દાન કરાય છે.

" ૩ " માતંગવાપી, ધર્મારણ્ય અને બોધ ગયા આ સ્થળે પીંડદાન થાય છે.

„ ૪ „ બ્રહ્મસરોવર અને કાક બલીપર પીંડદાન થાય છે.

„ ૫ „ બ્રહ્મપદ, રૂદ્રપદ અને વિષ્ણુપદ આ ત્રણ જગ્યાએ પીંડ દાન થાય છે.

ભાદરવા વદ ૬–૭–૮આ ત્રણ દિવસે ૧૬ વેદી પર પિંડ દાન થાય છે. આ વેદીઓ કાર્તિક પદ, દક્ષિણાગ્નિ ગાર્હપત્યાગ્નિ આવ્હાન્યાગ્નિ, સતત્યાગ્નિ, આવસ્યાગ્નિ, સુર્યપદ, રામપદ, ગણેશપદ, દધિચિપદ, કણ્વપદ, મતંગપદ, ક્રૌંચપદ, ઇંદ્રપદ, અગસ્તપદ, કશ્યપપદ આ છે. આઠમને દિવસે દૂધથી તર્પણ થાય છે.



„ ૯ ને દિવસે રામગયા અને સીતાકુંડપર પીંડદાન થાયછે,

„ ૧૦ „ ગયાશિર અને ગયાકુપપર પીંડ દાન થાય છે.

„ ૧૧ „ મુંડ પૃષ્ઠા, આદિગયા અને ધૌતપાદ આ ત્રણ જગ્યાએ પિંડદાન થાય છે.

„ ૧૨ „ ભીમગયા, ગોપ્રચાર અને ગદાલોલપર પિંડદાન થાય છે.

„ ૧૩ „ ફલગુ સ્નાન અને દુધનુ તર્પણ થાય છે. રાત્રિમા દીપ દાન કરાય છે.

„ ૧૪ „ વૈતરણીમાં તર્પણ અને ગોદાન થાય છે.

„ અમાવાસ્યા અક્ષય વટ પાસે પીંડદાન થઇ સુફળ મળે છે. છેલ્લે આસો સુદ ૧ ને દિવસે ગાયત્રી ઘાટપર પિંડદાન થઇ શ્રાધ્ધ વિધિ પુરી થાય છે. બધીમળી ને ૪૫ વેદીપર પીંડદાન કરાયછે. કેટલાક ૧૫ દિવસમાં શ્રાધ્ધ કરે છે, કેટલાક ૪ દિવસમા સર્વત્ર પિંડદાન કરી લે છે, અને કેટલાક મુખ્ય મુખ્ય વેદીપરજ પીંડ દાન કરી સંતોષ પામે છે, ઉપર ભાદરવો મહિનો આપ્યો છે તેથી ભાદરવામાજ શ્રાધ્ધ થાય છે આમ નથી પણ જ્યારે જાય ત્યારે ઉપરના ક્રમથી સોળ દિવસનું સંપુર્ણ શ્રાધ્ધ થાયછે આમ સમજવાનું છે.

ગયા આ આર્યધર્માભિમાનીઓનું પવિત્ર અને સર્વમાન્ય તીર્થસ્થાન છે. શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમા ગયામહાત્મ્ય સબંધે ઘણું જોવામાં આવેછે. ગયામાં મુખ્ય કર્તવ્ય શ્રાધ્ધનું જછે, ગયાની ઉત્પતી સંબંધે પુરાણોમાં એવું જણાવ્યુછે કે, ગયાસુર દૈત્યે તપ કરી વરદાન મેળવેલું. દૈત્યના પ્રબળને લઇને દેવો નિસ્તેજ થઇ ગયા તેઓ વિષ્ણુપાસે ગયા અને વિષ્ણુએ અતિથિના વેશે યજ્ઞ સારૂ ગયાસુર પાસ જગ્યા માગી. ગયાસુરે પોતાનો દેહ યજ્ઞ કરવા આપ્યો અને યજ્ઞ કરવા માંડયો. પુર્ણાહુતિ

અને બલિદાન વખતે તે સ્થિર રહી શકયો નહીં એટલે તેનાપર શીલા મૂકી યજ્ઞ કરવા માંડયો પણ શીલાએ સ્થીર ન રહી એટલે વિષ્ણુએ ગદામૂકી શીલા સ્થીર કરી. આથી ગયા દેવતાઓનું યજ્ઞ સ્થળ થયું. દૈત્યનો નાશ થયો અને સર્વે દેવતા જે શીલાપર બેસી યજ્ઞ કરતા હતા તે શીલા મોક્ષદાતા ગણાઇ.

ગયામાં મુખ્ય તીર્થ ફ્લ્ગુ છે. ફ્લ્ગુનું મહાત્મ્ય નગેંકૂટ અને ભસ્મકૂટની ઉત્તર અને ઉત્તર માનસની દક્ષિણમાજ છે. ફ્લ્ગુનું નામ મહાનો પણ છે. **રામશીલા** અને રામકુંડ નવી ગયા અથવા સાહેબગંજ પાસે પહાડપર છે. અહીંઆ રામકુંડ છે જ્યાં પીંડદાન થાય છે. રામકુંડપાસ શીવમંદિર છે અને બીજું રામલક્ષ્મણ જાનકીનું સુંદર મંદિર છે. ૩૦૦ ઉપરાંત પગથીઆં ચડી રામશીલાપર પોહોચાય છે. અહીંઆં જુનાં મંદિરમાં બૌધોની મૂર્ત્તિ જોવામાં આવે છે. રામચંદ્રજી અહીંઆ નહોતા આવ્યા ત્યાં સુધી આ પ્રેતશીલા ગણાતી હતી. રામશીલાથી બે ગાઉપર **પ્રેતશીલા** પહાડપર છે. પ્રેત શીલા જવા સારૂ એક્કા મળે છે અને પહાડપર ચડવા ડોળી પણ મળી શકે છે. પ્રેતશીલાપર જતાં પ્રથમ બ્રહ્મકુંડ આવે છે. બ્રહ્મકુંડમાં સ્નાન પીંડદાન કરી ૩૫૦ ઉપરાંત પગથીઆં ચડયા બાદ પ્રેતશીલાપર પોહોંચાય છે. અહિંઆ પણ મંદિર હોઇ, જુની બૌધ મૂર્તિઓ નજરે પડે છે. કાકબલિનું સ્થાન એક વડના ઝાડ નીચે છે. આ જગ્યાની આજુબાજુ દિવાલ કરી લેવામાં આવી છે. અહીંઆ કાકબલી, સ્વાનબલી અને યમબલીના પીંડ આપી અંતકાળીઆ બ્રાહ્મણને રૂ ૧) એક દક્ષણા આપવી પડે છે. ઉત્તરમાનસ તળાવ છે. આ તળાવ મોટું હોઇ બાંધેલું છે. આ તળાવપરનાં મંદિરમાં સૂર્ય અને સીતલા દેવીની મૂર્ત્તીઓ છે. બીજી જગ્યાએ પિતામહેશ્વર મૌનેસ્વર મહાદેવનું સ્થાન છે. અહીંઆ બ્રહ્માજીએ શ્રાદ્ધ કરેલુ અને મૌનવ્રત ધારણ કરી સૂર્ય કુંડ સુધી ગએલા એમ કહેવાય છે. સૂર્યકુંડ વિષ્ણુના મંદિર પાસે છે. આ કુંડના ઉત્તરના ભાગને ઉદિચી, મધ્યને કનખલ અને દક્ષિણને દક્ષિણ માનસ કહે છે અહીંઆ દક્ષિણાર્ક નામના સૂર્યનું મંદિર છે જીવ્હાલોલ ફ્લ્ગુના કિનારાપરના એક ઓટલા પાસ પીપળાના ઝાડ નીચે છે. ગદાધરજીનું મંદિર જુની ગયામાં છે. અહીંઆ રામચંદ્રજીની, ગયા દેવીની અને બીજી મૂર્તીઓ જોવામાં આવે છે. મતંગવાપી એક વાવ છે, અહીંઆ પગ ડેડીએ જવાય છે. અહીંઆ શંકરની મૂર્ત્તિઓ છે તથા બૌધ મૂર્તિઓ પણ

જોવામાં આવે છે. **ધર્મારણ્ય**માં કુવામાં પીંડ નાંખવામાં આવે છે. અહીંઆ એક કુવામાં પુત્ર કામનાને લઇને પુજા ચઢાવવામાં આવે છે. **બોધગયા** ધર્મારણ્યથી એક માઇલ છેટે છે. **બ્રહ્મસરોવર** એક બાંધેલું તળાવ છે. અહીંઆ એક વડલાપાસ કાકબળી થાય છે. અહીંઆ પથ્થર ખોદી તારક બ્રહ્મ બનાવેલા છે. **વિષ્ણુપદ** વિષ્ણુના મન્દિરમાં છે. આ વિષ્ણુનું મંદિર ગયામાં સર્વોત્તમ ગણાય છે. મન્દિરમાં સોળ વેદીનો મંડપ છે. મંદિરના દરવાજા ચાંદીના છે. સોનેરી કામ પણ જોવામાં આવે છે. મન્દિરની બાજુમાં **કનકેશ્વર** મહાદેવનું સ્થાન છે. આ મંદિરની મરામત અહલ્યાબાઇ હોલ્કરીએ કરેલી છે વિષ્ણુ મંદિરની બાજુમાં જગન્નાથજીનું મન્દિર હાલનું બનાવેલુ જોવામા આવે છે. **સીતાકુંડ** અને **રામગયા** ફલગુના સામા કિનારે છે. અહીંઆ એક મંદિરમાં સીતાજી દશરથને પીંડદાન દે છે આ જોવામાં આવે છે. દશરથનો હાથ જમીનમાંથી પીંડ લેવા નીકળતો જોવાય છે. અહીંઆ રામ મન્દિર અને શીવજીનું મંદિર છે. જગન્નાથ, બળીભદ્ર અને સુભદ્રાની કાષ્ટની મૂર્ત્તિના દર્શન થાય છે. ભરતાશ્રમની વેદીમાં રામ ગયાના પીંડદાન થાય છે. અહીંઆ મતંગ રૂષિની પાદુકા છે હનુમાનજીનું પણ મંદિર બીજી તરફ છે. બીજી પણ દેવતાઓની મૂર્ત્તિઓ અને બૌધ મૂર્ત્તિઓ જોવાય છે. **ગયાસીર** એક ઓટલાપર છે ત્યા કુંડમાં પીંડા નંખાય છે. **ગયાકુપ** એક કુવો છે મુંડપુષ્ટા ૧૨ હસ્તવાળી દેવીનું સ્થાન છે. **આદિ ગયા** એક નાની કોટડીમાં છે ત્યાં ગદાધરની મૂર્તિ ઉપરાંત બીજી બે ત્રણ મૂર્ત્તિ જણાય છે **ધૌતપાદ** એ ૩ા હાથની લાંબી શીલા જમીન પર નીકળેલી છે તેને કહે છે **ભીમગયા** વૈતરણી પાસ છે. અહીંઆ ભીમની મૂર્ત્તિ છે. અહીંથી ૫૦ પગથીઆ ઉપર ચડતાં ભગવાનનું મન્દિર આવે છે આ જનાર્દન ભગવાનના મંદિર પાસ બે ત્રણ શીવ મંદિરો, મંગલાદેવીનું મંદિર વીગેરે જણાય છે તથા કેટલીક બૌધ મૂર્ત્તિઓ જોવામાં આવે છે. **ગોપ્રચાર** એ સ્થળ છે કે જ્યા શીલાપર ગાયની ખરીઓ પડેલી જોવામા આવે છે અહીંઆ બ્રહ્માએ ગોદાન કર્યું કહેવાય છે. ગદાલોલ, અક્ષયવટ પાસના તળાવને કહે છે. **વૈતરણી** એક તળાવને કહે છે. ખરી રીતે ફલ્ગુને વૈતરણી કહેલ છે. અક્ષયવટમા જુના લેખો, શીવ મંદિર, વૃદ્ધપ્રપિતા મહેશ્વરનું મન્દિર અને બીજી દર્શનીય શોભા છે. આ શીવાય ગાયત્રી, સંકટાદેવી, સૂર્યનારાયણ, રૂમકૂટ પહાડપર રૂમેશ્વર, રણમોચન, પાપમોચન, ગણેશ,

સાવીની, રૂદ્રયોની, બ્રહ્મયોની, વીગેરે અનેક દેવસ્થાનો તથા બૌધોની મૂર્તિઓ જોવા જોગ છે.

### બૌધ ગયા.

ગયાથી છ સાત માઇલ દૂર છે. અહીંઆ જવાને પાકી સડક છે. બૌધધર્મનું આ સર્વોત્તમ સ્થળ ગણાય છે. અહીંઆ પીપલાના ઝાડ નીચે બુધનું સુશોભિત મંદિર છે. આ મંદિર અશોકે બંધાવેલું કહેવાય છે. તેની સુધારણા વારંવાર થએલી જણાય છે બ્રહ્મ દેશના રાજાએ અને અંગ્રેજોએ પણ મંદિરની સુધારણા કરી જણાય છે. આ મંદિરમાં અનેક બૌધ મૂર્તિઓ જોવામાં આવે છે અહીંઆ બુધનું સિંહાશન, મહન્તનો ચોરો, કેટલીક કોટડીઓ, બુધની પાદુકા વીગેરે જોવામાં આવે છે. તારાદેવીનું મંદિર પડતી હાલતમાં જોવાય છે. જગન્નાથજી, સીતારામજી, શીવજી વીગેરેના મંદિરો છે. બૌધગયા અવસ્ય દર્શનીય સ્થળ છે.

### મુખ્ય લાઇન અને બ્રાંચ લાઇનનાં અગત્યનાં સ્થળો.

**મોગલ સરાઇથી** મુખ્ય લાઇનમા **દિલદાર નગર** સ્ટેશનથી તારીઘાટનો એક **૧૨** માઇલનો ફાંટો ગયો છે. અહીંઆ **ગાઝીપુર** નામનું એક વેપારી મથક છે. અહીંઆ અફીણ એકઠું કરવામા આવે છે. હિંદના ગવરનર જનરલ લોરડ કાર્નવાલીસના દેહાન્તનું સ્મારક ચિન્હ અત્રે જોવાય છે. બીજાં પણ દેવ મંદિરો અને મુકામો જોવા જોગ છે.

**બક્ષર** પણ મુખ્ય લાઇન પર છે. આ એક અગત્યનું સ્થળ ગંગા કીનારે છે. વેપારની બાબતમાં અનાજ, રૂ, ખાંડ, મીઠું વીગેરે માટે જેમ સારું સ્થળ છે તેમ તીર્થની બાબતમાં પણ તે ઉત્તમ અને દર્શનીય સ્થાન છે. મહારાજા દશરથ પાસેથી યજ્ઞની રક્ષા કરવા સારૂ વિશ્વામિત્ર રામ લક્ષ્મણને અહીંઆજ લઇ આવેલા હતા. અહીંઆ ચરિત્રવન છે. આ વનમા સોમનાથ, રામેશ્વર, રામ-લક્ષ્મણ-જાનકી, વિશ્વામિત્ર વીગેરેના દર્શન થાય છે. રાજર્ષી વિશ્વામિત્રનું આ સિધ્ધાશ્રમ છે. મકર સંક્રાતિમા અહીંઆ ગંગા સ્નાનનો મોટો મેળો ભરાય છે.

**ડુંમરાવ** મુખ્ય લાઇન પર છે તે ધારા નગરીના ભોજરાજાના વંશજોએ વસાવેલું સ્થળ છે. અહીંઆ દેવ સ્થાનો છે ને રામનવમી અને જન્માષ્ટમીના ભારે મહોત્સવ થાય છે. અહીંથી ૩ માઇલ પર **ભોજપુરનો** જુનો કિલ્લો જણાય છે.

રઘુનાથપુર સ્ટેશન જે મુખ્ય લાઇનપર છે ત્યાંથી બે માઇલ પરના ઝરીપુરમાં ઝરેશ્વર મહાદેવનું વિશાળ મંદિર છે જ્યાં શીવરાત્રીમાં મોટી ધામધુમ થાય છે. ઝરીપુરથી દશેક ગાઉ પર ભવાની માતાનું દર્શનીય સ્થાન છે. આ સ્થાનમાં ચૈત્ર અને આસોના નવરાત્રમાં હજારો માણસો આસપાસથી આવે છે. આ સ્થાનથી થોડુ દૂર બલીઆ અથવા ભૃગુક્ષેત્ર છે, આ ક્ષેત્ર પ્રાચીન હોઇ દર્શન કરવા યોગ્ય છે. બાલેશ્વરનું પ્રાચીન મંદિર ગંગામાં પડી ગયું છે તેની જગ્યાએ નવું મંદિર થયું છે. ભૃગુ ઋષિની જાત્રા કાર્તીકી પુનમની ભરાય છે આ વખતે હજારો માણસ એકત્ર થાય છે.

આરાહ આ મુખ્ય લાઇનનું વેપારી મથક છે. અહીંના બુઢા મહાદેવના સુંદર મંદિરમાં શ્રાવણ માસમાં થતી ધામધુમ જોવા જોગ છે. અત્ર જઇનોનું એક સુંદર દેવ સ્થાન જોવામાં આવે છે.

કોઇલવાર સ્ટેશન પાસ સોન નદીપર મોટો રેલવે પુલ જોવામાં આવે છે. હિંદુસ્થાનમાં કેટલાક મોટા રેલવે પુલો છે તેમનો આ એક છે.

દીનાપુર આ વેપારી મથક હોઇ જોવા જોગ સ્થાન છે.

પટના બીહાર જીલ્લાનું સર્વોત્તમ શેહેર હોઈ વેપારનું મુખ્ય મથક છે, અહીંઆ સ્ટેશનપાસે તેમજ ચોકમાં ધર્મશાળાઓછે. પટનામાં ગોપીનાથ, નાની મોટી પાટણ દેવીઓ અને હરિમંદીર આ મુખ્ય મંદિરો ગણાય છે. શાહઅરજાનીની દરગાહનો વાર્ષિક મેળો ભરાય છે. દરગાહપાસે કબરથા છે. પટના પાસ બાંકીપુર છે. ત્યાં બીહાર વિભાગના અફીણની કોઠી છે. બાંકીપુર અને પટણા આ બે સ્થાનોમાં વેપાર ઘણોજ ચાલે છે. અફીણ, રૂ, અનાજ, તેલનાં બીઆં, કાપડ, ગળી, મીઠું, સાકર, ઘઉં, ચોખા ઇત્યાદિનો મોટો વેપાર ચાલે છે. મારૂગંજ, મનસુરગંજ, કિલ્લા મોહોલ્લો, મીરચીગંજ, મહારાજગંજ, સાદિકપુર, અલાબક્ષપુર, ગુલજારબાગ અને કર્નલગંજ આ વ્યાપારી લતાઓ છે. હરિમંદિર આ ગુરૂગોવીંદસીંહનું મંદિર છે. અહીંઆ અમૃતસરના નાનકશાહી મંદિરની તુલ્ય સર્વ વ્યવસ્થા છે. નાની પાટણ દેવીનાં મંદિરમાં શ્રીમહાકાળી, મહાલક્ષ્મી અને મહા સરસ્વતિની મૂર્તીઓ છે. મોટી પાટણ દેવી જેના નામ ઉપરથી પટના નામ પડયું છે તે મહારાજગંજમાં છે. પારવતીજીનું પટ-વસ્ત્ર અહીંઆ પડી ગએલું તે પરથી પાટણા દેવી અને પટનાનાં સ્થાનો થયાં. બાંકિપુરથી બોણા ગાઉપર ગોળઘર છે તે જોવા જેવું છે. પટના આ ઐતિહા-

સીક શેહેર છે. ઉદયાશ્વ રાજાએ **પાટલીપુત્ર** (**પટનાં**) વસાવેલું છે. આવો લેખ પુરાણોમાં મળે છે. આ પટના નંદ રાજાઓની રાજધાની હતી અને આ નંદ રાજાઓનો ચંદ્રગુપ્તે નાશ કરેલો. આ નાશ કરવામાં ચાણાખ્ય નામનો બ્રાહ્મણ કારણ થયો હતો. બ્રાહ્મણે પોતાના થયલા અપમાનનો કેવી રીતે બદલો લીધો તે મુદ્રા રાક્ષસમાં વર્ણવેલું છે. ગેગેસ્થનીસે આ શેહેરને ઇ. સ. પૂર્વે જોએલું હતું. આ મુસાફર આને **પાલીબોથરા** કેહે છે. પટનાનું બીજું નામ કુસુમપુર પણ હતું. હુએત્સંગે કુસુમપુર ઉજડ થવાનો પોતાના પ્રવાસના વર્ણનમાં ઉલ્લેખ કરેલો જણાય છે. પ્રાચીન પટણાની મોટાઇનાં અત્યારે અનેક ચિન્હો જોઇ શકાય છે. અહીંઆ જુના પાટલીપુત્રમાં જૈનોનાં દેવસ્થાનો છે.

મુખ્ય લાઇને ન જતાં બ્રાંચ લાઇનમાં **ગયા** 'આવનારે ગયાથી ૫૭ માઇલ રેલવે બ્રાંચ છે તેમાં **બાંકીપુર** આવવું અને બાંકીપુર પટણા જોવાં. બાંકીપુર અને પટણા જોઇ મુખ્ય લાઇનના **બખ્તીઆરપુર** ઉતરવાની જરૂર છે.

**વીરાટનગર** કે જ્યાં પાંડવો એક વર્ષ અજ્ઞાત વાસે રહ્યા હતા, જ્યાં કીચકને દ્રૌપદીપર કુદૃષ્ટિ કરવા માટે ભીમે માર્યો હતો તે જોવું હોય તો ગયાથીજ જવું ઠીક છે. ગયાથી દક્ષિણમાં હજારીબાગ જીલ્લો આવેલો છે. આ જીલ્લામાં કાલુઆ પર્વત છે તેની પાસ આ નગર હતું. આમ કહેવાય છે. પર્વતના મધ્ય ભાગપર તળાવ છે. તેની પાસે ખાલી મંદિર છે તે પર લોકો કીચકનું નામ લઇ અત્યારે પણ પથરા મારે છે. અહીંઆ કોલ્હાસની દેવીનું સ્થાન છે જ્યાં ચૈત્ર ને આસોના નવરાત્રમાં યાત્રા ભરાય છે. પાંડવોનો યજ્ઞકુંડ, ભીમનો દરો, ભીમનો ખાડો, ગુફા, પાંડવોની ખોદાયલી મૂર્તીઓ વગેરે જોવામાં આવે છે. વાહનનો બંદોબસ્ત કરી ખાવાનું સાથે રાખી આ તરફ જવાનું છે. જનારને પોતાની મેહનત ફલિભૂત થએલી લાગ્યા વગર નહીંજ રહે.

### રાજગૃહ–અવશ્ય દર્શનીય સ્થળ.

**બખ્તીઆરપુર** થી **બીહાર** ૧૮ માઇલ રેલ્વે ગઇ છે. બીહાર આ જુનું શેહેર હોઇ રેશમી અને સુતરાઉ કાપડના વણાટ કામને માટે પ્રસિદ્ધ છે. ચોખા, અનાજ અને બીજો વેપાર બીહારમાં સારો ચાલે છે. રાજગૃહ જનારે બીહારમાં સર્વ વાહનાદિકની ગોઠવણ કરી લેવાની જરૂર છે. બીહારથી મહુઆબાગ ૬ માઇલ છે. આ મહુઆબાગપાસે

**બડગામ** છે તે રૂક્ષ્મણીના પીતા ભિષ્મકની રાજધાની કુંડિનપુર છે, આમ કહેવાય છે. રાજગૃહથી ૮ માઇલપર જરાસંધની રાજધાનીનું સ્થળ છે. **નાલંદગામ** જે બૌધ સંપ્રદાયનું પવિત્ર સ્થળ છે તે આ તરફ આવેલું છે. અત્યારે બૌધ મંદિરો પણ આ તરફ જોઇ શકાય છે. સૂર્યકુંડ, સૂર્યનું મંદિર, બ્રહ્મકુંડ, સરસ્વતિ તીર્થ, માર્કંડેય ક્ષેત્રમાં માર્કંડેય, વ્યાસ ગંગા યમુના, અનન્ત નારાયણ, સપ્તર્ષી, કાશીધારા અને બ્રહ્મ એવા સાત કુંડો છે જેમાં ગંગા જમનાના એક કુંડ શીવાય બધા ગરમ પાણીના છે. બીજા પણ અનેક દેવ દેવીનાં દર્શનીય સ્થળો છે. આજુ બાજુ બીજા પણ ગરમ પાણીનાં કુંડો છે. સીતાકુંડ પાસનું હાટકેશ્વરનું સ્થાન પ્રાચીન જણાય છે. આ કુંડોમાં એક કુંડ મુસલમાનોને સ્વાધીન છે. સરસ્વતિ કુંડની આગળ સરસ્વતિને વૈતરણી કહે છે. ત્યાં સુંદર ઘાટો બાધેલા જોવામા આવે છે. અહીં આગળ ગોદાનનું અધિક મહાત્મ્ય છે. આ તરફ જવાલાદેવીના સ્થાનપર જવાલાનાં દર્શન થાય છે. બૌધોની સોનભંડારની પ્રસિધ્ધ ગુફા જોવા જોગ છે રાજગૃહની પહાડી વૈભાર, વિપુલાચલ, રત્નગિરી, ઉદયગિરી અને સોનગિરી આ પાંચ તીર્થને લઇને ખાસ જોવા જોગ છે. વૈભારપર સોમનાથ ને સીધ્ધનાથનાં બે શીવ મંદિર અને જૈન મંદિરો છે. વિપુલાચલપર ૬ જઇન મંદિરો છે રત્નગિરીપર ૨ જઇન મંદિરો છે, ઉદયગીરીપર ૧ જઇન મંદિર છે, સોનગીરીપર ૧ જઇન મંદિર છે આ જઇન મંદિરો સાથ ગણેશ, શંકર વીગેરે હિંદુઓનાં મંદિરો પણ છે. આ તીર્થસ્થાન જઇનોમાં બહુજ પવિત્ર ગણાય છે. આ પહાડીની વચમાં જરાસંધની રાજધાની હતી અને તેનાં ચીન્હો અત્યારે પણ જોઇ શકાય છે. આ તરફ બીજો પણ કુદરતી દેખાવ આનંદ આપે એવો છે. રાજગૃહી થઇ પાછું બખ્તીઆરપુર આવવું.

**મોકામાહ** આ જંકશન સ્ટેશન છે. અહીંઆથી કલકત્તાની એક બીજી નાની ગાડી ૩૪૧ માઇલની બીજે રસ્તે જાય છે અહીંથી મોકામાહ ઘાટની એક બ્રાંચ લાઇન જાય છે અને ત્રીજી લાઇન ૧૪૬ માઇલની **બેતીઆહ** જાય છે. આમાં **બેતીઆ** લાઇન નેપાળમાં પાશુપતેસ્વરનાં દર્શન કરવા જનારને માટે અગત્યનીછે. આ લાઇનમાં **બરૌની** જે સ્ટેશન છે તે એજ છે કે, જે આ પુસ્તકના પાના ૨૪૨ મા લખનૌથી બેંગાલ નોર્થ વેસ્ટર્ન રેલવેની લાઇન ગઇ છે તેના સ્ટેશનો ગણાવ્યા છે તેમાં **બરાઉની** તરીકે લખાયું છે. આ રીતે

લખનૌથી પણ આ લાઇનમાં આવવા ધારે તો આવી શકે છે. સમસ્તીપુરથી ખાનવા ઘાટની ૯૯ માઇલની લાઇન ગઇ છે દરભંગાથી બેરાગનીઆ સુધીની ૬૦ માઇલની બ્રાંચ ગઇ છે મોઝફરપુરથી સોનપુરની ૩૫ માઇલની લાઇન ગઇ છે. સેગોલીથી રામગરહવા થઇ રક્ષોલ સુધી ૧૮ માઇલની રેલવે ગઇ છે.

## ઉપર આપેલી લાઇનોનાં અગત્યનાં સ્થળો.

મોકામાહ બેટીઆ લાઇનમાં મોજફરપુર આ અધલાખ માણુસની વસતીવાળું સારૂં શેહેર છે. આ શેહેરમાં સુંદર તળાવ, સીતારામનું મંદિર અને શીવાલય આ દર્શનીય સ્થળ છે. આ શેહેરથી ' દશ ગાઉ પર આવેલા અંબરાઇ ગામમાં શીવરાત્રી પર ભૈરવનાથનો મોટો મેળો ભરાય છે. મોતીહરી પાસ અરેરાજ ગામમાં શંકરનું પ્રાચીન ' સ્થળ છે ત્યાં શીવરાત્રીની યાત્રા ભરાય છે. ગંડકી અને બાગમતી નદી અહીંઆ વહે છે અને નદીની રેતીમાંથી સોનું મળે છે. બેતીઆ વેપારી મથક અને રાજધાનીનું ગામ છે. બેતીઆમાં કાલકાના સુંદર મંદિરમાં નવરાત્રીમાં ભારે ધામધુમ થાય છે. સમસ્તીપુર ખાનવા ઘાટની લાઇનપર દરભંગા આ અગત્યનું ઉત્તમ સ્થળ છે. બીહાર અને બંગાળની મધ્યમાં આ રાજ છે. અહીંઆ શીવસાગર તળાવ, માધવેશ્વર મહાદેવ, આ દર્શનીય સ્થળો છે. રાઘોપુરથી ૨૫ માઇલ પર શૃંગેશ્વર મહાદેવનું પ્રાચીન સ્થાન છે. શંકરના ખરા સ્વરૂપને જાણવા ઉત્સુક એવા દેવતાઓ શંકરને શોધતા શોધતા અત્રે આવ્યા. શંકર મૃગનું રૂપ લઇ વનમાં વિચરતા હતા તેમને ઓળખી શીંગડા પકડયાં તો શીંગડાં હાથમાં રહી શંકર હાથ આવ્યા નહીં. આમાંથી શીંગનો એક કટકો વિષ્ણુએ અત્રે મુકયો તેપરથી આ સ્થાનની ઉત્પત્તિ થઇ છે. દરભંગા બેરાગની આ લાઇનમાં જનકપુર આ જનક વિદેહીનું પ્રાચીન રાજ સ્થાન છે. જનકપુર રોડ સ્ટેશનથી ૧૨ ગાઉ પગ વાટે જવું પડે છે. ગાડીઓ મળે છે. જનકપુરમાં રામ, હનુમાનજી, ગંગાસાગર, ધનુષ્યસાગર, શીવજી, જાનકી, રામસાગર, રત્નસાગર, દશરથતળાવ, અગ્નીકુંડ વીગેરે દર્શનીય સ્થાનો છે. મહંતનો મઠ પણ ગામમાં છે. રામનવમીનો મોટો મેળો ભરાય છે. જનકપુરથી ૭ માઇલપર વિશ્વામિત્રનું મંદિર છે. ૧૪ માઇલપરના ધનુષામાં પથ્થરનું માટું ધનુષ્ય જોવામાં આવે છે. કામેટાલ સ્ટેશનથી ૨ માઇલપર અહલ્યાની મૂર્તી હોઇ અહલ્યા તીર્થ છે. શ્રીરામના પાદસ્પર્શથી અહીંઆ અહલ્યાને મુક્તિ મળી હતી. 'અ-

હીંઆ રામનવમીની ધામધુમ ભારે થાય છે. ૧૦ માઇલપર ગૌતમકુંડ છે. આ કુંડ પાસે નૃસિંહજીની મુર્તી છે. અહલ્યા તીર્થનો ઉલ્લેખ મહાભારત, રામાયણ અને પુરાણું ગ્રંથોમાં જણાય છે. સીતામઢીમાં રામનવમીનો મોટો મેળો ભરાય છે. પાંચ સાત મંદિરો છે. આ મઢી પાસેથી એક માઇલપર એક સરોવર છે જેને સીતાજીની ઉત્પત્તિનું સ્થળ કહે છે. સમસ્તીપુર ખાનવા ઘાટની સામી બાજુ ઇસ્ટર્ન બેંગાલ લાઈનનું અંગરાઘાટ સ્ટેશન છે. આ બે સ્ટેશનો વચ્ચે કોશી નદી વહે છે. આ નદીમાં વહાણ કે સ્ટીમરદ્વારા સામા સ્ટેશને જઇ ત્યાંથી વારાહ ક્ષેત્ર જવાય છે. રસ્તામાં વનખંડીનાથની પ્રદિપ્ત ધુણીનાં દર્શન થાય છે. આ ધુણી સદૈવ પ્રદિપ્ત રહે છે. અહીં આગળથી ધવલગીરીનો કઠણ ચડાવ આવે છે. આ ચડાવ પર છીંકામાં ચડાય છે. અગર નદીને રસ્તે હોડીમાં જવાય છે. અહીંઆ વારાહજીની મૂર્તી છે. આ ક્ષેત્રનો ઉલ્લેખ પુરાણોમાં હોઇ તેનું મહાત્મ્ય ઉત્તમ ગણાવ્યું છે. કાર્તીકી પુનમનો અત્રે મોટો મેળો ભરાય છે. ખાવાપીવાનું સાથે રાખવાની જરૂર છે. આ સ્થાન એકલા માણસે જવા જેવું છે. છોકરા બૈરાંઓ સાથે લઇ જવા જેવું નથી. સ્થાન અદ્ભુત હોઇ મન પ્રફુલ્લિત થાય એમ છે.

## નેપાલ.

નેપાલ જનારે મોકમાંહથી બેતીઆવાળા લાઇનમાં સુગૌલી ઉતરવું. ખટમંડુમાં પાશુપતિનાથના દર્શને કરવા અહીંઆથી જવાય છે. રકસોલથી ૭૨ માઇલ ખટમંડુ છે. સુગૌલથી રકસોલ સુધી ૧૮ માઇલ રેલવે થઇ છે. અહીંઆ છીંકાને ઓકા કહે છે. રકસોલથી ૧૩ માઇલ સીમરાવાસા, ત્યાંથી ૧૦ માઇલ બીચકો, ત્યાંથી ૬ માઇલ ચુડીઆઘાટ, ત્યાંથી ૬ માઇલ હીટાઇ, ત્યાંથી ૧૪ માઇલ ભીમપદી છે. ત્યાંથી ૪ માઇલ સીસાગઢી, ત્યાંથી ૩ માઇલ તાંબાખાણુ, ત્યાંથી ૮ માઇલ ચીતંગ, ત્યાંથી ૨ માઇલ થાનકોટ ને ત્યાંથી ૯ માઇલ ખટમાંડુ છે. આ બધી જગ્યાએ રહેવા ખાવાનું મળે છે. રકસોલ પાસ અંગ્રેજી સરહદ પુરી થાય છે. રકસોલથી સીમરાવાસા સુધી સાધારણ માર્ગ છે પછી જંગલનો આરંભ થાય છે. રસ્તો કાંકરા અને રેતીનો બીચકો સુધી છે. બીચકોથી ચુડીઆઘાટ સુધી પહાડી રસ્તો છે. ચુડીઆઘાટથી હીટાઇ સુધીનો રસ્તો બહુજ બીકટ છે. હીટાઇથી ભીમપદી સુધીનો રસ્તો તિમ્રગામની નદી ઉપર ચાલે છે. અને તે કુદરતી હીરાનો

બહાર આવે છે. ભીમપદીથી સીસાગઢી સુધી એ માઇલ ભપાત ચઢાઇ છે. સીસાગઢીમાં નેપાલ રાજ્યનો અમલદાર રહે છે. સીસાગઢીથી તાંબાખાણુ સુધી માર્ગ ઉતારમાં છે અને અહીંઆ પાલિની નદી વહે છે. તાંબાખાણુથી ચીતંગ સુધીનો માર્ગ ભયંકર છે. જરાએ બેદરકારી થાય તોપણ હાનીનો સભવ છે. ચીતંગઢી થંદ્રગઢી સુધી ચઢાવાનો રસ્તો છે. ત્યાંથી બે માઇલ ઉતારનો રસ્તો છે ને તે રસ્તે થાનકોટે અવાય છે. થાનકોટથી ખટમંડુ સુધીનો માર્ગ સારો છે.

ખટમંડુ ૪૫૦૦ ફીટની ઉંચાઇ પર વિષ્ણુમતી અને બાગમતી નદીના સંગમપર છે. વિષ્ણુમતી નદીપર બે પુલ છે. એક પુલપરથી શેહેરમાં જવાય છે, બીજાપરથી શંકરના મંદિરે જવાય છે. ખટમંડુમાં અડધો લાખ વસ્તી હોય એવું અનુમાન થાય છે. રાણી પોખરી તળાવની અંદરનું મંદિર, સર જંગબહાદુરનું મંદિર, આ જોવા જોગં છે. મહારાજાનો મેહેલ, હથીઆરખાનું, કચેરીઓ, મુકામો વીગેરે સારાં છે. ખટમંડુથી ૨ માઇલપર લલિતપટણ અને ૮ માઇલપર ભાતગામ છે. ભાતગામમાં ગુરૂ દત્તાત્રેયનું મંદિર છે. ખટમંડુથી ૪૧ માઇલપર ગોરખનાથનું મંદિર છે. મહારાજાનો મેહેલ સુશોભીત છે. રાજમેહેલ પાસે તાલીજુનું મંદિર છે તેની પુજા રાજ કુટુંબીઓજ કરે છે. બાગમતી પાસનું મત્સેન્દ્રનાથનું સુંદર મંદિર છે ત્યાં મેષ સંક્રાતિમાં ભારે ધામધુમ થાય છે, પશુપતિનાથનું મંદિર રાજ મેહેલથી એક ગાઉપર છે. અહીંઆ પંચમુખી મહાદેવની મૂર્તી છે. અહીંઆ સુંદર કારીગરી જણાય છે. વિષ્ણુમતી નદી અહીંઆ વહે છે તેમાં સ્નાન કરી ગંગાજળ ચડાવાય છે. નદીપરનો પુલ ઓળંગતાં ભાતગામનો માર્ગ છે. મંદિરની બાજુ ધર્મશાળાછે. અહીંઆના બ્રાહ્મણો સંતોષી છે. શીવરાત્રી ઉપર અહીંઆ ભારે જાત્રા ભરાય છે. મંદિરની આસપાસ અનેક દેવ દેવીઓનાં સ્થાનો છે તેમાં મુખ્ય ગુહ્યેસ્વર, વાગીશ્વરી અને ગણપતી છે. કાલીગંગાનો મકર સંક્રાતિનો મોટો મેળો ભરાય છે જે પંદર દિવસ રહે છે અહીંઆ દેવઘાટ પર હોડીઓ રહે છે તે દ્વારા નદીને સામે કિનારે દેવનાથ મહાદેવના દર્શન કરાય છે. અહીંઆ સતી થવાનો રીવાજ છે. ખટમંડુથી દશ બહાર દહાડે મુક્તિનાથ જવાય છે. અહીંઆ ગંડકીમાં શાલિગ્રામ નીકળે છે. અહીંઆ પંદર વીશ દેવ મંદિર હોઇ ગરમ પાણીના ઝરા છે. અહીંઆ જ્વાલામુખીની જ્વાલા નીકળે છે, ખટમંડુથી ૮ દિવસના રસ્તાપર નીલકંઠ મહાદેવ છે. આ મહાદેવની મૂર્તી બરફમાં જુદાં જુદાં સ્વરૂપો ધરતી જણાય છે અહીંઆ આગળ

ગરમ પાણીના કુંડો છે. શાળિગ્રામ ક્ષેત્રનું મહાત્મ્ય પુરાણાદિકમાં જોવામાં આવે છે.

ઉપર બતાવેલી જુદી જુદી જગ્યાએ ફરી પાછા મોકામાહ આવી મુખ્ય લાઇન લેતા આપણું ધ્યાન ખેંચનાર સ્ટેશન લકીશરાઇ છે જે લોકો ગયાથી બાંકીપુર, પટણા અને રાજમહી તરફ જવા ન ઇચ્છતા હોય તેઓ લકીશરાઇ આવી શકે છે. ગયાથી ૮૦ માઇલ લકીશરાઇ છે. અને રેલવે લાઈન થઇ છે. મોકામાહથી જે નાની લાઇન કલકતે જાયછે તે લાઇનમાં પણ લકીશરાઇ આવે છે. લુપલાઇન અને મેન લાઇન-નાની અને મુખ્ય લાઇન પરનાં સ્ટેશનો ઘણે ભાગે એકજ છે માત્ર થોડો ફેરફાર છે. લુપલાઇનના અગત્યના સ્ટેશનો જે મુખ્ય લાઇનમાં નથી આવતાં તે જમાલપુર, સુલતાનગંજ, ભાગલપુર, સાહેબગંજ, તીનપહાડ, નલહટી આ છે આમાં જમાલપુર આ આખા હિંદુસ્થાનની રેલવે વર્કશોપનું સર્વથી શ્રેષ્ટ સ્થળ છે. આ વર્ક શોપમાં ઇનજીનથી લઇને સર્વ પ્રકારમાં નાનાં મોટાં ઓત અને બીજ કામો થાય છે. જમાલપુરથી બે માઇલ ઋષિકુંડના ગરમ પાણીનાં કુંડો છે જમાલપુરથી પુરબસરાઇ થઇને મોંગીર પા૦ માઇલની રેલવે શાખા ગઇ છે. મોંગીર ગંગા કિનારાપરનું મોટું શેહેર છે. બંદુક, તરવાર, છરીઓ, ભાલા વીગેરે હથીઆર૦ કામ માટે મોંગીર પ્રસિધ્ધ છે. તે વેપારી મથક ગણાય છે. ગામમાં સુંદર તળાવ હોઇ આસપાસ સુંદર મુકામો જોવામાં આવે છે મોંગીરનો જુનો કિલ્લો અત્યારે પડતર સ્થીતિમાં છે. આ કિલ્લાની બાજુની એક ટેકરીપર રાજા કર્ણનો કિલો હતો આમ કહેવાય છે. અહીંઆ ગંગાધારો રમણીય છે શેહેરથી બે ગાઉપર સીતાકુંડના ગરમ પાણીના કુંડ છે કે જ્યાં કારતક, માઘ, ચૈત્ર, વૈશાખમા જાત્રા ભરાય છે. અહીંઆ રામાદિ ચારે ભાઇઓની મુર્તી છે. ગંગા કિનારા પર ભગવતી ચંડીની મૂર્તી છે તે રાજા કર્ણની ઇષ્ટ દેવી હતી અને આ દેવીના પ્રાસાદથીજ કર્ણને નિત્યનું સવામણ સોનું પ્રાપ્ત થતું હતું અને તેથીજ કર્ણ દાનેશ્વરી ગણાતો હતો. આ મોંગીર રાજર્ષિ વિશ્વામિત્રના પુત્ર મુદ્ગર રાજાએ વસાવેલું કહેવાય છે. અને કેટલાક મુદ્ગર ઋષિનું 'આશ્રમ' સ્થાન માને છે. સુલતાનગંજ ઉતરી અજગેબીનાથ મહાદેવનાં દર્શન કરવા ચુકવું જોઇતું નથી. જહનુ મુનિનું આ આશ્રમ છે. ગંગાજીનું અત્રેનું જળ વૈજનાથને ચડાવવા ખાસ લઇ જવામાં આવે છે કારણ કે એવું ગવશી અહીંનુંજ ગંગાજળ

વજનાથને ચડાવતો હતો. અંહીંઆ બીજાં પણ દેવસ્થાનો છે. શીવરાત્રીપર અત્ર ભારે યાત્રા ભરાય છે. **ભાગલપુરમાં બુઢાનાથ** મહાદેવનું વિશાળ મંદિર છે. ભાગલપુરનો એક ભાગ જે ચંપાનગર કહેવાય છે તે બૌધ રાજાની પ્રાચીન રાજધાની હતી. અહીંઆ જૈનોનાં સારાં મંદિરો છે અને જયન યાત્રીઓ અત્રે આવ્યા વગર રહેતાજ નથી. અંહીંઆ **મંદરાચલ**ની પહાડીપર રામ સીતાના કુંડો છે. નીચે પાંપહારીણી ઝરણાંમાં સ્નાન કરી દર્શન થાય છે. બૌલી ગામમાં મધુસુદન ભગવાનનાં દર્શન કરાય છે. **સાહેબગંજ** આ જીલ્લાના વેપારનું મુખ્ય મથક છે. અહીંઆ જે ઘાસ થાય છે તે કાગળ બનાવવાના કામમાં આવતું હોઇ બહાર જથાબંધ જાય છે. સાહેબગંજ અને અને **મનીહારીઘાટ** વચ્ચે સ્ટીમર અને આગગાડીનો જાહેર વ્યવહાર ચાલે છે. **તીનપહાડ**થી ૮ માઇલ **રાજમેહેલ**ની એક બ્રાંચ લાઇન ગઇ છે. આ રાજમેહેલ પ્રાચીન બંગાળની રાજધાની હતું. અત્યારે અહીંઆ ખંડેરો જણાય છે પણ તેમાથી જોવાતું અને જાણવાનું ઘણુંક મળી શકે એમ છે. આ તરફ **માલદાહ** વ્યાપારનું મથક હોઇ રેશમના કીડા ઉછેરવાનું સ્થળ છે. કાલીંદી અને મહાનદીનો અહીંઆ સંગમ છે. રેશમનું કામ સારૂં થાય છે. ગોડ અગાઉ કેટલું મોટું સ્થળ હશે એ એ ઉપરથીજ સમજાય છે કે ગોડ બંગાળ અત્યારે પણ કહેવાય છે. ગોડ બંગાલની રાજધાનીનુ સૌથી પ્રાચીન શેહેર હતું. અત્યારે પણ આ શેહરનો વિસ્તાર ૨૫–૩૦ માલઇનો હશે એમ સહજ જોઇ શકાય છે. આ અત્યારે ઉજડ જગ્યા જેવું છે પણ તેનો કિલ્લો અને જરજરી ભુત થએલા મુકામોથી તેની મોટાઇનો ખ્યાલ આવી શકે છે. અહીંઆ **સાગરદધી** નામનુ વિશાળ તળાવ છે. મસીદો તળાવો ઇમારતો પ્રાચીન હુન્નર કળાના અભ્યાસીઓને જોવા જેગ છે, ગોડ માલદાહથી ૮ માઇલ છે, માલદાહ સ્ટીમરમાં જવાય છે. મુસલમાન લોકોને ખાસ જોવા જેગ સીંકદરશાહની બનાવેલી **આદીના** મસીદ પાડુંઆમા છે. **નલહટી** સ્ટેશનથી આજીમગંજની ૨૭ માઈલની લાઈન ગઇ છે. **આજીમગઢમાં** જયન મંદીરો છે આજીમગઢથી હોડીમાં **મુરસીદાબાદ** જે અગાઉના વખતમા વખણાતું સ્થળ હતું ત્યા જવાય છે. અહીઆ મુસલમાન રાજ્યકર્તાઓની ઉત્તમ કૃતિ જોવામાં આવે છે. **મુરસીદાબાદ** રેશમના વેપાર માટે પ્રસિદ્ધ સ્થળ છે. રેશમના કીડા પાળી રેશમ બનાવવામાં આવે છે. જયનોનાં સારાં મંદિરો અત્રે છે. મસીદો, મુકામો

મોતીઝીલ જેવાં જળાશયો, હિંદુઓનાં બીજા મંદીરો અત્રે સારાં છે. જેરીનું, હાથી દાંતનું, રેશમનું અત્રે સારૂં કામ થાય છે. આ તરફનાં અનેક અગત્યનાં સ્થળોમા રેલવે અને સ્ટીમરોનો સળંગ વ્યવહાર ચાલે છે. આ તરફની દરેક લાઇનો અને સ્ટીમરોના વ્યવહારની હકીકત એકત્ર આપવાનું ઠીક લાગે છે, કારણ કે અત્રે લંબાણુ કરવાથી અનુસંધાન તુટી જાય છે. આથી આપણે પાછા મુખ્ય લાઇન પરના લકીસરાઇપર આવવાની જરૂર છે. લકીસરાઇથી મુખ્ય લાઇનમાં વૈજનાથ જંકશન આવવું. વૈજનાથ જંકશનથી દેવઘર ૪ માઇલ છે અને ત્યાં નાની ગાડી જાય છે.

## વૈજનાથ (ઝાડખંડી)

ગયાથી કેટલાક યાત્રીઓ પોતપોતાના સ્થાને પાછા ફરે છે અને કેટલાક જગન્નાથ તરફ જાય છે. ગયાથી જગન્નાથ જતા ઝાડખંડી. વૈજનાથ નામનું પ્રાચીન તીર્થનું સ્થાન છે; બાર જ્યોતીલિંગ માંહેનુ આ એક જ્યોતીલિંગ છે. આ લીંગની ઉત્પતી સંબંધે એમ કહેવાય છે કે, પ્રસિદ્ધ રાક્ષસ શ્રેષ્ઠ રાવણે કૈલાશમા શ્રીશંકર પ્રત્યે ભારે તપ કર્યો. શંકરે પ્રસન્ન થયા અને રાવણને વરદાન માગવા કહ્યું. રાવણે કહ્યું કે આપ જો પ્રસન્ન થયા હો તો આપ લંકામાં પધારો કે જેથી હું આપની અહર્નિશ ભક્તિ કરી શકું. શ્રીશંકરે એવી સરતે આ વાત કબુલ કરી કે, રાવણ શકરને સીધા લંકા લઇ જઇ મુકે. રસ્તામાં કાંઇ પણ ઉતારે નહી. અને ઉતારે તો શંકર ત્યાંથી આગળ આવશેજ નહી. રાવણ કૈલાશમાથી શંકરને લઇને ચાલવા લાગ્યો પણ રસ્તામાં લઘુશંકા લાગવાથી ખૂબ ગભરાયો. શંકર લંકામા જાય અને રાવણ અનન્ય ભક્ત હોવાથી શંકર પાસેથી ભક્તિદ્વારા વર મેળવી જાય તો જીતાવો મુશકેલ થઇ પડે, આમ સમજી દેવતાઓ વિષ્ણુ પાસે ગયા અને વિષ્ણુને આ હકીકત જાહેર કરી, આમ બનતું અટકાવવા વીનંતી કરી. વિષ્ણુએ આ કામ અટકાવવાનું માથે લીધું અને વિષ્ણુએ રાવણ શંકર લઇ જતો હતો તે વખતે બ્રાહ્મણના વેશે દેખાવ દીધો રાવણને લઘુશંકા કરવાની હોવાથી તેણે બ્રાહ્મણને બોલાવી પોતા પાસેની શંકરની મુર્તી પકડી રાખવા કહ્યું. બ્રાહ્મણે પોતાની ગરીબીને લઇને અને ભીક્ષાનો વખત વહી જતા ભીક્ષા ન મળતા ભુખે મરવા વખત આવશે, આમ જણાવી રાવણનું કામ કરવા ના પાડી. રાવણ અને બ્રાહ્મણ વચ્ચે થોડો વખત રકઝક થઇ અને જ્યારે રાવણે બ્રાહ્મણને

ધમકી આપી ત્યારેજ બ્રાહ્મણે તે મુર્તિ પોતા પાસે લીધી; એવી સરતે કે એક પોહોરની અંદર રાવણ જો તે પાછી નહીં લે તો તે મુર્તિ નીચે મુકી પોતે જતો રહેશે. રાવણને આશા હતી કે તે થોડાજ વખતમાં પાછો ફરશે, પણ તેને વિષ્ણુએ કરેલી હરકતને લીધે દિવસો વહી ગયા અને બ્રાહ્મણરૂપી વીષ્ણુએ શ્રીશંકરની સ્થાપના કરી દીધી. વિષ્ણુ પછી અંતરધ્યાન થઇ ગયા અને રાવણ શંકરની શોધમાં ભટકયો અને એક ગોવાળદ્વારા તેને શંકરની સ્થાપના થયાની ખબર મળી. રાવણ નીરાશ થયો, અને ત્યારથી આ સ્થાન વેજનાથના નામથી પ્રસિધ્ધ છે.

## વેજનાથનું વિશાળ મંદિર.

દેવગઢના રેલવે સ્ટેશનથી વેજનાથ ચાર માઇલ થાય છે અને ત્યાં પણ એક સાંકડા માપની રેલવે કરવામાં આવી છે. વેજનાથનું સ્થાન મૈથલ દેશમાં છે. વેજનાથમાં એક સરોવર છે અને તેને ગંગાસર કહે છે. આ સરોવરમાં યાત્રીઓ સ્નાન દાનાદિ કરે છે. વેજનાથનું મંદિર બહુજ વિશાળ છે. એક મોટાં કીલ્લા જેવું આ મંદિરનું સ્થાન છે અને તેમાં જુદાં જુદાં બાવીશ બીજાં મંદિરો છે. વચમાં શ્રી વેજનાથજીનું મંદિર છે અને તેની આજુબાજુ વિશાળ ચોક છે. મંદીરનું અને ચોકનું સર્વ કામ પથ્થરનું છે. શ્રીવેજનાથને ગંગોત્રી તથા ગંગાજળ ચડાવાનું મોટું મહાત્મ છે અને તે અત્રે વેચાતું મળે છે. શ્રી વેજનાથની શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરનારને ધારેલી સિદ્ધિ મળે છે. વેજનાથના મંદિરમાં એક કુવો છે, કે જે કુવામાં સર્વ તીર્થ છે, આમ કહેવામાં આવે છે. આ કુવાનું પાણી પીનાર રક્તપીત જેવાં દરદથી મુક્ત થાય છે આમ ત્યાંના લોકો ખાત્રી આપે છે.

વેજનાથ અને તેની આજુબાજુનો પ્રદેશ ડુંગરોથી અને ઝાડોથી ભરપુર છે. આ ઉપરથી ઝાડખંડી વેજનાથના નામથી આ સ્થાન પ્રસિદ્ધ છે. અત્યારે વેજનાથમાં તો બહુ ભારે ઝાડી નથી, પણ ત્યાંથી પાંચ સાત માઇલપર ડુંગર અને ભારે ઝાડી છે આ ઝાડીમાં મોટી હરડે અને રૂદ્રાક્ષનાં ઝાડો થાય છે અને બીજી પણ અનેક ઉપયોગી વનસ્પતી કે જે વનસ્પતીની શોધમાં અનેક સાધુસંતો અહીંઆ ખાસ આવે છે. વેજનાથની હવાપાણી ઘણાંજ સારાં છે અને તેની સાથ આ એકાંત જેવું સ્થાન છે. આથી બંગાળે ઇલાકાના ઘણાજ શ્રહરયો એકાંત જીંદગી ગુજારવા અત્રે પોતાનાં મુકામો કરી રહ્યા છે ગામ નાનું છે છતાં બગીચાઓ વીગેરેથી શોભાયમાન લાગે છે. વેજનાથમાં

શીવરાત્રીના મોટી જાત્રા ભરાય છે. જે વખતે લાખો માણસો હાજર થાય છે. વેજનાથમાં અત્યારે ત્યાંના બ્રાહ્મણોના બાળકોને વીદ્યાભ્યાસ કરાવવા એક પાઠશાળા સ્થપાઇ છે અને તેને ગીરડીહના રાજા તરફથી સારી મદદ મળી છે. તંદુરસ્તીના સુધારા માટે રહેવા લાયક આ સ્થાન છે.

મધુપુરથી ગીરડીહની ૨૩ માઇલની શાખા લાઇન ગઇ છે. વચલા સ્ટેશનો જગદીશપુર ને મહેશમંદ છે. આ ગીરડીહથી પારશનાથજી નાં દરશન કરવા જવાય છે. એરમદ શીખર પર ૨૦ જઇન દેરાસરો છે. જઇનોના ચોવીશ તિર્થંકરોમાંથી ૧૦ અંત્ર નિર્વાણ પામ્યા છે. ગીરડીહથી ૧૮ માઇલ પર, સમેતશીખર નામનું પવિત્ર જઇન તિર્થસ્થાન છે. અહીંઆ ૨૧ ટુંકો છે. કુંથુનાથ નેમીનાથ, અરનાથ, મલ્લિનાથ, શ્રેયાંશનાથ, સુવિધીનાથ, પદ્મપ્રભ, મુની સુવ્રત, ચંદ્રપ્રભૂ, આદિનાથ, શીતળનાથ, અનંતનાથ, સંભવનાથ, વાસુપુજ્ય, અભિનંદન, પાર્શ્વનાથ, ગૌતમ, ધર્મનાથ સુમતિનાથ, શાન્તિનાથ, વિમલનાથ, અજીતનાથ, નેમીનાથ ઈત્યાદિ તિર્થંકરોની મુર્તીઓ છે. દેરાંઓમાં ઘણાક ઉત્તમ છે, સફેદ આરસનું દેરૂં ખાસ જોવા જોગ છે. અત્યારે બીજાં દેરાંઓ બનતાં જોવાય છે. સીતારામપુરથી ૪૩ માઇલની લાઇન કતરાસાગરની ગઇ છે. આસનસોલ આ કલકતે ન જોતાં જગન્નાથ જનારને વાસ્તે બંગાલ નાગપુર રેલવે સાથનું જોડાણનું સ્ટેશન છે. આસનસોલમાં જગન્નાથ જનારાને અને આવનારાઓને પડ્યું રહેવું પડે છે. પહેલા તથા બીજા વર્ગના ઉતારને તો બહુ અડચણ પડતી નથી પણ ઈન્ટરમીડયેટ અને ત્રીજા વર્ગના ઉતારૂને સ્ટેશન પાસના છપરામાં પડ્યું રહેવું પડે છે અને ત્યાં સ્ત્રીઓ વીગેરેની અડપચાળીઓ હલકટ માણમો કરે છે. આ સંબંધે વારંવાર પત્રોમાં પુકારો આવ્યાજ કરે છે અને બે ચાર મુકદમા કોર્ટમાં પણ આવી ચુકયા છે, કેટલાકમાં આરોપીઓને સજા થઇ અને કેટલાકમાં આરોપીઓ છુટી જવા પામ્યા છે. હું આસનસોલ આવ્યો, ત્યારે આ સંબંધે તપાસ કરવા લાગ્યો. મને જણાવવામાં આવ્યું કે, એ ત્રણ દીવસ પેહેલાંજ એવો કોઈક મુકદમો બન્યો હતો. હિંદુ લોકો રાંક હોવાથી અને કોર્ટમાં જવાથી જે વાત થોડા જાણે તે વધારે લોકો જાણી જાય આવી બીકથી આવી વાત છુપાવે છે અને તેથી આ સ્થાનની બદી જોઇએ તેટલી જાહેરમાં આવતી નથી પણ આ સ્થાનમાં મુસાફરોને ખચીત દુઃખજ છે, એમાં જરાએ શંકા નથી. હું પરોપકારી બુધ્ધિના ગ્રહસ્થોને આ

સ્થાનમાં એક ધર્મશાળા બંધાવવા સલામણ કર્યા વગર રહી શકતો નથી. આ ધર્મશાળાથી થોડું પુન્ય હાસલ થાય એમ નથી. આસનસોલમાં આવતા જતાં યાત્રીઓને બારથી અઢાર કલાક સુધી પડયું રહેવું પડે છે. અને તેમને પડયા રહેવાની જગ્યા પણ એટલી સાંકડી અંધારી અને ચારે બાજુથી ખુલી છે કે બદમાશ પોતાની બુરી મુરાદ સહજ પાર પાડી શકે એમ છે, સ્ટેશનની એક બાજુએ ગામ છે અને બીજી બાજુએ થોડાંક હાટડાઓ અને જંગલ છે. આ જગ્યામાં ભાડું ખરચી જગ્યા મળે છે પણ તેએ સલામત સ્થાન નથી. આસનસોલથી ચક્રધરપુર જવાય છે. ચક્રધરપુરથી ખરકપુર ૧૨૨ માઇલ છે. ચક્રધરપુરથી ખરગપુર તરફ ન જતાં નાગપુર ઉપર થઇને મુંબઈ અવાયછે. કલકતા ઉપર થઇ, જગન્નાથ જનારને ખરગપુર આવવું પડેછે. કલકતા ને ખરગપુર ૭૨ માઇલછે. કલકતા ને આસનસોલ ૧૩૨ માઇલ છે. એટલે ૨૦૪ માઇલની મૂસાફરી કલકતાથી ખરગપુર સુધી કરવી, પડશે આસનસોલથી ચક્રધરપુરનો રસ્તો ૧૩ કલાકનો છે કલાકના વીશ માઇલ ગણીએ તોએ ૨૬૦ માઇલ થાય અને તેમાં ૧૨૨ માઇલ ખરગપુરના ઉમેરીએ તો ૩૮૨ માઇલ થાય, ભાડું વધારે આપવું પડે અને કલકતા જોવા ન મળે આ પણ નુકશાનજછે, આશનસોલથી કલકતા થઇ જગન્નાથ જવું આ સારૂં છે. ઓંદલ સ્ટેશનથી અલીપુરની જુદી ૩૨ માઇલની લાઇન છે. રાણીગંજ આ કોલસોના વેપારનું મુખ્ય મથક છે, કોલસાની ખાણો અહીંઆ જોવા જોગ છે. ખાનાજકશનથી મોકમાહ સુધી નાની ગાડી જાય છે. બરદવાનમાં મહારાજનો મહેલ, ગુલાબ બાગ, એકસો આઠ શીવલીંગ પીર બેહરામનો રોજો, લક્ષ્મીનારાયણનું મંદિર આ દર્શનીય સ્થાન છે. આ તરફ બરદવાન એક સારૂં સ્થાન ગણાયું છે હુગલીમાં ઇમામવાડો જોવા જોગ છે. ચંદનગર આ હિંદુસ્થાનના ગણ્યાગાઠયા ફ્રેંચ સસ્થાનો માહેનું એક છે. શીવરાફુલીથી ૨૨ માઇલની તારકેશ્વર લાઇન ગઇ છે. તારકેશ્વર આ પ્રદેશનું જાગતું જોત સ્થાન છે. આ સ્થાન મહંતને આધીન છે તારકેશ્વરની માનતા ઘણીજ ચાલે છે. અહીંઆ સ્નાનની જગ્યા દુધ ગંગા છે. તારકેશ્વરના દરશન કરી કલકતે અવાય છે. તારકેશ્વરથી માગરાની ૩૨ માઇલની એક બ્રાંચ લાઇન છે.

### કલકતા

મુંબઇથી જબલપુર ઉપર થઇને માઇલ ૧૪૦૦ ભાડું ૧૬-૮-૦, નાગપુર ઉપર થઇને ૧૨૨૧ માઇલ ભાડું ૧૫-૧૦-૦.

ભારતવર્ષનું અત્યારનું પાટનગર કલકતા ગણાય છે. કલકતામા અજાણ્યા મુસાફરને રહેવા સારૂ હેરીશન રોડપર ને મલીક સ્ટ્રીટમાં ધર્મશાળાએ છે આ ધર્મશાળામા ત્રણ દિવસ આરામથી રહી શકાય છે મુબઇના ઘરો અને બાધણી અને કલકતાના ઘરો અને બાંધણી વચ્ચે ફેર છે કલકતા વિસ્તારમાં મુબઇથી વધે છે. કલકતા પાટનગર હોવાથી મુબઇથી ઉતરતુ તો નથીજ પણ મુબઈમાં અનેક દેશના અનેક માણસો અને તેમની હાજતને અનુકુળ સાહિત્ય જોવાય છે તેવુ કલકતામા નથી કલકતાની ખુબી કલકતામાં છે અને મુબઇની ખુબી મુબઇમાં છે કલકતા વેપાર રોજગારની બાબતમા મુબઇથી ઉતરતુ નથી પણ મુબઇ જેવી પ્રવૃતિ જોવામા આવતી નથી કલકતામા જોવા લાયક સ્થાનોમાં ફોર્ટ વીલીયમનો કિલ્લો, એસીઆટીક સોસાઇટીની જગ્યા, મ્યુઝીયમ, ગવરમેટ હાઉસ, ટાઉનહોલ, કાલેજો, સ્કુલો, ઓરપીટલો, જેલ હાઇકોર્ટ, ઇડન ગારડન, હમામખાનુ, ટંકશાળ, માણિકટોલાનુ રાય બદ્રીદાસનુ જઈન મદિર, બાગબજારનું મદનમોહનજીનું મદિર, તુલાપટીનું સત્યનારાયણનુ મદિર, કાશીપુરનુ તોપો બનાવવાનુ કારખાનું, કૃષિવિદ્યા શીખવાનુ સ્થળ, કાલીજીનું મદિર, મદિર પાસનું શકરનુ શીવાલય, કપનીબાગ, પાંજરાપોળ વીગેરે છે હાવરામાં શીવબક્ષ બાગલાની ધર્મશાળા છે કલકતાથી ૯૦ માઇલપર ગગા અને સમુદ્રનો સગમ થાય છે તેને ગગાસાગર કહે છે અહીંઆ આગબોટ અને વહાણમા જવાય છે અહીંઆ મકર સક્રાતિપર અસખ્ય લોકો આવે છે મહર્ષિ કપિલના ક્રોધથી સગરપુત્રો બળી મુવા હતા અને તેના ઉદ્ધાર માટે ભગીરથ ગગાજીને લાવ્યા અને પોતાના પુર્વજોનો ઉદ્ધાર કર્યો એ આ ગગાસાગરનું સ્થળ છે અહીંઆ કપિલઋષિ, રામ ઇત્યાદિનાં દર્શન થાય છે આ તરફ ખાનાપીનાનું સર્વ સાહિત્ય સાથે રાખી જવાની જરૂર છે.

મુબઇ ઇલાકામાં જેમ બી. બી સી આઇ રેલવે અને જી. આઈ. પી રેલવે મુખ્ય ગણાય છે તેમ આ બીહાર-બગાલ પ્રદેશમાં ઇસ્ટ ઇંડીઆ રેલવે, ઇસ્ટર્ન બેંગાલ સ્ટેટ રેલવે, આસામ બેંગોલ રેલવે અને નોર્થ વેસ્ટર્ન રેલવે આ મુખ્ય છે. અત્રેની રેલવે કંપનીઓમાં જે

વિશેષ છે તે એ છે કે, કેટલીક જગ્યાએ રેલવે અને સ્ટીમરથી સંયુક્ત વહીવટ ચલાવે છે. આ પુસ્તકના પુષ્ટ ૨૪૧ માં લખનૌથી કટીહાર સુધીનાં સ્ટેશનો બેંગોલ નોર્થ વેસ્ટર્ન લાઇનનાં આપેલાં છે. આ કટીઆર જંકશન સ્ટેશન છે. કટીઆરથી ઇસ્ટર્ન બેંગોલ સ્ટેટ રેલવે લાઇન ખાનવાઘાટ સુધી ગઇ છે. કટીહારથી પારબતીપુર સુધી બીજી લાઇન ગઇ છે. આ લાઇનનાં દીનાજપુર સ્ટેશનથી ૧૦ ગાઉપર કંતજીનું ઉત્તમ મંદિર છે. ત્યાંથી ૨૦ માઇલપર મોટું ગોવીંદજીનુ મંદિર છે. આ બન્ને મંદિરો પ્રત્યે આ તરફના લોકોમાં ભારે પુજ્ય ભાવ જોવામાં આવે છે. પારવતીપુરથી ધુબરીઘાટ સુધી ૯૦ માઇલની લાઇન ગઇ છે. પારવતીપુરથી ૧૩૫ માઇલ દારજલીંગ થાય છે અને રેલવેમાં જવાય છે. દારજીલીંગ જોવા જેવું સ્થાન છે. રેલવેનો અદ્ભુત માર્ગ, કુદરતી લીલા, જંગલમાં મંગલ કરવાની પાશ્ચાત્ય લોકોની ખુબી, બજારમો હળીમળી રહેલો ગીચ લતો, દુનિયાના સૌથી ઉત્તમ અને ઉંચા હિમાલયનાં શીખર એવરેસ્ટનાં દર્શન, કાંચન ગંગાનાં દર્શન, પહાડી માણુસોની પીછાન, આયુષ્યવર્ધક પવન અને પાણી વીગેરેમો સંપુર્ણ અનુભવ અત્રે આવનારને થાય છે. પૈસા ખરચતાં રહેવા ખાવાની સગવડ થઇ શકે છે. દારજલીંગમાં અનેક ગુફાઓ છે. આમાંની એક ગુફા ટીબેટ સુધી લંબાએલી છે આમ કહેવાય છે. પાર્વતીપૂર ધુબરીઘાટ વાળી લાઇનમાં ટીસ્ટાથી સ્ટીમર રસ્તે ચીલમારી ઘાટ આવવું. અહીઆ બ્રહ્મ પુત્ર તીર્થ છે. ચૈતર શુદ ૮ નો અહીંઆ મેળો ભરાયછે. પરશુરામનો માતૃહત્યાનો મહાન દોષ અત્રે છુટયો હતો, આ તીર્થનું મહાત્મ્ય સર્વ ધર્મ ગ્રંથોમાં જોવામાં આવેછે. બ્રહ્મપુત્ર તીર્થ કરી સ્ટીમરમાં ગોહાટી આવવું. મહાભારતના પ્રસિધ્ધ ભગદત્ત રાજાના પ્રાગજ્યોતિષપુરની જગ્યા આજ ગૌહાટી છે. હજીપણુ આ તરફ પ્રાચીન રાજ્યની નીશાનીઓ જોવામા આવે છે. ગોહાટીથી એક ગાઉપર જગદંબા કામક્ષી દેવિનું અદ્ભુત સ્થાન છે. નવરાત્રીના દિવસોમાં અહીંઆ દેવીભક્તો દરશન માટે અવશ્ય આવે છે. પુરાણેતિહાસમાં કામક્ષી દેવીનું અદ્ભુત મહાત્મ્ય વર્ણવેલું જોવામાં આવે છે. અત્રે ભીમાશંકર મહાદેવનું સ્થાન છે., મુંબઇ પાસેના ભીમાશંકરને ૧૨ જ્યોતીર્લિંગમાંહેના એક છે એમ કહેવામાં આવે છે પણ શિવપુરાણમાં કામરૂપ દેશમાં ભીમાશંકર ગણાવ્યો છે. આ કામરૂપ દેશ છે અને આજ ભીમાશંકર દ્વાદશ જ્યોતિર્લિંગમાં હોવા જોઇએ એમ અનુમાન થાય છે. આસામ બેંગોલ

૪૫

રેલવેના બરવાકુંડ સ્ટેશન પાસ જવાલામુખી તીર્થ છે. સીતાકુંડ સ્ટેશન પાસ સીતાકુંડનો ગરમ પાણીનો ઝરો છે. આ ઝરા પાસ બતી લઇને જાઈએ તો પટાણીઆ જેવો અવાજ થાયછે. આ તરફ ચટગામ ચોખાના વેપારનું મુખ્ય મથક ગણાયછે. ઢાકા સુંદર વેપારી સ્થળ હોઇ ત્યાં મલમલ, ચાંદી સોનાના દાગીના, જરીકામ, દોરીઆ, જામદાની વીગેરે સારા બને છે. ઢાકામાં જોવા જોગ મુકામો પણ સારાં છે. નદીઆ આ વિદ્યાપીઠ ગણાય છે. ન્યાયશાસ્ત્ર અહીં આખા હિંદુસ્થાન કરતાં ઉત્તમ શીખવાતું હતું. કાશીથી પણ અત્રે ન્યાયશાસ્ત્ર શીખવા લોક આવતા હતા. અત્યારે પણ અહીંઆ ન્યાયશાસ્ત્ર અને બીજાં શાસ્ત્રોની શાળાઓછે.

વિદ્યાનગર આ તરફના પરમ વૈષ્ણવ ભક્ત ચૈતન્યનું વાસ્તવસ્થાન છે. ચૈતન્યને વિષ્ણુનો અવતાર માનવામાં આવે છે. અહીંઆ ચૈતન્યનું મોટું મંદીરછે. શાંતિપુર આ વેપારી મથકછે. અહીંઆ કૃષ્ણલીલાનો ઉત્સવ બહુજ ધામધુમથી થાય છે. હિંદુસ્થાનનાં નાનાં મોટાં દરેક સ્થાનમાં દેવમંદિરો અને ઉત્સવો થયાજ કરે છે. હિંદુપ્રજાના પ્રાચીન પુરૂષોએ ધર્મનું એવું સ્વરૂપ કરી મુક્યું છે કે અન્ય પ્રજા ગમેતેવા પ્રકાર કરે તો પણ હિંદુ પ્રજાની ધર્મબુદ્ધિ નષ્ટ થઇ શકે નહીં. ઇતિહાસમાં અનેક પ્રજાનાં અત્યારે નામ નીશાન પણ રહ્યાં નથી; માત્ર ચીરકાળથી હિંદુ પ્રજા હિંદુ ધર્મ અને હિંદુ શાસ્ત્રો પૃથ્વીના ઉપર પોતાની વિજય પતાકા ફરફરાવ્યા કરે છે.

આ ઉપર લખેલો સર્વ પ્રદેશ જોવો હોય તેણે જોઈ કલકતા પાછા ફરવું ને ન જોવો હોય તેણે કલકતાથી જગદીશનો માર્ગ લઈ ખરગપુર આવવું.

બંગાલ નાગપુર રેલવેદ્વારા મુંબઈ અવાય છે તેનું ખરગપુર જંક્શન સ્ટેશન છે. ખરગપુરથી ચક્રધરપૂર અવાય છે. અને ત્યાંથી નાગપુર અવાય છે.

આ પુસ્તકના પાના ૫૧ માં ભુસાવળથી નાગપુર લાઇન જુદી પડે છે તે સંબંધી ઉલ્લેખ કરેલોછે. આપણે બીજે રસ્તે નાગપુર આવી પોહોંચ્યાં છીએ. ખરગપુરથી જગદીશ તરફ આગળ વધવા પહેલાં આ ખાંચાઓ અને તેની મુખ્યસર હકીકત અત્રે આપી દઉં છું.

**ખરગપુરથી ભૂસાવળસુધીની અગત્યની હકીકત.**

**ખરગપુર મીદનાપુરની** એક ૮ માઇલની લાઇન ગઇ છે. જરસુગદાથી સંબલપુરની ૩૧ માઇલની લાઇનછે. બીલાસપુરથી કટની ની ૧૯૮ માઇલની લાઇનછે. આ સંબંધી હકીકત પૃષ્ટ ૧૬૪ માં જોવી.

**રામપુરથી ધામતરીની** ૪૬ માઇલની લાઇનછે. **ગોંડીઆથી નૈનપુર**-ની લાઇનછે. **વરધાથી વેરારા** કે જ્યાં કોલસાની ખાણોછે ત્યાંસુધી ૪૫ માઇલની એક લાઇન છે. વરધા પછી સોનગામ હીંગનઘાટ ને નાગરીઆ સ્ટેશનો છે. **બડનેરાથી ઉમરાવતી** ૬ માઇલ છે અને ત્યાં રેલવે લાઇન છે. **નીલંબથી** ૮ માઇલની **ખામગામ**ની લાઇન ગઇ છે.

ખરગપુરથી નાગપુર સુધીની રેલવે લાઇનમાં જનાર મુસાફરની નજરે ભારે વન લીલા, પહાડી રસ્તાઓ, ભુગદાઓ વીગેરે પડયા વગર નહીંજ રહે. મોટી ન દીઓ પર રેલવેએ બાંધેલા પુલો પણ જોઇ શકાશે. **ચક્રધરપુર**માં રેલવે વધુ ટકે છે અને ઇનજીનના ફેરફારો કસારામાં જેમ થાય છે તેમ થાય છે. આ તરફની નદીની રેતીમાં સોનું નીકળે છે અને લોકો રેતી ધોઇ સોનું કાઢે છે. આ પરથી નદીના મૂળવાળા પર્વતોમાં સોનું હોવું જોઇએ આવું અનુમાન કરી શકાય છે. વિંધ્યાચળ અને સાતપુડા પર્વતમાંથી નીકળેલી કેટલીક નદીઓ આ તરફ આવે છે. મહાનદી બ્રાહ્મણી વીગેરે નદીઓ આ તરફ જોવામાં આવે છે. રાજગંગપુર રાજધાનીનું સ્થાન છે અહીંઆ ગાઢ જંગલો હોવાથી જંગલોમાં હાથીઓ મળે છે. **ઝારસુગદાથી સંબલપુર** જે લાઇન ગઇ છે તેમાં સંબલપુર અગત્યનું મથક છે. મહાનદીપર આ ગામ આવેલું હોઇ અત્યારે વેપારની બાબતમાં વધતું સ્થળ છે. અહીંઆ જુનો ઉજડ કિલ્લો જોવામાં આવે છે. સંબલપુરમાં સંબલાદેવી, પરમેશ્વરી, જગન્નાથજી, અનંતજી વીગેરે દેવસ્થાનોછે. આ તરફ આગળ હીરા નીકળતા હતા. ચંપાથી ૧૪ માઇલપરના **ફુદરમાલ**માં કબીર પંથીઓની યાત્રાની જગ્યા છે. **નૈલા** પાસ સબરી નારાયણનું સ્થાન છે. ત્યાં રામ લક્ષ્મણનાં દર્શન થાય છે. પરમ પ્રેમલક્ષણા ભક્તિની સાક્ષાત મૂરતી સબરી અહીંઆ રહેતી હતી એવી આ લોકોની સમજ છે. **બીલાસપુર** આ અત્યારે સુધરતું જતું સ્થળછે. અહીંથી થોડે દૂર પ્રસિધ્ધ ભક્તરાજ મયુરધ્વજ જેણે પોતાનું અર્ધ શરીર વેરાવી દાન કર્યુ હતું તેની રાજધાની **રત્નપુર** છે. જુની રાજધાનીની અનેક નીશાનીઓ જોવામા આવે છે. **રાયપુર** વેપારી મથક હોઇ જોવાજોગ સ્થળછે. શહેરમાં અનેક જુનાં તળાવો હોઇ આંબાઓની આમરાઇઓથી શેહેરની શોભા ઘણીજ સારી લાગે છે. રાજનાંદગામ આ નાનુ રાજધાનીનું ગામ છે. **તુમસર અને ભંડારા** આ વેપારી મથકો છે, સ્ટેશનથી મથકો દુર છે પણ જવાના પાકા રસ્તાઓ છે. **કામઠી** આ નાગપુર પાસની લશ્કરી છાવણી છે. અહીંથી ૧૮ માઇલ

ઉપર રામટેકની જગ્યા ખાસ જોવા લાયક છે. અહીંઆં રામચંદ્રજીના મંદિર ઉપરાંત બીજા ૧૫-૨૦ દેવસ્થાનો છે રામટેકમા પાન ઘણુંજ થાય છે અને તે સર્વત્ર જાયછે રામટેકથી એક ગાઉઉપર અબાડાતળાવ જોવાજોગ છે. આ તળાવ પર નાગપુરના ભોંસલા રાજાઓએ બધાવેલા મંદિરો જોવા જોગ છે અને કાર્તીકી પૂનમની જાત્રા ભરાય છે તે વખતે આ તરફના લોકો ઘણાજ આવે છે

## નાગપુર

છેડું ૫૨૦ માઇલ ભાડુ ૮-૨-૦

નાગપુર આ ઇતિહાસ પ્રસિદ્ધ મોટુ શહેર છે નાગપુરના ભોંસલા રાજાનો વાડો જોઇ આગલા રાજ્યની મોટાઇનો ખ્યાલ આવે છે નાગપુર પાધડી પને છે અને રસ્તા સાંકડા છે ઘરોની બાંધણી જુની શૈલીની છે છતા નાગપુર શોભાયમાન શહેર છે નાગપુરનો વેપાર મોટો છે અને ત્યા મીલો પણ થઇ છે આ મીલો મુબઇની મીલો કરતાં સારો નફો કરે છે નાગપુર મધ્યપ્રાંતનુ એક સર્વોત્તમ શહેર છે અને રેસીડનસીના સુંદર મકાનો સરવોત્તમતામાં વધારો કરે છે.

નાગપુરની રેસીડનસી નાગપુરથી દોઢેક માઇલ પર આવેલા સીતાબાલડીહીલ્સમાં છે આ સીતાબાલડીહીલ્સમાં એક તરફ યુરોપીયનો રહે છે અને બીજી તરફ હિંદુ ગ્રહસ્થો રહે છે આ સીતાબાલડીહીલ્સના રસ્તાઓ બહુજ સુદર છે સીતાબાલડીનો કીલ્લો અત્યારે તે જગ્યાપર છે કે જે જગ્યાપર આપાસાહેબ ભોંસલેએ સને ૧૮૬૭ માં ત્યાના રેસીડંટ મી જકીશનસ ઉપર હુમલો કર્યો હતો. આ કીલ્લામા હથીઆરોનો ઉતમ સગ્રહ છે નાગપૂરથી દશ માઇલ પર કામટી કરીને લશ્કરી કાંપ છે. નાગપુરમા બાગ બગીચાઓ ઘણાછે અને તેમા મુખ્યત્વે સતાના વધારે છે આ સંત્રાઓ મૂંબઇ સુધી રકમબધ આવે છે નાગપુર અને તેની બાજુના રામટેકથી મુબઇમાં ઢગલાબધ ખાવાનાં પાન આવે છે નાગપુરમા મૂખ્ય જોવા લાયક બાગોમા મહારાજા બાગ અને તુલશી બાગ શહેરમા, સોના ગામનો પાલડી કરાડી અને પરાનો તેલેન કરીઆ છે

નાગપુરનું સગ્રહસ્થાન જે ત્યાંથી ત્રણ માઇલ દુર છે, તે ખચીત જોવા લાયક છે આ સગ્રહસ્થાનમાં અનેક એવી ચીજો છે કે જે બીજે ભાગ્યેજ જોવામાં આવશે દાખલા તરીકે અમોએ અહીં આ ગોરામ સેધર જેવાં પથરાનાં ચોસલા જોયા. આ પથરા જાડા ચામડાની માફક વાળીએ

તો વળી એવી જાતના હતા. બીજું અહીંઆ સીલાલેખોનો સંગ્રહ ઘણોજ ઉત્તમ છે. અહીંની લાઇબ્રેરી પણ વખાણવા લાયક છે. નાગપુરના સંગ્રહસ્થાનનું મકાન પણ સુંદર છે. નાગપુરને નળદ્વારા પાણી હમેશ મળ્યા કરે છે. નાગપુર રળીઆમણું અને લીલોત્રીથી ભરપુર શેહર છે. અને ત્યાં રૂ, અનાજ, સાગ અને જંગલની ચીજોનો મોટો વેપાર ચાલે, છે. નાગપુરમાં કેળવણીનાં સાધનો પણ ઘણાંજ છે, નાગપુરની ભાષા મરાઠી અને હીંદી મીશ્ર છે.

નાગપુરથી ભુશાવળ સુધીનો સર્વ પ્રદેશ જાણે મુંબઇના વેપારીઓએ પોતાનો કરી લીધો કેમ ન હોય એમ જણાય છે. વરધા, દેગામ, પુલગામ ધામણગામ, ચાંદુર, ઉમરાવતી, આકોલા ઇલીચપુર, નાંદુર, મલકાપુર વીગેરે રૂનાં મોટાં મથકો છે અને ઘણી જગ્યાએ પ્રેસો, જીનો અને મીલો જોવામાં આવે છે. આ તરફનો અનાજનો વેપાર મોટો છે. આ તરફ ઘણું કરીને બધાં ગામોમાં જુદે જુદે વખતે બજાર ભરાય છે અને માલ લેવા વેચવાનું સારૂ સાધન મળે છે. વરધાથી વારોરા જઇ કોલસાની ખાણો જોવી હોય તેણે જોઇ આવવી. વારોરા જનારે ચાંદા જોવાનું ભુલવું નહીં. ચાંદામાં જુનો કીલ્લો જોવા જોગછે. એ કિલ્લામાં જમીનની અંદર થઇ કારાગ્રહ અને કુવામાં જવાનો રસ્તો કાઢેલો જોઇ શકાશે. અચલેશ્વર, મહાકાળી અને મુરલીધરનાં દર્શન કરાયછે. દેવલ, ભાંડકા બીજબસની અને બીજી જગ્યાઓમાં આવેલી ગુફાઓ જોવા જોગ છે. આ તરફ લોઢું નીકળી શકે એમછે. પન્ના અને હીરા અગાઉ આ તરફ મળતા હતા. ધામણગામમાં એવતમાલ અને હીંગનઘાટનો સર્વ વ્યપારી, ભર આવે છે. એવતમાલ અને હીંગનઘાટ પણ રૂના વ્યાપારનાં મુખ્ય મથકો છે. આ તરફ બારદમાં મોટો મેળો ભરાય છે. બડનેરાથી ઉમરાવતી જઈ અમરાવતી માતાનું પ્રાચીન સ્થળ છે તેનાં દર્શન કરવા ચુકવું નહીં. ઊમરાવતી વેપારી મથક હોઇ કીલાવાળું સ્થાન છે. ઉમરાવતીમાં બીજાં પણ દર્શનીય સ્થળો છે. ઉમરાવતીથી ઈલીચપુર જોઇ આવવું. બડનેરાની આજુ બાજુ કૂંદનપુર, બીલટેક, ઉમરવાડા, ગુંજા અને તુંબામાં જુદી જુદી વખતે મેળાઓ ભરાય છે અને તે લાંબો વખત રહે છે. આકોલા વેપારનું અગત્યનુ સ્થળ હોઇ આકોટ અને હીંગોલીના પ્રદેશના કેંદ્ર જેવું છે. નરનાલાનો કિલ્લો જે ખાસ જોવ. જોગછે તે ૪૨ માઇલ છે. પાટોર, સોનાલા ને આકોટમાં મેળાઓ ભરાય છો બાસીમ આકોલાથી જવાય છે. બાસીમમાં બાલાજી અને પદ્મતીર્થ છે.

પર્વતીર્થના જળથી વાસુકી રાજાને કોઢ મટવાથી તેણે કુંડની જગ્યા એ તળાવ કરયું છે. ખામગામ, શેગામ આ રૂના વેપારનાં મથક છે. આ રીતે આ પ્રદેશ જોઇ કરી વેપારનો અનુભવ લઇ ભુસાવળ અવાયછે.

હવે આપણે ખરગપુરનો જુનો માર્ગ લેવાનો છે. ખરગપુર પછી ખુરદારોડ અવાય છે. કલકતેથી ખુરદારોડ ૨૮૭ માઇલ છે. નાગપુર લાઇનમાં ખરગપુર આવનારાને પણ આજ સ્ટેશન મળે છે. આ લાઇનનાં ભદ્રક, બાલાસોર અને કટક આ વ્યાપારી મથકો છે. જાજપુર આ તીર્થ સ્થાન છે. અહીંઆ વૈતરણીમાં સ્નાન કરાય છે. વિષ્ણુસ્વામી, વરાહજી, નૃસિંહજી, ચતુર્ભુજા દેવી, ગણપતી, ઇંદ્રાણી, વારાહી, ચામુંડા અને વિરજા દેવીઓનાં મંદિરો હોઇ આ પાર્વતી તીર્થ ગણાયછે. અહીંઆ યાત્રા ભરાયછે. આ ઓરીસા જીલ્લામાં જાજપુર, જગન્નાથ, ભુનેશ્વર અને કોણાર્ક આ ચાર પ્રસિધ્ધ તીર્થ સ્થાન છે. પુરીનો સ્થાનીક ઉદ્યોગ નહીં જેવો છે પણ પુરીથી થોડે દુર મહાનદીને કીનારે કટક કરીને એક મોટું શહેર છે આ વેપારની મુખ્ય પીઠછે. કટક ચોખા અને નીમકના વેપારનું મુખ્ય ધામ છે. કટક મહાનદીના મુખપર છે. વિંધ્યાચળમાંથી નીકળી મહાનદી કટકથી થોડે દુર સમુદ્રને મળેછે અને અહીંઆ સંગમ સ્નાન યાત્રીઓ કરે છે. પુરી રેલવે થઇ નહોતી ત્યારે રાનીગંજથી પગ રસ્તે આવતાં આ તરફનો બધો ભાગ ખાસ જોવાંમાં આવતો હતો. કલકતેથી સ્ટીમરમાં પણ પુરી અવાતું હતું, પણ તે પ્રવાસ બહુજ દુખરૂપ હતો. કટકમાં સોના ચાંદીના દાગીના ઉત્તમ થાય છે. કટકની આજુ બાજુ નદીઓ પર બંધો બાંધેલા છે. આ એકઠા કરેલા પાણીને નેહેર વાટે ખેતરોમાં લઇ જવામાં આવેછે. ખુરદારોડથી પુરીની બ્રાંચ લાઇન જાય છે. ખુરદારોડપર ગાડી બદલવી પડે છે. ખુરદારોડથી ૬ માઇલ પર તપ્ત-કુંડ છે ને તેની પાસે હાટકેશ્વર મહાદેવના દર્શન થાય છે. આ લાઇન ૨૮ માઇલની છે અને તેનાં દલંગ, સાક્ષીગોપાલ, માલાટીપાટપુર આ વચલાં સ્ટેશનો છે ખુરદારોડ પેહેલાનું ભુવનેશ્વર આ યાત્રાનું સ્થળ છે અને જગદીશ આવતાં કે જતાં અત્રે ઊતરી દર્શન કરવાની ખાસ જરૂર છે. પેહેલાં શ્રી જગન્નાથની મુરતી અહીંઆ હતી આમ કહેવાય છે ભુવનેશ્વર જોનારાના મનમાં આ કહેવું સયુક્તિક ભાસે છે. ભુવનેશ્વરમાં પુરી કરતાં મંદીરોની સંખ્યા અત્યારે પણ વધારે જોવામાં આવે છે ભુવનેશ્વરમાં સર્વપાપનાશક નામનું પાણીનું ઉત્તમ તળાવ છે અને તેમાં અનેક જાતની માછલીઓ છે. આ તળાવના પાણીનો રંગ

પણ ઘડી ઘડી બદલે છે આ આશ્ચર્યનો વિષય છે. ભુવનેશ્વરમાં પણ જગદીશની પ્રમાણે બધા પ્રસાદ આરોગે છે. યાત્રીઓનો મોટો ભાગ આ સ્થાનમાં દર્શન કરી શકતો નથી આનું કારણ આ સ્થાનની ખબર થોડાઓનેજ છે આજ છે. ભુવનેશ્વરનું ધામ ખચીત રમણીય છે અને ભુવનેશ્વરની મૂર્તી ઇષ્ટ સિધિ દેનાર છે. આથી કરી બંગાલાના લોકોનો મોટો ભાગ અત્રે દર્શન કરવા ચુકતો નથી. આ સ્થાનને એકામ્ર ક્ષેત્ર શાસ્ત્રમાં જણાવેલું છે. અહીંઆ ભુવનેશ્વર, રામેશ્વર, કપીલેશ્વર અને ભાસ્કરેશ્વર આ પ્રાધાન્ય દેવો છે. ભુવનેશ્વરનું દેર ૧૦૦ ફીટ ઊંચુ હોઇ જગદીશનાં મંદિરથી પણ પ્રાચીન છે. દેરાનાં શીખરપર ત્રિશુળ છે. ભુવનેશ્વરના મંદિરની અંદર બીજાં દેવસ્થાનો છે. અત્રે હજારો શીવમંદિરો આગળના વખતમાં હોવાં જોઇએ. અત્યારે ૫૦૦ તો મોજુદ છે. બિંદુસરોવર અથવા પાપનાશકની આસપાસ ૧૦૮ મંદિરો છે. તળાવની મધ્યમાં પણ મંદિર છે. વાસુદેવ, બળદેવજીનાં મંદિરો કિનારાપર છે. આ શિવાય કોટીતીર્થેશ્વર બ્રહ્મેશ્વર, બ્રહ્મકુંડ ભાસ્કરેશ્વર, મુકતેશ્વર, કેદારેશ્વર, સીધ્ધેશ્વર, પરશુરામેશ્વર, ગૌરીતળાવ, અલંબુકેશ્વર, વૈતાળ, સોમેશ્વર ઇત્યાદી દર્શનીય સ્થાનોછે, ભુવનેશ્વરની આજુ બાજુ પહાડી અને જંગલ છે. આ પહાડીમાં ઉદયગીરી પરની ગુફાઓમાં રાણીગુફા, ગણેશગુફા, વૈકુંઠગુફા, સ્વર્ગદ્વાર ગુફા, જયવિજય ગુફા, ગોપાલગુફા, હાથીગુફા, સર્પગુફા, વાઘગુફા વીગેરે જોવા જોગ છે. આ ગુફાઓ બૌધના વખતની પ્રાચીન છે. અહીંઆ પ્રાચીન ઇતિહાસ જાણનારને ઘણુંક જાણવાનું મળે એમ છે. ઇ. સ. પહેલાનાં કેટલાક શીલાલેખો જોવામાં આવે છે. આ લેખો ઉકેલી શકાતા નથી. ખંડગીરી પર અનંતગુફા કળાચંદ અને બાલચંદની ગુફા, પારશનાથજીનું મંદિર અને આકાશ ગંગા છે. મહાવિદ્યાની ટોચપર શીવ મંદિર છે.

ભુવનેશ્વર થી પુરી તરફ આવતાં સાક્ષી ગોપાળનું સ્થાન છે અને અહીંયાં યાત્રીઓ અવશ્ય દર્શન કરે છે. જગન્નાથનાં દર્શન કરનાર મોક્ષ પામે છે અને મૃત્યુ બાદ જગન્નાથનાં દર્શન કરવા આ માણસ આવ્યો હતો તેની સાક્ષી ગોપાળ આપે છે આ ઉપરથી સાક્ષીગોપાળ નામ પડયું છે.

હીંદુઓનાં ચાર ધામોમાં પુર્વમાં જગન્નનાથનું ધામ ગણાય છે. જગન્નાથનું સ્થાન ઘણુંજ પ્રાચીન છે. અને વેદમાં ચૅદેદારુ ઇત્યાદિ રૂચા છે. આ રૂચાનો ભાવાર્થ એ છે કે સમુદ્રમાં તરતા આવતા લાકડાની મારી

મુરતી ફરી સ્થાપો વીગેરે. આ ઉપરથી જગન્નનાથનું સ્થાન વેદ જેટલું પ્રાચીન છે એમ સમજાય છે.

## હજારો ગાઉ લઇ જવામાં આવતા જગન્નાથજીના રાંધેલા ચોખા.

આખા હિંદુસ્થાનમાં જગન્નાથના સ્થાનમાં દેવનો પ્રસાદ બધા ભેગા ખાય છે. અહીંયાં બ્રાહ્મણ શુદ્રના હાથથી ખાય છે અને શુદ્રને ખવરાવે છે. કલિજુગમાં જાતીભેદ રેહેનાર નથી અને બધા એક બીજાનું ખાનારા થશે આમ અથવા સત્યજુગમાં જાતીભેદ નહોતો આમ અત્રે સર્વ એકત્ર ખાય છે, એ ઉપરથી વ્યંગાર્થે કાઢી શકાય છે. જગન્નાથનો પ્રસાદ ખાવામાં જે આનાકાની કરે તે દુરગતીને પામેજ આતો નક્કી છે પણ અત્યારે મોટી વીપતીનો ભોગ થઇ પડે છે આમ ઘણાકોએ અનુભવ્યું છે. જગન્નાથજીના રાંધેલા ચોખા હજારો ગાઉ સુધી લઇ જઇ લોકોને પ્રસાદ તરીકે આપવામાં આવે છે અને દરેક જણ સહર્ષે ખાયછે. મૃત્યુ કાળે પણ એકાદ દાણો ખાવા મળે તો મરનાર અને તેના સગાવાળાઓ મરનારની સદ્ગતી થવાનો સંતોષ માને છે.

## બ્રાહ્મણથી શુદ્ર સુધી માંસાહારી લોકો.

જગન્નાથ ઉડીઆ પ્રાંતમાં છે. ઉડીઆ પ્રાંતની વસ્તી બહુજ ગરીબ અને જંગલી છે. આ પ્રાંતમાં અને બંગાલમા લોકો હળદર અને તેલ ચોળી સ્નાન કરે છે આથી લોકોનો રંગ પીળો જોવામાં આવે છે. અને લુગડાં પણ પીળાં જણાય છે. આ પ્રાંતમાં બધા લોકો બ્રાહ્મણથી માંડીને શુદ્ર સુધી માંસાહારી છે. હીંદુસ્થાનની ચારે દિશામાં ચાર દોષો ગણાવ્યા છે. તેમા પુરવમાં મત્સ આહાર, દક્ષીણમાં મામાની કન્યા પરણવાનો રીવાજ, પશ્ચિમમાં કોશનું પાણી અને ઉત્તરમાં કંદોઇની દુકાનની પુરી વીગેરે ખાવાનો દોષ. આ ચારે દોષો શાસ્ત્રાનુસાર દોષો છે છતા ચાલ્યા જાય છે, પણ તે સંબંધે કોઈ કશું બોલતું નથી. ઉત્તરમાં એટલે સુધી જોયું છે કે, બ્રાહ્મણને હજામ લોટ બાંધી રોટલી ઘડી આપે છે, આ રોટલી પાકે છે ત્યારેજ અભડાય આમ એ પ્રદેશની સમજછે. જ્યારે ગુજરાતમાં રસોઇ થતી હોય તે વખતે ચોકામાં કાંકરો નાંખે તો અભડાય છે. પુરવમાં મત્સ્યાહાર કરનારા બ્રાહ્મણોનો સ્પર્શ કરવામાં બાધ ગણવામાં નથી આવતો જ્યારે બીજી જગ્યાએ મત્સ્યાહારીનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું પડે છે. મામાની દીકરી પરણવાનો દોષ છે, પણ દક્ષીણમાં ચાલ્યું જાય છે. મારવાડ ગુજરાત કાઠીઆવાડમાં

કોરાંના પાણી થોહાણા દિક પીએ છે. આ બધો વ્યવહાર શાસ્ત્ર વીરૂધ છતાં ચલાવી લેવાય છે, અને બીજી રૂઢીથી જડઘાલી બેઠેલા શાસ્ત્ર વીરૂધના આચાર સુધારવા કહેનારનું કોઇ સાભળતું નથી, આ આશ્ચર્યનો વિષય છે. જગન્નાથમાં આવા મત્સ્યાહારી પંડ્યાઓ પ્રસાદ લાવે છે અને તે લોકો ખાય છે.

## તેલ હલદર ચોળિ નાહાવાની પડતી જરૂરીયાત.

આ પ્રાતમાં તેલ હલદર ચોળી નાવામાં આવે છે તેનું કારણ આ તરફનું પાણી ખારૂં છે તેજ છે. અમે જગન્નાથમાં ચાર દિવસ રહ્યા અને ત્યાંના શંકરાચાર્યના મઠના કુવાનું પાણી પીતા હતા અને દરિયા કીનારે ગામથી દુર રહેતા હતા ને તળાવમાં તાજા વરસાદના આવેલા પાણીથી નાહતા હતા છતાં અમે ખુજલીનો ભોગ થઇ પડયા હતા. દરેક દેશમાં હવા અને પાણીને અનુકુળ વ્યવહાર રાખે છે માટે યાત્રીઓએ પણ પોતાની તંદુરસ્તીના ફાયદા માટે તે પ્રમાણે વરતવાની જરૂર છે.

## જગન્નાથનું સ્થાન લોકોની જાણમાં લાવનાર રાજા.

જગન્નાથને નીલ માધવ કહે છે. આ જગન્નાથનું સ્થાનનાં લોકોની જાણમાં લાવનાર ઉજનનો રાજા ઇંદ્રદ્યુમ્ન છે. આ ઇંદ્રદ્યુમ્ન બ્રહ્માની પાંચમી પેઢીએ થયો હતો. આ ઇંદ્રદ્યુમ્ન પરમ વૈષ્ણવ હતો અને તેને એક મહાત્માએ આ પવિત્ર સ્થાનની ખબર આપી. આ રાજાએ પોતાના પ્રધાનના ભાઇ વિદ્યાપતીને આ સ્થાનનો શોધ કરવા મોકલ્યો અને તે શોધ કરી આવી રાજાને ત્યાં લઇ ગયો. રાજા ભૂવનેશ્વર થઇ નીલ પર્વતપરના કપોતેશ્વર અને બીલવેશ્વર પાસ આવી પોહોચ્યો એટલામાં એને ખબર મળી કે શ્રીનીલ માધવ ભગવાન અંતર્ધાન થઇ ગયા છે. આ ઉપરથી રાજા અત્રે રહી તપ કરવા લાગ્યો અને છેલે યજ્ઞ કર્યો. તેમાંથી શ્રી ભગવાન પ્રકટ થયા અહીંઆ જગન્નાથ, બળભદ્ર અને સુભદ્રાની મુખ્ય મુરતીઓ છે. આ મુરતી વેદીમાંથી નીકળીછે અને તે લાકડાની છે. આખા હીંદુસ્થાનમાં દેવતાની મુરતીઓ મોટે ભાગે પાષાણ કે ધાતુઓની હોયછે. લાકડાની મુરતી હશે તે પણ ઘાટઘુટવાળી હશે પણ અત્રે જે મુરતીઓ છે તે વેદીમાંથી નીકળી છે તેવીજ જોવામાં આવે છે એટલે કે આ મુરતીના હાથ મોં અને પેટ વીગેરે કુદરતી આકારનાં જણાય છે. અને તેને તેના પ્રાચીન સ્વરૂપમાં જાળવી રાખવામાં આવ્યાં છે. આ ઇંદ્રદ્યુમ્ન રાજા મંદીર બંધાવી બ્રહ્મા પાસે ગયા અને ત્યાં કેટલાક વરસો વહી ગયાં. આ ઇંદ્રદ્યુમ્ન રાજાએ બંધાવેલા મંદીરમાં ગાલવ રાજાએ મુરતી

સ્થાપી હતી તેને ઇંદ્રદ્યુમ્ને બહાર કાઢી બ્રહ્માદિક દેવતાઓની વિદ્યમાન પોતાની મુરતીની સ્થાપના કરી આવું જગદીશ મહાત્મ્યમાં કહેલું છે.

## હીંદુસ્તાનમાં સૌથી મોટામાં મોટું મંદિર.

આખા હીંદુસ્થાનમાં સૌથી મોટામાં મોટું મંદિર જગન્નાથનું ગણાય છે. આ મંદિર ઉંચાઇમાં કે કારીગીરીમાં તો સૌથી મોટું નથી પણ વીસ્તારમાં અલબત્તાં સૌથી મોટું કહી શકાય ખરૂં. જગન્નાથજીના મંદિરની અંદર દર્શન કરવા જનાર સીંહદરવાજાથી દાખલ થઈ પતીત પાવનજીનાં દર્શન કરે છે. ત્યાર બાદ કાશીવીશ્વનાથનાં દર્શન થાય છે, ત્યાર બાદ શ્રી જગદીશના ભોગ મંડપનાં દર્શન થાય છે. આ ભોગ મંડપ બહુજ વીશાળ છે. અને ઉપરનો ઘુમટ ઉત્તમ કારીગીરીથી ભરપુર છે. ત્યાર બાદ ગણેશજી, વટેશ્વર, ષટ્ભંગળા દેવીનાં દર્શન કરી અક્ષયવડની પ્રદક્ષિણા કરવામાં આવે છે, ત્યાર બાદ પુરૂષોત્તમ, ક્ષેત્રપાળ, નૃસિંહ તથા મુક્તિમંડપનાં દર્શન કરી રોહણી કુંડમાં માર્જન કરી વિમળા દેવીનાં દર્શન કરવામાં આવે છે. ત્યાર બાદ સરસ્વતી, લક્ષ્મી, સુર્યનારાયણ, પાતાળેશ્વર, ઇશાનેશ્વર, ઉત્તરાયણ દેવીનાં દર્શન કરી ભગવાનનાં ચરણ કમળનાં દર્શન થાય છે. પછી સુદર્શન ચક્રના દર્શન કરી જગન્નાથ સ્વામીનાં દર્શન કરવા જવાય છે, જગન્નાથનાં દર્શન કરવા પહેલાં ગરૂડ, જયવિજયનાં દર્શન કરી બળભદ્ર, સુભદ્રા અને જગન્નાથનાં દર્શન કરવામાં આવે છે. ત્યાર બાદ શ્રી મહાલક્ષ્મી, બ્રહ્મભાગ, કપાલમોચન, નીલકંઠ, યમેશ્વર, ભ્રળેશ્વર, મારકંડેયના દર્શન કરી બહાર નીકળાય છે. વાંચનારાઓ આ ઉપરથી જોઇ શકશે કે શ્રી જગદીશના મંદીરની અંદર અનેક દેવ દેવીઓ અને શંકરનાં મંદિરો છે. આ બધા મંદિરોને લીધે આ સ્થાનનો વીસ્તાર ભારે હોય છે આ કુદરતીજ છે. શ્રી જગદીશનાં મંદિરપર નીલચક્ર છે. આ ચક્રની છાયા જેટલા સુધી પડે તેટલા સુધી પ્રસાદ લેવાનો વાંધો નથી આમ કહેવાય છે. અમે પ્રસાદ ન લેતાં રસોઇ કરીને ખાનારાઓને પણ જોયા હતા અને રસોઇ કરીને ખાનારાઓને કશું દુઃખ પડ્યું હોય એમ જાણતા નથી. જગન્નાથના પ્રસાદને બહાને ત્યાંના ગોરો યાત્રીઓ પાસેથી પઇસા કઢાવે છે અને તેથીજ પ્રસાદનું મહાત્મ્ય વધારી મુક્યું છે. ગોરો પ્રસાદ વેચાતો લઇ યાત્રીઓને આપે છે ને અટકાને બહાને યાત્રીઓ પાસેથી પૈસા કઢાવે છે. આ પૈસા ઠાકોરજીના કામમા નથી આવતા તે સંબંધે ત્યાંના સ્ટેટનાં મેનેજરનું ધ્યાન ખેચાયું છે અને તે સંબંધે બંદોબસ્ત કરનાર છે. આમ આમાત્યમાં

હતું.‡ પ્રસાદનો ખરો મહિમા આ છે કે શ્રી જગદીશના મંદીરમાં ગયા હોઇએ અને તે વખતે કોઇ આપણને પ્રસાદ આપે તો તે લેવા આનાકાની કરવી ન જોઇએ. આ વખતે તે પ્રસાદ લેવા આનાકાની કરે તો ખચીત દુઃખી થાય આ નક્કીછે. બાકી જગદીશમાં રહી ગોર પ્રસાદ તરીકે લાંબા વખતથી રંધાઇ રહેલા ભાત દાળ કે ખીચડી લાવે અથવા માલપુડા કે પુરીઓ આપે તે ખાવાથી યાત્રીઓ પોતાની તબીઅત હાથે કરીનેજ બગાડે છે. આના કરતા સીધું સામાન લઇ રાંધવામાં હું તો હરકત જોતો નથી. જગદીશમાં, પ્રસાદનો મોટો મહિમા હોવાથી સીધું સામાન સારૂં મળતું નથી માટે જગદીશમાં જનારે પોતા પાસે સીધું રાખવું આવી મારી ભલામણ છે.

## રથજાત્રાનો મોટો ઉત્સવ.

જગદીશમાં રથજાત્રાનો મોટો ઉત્સવ થાય છે. આ વખતે લાખો યાત્રીઓ હીંદુસ્તાનના સર્વે ભાગમાંથી આવેછે. શ્રી જગદીશ, બળભદ્ર અને સુભદ્રાજીની પ્રાચીન લાકડાની મૂરતી રથમાં બેસાડેછે અને તેને બે માઇલ ઉપર આવેલા જનકપૂરમાં લઇ જવામાં આવે છે, જગદીશના અને બીજા બધા મળી ત્રણ રથો નીકળે છે. એક રથની ઉંચાઇ પચીશ ફીટ ઉપરાંત હશે અને રથનું વરતુલ સો ફીટ થવા જાય છે. આ રથને જાડા દોરડાંઓ બાંધવામાં આવે છે અને એકેક દોરડે હજારો માણસો વળગી તેને ખેંચે છે, વચમાં આ રથ પાછો ઘસડાઇ જાય છે અને પોતાની જગ્યાએ આવી ઉભો રહે છે. જો ભગવાનની મરજી હોય તો રથ જનકપુર જલદી પોંહાચે છે. નહીં તો વિલંબ લાગેછે. રથની નીચે સોળથી વીશ પઇડાંઓ હોય છે. આ રથની આગળ ડંકા, નીશાન, હાથી અને ભજન મંડળીઓ ઝાંઝ, ઝાલર વીગેરે હોય છે. હરી બોલો, હરી બોલોના પ્રેમભાવથી ઉચ્ચા રાતા શબ્દો સાથ રથ જનકપૂર જાય છે. અહીંઆ શ્રી જગદીશ સાત દિવસ રહે છે. અને દશમને દિવસે ત્યાંથી પાછા પધારે છે. દસમની સાંજના ત્રણ રથો સિંહદરવાજા પાસે ખડા થાય છે અને તે અ-

---

‡ આ સંબંધે અત્રેના ગૃહસ્થ મી. મોતીરામ ગુલાબદાસ અને પુરીના સ્ટેટ મેનેજર વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર અમોએ જોયો છે. મી. મોતીરામે ગોરોને પણ ઠીક પકડયા છે. સોનેરી ટોળી જેવોજ વહીવટ ચાલે છે એમ પત્રવ્યવહારથી સિદ્ધ થાય છે. આવા હરામખાઉ ગોરોને કાયદાસર સપડાવી, ધર્મને બ્હાને જગતને ઠગતા અટકાવવાની જરૂર છે.

મુરતી|કરી સ્થાપે વીગેરે. આ ઉપરથી જગન્નનાથનું સ્થાન વેદ જેટલું પ્રાચીન છે એમ સમજાય છે.

### હુજારો ગાઉ લઇ જવામાં આવતા જગન્નાથજીના રાંધેલા ચોખા.

આખા હિંદુસ્થાનમાં જગન્નાથના સ્થાનમાં દેવનો| પ્રસાદ બધા ભેગા ખાય છે. અહીંયાં બ્રાહ્મણુ શુદ્રના હાથથી ખાય છે અને શુદ્રને ખવરાવે છે. કલિજુગમાં જાતીભેદ રેહેનાર નથી અને બધા એક બીજાનું ખાનારા થશે આમ અથવા સતયુગમાં જાતી|ભેદ નહોતો આમ અત્રે સર્વ એકત્ર ખાય છે, એ ઉપરથી વ્યંગાર્થ કાઢી શકાય છે. જગન્નાથનો પ્રસાદ ખાવામાં જે આનાકાની કરે તે દુરગતીને પામેજ આતો નક્કી છે પણ અત્યારે મોટી વીપતીનો ભોગ થઇ પડે છે આમ ઘણાકોએ અનુભવ્યું છે. જગન્નાથજીના રાંધેલા ચોખા હજારો ગાઉ સુધી લઇ જઇ લોકોને પ્રસાદ તરીકે આપવામાં આવે છે અને દરેક જણ સદર્વ ખાયછે. મૃત્યુ કાળે પણ એકાદ દાણો ખાવા મળે તો મરનાર અને તેના સગાવાળાઓ મરનારની સદ્‌ગતી થવાનો સંતોષ માને છે.

### બ્રાહ્મણથી શુદ્ર સુધી માંસાહારી લોકો.

જગન્નાથ ઉડીઆ પ્રાંતમાં છે. ઉડીઆ પ્રાંતની વસ્તી બહુજ ગરીબ અને જંગલી છે. આ પ્રાંતમા અને બંગાલમા લોકો હળદર અને તેલ ચોળી સ્નાન કરે છે આથી લોકોનો રંગ પીળો જોવામાં આવે છે. અને લુગડાં પણ પીળાં જણાય છે. આ પ્રાંતમાં બધા લોકો બ્રાહ્મણથી માંડીને શુદ્ર સુધી માંસાહારી છે. હીંદુસ્થાનની ચારે દિશામાં ચાર દોષો ગણાવ્યાં છે. તેમાં પુરવમાં મત્સ આહાર, દક્ષીણમાં મામાની કન્યા પરણવાનો રીવાજ, પશ્ચિમમાં કોશનું પાણી અને ઉત્તરમાં કંદોઇની દુકાનની પુરી વીગેરે ખાવાનો દોષ. આ ચારે દોષો શાસ્ત્રાનુસાર દોષો છે છતાં ચાલ્યા જાય છે, પણ તે સંબંધે કોઈ કશું બોલતું નથી. ઉત્તરમાં એટલે સુધી જોયું છે કે, બ્રાહ્મણને હજામ લોટ બાંધી રોટલી ઘડી આપે છે, આ રોટલી પાકે છે ત્યારેજ અભડાય આમ એ પ્રદેશની સમજણે. જ્યારે ગુજરાતમાં રસોઇ થતી હોય તે વખતે ચોકામાં કાંકરો નાંખે તો અભડાય છે. પુરવમાં મત્સ્યાહાર કરનારા બ્રાહ્મણોનો સ્પર્શ કરવામાં બાધ ગણવામાં નથી આવતા. જ્યારે બીજી જગ્યાએ મત્સ્યાહારીનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું પડે છે. મામાની દીકરી પરણવાનો દોષ છે, પણ દક્ષીણમાં ચાલ્યું જાય છે. મારવાડ ગુજરાત કાઠીઆવાડમાં

કોરીનાં પાણી બ્રાહ્મણો દિક પીએ છે. આ બધો વ્યવહાર શાસ્ત્ર વારૂધ છતાં ચલાવી લેવાય છે, અને બીજી રૂઢીથી જડઘાલી બેઠેલા શાસ્ત્ર વીરૂધના આચાર સુધારેવા કહેનારનું કોઇ સાભળતું નથી, આ આશ્ચર્યનો વિષય છે.' જગન્નાથમાં આવા મત્સ્યાહારી પંડયાઓ પ્રસાદ લાવે છે અને તે લોકો ખાય છે.

### તેલ હલદર ચોળિ નોહાવાની પડતી જરૂરીયાત.

આ પ્રાંતમાં તેલ હલદર ચોળી નાવામાં આવે છે તેનું કારણ આ તરફનું પાણી ખારૂં છે તેજ છે. એમે જગન્નાથમાં ચાર દિવસ રહ્યા અને સાંના શંકરાચાર્યના મઠના કુવાનું પાણી પીતા હતા અને દરિયા કીનારે ગામથી દુર રહેતા હતા ને તળાવમાં તાજા વરસાદના આવેલા પાણીથી નાહતા હતા છતાં અમે ખુજલીનો ભોગ થઇ પડયા હતા. દરેક દેશમાં હવા અને પાણીને અનુકુળ વ્યવહાર રાખે છે માટે યાત્રીઓએ પણ પોતાની તંદુરસ્તીના ફાયદા માટે તે પ્રમાણે વરતવાની જરૂર છે.

### જગન્નાથનું સ્થાન લોકોની જાણમાં લાવનાર રાજા.

જગન્નાથને નીલ માધવ કહે છે. આ જગન્નાથનું સ્થાનનાં લોકોની જાણમાં લાવનાર ઉજ્જૈનનો રાજા ઇંદ્રદ્યુમ્ન છે. આ ઇંદ્રદ્યુમ્ન બ્રહ્માની પાંચમી પેઢીએ થયો હતો. આ ઇંદ્રદ્યુમ્ન પરમ વૈષ્ણવ હતો અને તેને એક મહાત્માએ આ પવિત્ર સ્થાનની ખબર આપી. આ રાજાએ પોતાના પ્રધાનના ભાઇ 'વિદ્યાપતીને આ સ્થાનનો શોધ કરવા મોકલ્યો અને તે શોધ કરી આવી રાજાને ત્યાં લઇ ગયો. રાજા ભૂવનેશ્વર થઇ નીલ પર્વતપરના કપોતેશ્વર અને બીલ્વેશ્વર પાસ આવી પોંહોચ્યો એટલામાં એને ખબર મળી કે શ્રીનીલ માધવ ભગવાન અંતર્ધ્યાન થઇ ગયા છે. આ ઉપરથી રાજા અત્રે રહી તપ કરવા લાગ્યો અને છેલે યજ્ઞ કર્યો. તેમાંથી શ્રી ભગવાન પ્રકટ થયા અહીંઆ જગન્નાથ, બળભદ્ર અને સુભદ્રાંની મુખ્ય મુરતીઓ છે. આ મુરતી વેદીમાંથી નીકળીછે અને તે લાકડાની છે. આખા હીંદુસ્થાનમાં દેવતાની મુરતીઓ મોટે ભાગે પાષાણ કે ધાતુઓની હોયછે. લાકડાની મુરતી હશે તે પણ ઘાટઘુટવાળી હશે પણ અત્રે જે મુરતીઓ છે તે વેદીમાંથી નીકળી છે તેવીજ જોવામાં આવે છે એટલે કે આ મુરતીના હાથ મોં અને પેટ વીગેરે કુદરતી આકારનાં જણાય છે. અને તેને તેના પ્રાચીન સ્વરૂપમાં જાળવી રાખવામાં આવ્યાં છે, આ ઇંદ્રદ્યુમ્ન રાજા મંદીર બંધાવી બ્રહ્મા પાસે ગયા અને ત્યાં કેટલાક વરસો પછી ગયાં. આ ઇંદ્રદ્યુમ્ન રાજાએ બંધાવેલાં મંદીરમાં ગાલન રાજાએ મુરતી

સ્થાપી હતી તેને ઇંદ્રધુમ્ને બહાર કાઢી બ્રહ્માદિક દેવતાઓની વિધમ પોતાની મુરતીની સ્થાપના કરી આવું જગદીશ મહાત્મ્યમાં કહેલું છે.

## હીંદુસ્તાનમાં સૌથી મોટામાં મોટું મંદિર.

આખા હીંદુસ્થાનમાં સૌથી મોટામાં મોટું મંદિર જગન્નાથ ગણાય છે. આ મંદિર ઉંચાઇમાં કે કારીગીરીમાં તો સૌથી મોટું નહિ પણ વીસ્તારમાં અલબતાં સૌથી મોટું કહી શકાય ખરૂં. જગન્નાથજી મંદિરની અંદર દર્શન કરવા જનાર સીંહદરવાજાથી દાખલ થઈ પતીપાવનજીનાં દર્શન કરે છે. ત્યાર બાદ કાશીવીશ્વનાથનાં દર્શન થાય છે, ત્યાર બાદ શ્રી જગદીશના ભોગ મંડપનાં દર્શન થાય છે. આ ભોગ મંડપ બહુજ વીશાળ છે. અને ઉપરનો ઘુમટ ઉત્તમ કારીગીરીથી ભરપુર છે ત્યાર બાદ ગણેશજી, વટેશ્વર, ષટ્‌મંગળા દેવીનાં દર્શન કરી અક્ષયવડની પ્રદક્ષિણા કરવામાં આવે છે, ત્યાર બાદ પુરૂષોત્તમ, ક્ષેત્રપાળ, નૃસિંહ તથા મુક્તિમંડપનાં દર્શન કરી રોહણી કુંડમાં માર્જન કરી વિમળા દેવીનાં દર્શન કરવામાં આવે છે. ત્યાર બાદ સરસ્વતી, લક્ષ્મી, સુર્યનારાયણ પાતાળેશ્વર, ઇશાનેશ્વર, ઉત્તરાયણ દેવીનાં દર્શન કરી ભગવાનનાં ચરણ કમળનાં દર્શન થાય છે. પછી સુદર્શન ચક્રના દર્શન કરી જગન્નાથ સ્વામીનાં દર્શન કરવા જવાય છે. જગન્નાથનાં દર્શન કરવા પહેલાં ગરૂડ, જયવિજયનાં દર્શન કરી બળભદ્ર, સુભદ્રા અને જગન્નાથનાં દર્શન કરવામાં આવે છે. ત્યાર બાદ શ્રી મહાલક્ષ્મી, બ્રહ્મભાગ, કપાલમોચન, નીલકંઠ, યમેશ્વર, જાળેશ્વર, મારકંડેયના દર્શન કરી બહાર નીકળાય છે. વાંચનારાઓ આ ઉપરથી જોઇ શકશે કે શ્રી જગદીશના મંદીરની અંદર અનેક દેવ દેવીઓ અને શંકરનાં મંદિરો છે. આ બધા મંદિરોને લીધે આ સ્થાનનો વીસ્તાર ભારે હોય છે આ કુદરતીજ છે. શ્રી જગદીશનાં મંદિરપર નીલચક્ર છે. આ ચક્રની છાયા જેટલા સુધી પડે તેટલા સુધી પ્રસાદ લેવાનો વાંધો નથી આમ કહેવાય છે. અમે પ્રસાદ ન લેતાં રસોઇ કરીને ખાનારાઓને પણ જોયા હતા અને રસોઇ કરીને ખાનારાઓને કશું દુઃખ પડયું હોય એમ જાણતા નથી. જગન્નાથના પ્રસાદને બહાને ત્યાના ગોરો યાત્રીઓ પાસેથી પયસા કઢાવે છે અને તેથી [illegible] પ્રસાદનું મહાત્મ્ય વધારી મુકયું છે. ગોરા પ્રસાદ વેચાતો લઇ યાત્રી[illegible]ઓને આપે છે ને અટકાને બહાને યાત્રીઓ પાસેથી પૈસા કઢાવે છે. [illegible] પૈસા ઠાકોરજીના કામમાં નથી આવતા તે સંબંધે ત્યાંના સ્ટેટનાં [illegible] ધ્યાન ખેંચાયું છે અને તે સંબંધિ બંદોબસ્ત કરનાર છે. અ[illegible]

હતું.‡ પ્રસાદનો ખરો મહિમા આ છે કે શ્રી જગદીશના મંદીરમાં ગયા હોઇએ અને તે વખતે કોઇ આપણને પ્રસાદ આપે તો તે લેવા આનાકાની કરવી ન જોઇએ. આ વખતે તે પ્રસાદ લેવા આનાકાની કરે તો ખચીત દુઃખી થાય આ નક્કીછે. બાકી જગદીશમાં રહી ગોર પ્રસાદ તરીકે લાંબા વખતથી રંધાઇ રહેલા ભાત દાળ કે ખીચડી લાવે અથવા માલપુડા કે પુરીઓ આપે તે ખાવાથી યાત્રીઓ પોતાની તબીઅત હાથે કરીનેજ બગાડે છે. આના કરતા સીંધુ સામાન લઇ રાંધવામાં હું તો હરકત જોતો નથી. જગદીશમાં પ્રસાદનો મોટો મહિમા હોવાથી સીધું સામાન સારૂં મળતું નથી માટે જગદીશમાં જનારે પોતા પાસે સીધું રાખવું આવી મારી ભલામણ છે.

## રથજાત્રાનો મોટો ઉત્સવ.

જગદીશમાં રથજાત્રાનો મોટો ઉત્સવ થાય છે. આ વખતે લાખો યાત્રીઓ હીંદુસ્તાનના સર્વ ભાગમાંથી આવેછે. શ્રી જગદીશ, બળભદ્ર અને સુભદ્રાજીની પ્રાચીન લાકડાની મૂરતી રથમાં બેસાડેછે અને તેને બે માઇલ ઊપર આવેલા જનકપુરમાં લઇ જવામાં આવે છે, જગદીશના અને બીજા બધા મળી ત્રણ રથો નીકળે છે. એક રથની ઉંચાઇ પચીશ ફીટ ઉપરાંત હશે અને રથનું વરતુલ સો ફીટ થવા જાય છે. આ રથને જાડા દોરડાંઓ બાંધવામાં આવે છે અને એકેક દોરડે હજારો માણસો વળગી તેને ખેંચે છે, વચમાં આ રથ પાછો ઘસડાઇ જાય છે અને પોતાની જગ્યાએ આવી ઉભો રહે છે. જો બગવાનની મરજી હોય તો રથ જનકપુર જલદી પોંહોચે છે. નહીં તો વિલંબ લાગેછે. રથની નીચે સોળથી વીશ પઇડાંઓ હોય છે. આ રથની આગળ ડંકા, નીશાન, હાથી અને ભજન મંડળીઓ ઝાંઝ, ઝાલર વીગેરે હોય છે. હરી બોલો, હરી બોલોના પ્રેમભાવથી ઉચ્ચા રાતા શબ્દો સાથ રથ જનકપૂર જાય છે. અહીંઆ શ્રી જગદીશ સાત દિવસ રહે છે. અને દશમને દિવસે ત્યાંથી પાછા પધારે છે. દસમની સાંજના ત્રણ રથો સિંહદરવાજા પાસે ખડા થાય છે અને તે આ-

---

‡ આ સંબંધે અત્રેના ગૃહસ્થ મી. મોતીરામ ગુલાબદાસ અને પુરીના સ્ટેટ મેનેજર વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર અમોએ જોયો છે. મી. મોતીરામે ગોરોને પણ ઠીક પકડયા છે. સોનેરી ટોળી જેવોજ વહીવટ ચાલે છે એમ પત્રવ્યવહારથી સિદ્ધ થાય છે. આવા હરામખાઉ ગોરોને કાયદાસર, સપડાવી, ધર્મને બાને જગતને ઠગતા અટકાવવાની જરૂર છે.

ગીઆરસની સાંજ સુધી રહે છે. અગીઆરસની સાંજના મંદિરમાં પધરાવવામાં આવે છે. શ્રી જગદીશના રથની નીચે મરવાથી મોક્ષ મળે છે આવી સમજમાં અગાઉ અનેક પોતાના પ્રાણ આપતા હતા પણ હમણા મજબુત બંદોબસ્તથી આ કામ અટક્યું છે.

**કાદવ કીચડમાં બેસી જતા ધર્મચુસ્ત લોકો.**

જગદિશના મંદિર ઉપર સર્વ દેખરેખ પુરીના રાજા તરફથી નીમાયલા મેનેજરની હોય છે અને પોલીસ પણ તેનીજ હોય છે. આ પોલીસ પણ એર લોકોની સાથે મળી જઇ યાત્રીઓના હાલહવાલ કરે છે અને કેટલાક બધાણુ ગરીબ યાત્રીઓને નેતરના ફટકાથી મારેછે. આ સંબંધે સખત બંદોબસ્ત થવાની જરૂર છે. મંદિર શીવાય બહાર સર્વ વ્યવસ્થા સરકારી છે. રથજાત્રાનાં દર્શન કરવા આવેલાઓનો મોટો ભાગ બીજથી કમી થવા માંડે છે, પણ દશમ સુધી કેટલાક લોકો રહે છે. આ વખતે દશમને દિવસે જનકપૂરમાં વરસતા વરસાદમાં પોલીસની ધામધુમ વચ્ચે પાણીથી ભરેલી જમીનપર બેસી કપડાં બગડે તેની પણ દરકાર ન કરતાં લાખો સ્ત્રી પુરૂષો અને તેમાં પણ સધન અને કુલીન સ્ત્રીઓ એક ચિત્તથી "હરી બોલો હરી બોલો" આવા જે પ્રેમધ્વની કાઢતાં હતાં, તે જોઇ પાષાણ હૃદયી પણ ક્ષણ પલળ્યા વગર નજ રહે. ભારતની આ પતીત દશામાં ધર્મશ્રધા લોકોમાં જે ઉતમ ભાવે દેખાય છે, તેજ ભાવ બધામા ઉપન થાય, તો ભારતનું તારણ તુરત થાય. શ્રી જગદીશની કાષ્ટની મુર તીની અદ્‌ભુત શક્તિ લક્ષાવધીને શૃંખલાબધ્ધ કરી એક ક્ષણ સંસાર વ્યવહાર ભુલાવી ઇશ્વરભક્તિમાં તલ્લિન કરે છે. આટલું રહ્યુ છે, તો તે ભારતની ઉન્નતિનું વેહેલે કે મોડે કારણ થશેજ થશે, આવી મારી માન્યતા છે. જગન્નાથપુરીમાં શ્રીમચ્છંકરાચાર્યનો ગોવરધન મઠ છે, રામાનુજાચાર્યનું પણ સ્થાન છે. કરમાબાઇ, જે બહુજ ભક્ત હતાં અને જેની ખીચડી શ્રી ભગવાને સહર્ષ ખાધી હતી, તેનું પણ મંદિર છે. દરીયા કીનારે કબીર સાહેબનું પણ સ્થાન છે. અને બીજાં છુટાં છવાયાં મદીરો પણ છે. જગન્નાથપુરી દરીઆને કીનારે છે અને સ્વર્ગદ્વાર કે જ્યાં આગળ શ્રી મચ્છંકરાચાર્યનો મઠ છે ત્યાંથી લોકો સમુદ્ર સ્નાન કરવા જાય છે. શ્રી જગન્નાથને જે પ્રસાદ ધરાય છે, તેમાં મુખ્ય હીસ્સો પુરીના રાજા તરફનો હોય છે અને બીજા આચાર્યો તરફથી પણ પ્રસાદ ધરાવવામાં આવે છે. આચાર્યો મારફત પ્રસાદ ધરાવવાથી આપણો પ્રસાદ ઠાકોરજીને અર્પણ થાય છે અને પંડ્યા

પાસ-પઇસા આપીએ, તે નકામા જાય છે, આમ સમજી અમે અમારો પ્રસાદ શ્રીમચ્છંકરાચાર્યના મઠના પ્રસાદ સાથે મોકલ્યો હતો, જેથી અમને સારો સંતોષ મળ્યો હતો.

## શિવરાત્રીના દિવસેજ જળથી બાહેર આવતા શ્રી શંકર.

જગન્નાથથી બે માઈલ ઉપર એક બીજું ભુવનેશ્વરનું સ્થાન છે. આ સ્થાનમાં અંદર ભોંયરામાં જળની અંદર શંકર રહે છે. દર્શન કરનાર શ્રી શંકરનાં દર્શન તેનાંપર ચડેલી પુજાથીજ કરે છે. કહેવામાં આવ્યું હતું કે, માત્ર શિવરાત્રીના દિવસેજ આ શંકર જળથી બહાર આવે છે. આ વાત સાચી હોય, તો ખરેજ ચમત્કારનો વિષય કહેવાય. આ સંબંધે સત્યનો નિર્ણય કરવાનો મને પ્રસંગ મળ્યો નથી. બાકી સ્થાન ખચીત અલૌકિક છે, આમાં તો કશો સંદેહજ નથી.

હીંદુસ્થાનની મુસાફરી કરનાર જો અંગ્રેજી જાણતો ન હોય, તો તેની મુશીબત બીજા બધાં કરતાં અત્રેથી શરૂ થાય છે. બંગાળી ભાષા, અહીંની ઉડીઆ ભાષા અને પછી આગળ વધીએ તેમ તામીલ તેલંગુ અને કાનડી વીગેરે ભાષા તદન જુદી હોય છે અને તેથી સમજવા સમજાવવામાં બહુજ મુસીબત પડે છે. વળી આ તરફ હીંદી ભાષા જાણનારા પણ બહુજ કમ હોય છે. પુરી આ સારૂ ગામ છે. બજારના રસ્તા પણ મોટા છે. ઘરો પણ ઘણે ભાગે નીચી બાંધણીનાં હોય છે. યાત્રા સીવાયના વખતે બહુ ઝાઝી વસ્તી હોય, એમ જણાતું નથી. ગામમાં બાગ બગીચાઓ પણ છુટક છુટક જોવામાં આવે છે. સ્ટેશન થી જતાં રસ્તો વનસ્પતીથી ભરપુર છે. અહીંઆં નાળીએરની પેદાશ વધારે થતી જણાય છે.

કોણાર્ક પુરીથી ૧૮ માઇલ છે અને ત્યાં પગ રસ્તે જવાય છે. અહીંઆ સૂર્યતીર્થ છે. આને અહીંઆ કનારક કહે છે. અહીંઆ જનારે ખાવાપીવાનું સાથ રાખવાની જરૂર છે. માહા શુદ ૭ નો અહીંઆ મોટો મેળો ભરાય છે. અહીંઆ પ્રાચીન સરસ્વતિ અને ચંદ્રભાગા નદી સ્નાનની જગ્યા છે. અત્યારના સૂર્યના મંદિરનું શીખર પડી ગયું છે છતાં રહેલું મંદિર ૧૨૪ ફીટ ઉંચું છે. મંદિરની ભીંતો ઉપર સુંદર ચિત્રો જોવામાં આવે છે. આ મંદિર મરાઠાઓએ લુટેલું જણાય છે અને તેનો કેટલોક સામાન જગન્નાથજીના મંદિરમાં વપરાએલો છે. અહીંઆ પાસે સમુદ્ર છે પણ સમુદ્રમાં પાણી બહુ થોડું રહેલું હોવાથી અનેક વહાણો ડુબી જતાં હતાં. લોકો કહે છે કે મંદિરના શીખરપર

લોહચુંબક હતું તે વહાણને ધસડી લાવી ખુટાડી દેતું હતું, આથી શીખરપરના લોહચુંબકને લઇ લેવામાં આવ્યું છે અને શીખર પાડી નાંખવામાં આવ્યું છે.

જગદિશનાં દર્શન કરી પાછું ખુરદા રોડ આવવું પરે છે અને ત્યાથી દક્ષિણમા રામેશ્વર જવા ઇચ્છનારે વાલટરની લાઇન લેવાની છે. મુંબઇ આવવા ઇચ્છનારે ખુરદારોડથી ખરગપુર જઇ ત્યાંથી બંગાલ નાગપુર લાઇન લેવાની છે. આપણો દક્ષિણ તરફ જવા વિચાર છે તેથી ખુરદારોડથી વાલટરજ જઈએ.

ખુરદારોડ પછી વાલટર આવે છે. આમાં ,નાવપાડાથી પારલાકીમેડી સુધીની એક ૨૫ માઇલની બ્રાંચ લાઇન છે. વાલટર બંગાલ નાગપુર અને મદ્રાસ રેલવેનું જંક્શન સ્ટેશન છે. વાલટરથી બેઝવાડા અવાય છે. આમા સામાલકોટથી કોકનાડાની બ્રાચ ગઇ છે. વાલટરથી વીજાગાપટમની એક લાઈન ગઇ છે. બેઝવાડાથી જી. આઇ પી. રેલવેનું વાડી સ્ટેશન જોડી દીધું છે. બેઝવાડાથી વાડી ૩૭૮ માઇલ છે. બેઝવાડાથી વાડીની લાઇનમા સીકંદરાબાદ આવે છે. સીકંદરાબાદથી મનમાડ સુધીની લાઇન જોડી નાખી છે. બેઝવાડાથી બેંગલોરની ૪૫૭ માઇલની લાઇન જાય છે. આમાં ગુંટકલ આ સ્ટેશનપર મદ્રાસ રાયચુર લાઇન સાથ સંબધ થાય છે ધરમાવરમથી પાકાલાની ૧૪૨ માઇલની લાઇન ગઇ છે. આ રીતે આપણે ખરગપુરથી બેઝવાડા થઇ વાડી, મનમાડ અને બેંગલોરની લાઇનોનો ઉલ્લેખ કરી દીધો છે. હવે એ લાઇનોપરનાં અગત્યના સ્ટેશન સંબધી અને તીર્થાદિ બાબત સંબધી લખવાનું શરૂ કરીએ છીએ ખુરદારોડથી આગળ આવતા ચીકાકોલનું સ્ટેશન આવે છે આ પ્રાચીન વખતમાં સારૂં સ્થળ હતું. અત્યારે કચેરી વીગેરે છે અને જુનો કિલો તથા મસીદો જોવામાં આવે છે છતાં તેની પ્રાચીન મોટાઇ આ તરફ વધારે ગણવામા આવે છે. .વીજયનગ્રમ રાજધાનીનું સારૂ સ્થલ છે.'શેહેર શોભીતું' હોઇ રાજ્ય મેહેલ જોવાજોગ છે શેહેરમાં દેવ મંદિરો પણ છે. સિંહાચલનુ રેલ્વે સ્ટેશન છે ત્યાથી ૧૨ માઇલપર ડુંગરપર નૃસિંહજીનું આ તરફ વધુ માનનીયસ્થાન છે ગાડીમા બેઠા આ સ્થાન જોઇ શકાય છે. આ સ્થળની અહીંઆ ગોટી યાત્રા ભરાય છે. વાલટર આ બંગાળ નાગપુર રેલવેનું આ વિભાગનું છેડાનું સ્ટેશન છે, મેલ શિવાયની બીજી ગાડીમાં આવનારને

અહીંઆ થોડો વખત ખોટી રહેવું પડે છે. સ્ટેશનપર ગાડીઓ રહે છે. ગાડીઓને આ તરફ બંડી કહે છે. આ ગાડી આવવા જવાના ૬ થી ૮ આના લઈ ધર્મશાળા જેને અત્રે ચત્ર, છત્ર કે સત્ર કહે છે ત્યાં લઈ જાય છે. આ ધર્મશાળા વીજાગાપટમમાં છે. આ ધર્મશાળા એક ખ્રીસ્તી ગૃહસ્થે, જુદા જુદા રાજાઓ પાસથી નાણા કઢાવી બાંધેલી છે. ધર્મશાળા માત્ર કહેવાની છે બાકી ખરી રીતે તો એક સુંદર બંગલાની ગરજ સારે છે. બેસવાની, રાંધવાની, નળની, સંડાસની સર્વે ગોઠવણુ હોઈ વાસણો પણ મળે છે. થોડાક કલાક રહેનારને કાંઈ આપવું પડતું નથી. બાકી દિવસોનું ભાડું આપવું પડે છે. ધર્મશાળા ગામમાં હોવાથી સીધું સામાન શાકાભાજી નજીકમાં મળે છે. મેં અત્રે આર્ય સમાજનું એક બોર્ડ જોયું હતું. અહીંઆ થોડે દૂર જયપુરનું રાજ્ય છે. આ રાજ્યમાં આગળ મનુષ્યનું બલિદાન અપાતું હતું આ સરકારે બંધ કર્યું છે. જયપુરમાં રાજમહેલ અને કેટલાંક દેવસ્થાનો સારાં છે. બાબલીનું બીજું રાજ્ય પણ આ તરફ છે. ધર્મશાળાની તકતીપર રાજાઓએ મદદ સારૂ આપેલાં નાણાંની ટીપ જોવામાં આવે છે. વીજાગાપટમ સુશોભિત સ્થાન છે. ઘર બેઠી બાંધણીનાં હોઈ રસ્તા મોટા અને સ્વચ્છ જોવામાં આવે છે. વાલટરથી આપણે મદ્રાસ ઇસ્ટ કોસ્ટ રેલવેમાં બેસવું પડે છે. એ લાઇનમાં આગળ ચાલતાં પીથાપુરમ સ્ટેશન આવે છે ત્યાં પાદગયા તીર્થ છે. સામલકોટ સ્ટેશનથી કોકનાડા રેલવે ગઈ છે. કોકનાડા ચોખાના વેપારનું આ તરફનું સર્વોત્તમ મથક ગણાય છે. આના પછી રાજમહેન્દ્રીના સ્ટેશને યાત્રીએ ખાસ ઉતર વાની જરૂર છે. ત્રંબકથી નીકળેલી ગોદાવરી રાજમહેંદ્રી થઇ સમુદ્રને મળે છે. ગોદાવરીનો આ ભૂભાગ ઘાટ, મંદિરો અને વનલીલાથી રમ્ય લાગે છે. ગોદાવરીનો પટ આ તરફ ઘણોજ વિશાળ છે અને જાણે સમુદ્ર કેમ ન હોય એવો ભાસ થાય છે. ગોદાવરીની નેહરોમાં અને ગોદાવરીમાં વહાણો ચાલે છે અને આજુબાજુના પ્રદેશમાં વહાણની મુસાફરી કરતાં આનંદ મળે એમ છે, રાજમહેન્દ્રી શેહેર હોઇ સરકારી ઓફીસો, મ્યુઝીયમ. કોલેજ, બાગબગીચાઓ, મોટી જેલ વીગેરે ધરાવેછે. અહીંથી ૪ માઇલ પર ધવલેશ્વરનું મનોરમ્ય સ્થળ છે. વહાણમાં ભદ્રાચલ કે જે અહીંથી ૫૦ ગાઉ છે ત્યાં જનારને રામના પ્રાચીન દેવસ્થાનનાં દર્શન થવા સાથ ગોદાવરીના તટની અદ્‌ભુત લીલા જોવા મળે છે. ધવલેશ્વર પાસ ગોદાવરીની જુદી જુદી ધારા વહે છે. આ ધારાને

સરાશી અને ગોદાવરી કહે છે. તીર્થ મહાત્મયમાં ગોદાવરીની સાત પવિત્ર ધારાઓ સ્નાનાદિકને માટે ગણુવેલી છે. તુલ્યભાગા, આત્રેયા, ગૌતમી વૃધ્ધ ગૌતમી, ભારદ્વાજ, કૌશિકી ને વશિષ્ઠા આ સાત શાખામાં ધર્મેશ્વર પાસ તુલ્યભાગા, શાખા છે, રાજમહેન્દ્રી પછી ઇલુર સ્ટેશન આવે છે આ વેપારી સ્થળ હોઇ કચેરીનું સ્થાન છે, આ બાદ બેઝવાડા આવે છે. બેઝવડ કૃષ્ણા નદી કીનારે તંદુરસ્તીવાળુ સારૂં ગામ છે. બેઝવાડામાં પણ સુંદર ધર્મશાળા અને ત્યાંથી થોડે દુર ડુંગરપર માતાનું મંદિર છે. બેઝવાડામાં બીજા પણ મંદિરો છે. અહીંઆનાં મંદીરો અત્યાર સુધીનાં મંદીરોથી જુદાં પડે છે. આ તરફના મંદિર વીશાળ અને દરવાજા ઉપર ઉત્તમ કારીગરીવાળા સાતથી અગીઆર માળ સુધીના ગુમ્બજે ચડાવેલા હોય છે. આ ગુંબજો ઉપર દેવતાઓની મુરતીઓ ઉતમ કારીગીરથી બનાવેલી હોયછે. અત્યારે બેઝવાડા સધર્નમરાઠા રેલવે, નીઝામ રેલવે, મદ્રાસ રેલવે, સાઉથ ઇડીયનં રેલવેનું સંગમ સ્ટેશન છે અને સ્ટેશન પણ શોભીતું છે સ્ટેશનપર વીજલીક રોશની થાય છે. બેઝવાડા વેપારનું અત્યારે આગળ વધતું મથક છે. શેહેર સુંદર હોઇ જુનો કિલ્લો પણ જેવામા આવે છે. બેઝવાડા પાસ ડુંગરપર બૌધોની અને હિંદુઓની કેટલીક ગુફાઓ જોવા લાયક છે. આમાં એકમાં ગણેશની મૂર્ત્તિ જોવામાં આવે છે. એક માઇલપરના અંડાવલી ગામની ગુફામાં અનન્ત સ્વામીના દર્શન થાય છે અને બીજીમા સીતાહરણ–સીતા શોધ અને રાવણ વધના દૃશ્યો જોવાય છે. બેઝવાડાથી મછલીપટણ વહાણ મારફત જવાય છે. આ મછલીપટણ વેપારનું સારૂં સ્થળ હતું અને ડાયડ અને તેમાએ છીંટના વેપાર માટે તો વખણાતું સ્થળ હતું. ઇંગ્લાંડમાં છીંટનો વેપાર અને કામ શરૂ થયું તે આ મછલીપટણની છીંટ પરથીજ. મછલીપટણમાં ૧૮૬૪ અને ૧૮૭૭ માં સમુદ્રના પાણી ફરી વળવાથી ભારે નુકશાન થયું હતું. બેઝવાડાથી વાડીની જે લાઇન જાય છે તે લાઇનમા વરંગલ પ્રાચીન ચાલુકય વંશની રાજધાનીનું સ્થાન છે. અહીંઆ અત્યારે પણ ચાલુક્ય વંશના ૪ કીર્તિ સ્થંભો ઉત્તમ કારીગરીના જેવામાં આવે છે. સીકંદરાબાદ આ લશ્કરી કાંપ હોઇ વેપારનું સારૂં મથક છે. અહીંઆ હુસેનસાગર તલાવ જેવા જેવું છે ત્રણ માઇલપરનો તિમલગીરીનો કિલ્લો પણ જેવા જેગ છે. હૈદરાબાદ હિંદુસ્થાનના ત્રણ ચાર મોટાં રાજ્યોમાં પેહેલો દરજ્જો ધરાવે છે અને રાજ પણ બીજાઓથી જુનું છે. હૈદરાબાદ નીઝામનું રાજધાનીનું શેહેર છે. ગ્વાલીઅર, ઇંદોર, વડોદરા, ઉદેપુર, જોધપુર, જેપુર

આ રાજધાનીનાં શેહેરો કરતાં હૈદરાબાદ મુસલમાની રાજ્ય હોવાથી વિચિત્રતા ધરાવે છે આ તો ખુલ્લું છે; પણ દિલ્હી આગરા, લખનૌ વીગેરે મુસલમાની રાજધાનીનાં શેહેરો કરતાં પણ હૈદરાબાદ તેની બાંધણી, રસ્તાઓ, ઘરોનો દેખાવો અને બીજી બાબતમાં જુદું પડે છે. અનુકરણ આ જનસ્વભાવ છે. હૈદરાબાદમાં પણ અનુકરણ થએલા ઘણાક દેખાવો જોવામાં આવે છે છતાં પ્રાચીનતા વિશેષ જોવામાં આવે છે. દક્ષિણનાં મુસલમાની રાજ્યોમાંના ટીપુ જેવાના રાજ્યનો લોપ થયો છતાં હૈદરાબાદ, મરાઠા, પેશવા, ફ્રેંચો, અંગ્રેજો, મોગલો બધાની આંખ આગળ જળવાઇ રહ્યું છે આ આશ્ચર્યનો વિષય છે. હૈદરાબાદ જોવાની ખરી મોસમ મોહરમ ગણાય છે. હૈદરાબાદનો દબદબો હજી પણ જેવો ને તેવોજ છે. હૈદરાબાદ કિલ્લાવાળું સ્થાન છે. આજુબાજુ વનશ્રી મનોરમ્ય છે. જોવાનાં સ્થળો પણ ઘણાંજ છે. નિજામ મેહેલ, રેસીડન્સી, મસીદો, પબ્લીક બાગ, જુમામસીદ, ચારમીનાર, બારહદરી, બજાર આ સારાં સ્થળો છે. હૈદરાબાદનો વેપાર પણ સારો છે. વણાટકામ અત્રે સારું થાય છે. હૈદરાબાદના રાજ્ય તરફથી પોતાની હિંદુ પ્રજાનાં તીર્થ સ્થાનોને વર્ષાસન મળ્યાં જાય છે આ બધી પ્રજા તરફ સમાન બુદ્ધિનું તત્વ બતાવે છે. ખુદ હૈદરાબાદમાં પણ હિંદુ દેવમંદિરો છે. વૈષ્ણવની હવેલી, રામાનુજનું મંદિર, સીતારામ, વ્રદરાજ વીગેરેનાં બીજાં મંદિરો છે. ચંદુલાલ કરીને કાયસ્થ નાતના એક ગૃહસ્થ હૈદરાબાદના દિવાન થઇ ગયા છે તે એટલા તો ધર્માત્મા થઇ ગયા છે કે હજી પણ ચંદુલાલનું હૈદરાબાદ કહેવાય છે. આ કુટુંબના ગૃહસ્થોમાં હજી પણ ધર્મબુદ્ધિ રહી છે. હૈદરાબાદના રાજમેહેલોમા ચિત્રોનો સારો સંગ્રહ છે. હાજર જવાબીની એક ખુબીનો દાખલો હૈદરાબાદ સંબંધે કાઇક સાંભળેલો યાદ આવે છે જેનો અત્ર ઉલ્લેખ કરવાની જરૂર જણાય છે. પેશવાના કોઇ પ્રતિનિધિને નિઝામનો મેહેલ બતાવતાં પાયખાનામાં પેશવાની છબીઓ મીઝામના માણસે બતાવી કહ્યું કે "દેખીએ જનાબ! આપકે ખાવિંદ ઇધરભી મોજુદ હે." પેશવાના પ્રતિનિધિએ મર્મ સમજી લઇ જણાવ્યું કે "મેં ઇનસેંકી નિહાયત ખુશ હું કે આપકા ખાવિંદ હમારે ખાવીંદકું છબીઓમેં દેખતેહી ઝાડા પીશાબ છોડ દેતે હે." આવી રીતની ખુશમસ્કરી, માર્મીક વાગ્વિલાસ અત્યારે તો ગયેજ છે. હૈદરાબાદથી ૭ માઇલપર નિઝામનો ખજાનો અને કેદીઓને રાખવાનું સ્થળ ગોવલકોંડાનો કિલ્લો છે. આ કિલ્લો અત્યારે તો ઉજડ જેવો છે છતાં

તે ઘણીજ મજબુત હોવો જોઈએ આમ ખુલ્લું જણાય છે. કિલ્લામાં નીઝામ સાગર, મેહેલ, મકરબા વગેરે જોવા જેગછે. ગોવલકોંડાની ખાણમાં અગાઉ હીરાઓ નીકળતા હતા. હૈદરાબાદથી મનમાડની જે લાઇન જાય છે તેમાં ઇંદુર, પરભણી, જાલના, ઔરંગાબાદ વીગેરે સ્થાનીક અને આયાત નિકાશના વેપારના સારાં સ્થળો છે. ઔરંગાબાદ એક વખત ઔરંગઝેબ બાદશાહનું રાજસ્થળ થઇ પડયું હતું તે અત્યારે ઉજડ જેવું છે છતાં તેનો કિલ્લો અને ખંડેર તેની આગલી મોટાઇની સાક્ષી પુરે છે. દુધના નદી પાસનો બાદશાહનો મેહેલ ખંડેર થઇ પડયો છે. તાજમેહેલની બરોબરી કરનાર કે તેનાથી ચડીઆતો બનાવવાની ઇચ્છાવાળો રહીયાદુરાનીનો રોઝો જોવા જોગ છે. આ રહીઆ દુરાની ઔરંગઝેબની દીકરી હતી. શાહસુરીનો રોઝો જે ગામથી થોડેક દૂર સરોવર પાસે છે તે પ્રત્યે મુસલમાન લોકો ભારે પુજ્યભાવ ધરાવે છે. અહીંઆ ઓરસ વખતે અનેક જાત્રાળુઓ આવે છે ઔરંગાબાદનો જરીનો, કપડાંનો, કીનખાબનો, રેશમી લુગડાંનો વેપાર અગાઉ ઘણોજ વખણાતો હતો. અત્યારે પણ વેપાર સારો છે ઔરંગાબાદથી પણ ધુશ્મેશ્વર જવાય છે. ઔરંગાબાદથી બે એક માઇલપર બૌધોની ગુફાઓ જોવામાં આવે છે. આ ગુફામાંથી એકમાં બુધ્ધ દેવ પોતાના શિષ્યોને ઉપદેશ કરે છે, બીજી ચૈત્ય ગુફા ઇલોરાની વિશ્વકર્માની ગુફાને મળતી જણાય છ. કેટલાંક વિહાર સ્થાનો છે. પૈઠણ અથવા પ્રતિષ્ઠાનપુર જે શકકર્તા શાલિવાહનનું રાજગાદીનું શેહેર હતું તે ઔરંગાબાદથી ૩૦ માઇલ દુર છે. અહીંઆ જવા ટાંગાઓ મળે છે. આ પૈઠણ પાઘડી, સેલાં, જરીકામ વીગેરે માટે અત્યારે પણ વખણાય છે. અત્યારનું પૈઠણ અને તેની આજુબાજુની જગ્યા જોતાં તેનો પ્રાચીન વૈભવ કેવો હશે તેનો સહજ ખ્યાલ આવી શકે એમ છે. પૈઠણમાં અનેક નવાં જુનાં દેવસ્થાનો છે. એકનાથ સ્વામીનું મંદિર, લોકોમાં ઘણુંજ પ્રિય થઇ પડયું છે. પરલીવૈજનાથ (દક્ષિણમાં ૧૨ જ્યોતિર્લિંગ માહિના એક તરીકે ગણાય છે પણ ખરા વૈજનાથ તો ઝાડખંડીજ છે) પૈઠણથી ગંગાખેડ જઇ ત્યાંની પહાડીમાં વૈજનાથ મહાદેવનાં દર્શન કરવાની આવશ્યકતા છે. વૈજનાથનાં દર્શન કરી ૩૦ માઇલપર દારૂકવનના દ્વાદશ જ્યોતિર્લિંગમહિના નાગેશનાં દર્શન કરવાની ખાસ જરર છે. અખંડ દીવાની વચમાં દેરાની અંદર નીચે નાગેશનાં દર્શન પાથરીપર ઉભા રહી કરાય છે. દારૂકવન દારૂકા નામની રાક્ષસીના નામપરથી પડયું છે અને આ સંબધી શિવપુરાણમાં મહાત્મ્ય જોવામાં આવે છે.

બેઝવાડાથી બેંગલોર તરફ જે લાઇન જાય છે તે લાઇનમાં **મંગલગીરી** અગત્યનું સ્થાન છે. બેઝવાડાથી મંગલરી માત્ર આઠ દશ માંઇલ છે અને તે સધરન મરાઠા રેલવે કે જે બેઝવાડાથી બેંગલોર જાય છે તેનું બીજું સ્ટેશન છે. બેઝવાડાથી આગળ વધતાં કૃષ્ણા નદીની નેહેર આવે છે. આ નેહેર નાની સુની નદીના જેવી મોટી છે. નેહેર પછી કૃષ્ણા નદી આવે છે. આ નદીનો અહીંનો પટ ઘણોજ મોટો છે. હીંદુસ્થાનની નદીઓના મોટા પુલોમાં ગાડીઓ, માણસો રેલવે ચાલવાની ગોઠવણ કરેલી હોય છે. તેવું આ ઠેકાણે નથી આ ખરૂં છે. છતાં અત્રેનો પુલ મોટા પુલામાંહેનો એક હોઇ ઉત્તમ ઇજનેરી કળાનો નમુનો. કૃષ્ણાઉતરવા પછી સામે કીનારે સ્ટેશન છે અને આ સ્ટેશન પછીનું સ્ટેશન મંગળગીરી છે. મંગળગીરી ગામ તો નાનું છે. છતાં ગામનું મદિર ઘણું ઉત્તમ કારીગરીનું છે. શ્રી જગન્નાથમાંના રથો સાદા છે ત્યારે અહીંઆંના રથો મોટા હોવા સાથ કોતર કામનો ઉત્તમ ખ્યાલ આપે છે. ગામના મંદિરના દરવાજા ઉપર ઉપરાઉપરી ગુંબજો કરવામાં આવ્યા છે અને દરેક ગુંબજ ઉપર માણસો સહેલાઇથી જઇ શકે છે. આ ગુંબજોમાં સર અવસરે ઉત્તમ દીવા બતીઓ થાય છે. દક્ષીણનાં મંદિરોનો મોટો ભાગ રામાનુજ સંપ્રદાયના અનુયાયીઓના હાથમાં છે. આ લોકો વિદ્વાન હોઇ સેવા પુન્તની સારી વ્યવસ્થા રાખે છે અને દર્શન કરનારાઓને હેરાનગતી ભોગવવી પડતી નથી.

## નૃસિંહજીની મૂર્ત્તિ.

મંગલગીરીનું મુખ્ય સ્થાન પણ નૃસીંહનું છે. પ્રહલાદનું રક્ષણ કરવા ઇશ્વરે અરધો આકાર મનુષ્યનો અને અરધો સીંહનો લીધો અને તેના બાપે દીવસે કે રાત્રે, ઘરમાં કે લડાઇમાં, કશા હથીઆરોથી મૃત્યુ ન થાય આવો વર માંગેલો હોવાથી તેને સંધ્યાકાળે ઉંબર ઉપર વાઘનખથી માર્યો. આ નૃસીંહ અવતાર છે. નૃસીંહ ઉપાસક ઘણાજ છે અને તેમાં ખાખીઓના આરાધ્ય દેવ નૃસીંહજ છે. અહીંઆ પણ નૃસીંહજીની મુરતી ડુંગરઉપર છે. આ ડુંગર ઉપર ચઢવાને માટે મજબુત પાયરી બાંધેલી છે. આ પાયરી ઉપર નંબર પાડયા છે અને તેપરથી સવા ચારસો પાયરી છે આમ જણાય છે. આ પાયરીનું પ્રમાણ તપાસતાં પાંચસો ફીટ ઉંચો આ ડુંગર જણાય છે. આ ડુંગર ઉપર યાત્રીઓને બેસવા બેઠકો કરી છે અને ઝાડ વીગેરે છાયા માટે છે. આ પણા નૃસીંહનું મ્હાત્મ્ય ભારે છે અને પણો એટલે સરબત ચરેછે આ ઉપરથી પણાનૃસીંહ કહેવાય છે.

## મૂર્તિને લગતી વ્યવસ્થા.

આ નૃસીંહની મૂર્તિ એક અંધારી જગ્યામાં છે. મૂરતી સવાથી દોઢ ફુટની છે અને તે ધાતુની છે. આ મુરતીનાં દર્શન કરવા જનાર પાસેથી મુકરર કરેલો કર લેવામાં આવે છે અને સરબત ચડાવનાર પાસેથી સરબતના પ્રમાણમાં મુકરર કરેલો દર લેવામાં આવે છે અને પહોચ કમીટી તરફથી અપાય છે. આ કમીટી આ સ્થાનની મરામતમાં, નોકરોમા પગારમાં આ પૈસાનો ઉપયોગ કરેછે. આ પ્રમાણે પહોંચ લઇ પૈસા આપવામાં આવે છે તે એક પેટીમાં નાખવામા આવે છે. આ પહોંચ મળ્યા પછી આપણી પાસ પાણીનો લોટો, સાકર, ગોળ, ખાંડ હોય, તેનું પાણી કરી તેમાં એલચીને મરી વાટીને નાખવામાં આવે છે. "આ પાણીનું વાસણ લઈ કપુર અગરબતી અને બીજો પૂજાનો સામાન લઇ એક અંધારી કોટડીમાં લઇ જવામાં આવે છે. આ ખોલીમાં અખંડ દીવો બળ્યા કરે છે. અહીંયા બહારથી અજવાળામાથી આવતાં થોડો વખત દેખાતું નથી પણ પછી ધીમે પ્રકાશ પડે છે. અને તેમાં મંદિરનાં સ્થાનની સર્વે સ્થિતી જોઇ શકાય છે. આ મંદિર ડુંગરના ભોંયરામાં છે અને તેને અનુકુળ ચણતર કરી લેવામાં આવ્યું છે.

### અડધા સરબતથી વધુ નહીં સ્વીકારતી નૃસીંહજી મૂર્ત્તિ.

આપણી સાથે આવેલો બ્રાહ્મણ વીધી મુજબ પુજા કરી આપણી પાસેની સરબત નૃસીહજીના મોમાં શંખ ભરીને રેડે છે. આ રેડતી વખતે અરધી સરબત આપણે માટે બાકી રહે છે. આ નૃસીંહજીના મોંમાં સાલીગરામ છે, અને તેનાં દર્શન પણ પૈસા આપીએ તો કરી શકાય છે પણ સરબત રેડતી વખતે આપણી પાસનો કપુર સળગાવી નૃસીંહજીના મુખમા આપણને જોવા કહેવામાં આવે છે, અને તે જોતાં જણાય છે કે, મુખમાં કાઇક છે. આ સ્થાનની ખુબી એ છે કે સેંકડો મણથી પાંચ તોલા સુધી સરબત ચડાવતાં અરધી નૃસીંહજીના મુખમાં જતાં અડધી બાકી રહે છે. અરધી પુરી થઇ કે જાણે પાછી નીકળતી હોય એમ જણાય છે. આ સંબધમાં મેં કરેલી તપાસ ઉપરથી જણાયું કે કેટલાક યુરોપીયનોએ આનો ભેદ શોધી કાઢવાને પ્રયત્ન કરેલો પણ તેઓ નિષ્ફળ ઉતર્યા છે હું પણ આ સ્થાનનું આ આશ્ચર્યકારક મહાત્મ્ય સાંભળી તાજુબ થયો છું. આ સ્થાનનો બીજો આશ્ચર્યનો વિષય, એ છે કે અહીંઆ સાકર ગોળના પાણીની એટલી ચીકાશ થઇ રહી છે કે આપણને ચાલતા પણ મુશકેલી પડે છે આટલું

છતાં અહીંઆ એક પણ 'ડીડી કે મેંડાડી' નથી. સરખત સંબંધમાં થોડો ને કહેછે તેજ હું અને જણાવું છું મને તે સંબંધે મારો અભિપ્રાય આપવા જેવું કશું પ્રમાણ વિરૂધ કે તરફેણનું મળ્યું નથી એટલે તેથી કાંઇ વિશેષ કહી શકતો નથી. ગુંતુર આ અનાજ ને રૂના વેપારનું સારૂ સ્થળ છે. વિનુકોંડા અને નંદિઆળ જે આગ્લાઇનનાં સ્ટેશનો છે તે યાત્રીઓને માટે અગત્યનાં છે. બેંગલોરથી આવનારને નંદીઆલ અને બેઝવાડેથી જનારને વીનુકોંડા સ્ટેશન પ્રથમ આવે છે. દ્વાદશ જ્યોતિર્લિંગમાં શ્રીશૈલ પર્વતપર મલ્લિકાર્જુન ગણાવ્યા છે ત્યાં જવા માટે ઉપલાં બે સ્ટેશનો અગત્યનાં છે. વીનુકોંડાથી ત્રણ દિવસે પહોંચાય છે. એક દિવસ ગાડાનો રસ્તો છે. નંદીયાલથી ૩૮ માઇલ બેલગાડીમાં જવાય છે અને ૨૪ માઇલ પગ રસ્તે જવાય છે. નંદયાલ સારૂ સ્થલ હોઇ ગામમાં પાંચ દશ શીવ મંદિરો છે. મલ્લિકાર્જુનનાં દર્શન કરવાનો સમય શીવરાત્રી છે કારણકે રસ્તો વીકટ હોઇ જનાવરોની બીક ભારે રહે છે. એકલા માણસથી તો જઇ શકાતું નથી. રસ્તો જંગલી હોઈ સૃષ્ટિ સૌંદર્યથી ભરપુર છે. પહાડપર મલિકાર્જુન, પાર્વતિ અને બીજાં બે ત્રણ મંદિરો છે. સાધારણ ધર્મશાળાઓ પણ છે. ખાવા પીવાનું સાહિત્ય સાથે રાખવાની જરૂર છે. પહાડપરથી કૃષ્ણાનો સુંદર દેખાવ નજરે પડે છે. કૃષ્ણાને પાતાળગંગા કહે છે. કરનુલ, તુંગભદ્રા અને હીંદી નદીના સગમપર સારૂં સ્થળ છે. કરનુલનો જુનો કીલ્લો બહુજ મજબુત ગણાતો હતો. અત્યારે તેને તોડી નાંખ્યો છે. કિલ્લામાં મસીદ, મકરબા અને સરોવર જોવામાં આવે છે. ગુંટકલ આ જંકશન સ્ટેશન છે. મદ્રાસથી રાયચુર થઇ મુંબઇ જે સીધી ગાડી આવે છે તેનું ગુંટકલ સ્ટેશન છે, આ રીતે બેંગલોર જનાર ગુંટકલથી પણ ત્યાં જઇ શકેછે, ગુંટકલથી હુબલીની બીજી લાઇન જાય છે. અનન્તાપુર, ધર્માવરમ, હિંદુપુર, યશવંતપુર આ જોવા જોગ સ્થળ હોઈ ત્યાંથી બેંગલોર જવાય છે. બેંગલોર આપણે બીજે રસ્તે આવનાર હોવાથી બેંગલોર સંબંધી હકીકત હવે પછી આપવાનું રાખી પાછા બેઝવાડાથી આગળ મદરાસ તરફ વળીએ.

વાલટરથી બેઝવાડા ઉપર થઇ મદ્રાસ સળંગ ગાડી જાય છે. વચમાં ગદુરથી પોંડીચરીની ૨૪૭ માઇલની લાઇન જાય છે. મદ્રાસ (રાયાપુરમ)-બેઝવાડાથી મદ્રાસ આવનારને રાયાપુરમ સ્ટેશને ઉતરવું પડેછે. મદ્રાસ સ્ટેશનોનાં રાયાપુરમ, ફોર્ટપારક, ઇગમોર, ચેટપેટ, કોડામબેકમ, આ

છે.મદ્રાસ કલકત્તા અને મુંબઈથી ઉતરતું શેહેરછે આ ખરૂંછે પણ મદ્રાસની શોભા કાંઈ ઓરછે. શંઘાપુરમ અને બીચના સ્ટેશન દરીયાકીનારે, આપણાં ચરચગેટ, મરીનલાઈન અને ચર્નીરોડ માફક છે. પણ આપણાં સ્ટેશન કરતા મદ્રાસનાં સ્ટેશનો દરીયાનાં ઘણાંજ પાસે છે. આપણાં સ્ટેશનોની એક બાજુ મોટે ભાગે ખાલી છે ત્યારે આ સ્ટેશનની એક બાજુ ભવ્ય દેખાવો ભરપુરછે. એક બાજુ દરીઆનો મજબુત ધક્કો બાંધેલો છે અને અને ત્યાં સ્ટીમરો તોપખાનાની બેટરી, ગોદીની માલની ધમાલ વગેરે દેખાવ નજરે પડે છે. બીજી બાજુ સરકારી અને વેપારીઓનાં ભવ્ય મુકામોની હારની હાર! લાગેલી જણાય છે. રેલવે અને આ મુકામો વચે વીજળીની ટ્રામ ચાલે છે મદ્રાસનાં મુકામો મુંબઈ જેવા મોટા અનેકપથરનાં બનેલા હોઈ રોનકદાર છે બીચ સ્ટેશનની સામે ત્યાંની પોલીસ કોર્ટ છે જેમાં ત્રણ મેજીસ્ટ્રેટ બેસે છે ઘ્ગમોરની પોલીસ કોરટમાં બે મેજીસ્ટ્રેટ બેસે છે. હાઈ કોરટ, હાઈસ્કુલ, કૉલેજ, હોસ્પીટલ વીગેરેના મુકામો પણ રસ્તાપર હોઈ સુશોભીત છે.

## મદ્રાસની વસ્તી...

મદ્રાસના ગોટા રસ્તાઓ સ્વચ્છ અને આપણા જેવા છે. મદ્રાસનાં ઘરોની બાંધણી મુંબઈના જેવી કેટલે દરજ્જે છે અને કેટલેક દરજ્જે જુદી છે કેટલાક ઘરો નાની બાંધણીનાં છે, પણ દરેક ઘરની આગળ ઓટલા અને બેઠક હોઇ અંદરના ભાગમા ચોક હોય છે. ઘરો ઉપર અગાસીઓ હોય છે અને દરશનનો દેખાવ રળીઆમણો કરી અંદરના ભાગને બહુ દેખવાડો કરવાની જરૂર જોતા નથી એટલે અંદરનાં મુકામો નીચાં અને આગલા મુકામો ઉચા હોય છે મુંબઈની માફક ગાઢ વસ્તી ન હોવાથી એકેક ઘર એકેક કુટુંબથી મોટે ભાગે વસાયેલું હોય છે મદ્રાસ વેપારનુ મુખ્ય મથક છે અને તેથી મદ્રાસમા વોરા, પારસી, મારવાડી, ભાટીઆ, લુવાણા, બ્રાહ્મણ વાણીઆ વીગેરે ગુજરાતી પ્રજાની સારી વસ્તી છે મુંબઈવાળા મી૦ રામજી લક્ષ્મીદાસ અને મી૦ મુળજી જેઠાની મીસો પણ છે પ્રદેશી પ્રજાનો મોટા ભાગ સાહુકાર પેઠમા રહે છે આ સાહુકાર પેઠમા જવા ઈચ્છનારને બીચનું સ્ટેશન નજદીક પડે છે. આ સાહુકાર પેઠમા હમણા હમણા એક બે જગ્યા મુસાફરોને ઉતરવા સારૂ થઇ છે નહી તો ગુજરાતી વર્ગનો મોટો ભાગ મી૦ મુળજી જેઠાને ત્યા ઉતરતો હતો. આ લોકોએ એક ઘર ભાડે લઇ ત્યા ઉતારૂઓને ઉતારવા ગોઠવણ કરી છે. આ ઉપરાંત મદ્રાસના

જાણીતા ગૃહસ્થ મી૦ ગોવિંદદાસ લાડનો બંગલો ને બગીચો સરવે ગુજરાતી માટે સદા ખુલો છે પણ તે શેહરથી દૂર પડે છે. રાજા રામસ્વામી મુદલીઆરનું છત્ર જે ઇગમોર સ્ટેશન પાસે છે ત્યાં અજાણ્યા મુસાફરને ઉતરવાને સગવડ સારી છે.

## મદ્રાસનો વેપાર.

મદરાસમાં વેપાર મોટે ભાગે સરવે ચીજોનો છે. પણ સાચાં મોતીનો, જરીના વણાટના કાપડનો, નાળીએરનો, ચોખાનો, ખાંડનો વેપાર મોટો છે. મદરાસ અંગ્રેજી પ્રજાના વસવાટનું જુનું શેહેર છે અને તદનુસાર મદરાસનો સુધારો સારો છે. મદરાસનો દરીયા કીનારો ઘણોજ સારી રીતે બાંધેલો છે. મદરાસની પ્રજાની ભાષા તામીલ હોવાથી સમજવામાં આવતી નથી, પણ અંગ્રેજી જાણનાર મદરાસી પ્રજા સાથ મેળાપથી તુરત જાણી શકેછે કે મદરાસી પ્રજા માયાળુ અને મીલનસાર છે. મદરાશ ઇલાકામાં અંગ્રેજી કેળવણીનો પસાર ઘણોજછે તે એટલે સુધી કે એક પોલીશ અંગ્રેજી સારી રીતે બોલી શકે છે. મદરાસના લોકોને નળથી પાણી પુરૂં પાડવામાં આવે છે. એકંદર મદરાસ સારૂં શહેર છે. અને ત્યંનાં હવા પાણી તંદુરસ્તીને માફક આવે એવાં છે. માત્ર ગરમી વીશેષ પડે છે. **મદ્રાસમાં** સેંટ જયોર્જનો કિલો, ગવરન્મેંટ હાઉસ, મ્યુઝીયમ, બોટેનીકલ ગાર્ડન, રાણીબાગ, ઓબઝરવેટરી, હોસ્પીટાલ વીગેરે જોવા જેગછે. મદ્રાસ આવનારે મહાબળીપુર જોવા વગર રહેવું ઘટતું નથી. અહીંઆ પહાડમાં કોતરી કાઢેલી અનેક ગુફાઓ જોવા જેગછે. આ ગુફાઓ પ્રાચીન ગણાયછે. સેલુવન કુપન ગામ જે અહીંઆ પાસેછે તેમાં વાઘ ગુફા જોઇ આશ્ચર્ય ઉપજેછે. અહીંઆ પથરોમાંથી વાંદરાઓનું ટોળું બનાવેલું છે આ પણ જોવા જેગછે અહીંઆ માતાંજી, શંકર, વિષ્ણુ, વારાહજી, વામનજી, લક્ષ્મીજી, ગણેશ, અર્જુનનું તપ સ્થાન, હાથી, અર્જુન, રાક્ષસ, સીંહ, ગોપ, ગોપીઓ, ગાયો, કૃષ્ણ ગોવર્દ્ધનને લઇને ઉભાછે તે, રમણજી, વિમાન, પાંડવોં, મહિસાસુરમર્દ્દીની વીગેરે અનેક જોવા જેગ દૃશ્યછે. આમાં કેટલેક સ્થાને જવું પણ દુસ્તરછે. અહીંઆ મદ્રાસ અને ચીંગલપટ બેઉ રસ્તે જઇ શકાયછે.

મદ્રાસથી રામેશ્વર તરફ જતાં આપણું ધ્યાન ખેંચનારૂં પેહેલું સ્થળ ચીંગલપટ છે. અહીંથી મદ્રાસ રાયચુર રેલવેના આરેકોનમ સ્ટેશન સાથે એક ફાંટાથી જોડાણ કરેલુંછે. ચીંગલપટ ઉતરી એક તરફ પક્ષીતીર્થ જવાનુંછે અને બીજી તરફ શીવકાંચી વિષ્ણુકાંચી જવાનું છે.

આ બધાં સ્થળોનાં દર્શન અગાઉથી કરી લેવાથી વખત અને પૈસાનો ફાયદો થાયછે.

## પુજારીના હાથમાંનું ખાવા આવતાં બે વીચીત્ર પક્ષીઓ.

ચીંગલપટ થઇ પક્ષી તીર્થે જવાયછે, આ પક્ષીતીરથ પગ રસ્તે જવું પડે છે પણ ગાડીઓ પુષ્કળ મળે છે. આ પક્ષી તીરથમાં મધ્યાન કાળે બે પક્ષીઓ આવે છે. આ પક્ષીઓ ત્યાંના પુજારીના હાથમાંથી ખીચડી ખાઇ જાય છે. પેહેલાં તો મને શંકા હતી કે પાળેલાં પક્ષી હોવાં જોઇએ, પણ જ્યારે આ બનાવ જોયો ત્યારે આમા કાંઇક નવાઇ ભાસી. આ પક્ષીઓ વીચીત્ર જાતનાં છે. હમેશાં મધ્યાન્હે આવે છે. કયાંથી આવે છે અને કયાં જાય છે આ જાણવામાં આવતું નથી. તપાસ કરતાં જણાયું કે ચીરકાલથી આ પક્ષીની આજ અવસ્થા છે, અર્થાત ઉમરની ખબર પણ નથી જણાતી તેમજ પક્ષીઓ પણ તેનાં તેજ છે. આ સ્થાનમાં એક યોગી બે મહીનાની સમાધી ચઢાવી બેઠા હતા. આ સ્થાન રમણીય અને પવિત્ર છે, તેની સાથ અહીંનાં હવા પાણી પણ તનદુરસ્તીને માફક આવે એવા છે.

આ પક્ષી તીર્થ, જટાયુ અને રાવણને યુધ થયલું અને જટાયુએ રામચંદ્રજી આવતાં પ્રાણ મુકયો ત્યારનું છે, આમ કહેવાય છે. પણ આ વાત મને વાસ્તવીક લાગતી નથી, કારણ કે, સુગ્રીવ કીષ્કંધા પર હતો અને કીષ્કંધાની આગળ આ યુધ થયું હતું, જેથી આ સ્થાન તે બનાવને બંધબેસતું નથી. કદાચ જટાયુના ભાઇનો અહીં આ મોક્ષ થયો હોય તો તે સંભવીત છે, કારણ કે હનુમાન સીતાની શોધ કરતા જતા હતા, તે વખતે તેનો જટાયુના ભાઇ સાથ મેળાપ થયાની વાત રામાયણમાં આવે છે. હનુમાને જટાયુના મરણની ખબર આપી, તેના ભાઇને સ્નાન કરાવયું હતું અને તેના ભાઇએ અત્રે તેની પીંડદાનાદિક ક્રીયા કરી હોય, અને ત્યારથી આ પક્ષી તીરથ કહેવાતું હોય, તો તે માની શકાય એમ છે.

શીવકાંચી આ સપ્તપુરી માંહેની એક પુરી છે. શીવકાંચી અને વિષ્ણુકાંચી આવી રીતની બે પુરીઓ છે. એકમા શ્રી શંકર રહ્યા છે બીજામાં શ્રી વિષ્ણુ રહ્યા છે અત્યારે આ સ્થાન મોટા શેહેર જેવું છે અને શીવકાંચી વિષ્ણુકાંચી વચે ત્રણ માઇલનો અંતર છે, છતાં તે એકજ શેહેર તરીકે જણાય છે. શેહેરના રસ્તાઓ પણ વિશાળ છે

અને વેપાર રોજગાર પણ સારો છે. શીવકાંચી ને વિષ્ણુકાંચી એકેનાં યાત્રીઓ દર્શન કરે છે. પેહેલાં તો અહીંઆં શીવકાંચીજ હશે, પણ પાછળથી વિષ્ણુકાંચી થએલ હશે, શાસ્ત્રમાં કાંચી એકવચનમાંજ કહેલ છે. દ્વિવચનમાં કહેલ નથી. શીવકાંચીમાં એક મોટું તળાવ છે ત્યાં સ્નાન શ્રાધાદિક કરાય છે. શીવકાંચીમાં શંકરનું દેવાલય વિશાળ છે અને હાલમાં એક શુદ્ર તેની મરામત કરાવે છે આ મરામત પછવાડે સાત લાખનો તો ખરચ અત્યાર સુધીમાં થઇ ચુકયો છે. આ શીવ કાંચીમાં શંકરનું લીંગ ભસ્મનું છે અને તેનાપર પાણીને બદલે તેલ ચઢે છે. આ મંદીરમાં એક આંબાનું વૃક્ષ છે અને તે ઘણાજ જુના વખતનું કહેવાય છે. એ આમ્રનાથ મહાદેવનું વરણન કેટલીક જગ્યાએ જોવામાં આવે છે. નવ ગ્રહોની મુરતી અહીંઆં છે. કારતીક સ્વામીની અહીઆ મુરતી છે, બાલાજીની મુરતી છે અને બીજી પણ કેટલીક મુરતીઓ છે. આ બધામાં અગીઆરસો શંકરની મુરતીનું એક બાણુ ખરેજ જોવાલાયક છે. રામેશ્વરની માફક અહીંઆં પણ ઠેકાણે ઠેકાણે શંકરનાં બાણો છે. મંદીરની બાંધણી અને વીસ્તાર દક્ષીણનાં બીજા મંદીરોની માફક સરવોતમ છે. બધું કામ મોટા પથરોનું બનાવેલું છે.

વિષ્ણુકાંચીમાં માળ ઉપર વિષ્ણુની મુરતી છે. આ મંદીરનો અધીકાર રામાનુજ સંપ્રદાયના વૈષ્ણવોનો છે. તેઓ વિષ્ણુને ભોગ ધરાવવાનું જણાવી યાત્રીઓ પાસથી પઇસા લેછે. વિષ્ણુકાંચીમાં પણ મંદીરની અંદર પાકી બાંધણીનું તળાવ છે. મંદીરથી દુર શ્રીમદવલ્લભાચાર્યજીની બેઠક છે, જેની સારી વ્યવસ્થા નથી ચાલતી એવો પુકાર હમણાંજ અત્રેના કોઇક સ્થાનીક પત્રમાં આવેલો મેં જોયો હતો. વિષ્ણુકાંચી અને શીવકાંચી વચેનો પ્રદેશ રળીઆમણો અને ઝાડપાનથી ભરપૂર છે પક્ષીતીર્થ અને શીવકાંચી વિષ્ણુકાંચી થઇ પાછું ચિંગલપટ આવવું. ચિંગલપટથી રામેશ્વર તરફ આગળ ચાલતાં વિલુપુરમ આવે છે. વિલુપુરમથી એક લાઇન આ તરફથી પોંડીચરી જાય છે. કડાલુર આ વેપારનું સ્થળ હોઇ શોભીતું સ્થળ છે. ચીદાંબરમ આ યાત્રીઓને અવશ્ય દરશનીય સ્થાન છે. અહીંઆ શીયાળામાં મોટો મેળો ભરાય છે. જે વખતે હીંદુસ્થાનમાંથી અને સીલોનમાંથી લાખો લોકો એકઠા થાય છે. અહીં કનકસભા નામનું એક સ્થાન છે. જે પારવતી શંકરને અરપણ કરવામાં આવ્યું છે. આ સ્થાન હજાર વરસનું જુનું છે એ જોનારને તુરત જણાઇ આવે છે. આ સ્થાનમાં એક હજાર

વીભાગ છે. અને તે જોવા લાયક છે. વચમાં 'પારવતીજીનું' મંદીર છે અને તે મંદીર ઉપર સોનાના પતરાનું પડ છે. શીવના દેશમાં મોટા પેટના ભગવાનની આખા હીંદુસ્થાનમાં નથી એવી મુરતી છે. આ ગોવીંદરાજ ભગવાનની મુરતી છે. શ્રીરંગમાં જે મુરતી છે તેનાં કરતાં અહીંયાં મોટી મુરતી છે. મંદીરનો વીસ્તાર ૬૦૦ ફીટથી ૫૦૦ ફીટનો છે, એટલે ૩૦૦૦ ચોરસ ફીટનો થવા જાય છે. આ મંદીરના દરેક ખુણામાં ૧૨૨ ફીટ ઉંચા ગોપુર છે અને તેના ઉપરનો ભાગ ગ્રેનાઇટ પથરનો ૪૦ ફીટ લાંબો અને પાંચ ફીટ જાડો છે અને તેના ઉપર ત્રાંબાના પતરાંનું અસ્તર છે. આ મંદીરમાં શીવગંગાનું તળાવ પણ ઘણુંજ સુંદર છે અને તે પથરની પાકી બાંધણીનું છે. ચીદાંબરમ પણ કાવેરી નદીના કાંઠે છે, પણ તે અડધોએક માઇલ છેટે છે. ચીદાંબરમના મંદીરમાં અસંખ્ય પથરના થાંભલાઓ છે આ પથરના થાંભલાઓ જમીનની બહાર ઓછામાં ઓછા ૩૦ ફીટ છે તે બધા એકજ પથરના છે, આ થાંભલાનો વ્યાસ ત્રણ ફીટ જેટલો થાય છે. આ મંદીરમાંની ભોગ મુરતી સોના રૂપા અને હીરા માણેકથી ભરપુર છે અને અહીંઆં પુજાનો ઠાઠ પણ ભારે છે.

## મણી માણેકની મુર્તીઓ.

ચીદાંબરમમાં શંકરની મુર્તી ગોમેદ મણીની છે. બીજી માણેકની છે. આજ પ્રમાણે પારવતીની પણ મણી માણેકની મુર્તીઓ છે. આ મુર્તીઓ સોનાના ઉતમ કારીગરીથી શણગારેલા દાબડાઓની અંદર રાખવામાં આવે છે અને જેઓ પુજા કરાવે છે, તેઓજ દર્શન કરી શકે એમ છે મદ્રાસ ઇલાકામાં જે જે મુર્તીઓ છે, તે પંચ તત્વોની છે. ચીદાંબરમમાં જળતત્વની મુર્તી ગોમેદ મણીની છે અને માણેકની મુર્તી અગ્નિ તત્વની છે. કુંભકોનમ અને રામેશ્વરની મુર્તીઓ પૃથ્વી તત્વની છે. વાયુતત્વની મુર્તી ચીંગલપટ આગલ પક્ષી તીર્થમાં છે અને આકાશતત્વની મુર્તી શીવકાંચીમાં છે. આ રીતે આ પાંચે તત્વોની મુર્તીઓ આ ભાગમાં છે. આ મુર્તીઓનાં સ્વરૂપ જોતાં તેવી ખાત્રી સેહેજ થાય એમ છે. ચીદાંબરમમાં ગોમેદ મણીની મુર્તી આઠ ઇંચના આસરાની છે, બેઠક, થાળું અને શંકરનું લીંગ આ બધું, અખંડ મણીનું બનેલું છે, અને તે કુદરતી હોય, એવું જણાય છે. માણેકની મુર્તી પાંચથી છ ઇંચની છે અને તે પણ અખંડ અને કુદરતી છે. આ મુર્તીમાં શંકરનાં ત્રીનેત્ર, જનોઇ અને સરપોના આકાર પણ સ્પષ્ટ જોવામાં આવે

છે. આ મુર્તીઓ ખરેખર કુદરતનો ચમત્કાર છે. ગોમેદ મણી બીલીઆનના હીરાથી કાંઇક ઝાંખા પણ દુધ જેવા સફેદ રંગની છે અને તેનો પ્રકાશ એટલો બધો છે કે અંધારામાં પણ અજવાળું જણાય છે. મુંબઇમાં પધારેલા શ્રીમચ્છંકરાચાર્ય માધવતીર્થજી સાથ વાત થતાં તેઓએ જણાવ્યું કે અગ્નિતત્વની મુર્તી તિરૂવન્નામલાઇમાં છે અને ત્યાં જમીનમાંથી માત્ર ધુમાડોજ નીકળ્યા કરે છે.

ચીદાંબરમમાં સર્વે અધીકાર ત્યાંના બ્રાહ્મણોનો છે અને તેની હેજારથી બારસો માણસોની વસ્તી છે. આ બ્રાહ્મણોના હાથમાંજ મંદીરનો અધીકાર છે. સીમાઇ વેદીક બ્રાહ્મણ હોય છે. આ બ્રાહ્મણો વેદપાઠી છે અને શ્રી શંકરની ગોમેદ મુરતીની દુધ, દહીં, ચંદન, ઘી, મધ વીગેરેથી ષોડસોપચાર પુજા કરે છે, તે વખતે જે વેદધ્વની ઉઠી રહે છે તે જોઇ આનંદ થાય છે. શ્રી ચીદાંબરમનું મંદીર ઘણુંજ પ્રાચીન હોઇ સુવ્યવસ્થીત છે અને ગામ પણ સાધારણ ઠીક છે. મંદીર અને તળાવનું સમારકામ ચાલુ છે. એવું કહેવાય છે કે શ્રી બદરીનાથથી બે પક્ષી આવે છે. આ કાશીમાં સ્નાન કરે છે, પછી તીર્થમાં ભોજન કરે છે, રામેશ્વરનાં દર્શન કરી અહીં આવી દર્શન કરે છે. ચીદાંબરમમાં નટેશ શંકર, શેષસાઇ ભગવાન ઉપરાંત કાર્તીકેયનું મંદિરછે. આ સ્થાનનું મહાત્મ્ય પુરાણોમાં જોવામાં આવે છે. માયાવરમમાં ઉત્તમ શીવમંદિરનાં દરશન કરવાની આવશ્યક્તા છે. માયાવરમથી પટ્ટુકોટાઇની એક રેલવે લાઇન ગઇ છે. માયાવરમ બાદ કુંભકોનમ આવે છે. કુંભકોનમ આ મદરાસ ઇલાકાનું મોટું શેહેર છે. આ શેહેર ગુજરાતના અમદાવાદ જેવું વીસ્તારમાં અને વેપારમાં જોવામાં આવ્યું. કુંભકોનમમાં કુંભકોનમ મહાદેવનું મોટું મંદિર છે. કાવેરી નદી પણ અહીંઆ છે. કુંભકોનમ મહાદેવનાં દરશન કરવાની આવશ્યક્તા હતી અને કુંભકોનમથી છ માઇલ ઉપર આવેલાં વેલીંગામાં નામના ગામમાં મદરાસના પ્રસીધ ભવિષ્ય વક્તા ગોવિંદ ચેટીની મુલાકાત લેવાની હોવાથી કુંભકોનમ ખાસ આવવાનું હતું અને તેથી કુંભકોનમમાં આવ્યા. કુંભકોનમમાં છ સાત મોટાં દેવાલયો છે, આ દેવાલયો મદુરા અને રામેશ્વરનાં દેવાલયોને મળતાં હોવાથી તેનું વરણન આપવાની જરૂર જોતો નથી. કુંભકોનમમાં જુદી જુદી જગ્યાએ દરશન કરી કાવેરીમાં સ્નાન કરી લોકો પોતાને કૃતકૃત્ય માને છે. કુંભકોનમનો મહીમા બહુજ મોટો છે. અને પાલખીના વખતને સારૂ જુદી જુદી કાગળોની બનાવેલી મુરતીઓ જોવા લાયક છે

કુંભકોનમમાં પાકી બાંધણીનું તળાવ છે આની સાથે ઘણીજ મોટી હોસ્પીટાલ છે કે જેમાં અનેક દરદીઓને રાખવાની ઉતમ સગવડ કરેલી છે. આ હોસ્પીટાલ રાજા રામસ્વામી મુદલીઆરની બનાવેલી છે. અને તેની છબી ત્યાં મુકવામાં આવી છે. કુંભકોનમમાં અદાલતો પણ છે. એકંદરે કુંભકોનમ સારૂં શેહેર છે.

### ભવિષ્ય વરતનાર.

મારા મુકામની બાજુમાં એક મદ્રાસી જાગીરદાર રહેતા હતા આ જાગીરદારની મુલાકાત લઇ મેં મી૦ ગોવિંદ ચેટીની મુલાકાત લેવાનો મારો વિચાર જણાવ્યો અને મી૦ ગોવિંદ ચેટી સંબંધી કેટલીક હકીકત પુછી તેઓએ તથા ત્યાંના હોસ્પીટાલના મદદનીસે મને જણાવ્યું કે મી૦ ગોવિંદ ચેટી ભૂતકાળનું જે કહે છે તે આબાદ સત્ય પડે છે બાકી ભવિષ્ય સંબંધમાં તેની હજી તેવી ખાત્રી પડતી નથી. મારો તો વિચારજ હતો કે તેમને મળવું અને તેથી તે જાગીરદાર મારફતે એક અંગ્રેજી જાણનાર દુભાસીઓ અને એક બીજો માણસ સાથ લીધો. બપોરના બાર વાગે એક ગાડી કરી ગયા અને બે વાગે પોહોંચ્યા. વાતપરથી જણાયું કે મી૦ બાબીનાળા સાથ આ માણસ હતા.

### કોઠીઓની ગણત્રી.

મી૦ ગોવિંદ ચેટીને પુછવાના પ્રસ્નો મેં શ્રી રામેશ્વરમાં મારી રેલવે ગાઇડની અંદરનાં એક કોરા પાનાંપર ગુજરાતીમાં લખી રાખ્યાં હતાં. ગુજરાતીમાં લખવાનો હેતુ કે ત્યાંના કોઈ માણસ જાણી શકે નહીં. આ ગાઇડ પણ મારા રૂમાલમાં વિંટાળી હતી હું મી૦ ગોવિંદ ચેટીને ત્યાં ગયો ત્યારે તેઓ ઘરે નહોતા પણ ખેતરમાં ગયા હતા.

મી૦ ગોવિંદ ચેટી જાતના વાણીઆ છે અને લાખો રૂપિઆના આસામી છે. કાપડ સુતરનો વેપાર કરે છે અને ખેતરવાડી પણ છે. મારી સાથેનો માણસ તેઓને તેડી લાવ્યો અને અમો તેઓના ઘરમાં ગયા અમે તેઓને ઘરે જતાં અમારા સારૂ લીલાં નાળીએર મંગાવ્યાં અને તેનું પાણી પી અમે શાંત થયા અને પાન સોપારી એલચી વીગેરે ખાઇ બેઠા. ઓસરીપર એક નાની ઓરડીના દરવાજા આગળ મી૦ ગોવીંદ ચેટી બેઠા અને તેની સામી બાજુ હું બેઠો. આજુબાજુ બીજા બેઠા મેં મારૂં આવવાનું કારણ કહ્યું અને તેઓએ પેહેલો પ્રસ્ન એજ કર્યો કે શું આપશો? મેં કહ્યું કે, તમે તમારી કિમત કરાવો છો શું? તમારી ખુશી જેમ અમારી નજરમાં આવશે તે આપીશું. આ ઉપરથી તેઓએ બીજું કાંઇજ ન

કહેતાં અમારી પાસ કોડીઓનો ઢગલો કર્યો. પોતે કાગળ પેનસીલ લઇ લખવા બેઠા. કોડીઓમાંથી બે ત્રણવાર મુઠીઓ ભરાવીને તે ગણાવી. બે ત્રણવાર સતાવીશ સંખ્યામાં હજાર પુરા કરવા, પંદર સંખ્યા એવી આપો કે છસોથી વધુ ન થાય, આવી રીતે ચાર પાંચવાર કરાવ્યું. મારો વખત આ રીતે બીજી બાબતમાં કહડાવી પોતે પોતાનો કાગલ લખી પુરો કરયો અને તેના ઉપર મારી સહી લીધી. પહેલાં મેં ટુંકામાં સહી કરેલી પણ તેણે તેપર આખી સહી કરવા કહેતાં મેં તેમ કીધું અને એ કાગળ મને આપ્યો. ત્યારબાદ તેમણે સંસ્કૃતનું એક કટકું બોલવા અને એક પક્ષીનું નામ લેવા કહ્યું. સંસ્કૃતમાં મેં ૐ નમઃ કહ્યું અને જનાવરમાં મોરનું નામ લીધું.

## પ્રશ્નોના આબાદ ખરા પડેલા જવાબો.

આ પછી તેમણે મને મારા પ્રશ્નો શું છે આ પુછ્યું. મેં મારા થેલામાંથી રેલવે ગાઇડ કાઢી તેમાંનાં પ્રશ્નો અંગ્રેજીમાં દુભાશીયા મારફત જણાવ્યા અને એ પ્રશ્ન જાણી મને કહ્યું કે તેના ઉત્તર તમારી પાસના કાગળમાં લખાયલા છે. આ ઉત્તર તામીલમાં લખ્યા હતા અને મેં તે બે ત્રણ જગ્યાએ વંચાવ્યા તો તે આબાદ મારા પ્રશ્નના જવાબો હતા. પ્રશ્ન અને તેના જવાબો નીચે મુજબ હતા:—

પ્રશ્ન—મારા મૃત્યુનો દિવસ કહો ?

ઉત્તર—તમારૂં નામ ગીરીજાશંકર, તમારૂં ગામ ભાવનગર, તમારૂં મૃત્યુ ચોસઠમે વરસે.

આ પ્રથમ પ્રશ્નમાં મેં મૃત્યુનો દિવસ માંગ્યો હતો તેને બદલે તેમણે વરસજ આપ્યું; મારાં ગામ નામ પુછયાં ન છતાં વિશેષ જણાવ્યાં. આટલીજ બાબત વિચાર કરવા જેવી છે.

પ્રશ્ન—મારી કુલદેવીનું પ્રત્યક્ષ દર્શન હું આ જન્મમાં કરીશ કે કેમ ? અને ન કરી શકું તો કયા જન્મમાં કરીશ ?

ઉત્તર—કુલદેવીનું નામ રૂપાવરી. આ જન્મમાં સ્વપ્નમાં દર્શન થશે, બીજા જન્મમાં પ્રત્યક્ષ દર્શન થશે.

## એક દંતકથા.

મારી કુળદેવીનું નામ રૂવાપરી છે. ભાવનગરમાં રૂવા કરીને ગામ છે અને ત્યાં આ સ્થાન છે તે ઉપરથી રૂવાપરી કહેવાય છે. આ ગુરૂએ રૂપાવરી નામ આપ્યું.. વ્યાકરણના નિયમે રૂપાવરી આ ઠી૰

નામ જોઈએ તેમ છે. મેં નામ નહોતું માગ્યું છતાં આપ્યું અને જાણવાનું સાધન નહોતું, છતાં તેમણે જાણ્યું, આ આશ્ચર્યનો વિષય છે. અમારી ઉત્પત્તિના સંબંધમાં આવી દંતકથા છે કે અમારા વડીલો રૂવાપરીના અનન્ય ભક્તો હતા, એટલે સુધી કે માતા તેમનું રક્ષણ કરવા જતા હતા. ભાવનગરથી પાંચ ગાઉપર વાળુકડ કરીને એક ગામ છે તે અમારૂં પ્રાચીન ગામ છે અને અમે વાળુકડીઆ દવે તરીકે ઓળખાઇએ છીએ. અમારા વડીલને માતાએ ઘરે રહી ભક્તિ કરવા કહ્યું અને તેમને પ્રજા ન હોવાથી એક કાકડી આપી આ કાકડી સ્ત્રીને ગળાવા કહ્યું આ કાકડી ગળ્યા બાદ પુત્રોત્પત્તિ થઇ અને એ પુત્રનું નામ કોકોદવે પાડ્યું. અત્યારે અમારા જે જે કુટુંબીઓ છે, તે આ કાકાદવેના વંશના છે અમારા વંશજોએ માતાની ભક્તિ મુકી, ત્યારથી તેમની દુર્દશા થઇ છે. આજ કેટલાંક વર્ષ થયાં મારા મનમાં માતાનાં પ્રત્યક્ષ દર્શન કરવા પ્રબળ આતુરતા થઇ છે. કેટલાક દુઃખના પ્રસંગે માતાએ સ્વપ્નમા મને કેટલી હકીકત જણાવી છે. હું ઇચ્છુછું કે હું આજ જન્મમા પ્રત્યક્ષ દર્શન કરવા શક્તિવાન થાઉં.

પ્રશ્ન—મારા પુત્રનું લગ્ન કયારે અને કોને ત્યાં થશે.

ઉત્તર—તમારા પુત્રનું નામ માધવજી અને તેનું લગ્ન અમુક નામના ગૃહસ્થની અમુક નામની દીકરી સાથ થશે.*

મારા પુત્રનું નામ તેમણે કહ્યું અને તેના લગ્નના સંબંધમાં જે ગૃહસ્થ તથા પુત્રીનું નામ આપ્યું તે અમારી જ્ઞાતીના છે અને તે બનવા જોગ છે પણ આ બન્યા બાદજ તેની ખબર પડે. આ બનાવ બનશે તો નામ ઠામ બહાર આપવામાં અડચણ નથી.

પ્રશ્ન—અમુક માણસ સાથ મારો સંબધ કેવો રહેશે?

ઉત્તર—સંબંધ સારો રહેશે.

પ્રશ્ન—મારા પુત્રની સ્થીતી કેવી રહેશે.

ઉત્તર—સાધારણ રહેશે.

પ્રશ્ન—મારા આયુષ્યના બાકીના ભાગમાં મારા હાથથી કાંઇ સુકૃત્ય બનશે?

ઉત્તર—હા બનશે.

પ્રશ્ન—હું સન્યાસ લઇ શકીશ?

---

* આ લગ્ન થઇ ગયું છે અને આપેલા નામો કરતાં બીજેજ થયું છે અને ભવિષ્ય તદન ખોટું પડયું છે.

ઉત્તર-સન્યાસ નહીં લેવાશે.

પ્રશ્ન-મારી હવે પછી હાલત કેવી ચાલશે?

ઉત્તર-સારી.

પ્રશ્ન—અમુક ધારેલી ચીજ ક્યારે મળશે?

ઉત્તર-બે વરસ પછી

આ નવ પ્રશ્ન ને તેના ઉત્તર સામસામાં મુકયા છે આ ઉત્તર ઉપરથી વાંચનાર જોઇ શકશે કે, તેમણે ભવિષ્યની કહેલી બાબત સાચી પડે કે ન પડે તે સવાલ બાજુ મુકતાં, જે કેટલાંક નામો તેમણે કહ્યા છે આ તેઓ કેમ જાણી શકયા આ આશ્ચર્યમાં ગરકાવ કરનાર બીના છે આની સાથ મારા પ્રશ્નોમાં કોઇ પણ નામો નહોતાં કહ્યાં છતાં તેઓ કેમ જાણી શકયા. આ પણ આશ્ચર્યકારક છે. આની સાથ મને આપેલા કાગળમાં હું મારું નામ લખશ અને સંસ્કૃતમાં ॐ નમઃ આશ/ બોલીશ, આ પણ લખેલું છે. આ કાગળ તામીલમાં લખેલો મારી પાસ મોજુદ છે અને તે જોનારાને દેખાડવામાં પણ મને વાંધો નથી આવી રીતની પ્રાચીન વિદ્યા હજી રહી છે પણ તે કોઇને શીખવવામાં નથી આવતી આ ખેદકારક છે.

**મોત ક્યારે નીપજશે તેની ગુંચવણ ભરેલી ખબર.**

આજથી કેટલાંક વર્ષ પેહેલાં હું ભાવનગર જતો હતો તે વખતે વઢવાણ કે લીંમડીથી એક હઇદરાબાદી ગ્રહસ્થ મારા ડબામાં આવી બેઠા અને તેમને મુકવા આવનાર ગૃહસ્થે તેઓ વિચાર વાચનારા છે આમ મને જણાવ્યું આ ઉપરથી મેં તે સંબધે વાત કાઢી અને તેમનાં સરટીફીકેટો જોયાં. આ ગૃહસ્થ ભાવનગરમાં રા૦ રા૦ રતીલાલ છોટાલાલ દેશાઇને ત્યાં ઉતર્યા હતા અને મને બોલાવાથી હું ત્યાં ગયો પણ હતો. પણ આ ગૃહસ્થની વિદ્યા અને ગોવીંદ ચેટીની વિદ્યામાં આસમાન જમીનનો ફેર જણાયો. મી૦ ગોવીંદ ચેટી આ વિભાગમાં પ્રસીધ છે અને અનેક યુરોપીયનો પણ તેમની મુલાકાત લઇ મોમાં આંગળી ઘાલે છે, મી૦ ગોવીંદ ચેટી ઓછામા ઓછા પ્રશ્ન પુછવા આવનાર પાસથી પાંચ રૂપીયા લે છે. વધુ આપે તો તેની મરજી, પણ પાંચથી ઓછા લેતા નથી. કુભકોનમથી તેમને ગામ જવા આવવાનો દોઢ રૂપીઓ ગાડીભાડાનો ખર્ચ લાગે છે. મી૦ ગોવીંદ ચેટીની ઉમર ચાલીશ વર્ષથી વધારે નથી જણાતી આ માણુસની મુલાકાત લેવાની એ તરફ જનારને હું ખાસ ભલામણ કરંછું. મી૦ ગોવીંદ ચેટીનું ભવિષ્ય કેટલું

ખરૂં પડે છે તે હું જોયા પછી તે સંબંધે કહીશ પણ મારા મૃત્યુના દિવસ સંબંધે તો મેં તેમને મુખપરજ કહ્યું કે મારૂં મૃત્યુ મારાં બોતેરમા વર્ષના પોષ શુદ ૫ ને દિવસે બપોરના છે આમ મને કહ્યું છે અને તમે ચોસઠ વરસની ઉમર કહોછો, આ ફેરનું શું કારણ? તેઓએ કહ્યું કે હું કહું છું તેજ ખરૂં પડશે. દેખાવે મી૦ ગોવીંદ ચેટી ઉદ્દત જેવા જણાય છે પણ તેમની આ વિદ્યા ખરેજ અદ્ભૂત છે.

કુંભકોનમ બાદ તાંજોર આવેછે. આ વેપારનું અગતનું મંથકછે. આ જિલ્લાવાળું સ્થાન હોઇ સુતરાઉ અને રેશમી વણાટ કામ ઘણુંજ વખાણવા લાયક થાયછે રંગનું કામ અને તાંબા પીતળનાં વાસણો સારાં થાયછે તાંજોરના કિલ્લામાં દર્શનીય શીવમંદિર છે આ શીવમંદિરમાં તળાવ છે. અહીંનો રાજમેહેલ ખાસ જોવાલાયક છે. તાંજોર મરાઠા રાજના તાબામાં આવેલું સ્થાન છે. અહીંઆ મરાઠારાજાઓની છબીઓ જોવાજોગ છે. અહીંઆ સરસ્વતિભુવન નામનાં પુસ્તકાલયમાં ૧૮૦૦૦ હસ્ત લીખીત સંસ્કૃત પુસ્તકો છે જેમાં ૮૦૦૦ તાલપત્રપર ખોદીને લખેલાં છે. આવું સંસ્કૃત પુસ્તકોનું પુસ્તકાલય હિંદુસ્થાનમાં નથીજ. તાંજોરથી નાગોરની ૫૭ માઇલની એક લાઇન ગઇ છે. આ લાઇનમાં નીગાપટમ વેપારનું મુખ્ય બંદર છે. નીગાપટમથી આગબોટમાં રામેશ્વર અને સીલોન જવાય છે. નિગાપટમનું શીવમંદિર પણ ખાસ જોવાજોગ છે તાંજોર બાદ ત્રિચીનાપલ્લી આવેછે. અહીંઆથી ઇરોડની ૮૮ માઇલની લાઇન ગઇ છે. ઇરોડ લાઇનમાં ત્રિચનાપલ્લી ફોર્ટનું સ્ટેશન આવેછે. ત્રીચીનાપલ્લીના કીલ્લાપર શંકર, ગણેશ, કાર્તિકસ્વામી વીગેરેનાં દર્શ થાયનછે મંદિર પણ સુશોભીતછે દેવતાઓને વહાણમાં બેસારી સરોવરમાં ફેરવવાનો આ તરફ રીવાજ જોવામાં આવે છે આ મદિર પાસ પણ આવું પાકું સરોવર છે. ગણેશચોથનો ભાદરવા મહિનામાં અહીં મોટો મેળો ભરાયછે. ત્રીચનાપલીમાં ચીરૂટ, નાળીએર, સોનાના દાગીના, કાપડ વગેરેનો સારો વેપાર ચાલે છે. ત્રીચીનાપોલીનો કિલ્લો જુના વખતનો હોઇ તે જોવા લાયકછે. અત્યારે કિલ્લાની અંદર અને બહાર વસ્તીછે. કિલ્લાની ઉપર તોપખાનું પણ જોવામાં આવેછે. આ ત્રીચીનાપોલીના કિલ્લા પાસ કાવેરી નદી વહેછે. કાવેરીનો પટ બહુજ મોટોછે. અમે ચોમાસામાં અહીં હોવાથી કાવેરી બે કાંઠામાં સમુદ્રની તુલ્યે વેહેતી હતી. આ કાવેરી નદીમાંથી નેહેરો કાઢી આ તરફ ખેતીને માટે પાણીના ઘણીજ સગવડ કરેલી છે. અને તેથી વરસાદ એકાદ વરસ ન પડયો હોય તોપણ અહીંઆં અડચણ પડે એમ નથી. આ કાવેરીના સામે કીનારે શ્રીરંગપટણનું સ્થાનછે. આ

તરફનો રસ્તો નાળીએરી, આંબા, સોપારી વગેરેના ઝાડોથી બહુજ રળી-આમણો લાગે છે અને તડકો બીલકુલ જણાતો નથી. શ્રીરંગજીનું સ્થાન રામાનુજ સંપ્રદાયનું છે છતાં યાત્રીઓ ત્યાં જાય છે. અહીંઆ શ્રીરંગજીમાં શ્રીભગવાનનું મુળ સ્વરૂપ શ્રી શેષસાયી નાગ ઉપર પોઢેલું નજરે પડે છે. આ મુરતી ઘણીજ મોટી છે અને તે બતી લઈ જોવાય છે. શ્રીરંગજીની મુરતીનું બહારથી દર્શન થાય છે. આ ભોગની મુરતી પર હીરા, મોતી, માણિક વીગેરે કીમતી અલંકારો ચડાવેલા હોય છે. કેટલાક પઠાણોએ ત્રીચીનાપોલીમાંથી હજારો રૂપીઆની ચોરી કરેલી અને જેને મુંબઇની પોલીશે પકડેલ, તે આજ મૂરતી હતી. શ્રીરંગજીનું મંદિર પણ રામેશ્વરની માફક મોટું છે અને મંદીરમાં બજાર ભરાય છે. શ્રીરંગમાં ઠાકોરજીને નૈવેદ્ય ચડેછે. આ નૈવેદ્યનો ભાવ મુકરર કરેલો હોય છે. નૈવેદ્ય ન ચડાવનાર તુલસી ચડાવે છે. શ્રીરંગજીનાં મંદીરમાં અયોધ્યામાંથી આણેલા પુષ્પક વીમાનનાં દર્શન થાય છે, આ વીમાન વીભીષણે આણેલું કહેવાય છે, અને તેના ઉપરથી લંકાનાં દરશન થતાં હતાં, આમ કહેવાય છે. શ્રીરંગમાં પણ સુવર્ણનાં પત્રાનો સ્થંભ છે તથા બીજી તરફ પણ ધાતુઓનું ઉત્તમ કામ કરેલું છે. મંદિરમાં સર્વત્ર પથ્થરનુંજ કામ નજરે પડે છે. શ્રીરંગજીનું સ્થાન સારૂં છે અને તેનાં દરશન કરવાથી મનની શાંતી થાય છે. શ્રીરંગના મંદિરથી પોણા ગાઉ ઉપર જંબુકેશ્વરનું વિશાળ મંદિર ખાસ જોવા લાયક છે. શ્રીરંગજી જનારે આ સ્થાન જોયા વગર રહેવુંજ ન જોઇએ. અહીંઆ ઉત્તમ શીલ્પકળા જોવાનું બને છે. આ લિંગ જળતત્વનું ગણાય છે. શ્રીરંગજીનાં દર્શન કરી પાછું ત્રીચીનાપલી આવી આગળ ચાલતાં ડીંડીગલ સ્ટેસન આવેછે. મદ્રાસ ઇલાકાના મોટા ઓધિદારોનું હવાખા-વાનું, આપણા મહાબળેશ્વર જેવું, આ સ્થાનછે. ડીંડીગલ વેપારનું પણ અચ્છું સ્થળ છે. ડીંડીગલમાં પણ દેવ મંદિર સારાં છે. ડીંડીગલ બાદ મદુરા આવે છે.

## કાપડના વેપાર માટે પ્રસિદ્ધ શેહેર મદુરા.

મદુરા સારૂં શહેર છે. મદુરાનાં સ્ટેશનથી ત્રણસો વાર દુર છત્ર છે. આમાં એક છત્ર બ્રાહ્મણ અને તે પણ મદ્રાસ ઇલાકાના બ્રાહ્મણો માટે છે. અને બીજુ સર્વે સાધારણ છત્ર છે. આ છત્ર સ્થાનીક ફંડ તરફથી સ્થાપવામાં આવ્યું છે અને તેમાં રહેનાર પાસથી ઓરડાના પ્રમાણમાં ભાડું લેવામાં આવે છે. રહેવાના ઓરડાના રોજના ત્રણ આના અને

રાંધવાના ઓરડાના રોજના બે આના ભાડું લેવામાં આવે છે. આ છત્રમાં ઓરડાઓ સ્વચ્છ સોયદાર હોય છે. છત્રમા નળો, કુવાઓ, સંડાસ પણ હોયછે. કામ કરનાર માણસ પણ રહેછે. આથી મુસાફરોને ઠીક સગવડ મળે છે. જે લોકો ભાડું ખરચવા ન ઇચ્છતા હોય, તેને માટે નદી કિનારે ધર્મશાળા છે. ત્યાં રહેવાની જોગવાઇ થઇ શકે એમ છે.

મદુરા કાપડના વેપાર માટે પ્રસીધ સ્થાન છે. મદુરામાં રંગવું કામ એવું સરસ થાય છે. કે તે બાબતમાં મદુરાની મોટાઇ હજી જળવાઇ રહી છે. બાંધણીની પાઘડીઓ, છાયલો, સેવાં વીગેરેનું વણાટકામ, બારીક સુતર નું હોઇ એવો તો પાકો રંગ આપવામાં આવે છે કે કાપડ ફાટે પણ રંગ ફીકો પડે નહીં. આ ઉપરાંત રેશમી અને જરી કીનારનાં ધોતીઆં, જરીના સેલાંઓ વીગેરે વણાટકામ ઘણુંજ ઉત્તમ થાય છે. મદુરાનું કાપડ આખા હીંદુસ્થાનમાં જાય છે અને ત્યાં મોંઘી કીમતે ખપે છે. મદુરામાં મુખ્ય જોવા લાયક સ્થાન સાંનું મંદીર છે. આ મીનાક્ષી દેવીનું મંદિર કહેવાય છે. મદુરામાં આ મદીર છે તેવું મંદીર હીંદુસ્થાનમાં ભાગ્યેજ હશે આમ કહીએ તો ચાલે. દક્ષીણમાં રામેશ્વર, મદુરા, ચીંદાબરમ. કુંભકોનમ, શ્રીરંગ વીગેરેનાં મંદીરો જાણે એક બીજાની હરીફાઇ કેમ કરતાં ન હોય એમ જણાય છે. મુખ્ય રામેશ્વરનાં મંદીરનું અનુકરણ સર્વત્ર થયું જણાય છે છતા એ અનુકરણ સાથ મદીરની શોભા વધારવામાં બાકી રાખવામાં આવી નથી. મદુરાનાં મંદીરની જગ્યા આપણા રાણીના બાગ જેટલી વીસ્તારવાળી છે આમ હું બીનાં બીનાં કહું છું કારણ કે હું તો મદુરાની જગ્યાનો વીસ્તાર રાણીના બાગથી પણ વિશેષ સમજું છું. મંદીરની વીશાળ જગ્યા સમચોરસ છે અને ચારે બાજુ દરવાજાઓ છે. દરવાજા ઉપર અગીઆર માળ ચડાવેલા છે અને દરેક માળ ઉત્તમ કારીગરીના નમુના છે. કેટલાક માળો ઉપર રૂષી મુનીઓની ઉત્તમ પ્રતીમાઓ છે, કેટલાક ઉપર રામાયણના યુધનો ચીતાર છે, કેટલાક ઉપર મહાભારતના યુધનો ચીતાર છે, કેટલાક ઉપર જગદંબા ભગવતીએ અસુર સાથ યુધ કરી અસુરોનો નાશ કર્યો તેનો દેખાવ છે, કેટલાક ઉપર ભગવાનના અવતારોનો દેખાવ છે, કેટલાક ઉપર એરાવત હાથી, પુષ્પક વીમાન, ગરૂડ, અપસરાઓ વીગેરેના દેખાવો મનને આનંદ આપે એવા છે આ બધાં ચીત્રો નથી, પણ પથરમાંથી કોતરી કાઢેલી મુર્તીઓ છે અને આ કોરણકામ એટલું તો બારીક અને આબેહુબ છે કે મોટા મોટા એનજીનીયરો પણ આ કામ

જોઇ મોંહમાં આંગલી ધાલે છે અને આર્યની શિલ્પવિદ્યા ચાતુરી વખાણે છે. અગીઆર માળ ચડાવેલો દરવાજો કેટલો ઉંચો હશે તેનો સહજ ખ્યાલ વાંચનારાઓ કરી શકશે. આટલી ઊંચી ઇમારત છતાં તેમાં એક સાંધ કે તડ જોવામાં આવતી નથી. દરવાજામાંથી અંદર પેસીએ કે, કાળા પથરની ફરસબંધી કરેલી વિશાળ કંપાઉન્ડની જગ્યા છે. આ જગ્યાની મધ્યમાં મીનાક્ષી દેવીનું મંદીર છે. આ મંદીર ઉપર અદ્દભુત કારીગરી છે અને અંદરના ભાગમાં પણ સભામંડપ, ઘુમટ વીગેરેનું કામ સુશોભીત છે. મદ્રાસ ઇલાકામાં આ મીનાક્ષી દેવીનો ભારે મહીમા છે, અને હજારો ભકતો ભેટ વીગેરે મોકલે છે. આ સ્થાનના ઉગમણા દરવાજા પાસ રંગમંડપ છે જેમાં બજાર ભરાય છે. આ રંગ મંડપ પણ જોવા લાયક છે. આ સ્થાનના દરવાજા અને દીવાલની આજુબાજુ રેલીંગ્સ-વાડ છે અને તેમાં ઝાડપાનો વાવેલાં હોઇ સ્થાનની શોભા વધારે છે.

## જાત જાતનાં કામમાં આવતાં જુદાં જુદાં પાણીઓ.

મદુરાની નદીનું પાણી રંગના કામને માટે બહુજ ઉપયોગી છે આમ કહેવાયછે. શીરાઈના કુવાનું પાણી તલવારને પાણી પાવામાં વખણાય છે. કુમઠા પાસ એક કુવાનું પાણી એલચી ધોવાના કામ માટે વખણાય છે તેમજ મદુરાનું પાણી રંગના કામ માટે વખણાયછે. મદુરામાં વણાટનું કામ ઘણુંજ થાય છે. પણ અગાઉ આ કામ માટે સુતર હાથનું બનાવેલું વપરાતું હતું તેને બદલે હવે બારીક વીલાયતી સુતર વપરાય છે. મદુરાનું અત્યારનું સ્થાન નવું વસેલું કહેવાય છે અને નદી જુના અને નવા મદુરાને જુદી પાડતી જણાય છે. મદુરા વીસ્તારમાં વધારે છે પણ વસ્તી મોટી નથી. મદુરાના રસ્તા મોટા વિશાળ છે અને ઘરો નીચી બાંધણીનાં હોઈ સાધારણ સ્થીતીનાં છે. મદુરા અને તેની આસપાસ નાળીએરીનાં ઝાડોનો મોટો જથો નજરે પડે છે, તેમજ ખાવાનાં પાનોની વાડીઓ પણ પુષ્કળછે. મદુરાનું સ્ટેશન, જંકશન સ્ટેશન હોઇ, સ્ટેશન શોભાયમાન છે. મદુરામાં બે દિવસ રોકાઇ અમે રામેશ્વર જવા સારૂ, મંડાપમ ગયા. મદુરાથી મંડાપમ જતાં પાંચ કલાક લાગે છે. મદુરાથી બીજી રેલવે તુતીકોરીન તરફ જાયછે. મદુરામાં સુંદરેશ્વરનું સુંદર મંદિર છે. દેવીપટનમાં સુંદરી દેવી, તિલકેશ્વર મહાદેવ, રામચરણ, ચંદ્રતીર્થ અને વ્યંકટેશનાં દર્શન થાય છે. દેવીપટનથી ૨૫ માઇલપર દર્ભશયન તીર્થ, કે જ્યાં રામચંદ્રજી સમુદ્રને માર્ગ આપવા પ્રાર્થના કરવા

ત્રણુ દિવસ દેશૈપર સુતા હતા, તે છે. અહીંઆ શેષસાયી ભગવાન, રામ, જગન્નાથ, નૃસિંહજી વીગેરે દેવસ્થાનો છે.

## સમુદ્ર બાંધવાની શરૂઆતવાળું સ્થલ.

મદુરાથી મંડાપમ આવતાં રસ્તામાં રામનાદનું સ્ટેશન આવે છે. આ રામનાદનું રાજ્ય છે અને રામેશ્વરના મંદીર ઉપર આ રાજ્યનો અધીકાર છે. રામનાદની આજુબાજુ દેવીપટન વીગેરે ગામો અને યાત્રાનાં ધામો છે, રામનાદ ઉતરી આ સ્થાનોની મુલાકાત લેનારને પોતાની મેહેનત અફલ ગઇ નહીજ જણાય. રામનાદ આ એજ જગ્યા છે કે જ્યાંથી શ્રી રામચંદ્રજીએ સમુદ્ર બાંધ્યો હતો અને રામેશ્વર એજ જગ્યા છે કે જ્યાં સમુદ્ર બંધાઇ પુરો થયો હતો. શ્રીરામચંદ્રજીએ સમુદ્ર બાંધી રહ્યા બાદ રામેશ્વર મહાદેવની સ્થાપના કરી હતી. રામનાદથી રામેશ્વર સુધી પથરની પેહેલા સડક હતી, આમ કહેવાય છે. અત્યારે મંડાપમ સુધી જમીન છે અને મંડાપમમા રેલવેમાથી ઉતરી આગબોટમાં બેસવું પડે છે. આગબોટ રેલવે કંપનીની છે અને તે એક કલાકમાં સામે કીનારે પાનમ પોહોંચાડે છે અને તેનાં ત્રણુ આના વધારે ભાડું લે છે. પાનમથી નવ માઇલ રામેશ્વર છે અને ત્યાં બેલ ગાડીમાં જવાય છે. પાનમ અને મંડાપમ વચે જે દરીઓ છે, તે અગાઉ બંધાએલો હતો, પણ શ્રી રામચંદ્રજી રાવણુને મારી સીતાને લઇ અયોધ્યા આવવા નીકળ્યા, ત્યારે સમુદ્રે આજીજી કરી માગણી કરી કે હે નાથ ! તમારૂં કામ તો થઇ ગયું; હવે મને રસ્તો મળવો જોઇએ. આ ઉપરથી શ્રી રામચંદ્રજીએ દ્વાપરની અંતમાં 'અને કલિના આરંભમાં તમારો રસ્તો ખુલ્લો થશે,' આવું વરદાન આપેલું હોવાથી આટલો રસ્તો ખુલ્લો થયો છે, આમ કહેવાય છે. પાનમથી રામેશ્વર સુધીની જગ્યા એક બેટ રૂપ છે અને તેનો વીસ્તાર ચોવિસ ચોરસ માઇલ જેટલો છે. કહે છે કે રામનાદથી રામેશ્વર સુધીની જમીન ખોદતા હજી પણુ મોટા મોટા પથરો નીકળે છે. અને આ પથરો ઇમારતો બનાવવાના કામમાં લે છે. આ પથર પણુ કુદરતી પથર જેવા નથી પણુ સડકના પથર જેવા છે. બે ત્રણુ થર પથરના, અમુક પ્રમાણુની જગ્યામાં, અમુક ઉંડાઇ સુધીજ નીકળે છે. અને પછી પાણી નીકળે છે. આ ઉપરથી આ જગ્યાએજ શ્રીરામચંદ્રજીએ પાળ બાંધેલી આ વાત ખરી છે† એમ કહી શકાય છે. માત્ર શંકા

---

† આ લેખ પ્રસિદ્ધ થયા બાદ કોઇ યુરોપીયને મારા મત પ્રમાણેજ મત આપેલો અત્રેના સ્થાનિક પત્રમા મારાં વાચવામાં આવેલો હતો.

લંકા સંબંધે રહે છે. અત્યારની લંકા, તે રામાયણની લંકા નથી, આમ ઘણાકોનું કહેવું છે. આમ છે, ત્યારે કાંતો લંકા સમુદ્રમાં ગરકાવ થઇ હોય, કે બીજી હોય, આમ શંકા લેવાનું વાજબી કારણ મળે છે આ સંબધે વધારે વિચાર કરવાની આ જગ્યા નથી સબબ તે બાબત બીજા પ્રસંગપર રાખી હવે રામેશ્વરનું વર્ણન લખવા પ્રવર્તં થાઉં છું.

## રામેશ્વરનું વર્ણન.

રામેશ્વર આ શ્રીરામચંદ્રજીએ પ્રતીષ્ઠા કરેલા બાર જ્યોતીલિંગમાંનું એક સ્થાન છે ઉત્તરમા બદ્રીનારાયણ, દક્ષીણમાં રામેશ્વર, પુર્વમાં જગન્નાથ અને પશ્ચિમમાં દ્વારીકાં આ ચાર ધામો છે આમ આગળ હું કહી ગયો છું. દક્ષીણની યાત્રા કરનારની યાત્રા રામેશ્વરની યાત્રા કરવાથીજ પુર્ણ થઇ કહેવાય છે. પાનમથી નવ માઇલ ગાડીમાં રામેશ્વર અવાય છે. પાનમથી રામેશ્વર સુધી સડક બાંધેલી છે પણ તે સડકની મરામત બરાબર થતી ન હોવાથી રસ્તામાં ધુળ અને રેતીને લીધે ગાડીની મુસાફરી બહુજ કંટાળા ભરી થઇ પડેછે. અલબતાં રસ્તામાં ઠેકઠેકાણે મંદીરો અને ઉતારાની જગ્યા હોઇ વસ્તી છે, તેથી બીક જેવું તો નથી. પાનમ સાંજના પાંચે પોહોંચીએ તો રાતના નવ વાગે રામેશ્વર પોહોંચી શકીએ છીએ.* રામેશ્વરનું ગામ નાનું છે અને તે ઉત્તર દક્ષીણ બે હારમાં ઘરોથી લાંબુ ને લાંબુ પાધડી પને છે. પુરવમાં રામેસ્વરનું મંદીર છે અને તેની પાસ સમુદ્ર છે. પશ્ચીમમાં પાનમ જવાની સડક છે દક્ષીણના ઘરોની હારની પાછળ સમુદ્ર છે અને ઉતરની બીજુ જમીન હોઇ જંગલ જેવો દેખાવ આપે છે. ઉતરની તરફ વસ્તી પણ છુટી છવાય છે. રામેસ્વરની સ્થાનીક વસ્તી બેથી અઢી હજાર માણસોનીજ છે. પેહેલાં રામેસ્વરમા ખાધખોરાકીની ચીજ પણ મળતી નહોતી, પણ અત્યારે તો સરવ ચીજ મળે છે. રામેસ્વરના બેટમાં ઝાડોમાં નાળીએરી અને બાવળજ*જોવામાં આવે છે. શાકભાજી વગેરે પણ બહારથી આવે છે. પીવાનું પાણી પણ ખારાશપર હોય છે રામેશ્વરમાં પાંચ પચીશ દુકાનો અને સો પચાસ ત્યાંના ગોરોનાં ઘરો સીવાય બાકીની વસ્તી ખારવાઓની છે. યાત્રીઓને રહેવા સારૂ ગોરોને હસતક મુકામો કે ધરમશાળાઓ હોય છે, તેમાં ગોઠવણ કરવામાં આવે છે, આ બધાં મુકામો બેઠી બાંધણીનાં હોય છે અને હવા અજવાળાંની, જો પછ-

* હાલમાં પાનમથી રામેશ્વર સુધી રેલવે થઇ ગઇ છે.

વાટે વાડા ન હોય તો, કશી શોધ ધરાવતાં નથી. બે ચાર નવાં મુકામો થાય છે તેજ કાંઇક સારી બાંધણીનાં બને છે પણ બધી રીતે રામેસ્વરની હાલત ઉપરથી અછી અછી બીતરફી રામજી જાણે તેવીજ છે. રામેસ્વરમાં સીતાકુંડ, લક્ષ્મણકુંડ, રામકુંડ, જે પશ્ચીમની બાજુ પર છે ત્યાં સ્નાના દિક કરવામાં આવે છે. તે તરફ એકાદ બે રામ મંદીરો છે અને ઉતરની બાજુ રામજરૂખાની દોઢ માઇલ દુર જગ્યા છે તે શીવાય બીજું જોવા લાયક વધુ નથી. આમાં પણ ખુદ રામેસ્વરનાં મંદીર સીવાયની બીજી જગ્યાઓ ,બીસમાર હાલતમાં છે. એક રામનાથનાં દર્શન અને મંદીરની બાંધણી જોવાથી સરવે અસંતોશ દુર થાય છે.

## દક્ષીણ હીંદુસ્તાનમાં સરવેથી મોટું મંદીર.

રામેસ્વરનું મંદીર દક્ષીણ હીંદુસ્થાનમાં સૌથી મોટામાં મોટું છે. આ મોટાઇ તેના વીસ્તારની છે. અલબતાં કારીગરીની બાબતમાં મદુરાનું મંદીર વધે છે, પણ તે મંદીર પણ આ મંદીરની બાંધણીનું અનુકરણ માત્ર છે. રામેશ્વરનું મંદીર પ્રાચીન વખતનું છે, આમ કહેવું વાસ્તવીક નથી લાગતું. રામેશ્વર મહાદેવની સ્થાપના પ્રાચીન છે, આ ખરું છે, પણ મંદીરમાં તો ફેરફાર થતા આવ્યા છે, આમ જોનારની તુરતજ ખાત્રી થયા વગર નથી રહેતી. મંદીરની બાંધણીનો ખ્યાલ આપવા હું તેની થોડીક હકીકત નીચે આપું છું.

## મંદીરની બાંધણીનું વર્ણન.

મંદીરને ચારે દીશાએ ચાર દરવાજાઓ છે પણ મુખ્ય દરવાજો પશ્ચીમ તરફનો છે. આ દરવાજા ઉપર માળો ચહડાવવામાં આવ્યા છે. આ માલ ઉપર દેવતાઓની મુરતીઓ પથરમાંથી કોરી કાઢવામાં આવી છે. મંદીરની ચારે બાજુ મજબુત પથરની દીવાલ છે જે એક કીલ્લા જેવી કહીએ, તોએ ચાલે એમ છે. પશ્ચિમ તરફના દરવાજામાં પેસતાં લાંબીને લાંબી આસરે દશ ફીટની પ્રસબંધી કરેલી ગલી જેવી જવા આવવાની પાસેજ છે. આ પાસેજ દોઢસો ફીટ લાંબી હશે. પાસેજની એક બાજુ પથરની પગથી બાંધેલું સુંદર તલાવ છે. એ તલાવની આજુબાજુ પથરની બાંધેલી બજાર છે. બીજી બાજુ પણ પથરની બાંધણીની જગ્યા છે, જ્યાં જુદાં જુદાં દેવસ્થાનો છે. આ ગલીમાં બેઉ બાજુ દુકાનદારો બેસે છે અને તેઓ મુરતીઓની પેટીઓ, બંગડીઓ, વીંશતી, શંખ, કોડી અને બીજી ચીજો વેચે છે. આ ગલીને બીજે છેડે

આવ્યા, કે બીજે દરવાજે આવે છે. આ દરવાજાની સામે શ્રી ગણપતીનું મંદીર છે. આ દરવાજા અને ગણપતીના મંદીર વચ્ચે દશ બાર ફીટ પોહોળી પથરની બાંધેલી જમીન છે કે જે જમીન મંદીરની ચારે બાજુ ફરતી છે અને તેનો ઘેરાવો આશરેથી એક હજાર ફીટ ઓછામાં ઓછો હોવો જોઇએ. આ ફરસબંધીની જમીન, ઉપરથી પણ મજબુત પથરથી બાંધેલી હોય છે. અલબતાં આ બાંધણી હવા અજવાળાંને અડચણ ન આવે એવી રીતે કરેલી હોય છે. દરવાજાને લગતી એકઢાળીઆ જેવી જગ્યા છે, જેમાં અનેક શંકરનાં બાણો જોવામાં આવે છે. આ બધી જગ્યાનો ચકરાવો લઇ ઉતર તરફથી શ્રી રામેશ્વરના મંદીરમાં જવાનો રસ્તો છે. શ્રી રામેશ્વરનો દરવાજો શુધ પુરવમાં છે, પણ તેમાં જવાને દક્ષીણ તરફની પગથી પરથી મારગ છે. મંદીરમાં જતાં અંધારૂ પડે છે, પણ તેમાં અખંડ દીવા બળ્યા કરે છે. મંદીરમાં જતાં ધ્વજાનો સોનેરી સ્થંભ નજરે પડે છે. આ સ્થંભ ઉપર સોનાનું પતરૂં ચડાવેલું છે. ત્યાંથી આગળ વધીએ કે એક મોટી નંદીકેશ્વરની મુરતી આવે છે. આ નંદીકેશવર હાથી કરતાં પણ મોટા છે. મંદીરમાં બીજી બાજુએ અનુપુરણા વીગેરેની મુરતીઓ છે. શ્રી રામેશ્વરની એક હાથની મુરતીના દર્શન લગભગ દસથી પંદર હાથ દુરથી થાય છે માત્ર બ્રાહ્મણ વર્ગે સવા રૂપીઓ આપે તો તેને અંદર જવા દેવામાં આવે છે અને તે ચાર પાંચ હાથ દુરથી દર્શન કરી શકે છે શ્રી રામેશ્વરનું લીંગ રેતીનું છે અને રામાયણમાં પણ તેમજ કહ્યું છે આ રેતીનુ લીંગ હજી સુધી એજ દશામાં જળવાઇ રહ્યું છે, આ આશ્ચર્યનો વીષય છે રેતી ઉપર પાણી પડવાથી તે છુટી છવાઇ થઇ જાય પણ અહીંઆ રોજ ગંગોત્રીનું જળ ચડે છે પણ લીંગ તેજ સ્થીતીમા કાયમ રહે છે, આ ખચીત નવાઇજ ગણાય શ્રી રામનાથની બાજુમાં પારવતીનું મદીર છે. શ્રી કાશી વીસ્વનાથ અને શ્રી રામનાથની ભોગ મુરતીનાં પણ દર્શન થાય છે. અત્યારે શ્રી રામેસ્વરના મંદીરમાં શ્રી રામચંદ્રજીના વખતનો બંધાવેલો મંદીરનો એક ભાગ બતાવવામાં આવે છે. અલબતાં આ ભાગ જુનો હોય એમ જણાય છે. શ્રી રામેસ્વરના મંદીરનું બધું કામ પથરનું છે અને ત્યાં વપરાયલા પથરની લાદીઓ વીશ ફીટ લાબી અને આઠ દશ ફીટ પોહોળી હોયછે. કેટલાક થાંભલાઓનું ઘનમાપ પણ મોટું થાય એમ છે. આવા મોટા પથરો અહીંઆ સર્વત્ર જોવામાં આવે છે અને તેના ઉપર કોતરકામ પણ સારૂં થઇ શકે એમ છે.

## રામેશ્વરની પુજા.

શ્રી રામેશ્વરની પુજા ત્યાના પુજારીઓજ કરી શકે છે. બીજા કોઇને પુજાનો અધીકાર નથી મે સાંભળ્યું હતું કે વીરપુરના રાજાએ માત્ર આલીંગન સારૂ બે લાખ રૂપીઆ આપ્યા હતા અને શ્રી શંકરનું આલીંગન કર્યું હતું, પણ પાછળથી લાખ રૂપયા ખરચી મદીરની શુધી કરવામા આવી હતી શ્રી રામનાથને હીમાલયનું ગંગોત્રીનું જળ ચડાવવાનું મોટું મહાત્મ્ય છે, કેટલાકો તો ગંગોત્રી પરથી હાથે જલ ભરી ખાંધે કાવડ લઇ, પગમાં જોડા ન પેહેરતા પગથી ચાલી શ્રી રામનાથને ગંગોત્રી ચડાવે છે આ ગંગોત્રીની કાવડ નીચે મુકવામાં આવતી નથી. રસ્તામા પણ ઝાડ કે ખીતીએ ભરાવે છે આવી રીતે આણેલું જળ શુધ હાવથી ચડાવતી વખતે શંકરનું લીંગ ઉંચુ થાય છે આમ કહેવાય છે હમણા તો મોટે ભાગે રેલવેમા સાથે લાવેલુ જળ કે અત્રે વેચાતું મળતું ગંગોત્રીનું જળ લોકો ચડાવે છે આ જળ ચડાવવાના પૈસા આપવા પડે છે અને તેની પોહી થાય છે

### બે પ્રકારની મુર્તીઓ

શ્રી રામનાથમાં અને દક્ષીણની બીજી જગ્યાઓમાં સ્થીર અને ભોગ આવી બે પ્રકારની મુર્તીઓ રહે છે. ભોગ મુર્તીઓને પાલખીમા બેસાડી સર અવસરે ધામધુમથી ફેરવે છે આ ધામધુમ અહીંઆ વીશેષ છે અને આ ધામધુમમા ભાગ લેવા મદીરમા કેટલાક હાથીઓ પણ રાખવામા આવ્યા છે દક્ષીણમાં સર્વત્ર પુજા યથાશાસ્ત્ર થાય છે અને બ્રાહ્મણો વીગેરે પણ વિદ્વાન ને સતોષી હોય છે યાત્રીઓને આથી બીજી જગ્યા આપદા પડે છે તેમ અહીંઆ પડતી નથી

શ્રી રામેશ્વરમાં શ્રાધ દાન પુજન અને સ્નાનાદિક કરવામા આવે છે શ્રીરામકુંડ, લક્ષ્મણ કુંડ અને સીતાકુંડ અહીંઆ શ્રાધાદીક થાય છે શ્રી રામેશ્વરમા ચોવીશ કુવાઓ છે અને આને તીર્થ કલ્પવામા આવ્યાં છે આ દરેક કુવાપર સ્નાન માર્જન કરવામાં આવે છે સમુદ્ર પર પણ સ્નાન કરવામા આવે છે શ્રીરામેશ્વરની મોટી યાત્રા શીવરાત્રીની ભરાય છે આ વખતે આખા દેશના યાત્રાળુઓ અહીંઆ આવે છે.

### ધનુષ્યતીર્થ

રામેશ્વરથી આઠ નવ માઇલ પર ધનુષ્યતીર્થ છે આ તીર્થ ઉપર જવાને મછવામાં કે આગબોટમાં બેસવુ પડે છે. આ ધનુષ્યતીર્થ

આગળ એ સમુદ્રના ફાંટાનો સંગમ થાય છે. અહીં પણ શ્રાધ સ્નાન કરવામાં આવે છે. આ ધનુષ્ય તીર્થ આગળ શ્રી રામચંદ્રજીએ બાંધેલી સમુદ્રની પાજ દેખાય છે આમ કેટલાકોનું કહેવું હતું, પણ અમારા જોવામાં તેવું કાંઇ આવ્યુંજ નથી. માત્ર સમુદ્રની રેતી બહાર ઉપસી આવી છે અને તેનો ભુશીરના જેવો દેખાવ થયો છે. આને પાજ કલ્પવોમાં આવી હશે. શ્રીરામચંદ્રે બાંધેલી પાજ ખરૂં કહીએ તો રામનાદથી રામેશ્વર સુધીનીજ છે. અગર જોકે મંડાપમથી પાનમ સુધી ખાડી છે, છતાં ત્યાંની જમીનમાંથી પથરાઓ નીકળે છે અને તે પાજના હોય, આ વાસ્તવીક છે. શ્રી રામેશ્વરમાં પ્રાચીન નીશાનીઓ ઘણીજ થોડી છે, કે જેનાપરથી રામાયણની વાતની શોધ થઇ શકે. બાકી દંડકારણ્ય, કીષ્કંધા અને રામેશ્વર વીગેરે પ્રદેશો, કે જેનું વર્ણન રામાયણમાં છે, તે અહીંઆજ છે અને તે ઉપરથી આ પ્રદેશ તો સત્ય છે, આમાં કાંઇ શંકા જેવું નથી. શ્રી રામેશ્વરમાં ટપાલ ઑફીસ, તાર ઑફીસ વીગેરે છે. શ્રી રામેશ્વરના મંદીરનો હમણા ઉત્પનમાંથી ખરચ કરવામાં આવે છે.

આપણે બેઝવાડાથી **મદ્રાસ** ઉપર થઈ રામેશ્વર આ રીતે આવી પોહોંચ્યા છીએ. બેઝવાડાથી મદ્રાસ આવતાં **ગુદુરથી** પોંડીચરીની-લાઇન જાય તેનું વેલુપુરમ સ્ટેશન, મદ્રાસથી રામેશ્વર જતાંએ વચમાં આવે છે. વેલુપુરમથી **પોંડીચરી** માત્ર ૨૫ માઇલ થાય છે. પોંડીચરીનું ફ્રેંચ સંસ્થાન જોવું હોય તો ચીંગલપટ અને કડાલોર વચ્ચે વેલુપુરમના સ્ટેશને ઉતરી જોઇ આવવું. પોંડીચરીમાં જોવાજોગ ગવર્નમેંટ હાઉસ, હાઇકોરટ, હાઇસ્કુલ, ઓસ્પીટાલ, પબ્લીક બાગ વીગેરે છે. એ એક દેવસ્થાનો પણ છે.

આ તરફની રેલવેમાં મદ્રાસ મુખ્ય છે. વાલટર સુધી બેંગોલ નાગપુર રેલવેછે અને ત્યાંથી મદ્રાસ રેલવેમાં મદ્રાસ આવ્યા છીએ. મદ્રાસથી એક લાઇન ૩૫૧ માઇલની **રાયચુર** જાય છે. રાયચુર પાસ જી. આઇ. પી. રેલવેનો સંબંધ થાય છે. મદ્રાસથી **કાનાનોરની** ૪૭૦ માઇલની એક બીજી લાઇન જાય છે. વાલટરથી મદ્રાસ સુધીની બ્રાંચ લાઈનો આપણે ઉપર જોઇ ગયા છીએ. મદ્રાસથી રાયચુર લાઇનમાં **આરકોનમમાં** સાઉથ ઇંડીયન રેલવે અને મદ્રાસ રેલવેનું જંકશન છે. **રેનીગુંટા** **ગુદુરથી** પોંડીચરી જતી સાઉથ ઇંડીઅન રેલવેનું સ્ટેશન છે અને અહીંયાથી ત્રિપથી (બાલાજી) જવાય છે. **ગુંટકલથી** **હુબલી** અને ત્યાં થઇને

મેરગોઆ સધરન મરાઠા રેલવેમાં જવાય છે મદ્રાસથી કાનાનોર વાળી લાઇનમાં ઇરોડ પાસે સાઉથ ઇંડીઆ રેલવેનો સંગમ છે. ઇરોડથી ત્રીચનાપલી જવાય છે. મદ્રાસથી ત્રીચનાપલીનો માર્ગ ઉપર બતાવ્યો છે પોડાનુરથી મેટુપલાયમ થઇને કુનુર (નીલગીરી) જવાય છે. ઓલાવાકોટથી પાલઘાટ જવાય છે શોરાનુરથી કોચીન જવાય છે. રાયાપુરમ (મદ્રાસ) અને પોનેરી વચ્ચે લોકલ ટ્રેન જા આવ કરે છે. મદ્રાસથી રામેશ્વર સુધી સાઉથ ઇંડીયા રેલવે છે. આ રેલવેની આરકોનમ અને મદ્રાસ વચ્ચે લોકલ ટ્રેન જા આવ કરે છે. આ લાઇનની મદુરા સુધીની પ્રાય લાઇનો ઉપર બતાવેલી છે અને મદુરાથી માંડાપમ આવ્યા છીએ. માંડાપમથી પાનમ સ્ટીમર મારફતે જઇ ત્યાંથી હાલમા રામેશ્વર સુધી રેલવે ચાલુ થઇ છે તેમાં રામેશ્વર જઇ શકાય છે. આરકોનમમાં સાઉથ ઇંડીઆ રેલવેનું જંકશન છે. વાલાજાહરોડથી રાનીપેટની લાઇન જાય છે. કટપાડી સાઉથ ઇંડીઆ રેલવેનું પોંડીચરી જતી લાઇનનું સ્ટેશન છે. ઝાલરાપેટથી બેંગલોરની ૮૭ માઇલની લાઇન જાય છે. મદ્રાસથી સાઉથ ઇંડીયાની જે ગાડીમાં આપણે આવ્યા છીએ તે સીધી તુતીકોરીન જાયછે. મદુરાથી માંડાપમ બીજી ગાડીમાં જવું પડે છે. સવંગ ગાડીમાં તુતીકોરીન જઇએ તો મનીયાચીથી સેનકોટી એક બ્રાંચ જાય છે તે જણાયછે. સાઉથ ઇંડીઆ રેલવેની પોંડીચરીવાળી લાઇનમાં પકાલા સ્ટેશનથી ધરમાવરમ સુધી ૧૪૨ માઇલની લાઇન છે આ ધરમાવરમ એ જ વાડાથી બેંગલોરની સધરન મરાઠા રેલવેનું સ્ટેશન છે. માયાવરમ પટુકોટાઇ બ્રાંચના પેરાલમ સ્ટેશનથી કારીઆકલ સુધી ૧૫ માઇલની શાખા ગઇ છે.

મદ્રાસથી દરીઆ કિનારાની લાઇને આપણે રામેશ્વર આવ્યા છીએ. રામેશ્વરથી પાછાં ફરતાં મદુરા આવી રેલવેમાં તુતીકોરીન જવું અગર પાનમથી આગબોટમાં તુતીકોરીન જવું આગબોટમાં જવામાં સગવડ વધારે છે એમ કાંઇજ નથી પણ દરીઆની મોજ જોવાય છે. તુતીકોરીન આ વેપારનું મુખ્ય સ્થળ હોઇ અગત્યનું બંદર છે. મુંબઇથી બ્રીટીશ ઇંડીયા સ્ટીમ નેવીગેશન કંપનીની આગબોટ અહીંઆ જાય આવે છે. અહીંથી રૂ. કાપ્રી અને કરીઆણું પરદેશ ચડે છે. તામ્રપર્ણી નદી જેને ધર્મશાસ્ત્રમાં પવિત્ર નદીઓમા ગણી છે તે અહીં પાસેજ છે અને તેમાંથી પીવાનું પાણી લેવામા આવ્યું છે. મદ્રાસ ઇલાકામાં મદ્રાસથી ઉતરતું વેપારી મથક આજ છે. સમુદ્રમાંથી

મોતી કાઢવામાં આવે છે. અહીંથી સિલોન-લંકા જવાય છે અને આગબોટ વહાણુનાં સાધનો છે.

## સીલોન-લંકા.

રાવણુની રાજધાની લંકા આજ છે કે બીજી આ સંબંધે વિદ્વાનોમાં મતભેદ જણાય છે. કેટલાક જાવાને લંકા ગણાવે છે, કેટલાક આ તરફ કોઇ બીજો બેટ હોઇ દરીઆમાં ડુબી ગયો હોય એમ જણાવે છે, અને કેટલાક સિલોનનેજ લંકા કહે છે. હું આ મતભેદના ઝઘડામાં પડવા નથી માંગતો પણુ રામાયણાદિકમાં ઉલ્લેખિત સ્થળો અને સમુદ્ર પર બાંધેલી પાજનાં સર્વે નિશાનો જોતાં રામેશ્વર પાસ લંકા હોવી જોઇએ. અત્યારે ત્યાં સમુદ્ર છે. સિલોન આ લંકા નજ હોવી જોઇએ પણુ આજુ બાજુ કોઇ ટાપુ હોઇ સમુદ્રમાં ગરકાવ થયો હોવો જોઇએ એવા મત વાળાઓને હું મળતો થાઉ છું. આપણે અહીંઆ સીલોનની હકીકત આપવાની છે. સીલોનનું મુખ્ય સ્થાન કોલંબો છે, અને કોલંબો વેપારનું પ્રાધાન્ય ક્ષેત્ર છે. કોલંબોમાં મુંબઇ ઈલાકાના વેપારીઓ પણુ જોવામાં આવેછે, સિલોન ટાપુમાં મહાબલી, કલ્યાણી, કાલુ અને વેલવે નદીઓ છે. તેને તે લોકો ગંગા કહે છે. સીલોન બૌધ ધર્મી છે. કોલંબો, કાંડી, અનિરૂધપુર, નિંગપુ, જાફના, કલતુરા. ચીકામલી ઇત્યાદિ જુદા જુદા કસબાઓ છે. કોલંબોમાં લાખ માણુસની વસ્તી ગણાયછે. જાફનામાં મીઠું થાય છે જે મદ્રાસ, કલકતા ચડે છે. અનિરૂધપુર પહેલાં સિલોન-ની રાજધાની હતું. અહીંઆ સર્વત્ર રેલવે થઇ ગઇ છે. સોપારી, તજ, નાળીએર વીગેરે અત્રે જથ્થાબંધ થતાં હોઇ બહાર દેશાવર ચડે છે. અકીક, માણેક, પોખરાજ વીગેરે જવાહીરો ખાણોમાંથી નીકળે છે. હાથીઓ અહીં બહુ થાય છે. મનારની ખાડીમાં મોતી પાકે છે. સિલોન અત્યારે અંગ્રેજી રાજછત્ર નીચે છે. તુતીકોરીનથી સિલોન જોઇ આવવા થી ભારે આનંદ થાય છે. સિલોન બહુજ રમણીય સ્થાન છે. સિલોન જઇ પાછું તુતીકોરીન આવવું.

તુતીકોરીન પહેલાં જે **મનયાચી** છે ત્યાથી સેનકોટા બ્રાંચ ગઇ છે. તે લાઇનમાં **તીનવેલી** પાસ તિરૂચેંદુર નામનું સ્થાન છે. અહીંઆ સુબ્રહ્મણ્યનું પ્રસિધ્ધ તીર્થસ્થાન છે. અહીંઆ મોટો મેળો ભરાય છે અને યાત્રીઓ બહુજ આવે છે. **તીનવેલી** તામ્રપર્ણી નદી પાસ છે. **તીનવેલીનું** શંકર પાર્વતીનું મંદિર આ તરફનાં બીજાં મંદિરો જેવું વિશાળ હોઇ દર્શનીય છે. **પાલમકોટા** જે

અહીંથી ત્રણ માઇલ છે એ અધિકારી વર્ગને રહેવાનું સ્થળ છે. તિનેવેલી વિભાગમાં ઉપર બતાવેલ તિરૂચેંદુર, પાપનાશન તીર્થ અને કુટીલમ આ તીર્થ સ્થાનો છે. તિનેવેલીથી આગળ અંબાસમુદ્રમ સ્ટેશન છે. આ સ્ટેશનથી ૬ માઇલપર પાપનાશન તીર્થ છે. અહીંઆ પહાડ ઉપરથી : તામ્રપર્ણી નદીનો બળવાન ધોધ પડતો જોવામાં આવે છે. અહીંઆ એક સુંદર મંદિર હોઇ, બ્રાહ્મણ લોકો માછલાંઓને ખવરાવે છે આ જોઇ બે ઘડી આનંદ થાય છે. તેનકાશીનું સેનકોટાહ પેહેલાંનું સ્ટેશન આ તરફના લોકો બહુજ પવિત્ર ગણે છે. દક્ષિણની કાશી આજ ગણાય છે. અહીંઆ એક સુંદર મંદિર છે. કુટીલમ તીર્થ અહીં આગળ છે. અહીંઆ પાણીના ધોધ બહુજ જોરથી પડે છે. અહીંઆ એક કુંડ છે. આ કુંડમાં સ્નાન કરી યાત્રીઓ દેવદર્શન કરે છે. તિનાવેલીથી ૪૦ માઇલપર રામાનુજ સંપ્રદાયની મૂળગાદીનું સ્થાન તોતાદ્રી છે. તીનેવેલીથી ગાડીઓ મળે છે. તીનેવલીથી ૬૦-૭૦ માઇલપર કુમારીતિર્થ છે. અહીંઆ કુમારિદેવિનું વિશાળ મંદિર છે. દેવીનાં વસ્ત્રાભુષણ મૂલ્યવાન હોઇ, ભોગરાગમાં મોટો ખર્ચ થતો જણાય છે. આ તીર્થનું મહાત્મ્ય ભારત, ભાગવતમાં જોવામાં આવે છે. તિરૂન્દ્રમમાં પદ્મનાભનું વિશાળ મંદિર હોઇ પ્રાચીન દર્શનીય સ્થાન છે. પદ્મનાભથી, દશ માઇલપર કેશવભગવાનનું બીજું દર્શનીયસ્થાન છે. ૩૦ માઇલપર જનાર્દન ભગવાનનું દર્શનીય સ્થળ છે. તામ્રપર્ણી નદી જેમાંથી નીકળી છે તે અનામલઇ પહાડ આ તરફ આવેલો હોઇ લગભગ ૯૦૦૦ ફીટ ઉંચો છે. આ પ્રદેશ પરશુરામે, સમુદ્રને હઠાવી, બ્રાહ્મણોને આપેલો કહેવાય છે. અહીંથી પાછા મનીયાચી આવી ત્યાંથી મદુરા તરફ ચાલતાં સાતુરનું રેલવે સ્ટેશન આવે છે. આ સાતુરથી ૫ માઇલપર શ્રીવલ્લીપુતુર, નામના સ્થાનમાં રંગમંદાર ભગવાન અને લક્ષ્મીજીનું સુંદર, દર્શનીય મંદિર છે. પહાડી ઉપર શ્રીનિવાસ ભગવાનનું મંદિર છે. અત્રે રથયાત્રાનો ઉત્સવ અને યાત્રા ભરાય છે.

આપણે મદ્રાસથી રામેશ્વર જઇ મદુરા ઉપર થઇ હવે પાછા ફરીએ છીએ. આગળ જતી વખતે માયાપુરમ, ચીદાંબરમ, ચીંગલપટ, શ્રીરંગ, કુંભકોનમ જે ન ઉતર્યા હોય તેણે, ઉતરીને દર્શન સ્નાન કરી લેવાં. અંગાઉજ ચીંગલપટ ઉતરી કાંજીવરમમાં શિવકાંચી વિષ્ણુકાંચીમાં જઇ આવ્યા હોય તેણે તો વિલ્લાપુરમથી પોંડીચરીવાળી લાઇનમાં ત્રિપથી આવવું. આ લાઇનમાં આગળ ચાલતાં તિરૂવન્નામલઇ

સ્ટેશન આવે છે, ત્યાં આ તરફના લોકોમાં બહુજ માનનીય પ્રસિદ્ધ કાર્તીકેયસ્વામીનું મંદિર છે. અહીંઆ કાર્તીક માસમાં મોટી યાત્રા ભરાય છે તે વખતે હજારો માણસો આવે છે. વેલુર આ વેપારનું સારૂં સ્થળ છે અહીંઆ જલધરેશ્વર મહાદેવનાં દર્શન અને મંદિરની સુંદર કારીગરી ચિતાકર્ષક છે. આ સ્થળો જોઇ ત્રિપથી આપવું. ત્રિપથીના પૂર્વ અને પશ્ચિમ એવાં બે સ્ટેશનો છે. પોંડીચરી તરફથી આવનારને પશ્ચિમનું સ્ટેશન પેહેલું આવે છે. યાત્રીએ બેઉ રસ્તે પૂર્વના સ્ટેશનેજ ઉતરવું સગવડકારક છે.

ત્રીપથીમાં બાલાજીનું મોટું ગામ છે. ત્રીપથી ગામ પણ મોટું છે. ત્રીપથાથી દોઢેક માઇલ ગયા એટલે બાલાજીના ડુંગરનો ચઢાવ આવે છે. આ ચઢાવ વીકટ છે અને ઉપર ચઢવાને ડોળીઓ મળે છે. આ ડોળીઓ ત્રણથી ચાર રૂપીઆ આવવા જવાના લે છે. વિષ્ણુદ્વાર સુધી નો ચઢાવ બહુજ ભારી છે, પછી સાધારણ ચઢાવ છે. આ ડુંગર ઉપર ચડતા ઓછામાં ઓછા ચાર કલાક લાગે છે. ડુંગર ઉપર કેટલીક જગ્યાએ ઝાડી પણ આવે છે. ડુંગરપર રસ્તો બાંધેલો છે, પણ તે કેટલીક જગ્યાએ તુટી ગયો છે. આ ડુંગરના પથર ઉપર હજારો યાત્રીઓ પોતાનાં નામો કોતરાવે છે. ડુંગર ઉપર ચડતાં પાણીની આપદા પડે છે અને કેટલીક જગ્યાએ પાણીની પરબો રાખવામાં આવ્યાં છે. ડુંગર ઉપર ભીખારીઓનો ભારે દોર છે, ડુંગર ઉપર ચહડી શ્રી બાલાજી જઇએ છીએ, ત્યારેજ શાંતી વળે છે. બાલાજીના મંદીરની આસપાસ થોડી વસ્તી છે, અને ત્યાં પાંચ સાત દુકાનો છે. રહેવાનાં મુકામો પણ ભાડું ખરચતાં મળી શકે છે.

બાલાજીનું મંદિર બીજા મંદિર જેવું મોટું નથી પણ સારૂં છે. બાલાજી તરફ લોકોનું વધારે ખેંચાણ રહે છે. અહીંઆ પણ પાણીનું પાકી બાંધણીનું તળાવ છે, જેનું પાણી નાવા ધોવા અને પીવાના કામમાં લેવાય છે, બાલાજીમાં પણ નૈવેદ્યના પૈસા લેવામાં આવે છે. પૈસા લઇ નૈવેદ્ય ધરવામા આવે છે. ખીચડીના નૈવેદ્યના પચીશ રૂપયા લેવામાં આવે છે. બાલાજીના મંદિરમાં પણ સોનાના પતરાનો થાંભલો તથા સોનાના કળસ અને બીજી જગ્યાએ સોનાના પાણી ચડાવેલા પતરાના દરવાજા મુર્તીઓ વગેરે છે.

બાલાજીથી ત્રણ ચાર માઇલ દુર ડુંગર ઉપરથી પાણીની ધારા

પડે છે. આ ધારાને પાપનાશીની ગંગાનું નામ આપવામાં આવ્યું છે. આ દર્શ શ્રી બદ્રીનારાયણપરની વસુધારાનું અનુકરણ માત્ર છે.

## ત્રીપથીમાં બનતું પથર અને લાકડાંનું નકશી કામ.

ત્રીપથીમાં શ્રીરામચંદ્રજીનું મંદિર છે. આ પણ સારું છે. ત્રીપથીથી દોઢ માઇલ દુર બીજી રેનાનાદિકની ને દર્શનની જગ્યાઓ છે. બાલાજીની તલાટીમાં પણ મંદિરો છે આ સારાં છે. બાલાજીમાં માટીની મુર્તીઓ સોનેરી બહુજ સારી બને છે. પથરનું અને લાકડાની નકશીનુ કામ પણ સારૂં બને છે. લાકડાનું કામ રતાંજળીનું બનાવવામાં આવે છે. ત્રીપથી મોટું ગામ છે અને વેપાર પણ સારો છે. ગામમાં પાણી નળથી પુરૂં પાડવામાં આવે છે. સ્ટેશનથી ગામ અરધો માઇલ દૂર છે. ગામમા રહેવાની જગ્યાઓ ગોરા પુરી પાડે છે. આ ઉપરાંત એક ધર્મશાળા પણ છે. ત્રિપથીથી રેનીગુંટા આવવું. રેનીગુંટામાં સ્ટેશન પાસ ધર્મશાળાછે. મદ્રાસથી રાયચુર લાઇનમાં, રેનીગુંટા આવતાં, ત્રિવેલુર માં રાઘવસ્વામીનું સુંદર મદિર છે. અહીંઆ દરેક અમાવાસ્યાએ લોકો દર્શને આવે છે. યાત્રાના દિવસે અહીં ભારે ગરદી થાય છે. અહીંથી ૧૨ માઈલ દૂર રામાનુજ સંપ્રદાયના મૂળ પુરૂષ રામાનુજનું જન્મ સ્થાન ભૂતપુરી છે. રામાનુજ સંપ્રદાયવાળાઓ આ તરફ ખાસ જાય છે. બીજા જાયતો દર્શનનાં સ્થળોમાં રામાનુજનું વિશાળ મંદિર, અનંત સરોવર, કેશવ ભગવાન વગેરેના પવિત્ર દર્શન કરી શકે છે. આરકોનમ આ જંકશન સ્ટેશન છે. મદ્રાસથી કાનાનોર અને રાયચોર બને લાઇનનું આ સ્ટેશન હોઇ સાઉથ ઇંડીયા રેલવેનું જંકશન અહીંઆ થાય છે. મદ્રાસ ન જવું હોય તેણે અહીંથીજ ચીંગલપટ જઇ રામેશ્વર જવું. ચિંગલપટ જવા પેહેલાં કાંજીવરમ ઉતરી શીવકાંચી વિષ્ણુકાંચી થઇ આવવું. બેઝવાડા લાઇનથી મદ્રાસ આવતાં ગુદુરથી પોંડીચરી જતી લાઇનમાં રેનીગુંટા આવે છે. એ લાઇનમાં પોંડીચરીથી આપણે રેનીગુંટા આવ્યા છીએ. રેનીગુંટા અને ગુદુર વચે ૫૦ માઇલનો અંતર છે. આમાં કાલહસ્તી અને બ્યંકટગીરી આ અગત્યનાં સ્થાનો છે. કાળહસ્તી વેપારી મથક હોઇ તીર્થસ્થાન છે. અહીંઆ વાયુતત્વનું કાળહસ્તિશ્વર મહાદેવનું લિંગ છે આ શીવલીંગ પર સર્પની ફેણ અને હાથીના દંતુશળની રેખા જોવામાં આવે છે. કહે છે કે હાથી અને સર્પે તપ કરી શંકરને પ્રસન્ન કરી તેમના નામે પ્રસિદ્ધ થવા વર મેળવેલો. અહીંઆ શીવરાત્રીપર ભારે ધામધુમ થાય છે.

ત્ર્યંબકગીરીમાં કાશીવિશ્વેશ્વર, રામ, હનુમાન, ચીંગલરાજ, વરદરાજ આદિ દેવ સ્થાનો છે. અહીંઆ જગદંબાનું મંદિર છે ત્યાં બળીદાન કરાય છે. રાનીગુંટાથી આપણે રાયચોર પરથી મુખ્ય લાઇનમાં આવવાનું છે તો આરકોનમથી કાનાનોર જે લાઇન જાયછે તે લાઇનનાં મુખ્ય સ્થળો જોઇ લઇએ એ લાઇનમાં કટપદી સ્ટેશન આવે છે તે સ્ટેશન પોડીચરીથી ગુદુરની લાઈનનું જંકશન સ્ટેશન છે ઝાલરાપેટથી બેંગલોરની મદ્રાસ રેલવેની એક લાઇન ગઇ છે સેલમ આ વેપારી શેહેર છે સરકારી કચેરીઓ પણ છે અહીંઆ આજુબાજુ કાફીનો પાક બહુજ થાય છે. અનાજ, કાપડ, રૂ વગેરેનો વેપાર સારો ચાલે છે ઇરોડ આ વેપારી સ્થળ હોઇ ત્રીચીનાપોલીથી સાઉથ ઇંડીયા રેલવે સાથ જોડાએલું છે. પોડનુર આ ઉતાકામંડ ( નીલગીરી ) જવાનું સ્ટેશન છે. પોડનુરથી મેટ્ટુપલાયમ ૨૫ માઇલ છે ને ત્યાથી કુનુર ૧૭ માઇલ છે. કુનુર સુધી રેલવેમા જવાય છે. ત્યાથી ૯ માઇલ ટાંગામાં જવાય છે. નીલગીરી શીતળ સ્થળ હોઇ ઉનાળામાં મદ્રાસના ગવરનરને રહેવાનું સ્થાન છે. અહીંના પાણી પવન આરોગ્યપ્રદ છે. અહીંઆ પાશ્ચાત્ય લોકોએ પોતાના સુખને માટે અનેક સુંદર સ્થાનો બનાવ્યાં છે. રંગસ્વામીનું મંદિર અને કિલ્લો અત્રે જોવામાં આવે છે. અહીંઆ વેપારના બરની અનેક ચીજો આજુબાજુના પ્રદેશમાં થાય છે. કાફી અને ચા અત્રે જથ્થાબંધ થાય છે. અહીંની વનલીલા ચિત્તાકર્ષક છે. પહાડ વનસ્પતિ, ફુલો, ફળઝાડોથી ભરપુર છે. સુંદર જળાશયો શોભી રહ્યાં છે. આજુબાજુના પહાડી પ્રદેશમાં ધાતુઓ નિકળવા પુરતો સંભવ જણાય છે. સુખડ, અગર, સાગ, એલચી અને બીજાં કરીઆણાંઓ અત્રે સારા પ્રમાણમાં થાય છે. શોરાનપુરથી એરનાકુલમ ( કોચીનના રાજાની રાજધાનીનું શેહેર ) ની ૬૫ માઇલની લાઇન જાય છે. કોચીનના બે વિભાગ છે એક સરકારી અને બીજો રાજાનો. મુંબઇના વેપારીઓનો મોટો ભાગ સરકારી કોચીનમાં રહે છે. મુંબઇથી આગબોટમાં કોચીન જવાય છે. કોચીન મોટું બંદર હોઇ મોટું વેપારી મથક છે. અહીંઆ યુરોપીઅન પેઢીઓ પણ છે. કોચીન અને અલપાઇથી દોરડાં, કાથી, કાજલો, મરી, સુંઠ, નાગકેશર, કુલિંજન, મરી, હળદર, એલચી, નાળીએર, સુખડ, સાગ વગેરે અનેક વેપારના બરની ચીજો મુંબઇ અને યુરોપ ખાતે ચડે છે. મુંબઇનો માલ પણ મોટા જથ્થામાં અત્રે આવે છે. મુંબઇની આગબોટ કોચીનથી કલકત્તે જાય છે અને કલકતેથી મુંબઈ આવતાં ચોખાનો મોટો જથો અત્રે ઉતારે છે. આ

પ્રદેશમાં અગાઉ તાંબુ, સોનું, સીસું વગેરે ધાતુઓની ખાણો હતી. કોચીનમાં હાલમાં વૈષ્ણવોનું મંદિર થયું છે. કોચીનમાં મુંબઈ, કચ્છ અને કાઠીઆવાડની વસ્તી જણાય છે. કોચીનમાં કેટલીક સારી ઇમારતો પણ જોવામાં આવે છે. રાજાના કોચીનમાં રાજાનો મહેલ વગેરે જોવા જોગ છે. કલિકટ આ સુંદર બંદર હોઇ વેપારનું મથક છે. લાકડાં ઇમારતી અહીંઆથી વધુ ચડે છે. અહીંઆના પ્રદેશમાં સોનું મળી શકે એમ છે. કલિકટ કોચીનથી ઉતરતું વેપારી સ્થળ ગણાય છે. તાલચેરી કાફી અને એલચીના પાકનું મુખ્ય મથક છે. કાનાનોર બંદર અને વેપારી સ્થળ છે. આ બધાં સ્થળોમાં મુંબઈથી ઉપડતી બ્રીટીશ ઇંડીયા સ્ટીમ નેવીગેશનની આગબોટ આવતાં જતાં ઉભી રહી, માલ, પાસેન્જર ચડાવે ઉતારે છે. આથી વેપારીઓને સારી સગવડ મળે છે. મદ્રાસથી કાનાનોર લાઇનની ઉપર ટપકે ખબર લઈ આરકોનમથી આપણે રેણીગુંટા આવી આગળ વધતાં રાયચોર સુધીમાં અગત્યનાં વેપારી મથકો કડાપા, તાડપત્રી, ગુંટી, ગુંટકલ, અદોની આછે કડાપાની આસપાસ અનેક ખનિજ પદાર્થો ભરેલા છે. ધનિકો સાહસ ઉઠાવેતો સોનું, ત્રાંબુ, સીસું, લોઢું, સ્લેટ પથ્થર ઇત્યાદિ મળી શકે એમ છે. કડાપા પાસ અથીરલામાં શીવરાત્રીની યાત્રા ભરાય છે અને ત્યાં પર્શુરામક્ષેત્ર છે એમ કહેવાય છે. તાડપત્રીમાં કેટલાંક સારાં મંદિરો છે. અદોનીમાં રેશમી સુતરાઉ કાપડનું વણાટ કામ સારૂં થાય છે. ગુંટકલ આ સધર્ન મરાઠા રેલવેનું જંકશન સ્ટેશન છે. ગુંટકલથી હુબલી સુધી ૧૫૯ માઇલની લાઇન ગઈ છે તે લાઈનમાં બેલારી, હોસપેટ, ગદગ અને હુબલી આ વેપારનાં અગત્યનાં મથકો છે બેલારીનો કિલ્લો જોવાજોગ છે. કિલ્લામાં તળાવ, શંકર, હનુમાનજી વગેરે છે. નીચે ટિપુ સુલતાનનો બનાવેલો કિલ્લો છે તેમા સારૂં તળાવ છે. બેલારી પાસેની પહાડીમાંથી તાંબુ, લોહ અગાઉ કાઢવામાં આવતું હતું. આ પહાડીમાં લોહ ચુંબક મળવા સંભવ છે. આ લાઇનના ગાદીગનુર સ્ટેશનથી ૧૬ માઇલપર પહાડપર કુમારસ્વામીનું સુંદર મંદિર છે. જ્યાં કાર્તિકી પુનમની મોટી યાત્રા ભરાય છે. હોસપેટથી કિષ્કંધા જવાય છે.

## કિષ્કંધા.

શ્રી રામાયણનું પ્રસિદ્ધ ઐતિહાસિક સ્થાન કિષ્કંધા જવા ઇચ્છનારે હોસપેટ ઉતરવું જોઇએ. વિરૂપાક્ષ મહાદેવનું પુરાતન સ્થળ હાપીમાં છે. અહીંઆ સુધી ગાડીઓ જઇ શકાય છે. હોસપેટથી હાપી

જતાં અંજની ઘાટ ઉપરનું મંદિર નજરે પડે છે, વિરૂપાક્ષનું મંદિર દક્ષિણનાં મંદિર તુલ્ય વિશાળ હોય, ચીત્રો, ગોપુરો મંડપ વીગેરેથી મનોહર લાગેછે. આ મંદિરમાં ગણપતિ, પાર્વતિ વગેરે અનેક દેવસ્થાનો છે. હેમકુટ, રૂષિમુખ, માલ્યવાન વગેરે પહાડી અત્રે જોવામાં આવે છે. વિરૂપાક્ષનો ચૈત્રીપુનમનો મોટો મેળો ભરાયછે. તે વખતે યાત્રીઓની ભારે ભીડ થાયછે. રૂષ્યમુક પહાડી ફરતો તુંગભદ્રા નદીએ ભરડો દીધેલો જણાય છે. તુંગભદ્રાનું આ ચક્ર, ચક્રતીર્થ ગણાય છે. આ રૂષ્યમુક પહાડપરથી સુગ્રીવે રામ લક્ષ્મણને આવતા જોએલા અને તેની ચર્ચા જોવા હનુમાનજીને મોકલેલા આમ રામાયણમાંછે. સીતાએ પોતાનું આભરણ નીશાની તરીકે અત્રેજ નાંખેલ. અહીંઆ રામચંદ્રજીનું મંદિર, સુર્ય, સુગ્રીવ, શ્રીરંગ, સીતાભરણ, રામલક્ષ્મણનાં ચરણો, વિઠોબા અને શંકરનાં દર્શન કરવાનાં બીજાં સ્થાનો છે. માલ્યવાન પર્વતપર સ્ફટીકશિલાના સ્થાનમાં ગુફાની અંદર રામ, લક્ષ્મણ, સુગ્રીવ, હનુમંત વગેરે દર્શનીય સ્થળ છે. અહીંઆ રથયાત્રાનો ઉત્સવ થાય છે. તેને મારેનો રથનકશીકામથી ભરપુર જોવામાં આવે છે. અહીંઆ શ્રીકૃષ્ણ ભગવાનનું મોટું મંદિર બીજી તરફ આવે છે. અહીંઆ દર્શન કરવા જતાં શંકર, નૃસિંહજી, ગણેશ ઈત્યાદિનાં દર્શન થાય છે. કિષ્કંધા એટલે વાંદરાઓની કંદરા. આનાગદિ નામનું સ્થળ અહીંઆ છે. આ કિષ્કંધા-સુગ્રીવની રાજધાની જણાવે છે. અહીંઆ જતાં તુંગભદ્રા નદી ઓળંગવી પડે છે. અહીંઆ નદી ઓળંગવા ચામડાથી મઢેલા ટોપલામાં બેસવું પડેછે. રસ્તામાં જુનાં પડતર મંદિરો જોવામાં આવે છે. અહીંથી પંપાસર જવાય છે. અહીંઆ આગળ માનસરોવર નામનું બીજું તળાવ છે. અહીંઆ જુનાં મંદિરો છે. તેમાં લક્ષ્મી નારાયણનાં દર્શન થાય છે. પરમપ્રેમી શવરીનું જન્મ સ્થાન સુરોવન આ પ્રદેશમાજ આવેલું છે.

હરપાલપુર સ્ટેશન પાસ લકુંડીમાં કાશીવિશ્વનાથ, નંદિશ્વર, વાસવ, મલિકાર્જુન, કેશવ, ઇશ્વર ઇત્યાદિક દર્શનીય સ્થાનો છે. અત્યારે અનેક મંદિરો વેરાન હાલતમાં છે છતાં તે એક ઉત્તમ ધામ પ્રાચીન કાળમાં હોવું જોઇએ એમ જોનારની તરત ખાત્રી થાય એમ છે. ગડગ આ ૨, અનાજ, કાપડના વેપારનું પ્રસિધ્ધ સ્થળ છે. અહીંઆ સરકારી કચેરીઓ છે. ત્રિકુટેશ્વરનું સુંદર મંદિર હોય, સરસ્વતિ, વિષ્ણુ વગેરે દેવ મંદિરો હોય જઇનોનું સુંદર મંદિર છે. ગડગથી હુટગી, વિજાપુર ખાસ જોવા લાયક સ્થાનો છે. હોટગી આ વેપારી સ્થળ હોય, રાયચુરથી મુંબઇ જતાં જી. આ. ઇ. પી. લાઇનનું જંકશન સ્ટેશન છે.

**બદામી** આ તરફ જોવા જેવું સ્થળ છે અહીંઆ કિલ્લો, મંદિરો, ગુફાઓ વગેરે જોવા જોગ છે. હનુમાન, શંકર વગેરે હિંદુ મંદિરો છે અને કેટલીક ગુફાઓ હિંદુઓની અને કેટલીક જૈનોની છે હિંદુઓની ગુફામાં શિવ મંદિર છે. આ શિવની મુરતી પાંચ ફીટ ઇંચી અને ૧૮ હાથવાળી છે. અહીંઆ ગણપતિ, ચતુર્ભુજ, લક્ષ્મીજી, શીવ, પાર્વતિ, કાર્તિકેય અને માહેશ્વરી દેવી, મહિષાસુરને મારે છે તેના દર્શન થાય છે. બીજી ગુફામા વામનજી બળી રાજા પાસથી પૃથ્વીનું દાન લે છે તે રેવરૂપમાં, વારાહજી, ચતુર્ભુજ, શેષશાયી વગેરે જોવામાં આવે છે. ત્રીજી ગુફામાં પથ્થર કોરી ગણા, સ્ત્રી પુરુષો, અર્દ્ધનારીશ્વર, શંકર શીવ પાર્વતિ વગેરે બનાવેલા જોવામા આવે છે અહીંઆ મોટી નૃસિંહજીની, શંકરની, શેષશાયીની મુરતીઓ છે. જઇન ગુફામાં તીર્થંકર બુધ્ધ અને બીજા દેવસ્થાનો છે આ ગુફા હિંદુઓની ગુફાથી જુદીજ છે. જઇન ની બીજી પણ એક ગુફા છે. બદામીની પાસે વનશંકર ગામમાં પાર્વતિજીનું સુંદર મંદિર, મોટું તળાવ આ દર્શનીય સ્થાન છે. અહીઆ મલપર્થી નદી ઉપર પ્રાચીન હિંદુઓ અને જઇનોનાં મંદિરો થોડે દુર છે તે જોવાજોગ છે **એવલી** અહીંઆથી દુર છે ત્યા પણ હિંદુ અને જઇનોની ગુફા જોવાજોગ છે.

## વિજાપુર.

આત સ્મરણીય મહારાજા, શીવાજીના ઇતિહાસથી જેઓ વાકેફ છે તેઓથી વિજાપુરનું નામ અજાણ્યું નહીંજ હોય કેવળ નામથી સંતોષ પામનારા છે તેની સાથ અમારે કામ નથી પણ જેઓ વિજાપુરનું આગલા વખતનું બાદશાહી કામ જોવા ઈચ્છના હોય તેઓને અમારી સાથ વિજાપુર ઉતરવાની જરૂર છે અત્યારે આગલું વિજાપુર નથી રહ્યું આ ખરૂં છે તથાપિ વિજાપુર એક વાર જોનારની તૃપ્તિ થાય આમ નથી આમ અમારો અંતરાત્મા સાક્ષી પુરે છે. શરૂઆતમાં યમદૂતથી પણ જાણે અજેય કેમ નહોય એવો કિલ્લો જોઇ મોંમાં પાણી છુટે છે કિલ્લાના દરવાજાની મજબુતિ કિલ્લાપરના ગુંબજો વગેરે જોઇ આપણેના મનમાં ક્ષણભર આવો વિચાર આવ્યા વગર નહીંજ રહે કે આપણેની ગમે તેવી ફોજ પણ આવી પડતીને રોકી રાકે એમ નથીજ, બાદશાહગઢ આ અંતરગઢ જેવો બીજો કિલ્લો છે આમ કહીએ તોએ ચાલી શકે એમ છે. આને અર્ક ( સુર્ય ) કિલ્લો કહે છે. આ નામ મુસલમાની છે તો તે સર્વ કિલ્લાઓનો અર્ક છે આવા અર્થમાં

પણ નામનું સાર્થક કરે એમ છે. આ જિલ્લામાં સુંદર કારીગરીથી ભરપુર દમામદાર ઇમારતો અત્યારે પણ જોઇ શકાય છે. કેટલીક સુંદર ઇમારતો, કુદરતનો ચડતી પડતીનો અખંડ નિયમ બતાવતી ઉજડ હાલતમાં દેખાય છે. મકરબા અને મસજીદો પણ લોકોની ધર્મશ્રદ્ધા જણાવતાં મોજુદ ઉભાં છે. ઇચ્છા થાય છે કે વિજાપુરના દૃશ્ય ઉપર એક સુંદર ચિત્ર દોરીએ પણ સ્થળાભાવે માત્ર ત્યાંની જોવા જોગ હકીકતનું ધ્યાન આપી સંતોષ પામવો પડે છે. વિજાપુરમાં આખી દુનિયામાં જેની જોડી મળવી મુશ્કેલ છે એવો ગોળ ગુંબજ ખાસ જોવાજોગ છે. આને મહમદશાહનો રોજો પણ કહે છે. માલીકી મેદાન નામની સર્વથી મોટી તોપ જે આદીલશાહે બનાવી હતી તે જોઇ, અત્યારના તોપખાનાના ધડાકા વખતે હિંદુસ્થાન છેક એવા કામથી અજ્ઞાન નહોતું તેની ખાત્રી થાય છે. જુમામસીદ, અસરી શરીફનો મેહેલ, જઇન મંદિરમાંથી બનાવેલી મસીદો, આનંદ મેહેલ, સાત માળનો મહેલ, ચીનાઇ મેહેલ, મક્કા મસીદ, આદિલશાહનો રોજો, ઇબ્રાહીમ રોજો, સિંહબુર્જ, હૈદરબુર્જ, તાજવાવ, વગેરે અનેક જોવાજોગ સ્થળો છે. આ વેપારી શેહેર હોઇ હાથની કારીગરીનું કામ અત્યારે પણ સારૂ થાય છે.

હુબલી ગુંટકલની એક લાઇન ગઇછે તે દક્ષિણમાં બેંગલોર, મહિસુર થઇને નાનજંનગઢ સુધી ગઇ છે અને ઉપર પુના સાથ જોડાયલી છે. હુંબલીથી નાનજંનગઢ સુધીની લાઇનમાં હરીહરમાં સુંદર દર્શનીય પ્રાચીન મંદિર જોવાજોગ છે. બીરૂર આ શ્રી મચ્છંકરાચાર્યની મૂળ ગાદી શૃંગેરીમઠ જવાનું સ્ટેશન છે. શૃંગેરીમઠમા શ્રી મલ્લિકાર્જુન મહાદેવનું અને સારદાદેવીનુ દર્શનીય મંદિર છે. ભારતવર્ષમાં બૌધ અને જઇનોના પ્રાબલ્યે વેદધર્મનો લોપ થવા લાગ્યો ત્યારે શ્રીમચ્છંકરાચાર્યે, અન્ય ધર્મીઓને પરાસ્ત કરી વેદ ધર્મની સ્થાપના કરી અને વેદનો સત્યાર્થ લોકો પાસ મૂક્યો. અહીંઆ શ્રીમચ્છંકરથી અનુક્રમે આચાર્યો ગાદીપર આવે છે. અહીંના આચાર્ય વિદ્વાન હોઇ મઠનો ગ્રંથ સંગ્રહ ઘણોજ સારો છે. અહીંઆ નવરાત્રીમા ભારે ઉત્સવ થાય છે. શૃંગેરી અને તેની આસપાસનો પ્રદેશ બહુજ દેદિપ્યમાન છે. બાનાવર સ્ટેશનથી ૨૦ માઇલપર હલેવીદમાં પ્રાચીન મકાનો અને મંદિરોની નીશાનીઓ તેની પ્રાચીન મોટાઇની સાક્ષી પુરે છે. અત્યારનાં ત્યાંનાં કેદારેશ્વર અને હોસલેશ્વરનાં મંદિરો અદ્ભૂત કારીગરીથી ભરપૂર હોઇ દર્શનીય છે. હેલવીદથી વેલુર પાંચેક ગાઉપર છે તેમાં ચંદ્ર-

કેશવનું સુંદર મંદિર શોભી રહ્યું છે. આરસીકેરી સ્ટેશનથી ૮ માઇલપર ઉદ્રવેતાની પહાડીપર જયન તીર્થંકર ગૌતમમુનિની ૭૦ ફીટની મહાનમૂર્તિ છે અને ચંદ્રગીરી પર ૧૦–૧૫ સારાં જીનાલયો જોવાજોગ છે. બેંગલોર મહિસુર રાજ્યનું વખણાતું, સુશોભિત અને મનોહર શહેર છે. એક બાજુ છાવણી અને બીજી બાજુ દેશી બજાર આવા વિભાગ થએલા જોવાય છે. મહારાજાનો મેહેલ, કિલ્લો, લાલબાગ, મ્યુઝીયમ, સરતનું મેદાન વગેરે જોવાજોગ સ્થળો છે. અહીંઆ રેશમી અને સુતરાઉ વણાટકામ ઉત્તમ થાય છે. વેપાર ને વસ્તીમાં વધતું જતું આ શેહેર છે. હવા પાણી, આરોગ્યપ્રદ છે. હસ્તકૃત કારીગરી પણ સારી છે. હાઇસ્કુલ, હોસ્પીટાલ અને બીજાં અનેક સુંદર મુકામોથી બેંગલોર ભલકા ભરેલું લાગે છે. મદુરમાં નૃસિંહજી અને વરદરાજનાં સુંદર મંદિરો આવી રહ્યાં છે. મદુરથી ૧૨ માઇલપર રામગીરી પહાડપર રામ મંદિર છે. થોડે દૂર સોમનાથપુરનું પ્રસિદ્ધ સ્થાન આવેલું છે. સોમનાથપુરમાં પ્રસન્નચંદ્ર કેશવ, ગોપાલજી જનાર્દન ભગવાન વગેરેનાં મંદિરો સુંદર કારીગરી અને નકશી કામથી ભરપુર હોઇ ખાસ જોવાજોગ છે. અહીંઆ પગ રસ્તે શિવસમુદ્ર, તરફ જવાનું છે. શિવસમુદ્રમાં મધ્ય રંગનાથનાં દર્શન કરવાનાં હોઇ કાવેરી નદીના પાણીના ધોધ જોવાજોગ છે. આ એક બેટ છે અને બાજુમા વીઠિગીરીના પહાડપર ચંપકારણ્યક્ષેત્ર હોઇ ત્યાં શ્રીનીવાસ ભગવાન અને ભાર્ગવતીર્થ છે. અહીંઆ ચંપાનું જુનું ઝાડ છે. પરશુરામે માતૃહત્યાના પાપથી મુક્ત થવા અહીંઆ તપશ્ચર્યા કરેલી કહેવાય છે. શ્રીરંગપટન ટીપુ સુલતાનનું રાજધાનીનું સ્થળ, અત્યારે ચડતી-પડતીના ઈશ્વરી નિયમનો પ્રત્યક્ષ પુરાવો છે. કિલ્લો ઉજ્જડ પડયો છે. માત્ર મંદિર મસીદોજ રહ્યાં છે. મજબુતી ગમે તેટલી છતાં સાવીતો બનીજ ચુક્યું છે. શ્રી રંગનાથનું મંદિર, લાલબાગ વગેરે જોવાજોગ છે. અહીંથી ૨૪ માઇલ પર કાવેરી અને કપિલાનો સંગમ થાય છે ત્યાં નૃસિંહજીનું દર્શનીય સ્થાન છે. મહિસુર રાજધાનીનું સુંદર કિલ્લાવાળું શેહેર છે. મહારાજાનો મેહેલ, સિંહાસન, ચીત્રકામ, નકશી કામ આ જોનારને આશ્ચર્ય ઉપજાવે છે. આ પ્રદેશમાં હજારો તળાવો આવી રહ્યા છે. સુલકરના તળાવનો વિસ્તાર ૪૦ માઇલનો કહેવાય છે. ઓછામાં ઓછાં નાનાં મોટાં ૪૦૦૦૦ તળાવો કહેવાય છે. તળાવોથી કરીને જમીન બહુજ રસાળ અને પાક આપનારી છે. શેરડીનો પાક

ઘણુંજ થાય છે. વેપારની બાબતમાં સુખડ, નાળીએર, કાંશી, શેરડી, અનાજ, તેલનાં ખીઆં, રૂ, પાન વગેરે મુખ્ય હોય છે. રેશમના કીડા ઉછેરી રેશમ કાઢવામાં આવતું હતું પણ હાલમાં તે કામ આગળ જેટલું ચાલતું નથી. અહીંઆ કોલારમાં સોનાની ખાણો હોઇ સોનું કાઢવામાં આવે છે. બેંગલોરમાં લોઢું નીકળે છે. જંગલમાં હાથીઓ થાય છે અને હાથી પકડવાની કીયા જોવા જોગ છે. એક ખાડો કરી તેને ઉપરથી બંધ કરી ઉપર ચિત્રામણની હાથણી રાખી હાથીને લલચાવી લાવવામાં આવે છે અને હાથી ખાડામાં કેટલાક દિવસ ભુખ્યો રહી નિર્બળ થાય છે ત્યારે પકડી લેવામાં આવે છે. મહિસુરમાં રંગનું કામ પણ સારૂં થાય છે. આ તરફ જુદા જુદા ગામોમાં અસંખ્ય મેળાઓ ભરાય છે. અહીંઆં બાંધો અને જઇનોને પણ જોવા જોગ ઘણુંજ છે. નંજનગડમાં નિલકંઠનું મોટું શીવ મંદિર છે. હુબલીથી પુના તરફ જતાં ધારવાડ વેપારનું અને સોનાની ધાતુની ખાણોવાળું મોટું શેહેર આવે છે. લોંડાથી ગોરમગોવાની ૮૬ માઇલની લાઇન જાય છે. ગોવાનું રાજધાનીનું સ્થળ પંજીમ છે. પંજીમમાં સાંનો કિલ્લો, મહાલક્ષ્મીનું મંદિર, મારકીટ અને બજાર જોવા જોગ છે. પંજીમમાં વેપાર સારો છે. બેલગામ વેપારી મથક હોઇ ત્યાંથી રૂ, ઘી, વગેરે મુંબઇમાં આવે છે. બેલગામમાં જઇન મંદીરો જોવા જોગ છે. બેલગામથી આગળ ચાલતાં ગોકાક રોડ સ્ટેશને ઉતરી ગોકાકના પાણીના ધોધ જોવા જઇ શકાય છે. મીરજ આ સંસ્થાનિક ગામ છે. મીરજથી કોલ્હાપુરની ૨૯ માઇલની લાઇન ગઇ છે. કોલ્હાપુર રાજધાનીનું શેહેર છે મહારાજાનો મેહેલ, મહાલક્ષ્મી માતા, સરોવર, કાશી વિશ્વનાથ, કપિલતીર્થ આ દર્શનીય સ્થાનો છે. જોતિબા ઘાટી લોકોમાં પ્રસિદ્ધ છે તે, પહાડ ઉપર હોઇ ત્યાં ગુફાઓ પણ જોવાય છે. કોલ્હાપુરથી ૧૨ માઇલપર પનાલાનો પ્રસિધ્ધ કિલ્લો જોવા જોગ છે. આ કિલ્લામાં મહાવીરનાં દર્શન કરી મહારાજા શીવાજી સંભાજી વગેરે મરાઠા રાજ્યકર્તાઓની મૂર્તિઓ છે. સતારારોડથી મરાઠાની પ્રાચીન રાજધાનીનું શેહેર સાતારા જવાયછે. કિલ્લો અત્યારે ઉજડ થઇ પડયો છે. કૃષ્ણા અને વેણાના સંગમપર કેટલાક મંદિરો જણાય છે. સાતારામાં વેપાર સારો છે. વાસણો સારાં બને છે. વાથર આ મહાબ્લેશ્વરનું સ્ટેશન છે. સ્ટેશનથી જવાનાં સાધનો મળે છે. મુંબઇના ગવરનર અને મોટા અમલદારો તથા ધનિકોને રહેવાનું સ્થાન હોવાથી બહુજ સુશોભિત હોઇ વનરાજીથી ભરપુર છે. કૃષ્ણા

અહીંથી નીકળે છે સમખ કૃષ્ણાનું મૂળ હોવાથી આ પવિત્ર સ્થળ છે. અહીંઆ મહાબળેશ્વર મહાદેવ અને કોટેશ્વર દર્શનનાં સ્થળો છે. મહારાજા શીવાજીના પ્રતાપને ઉન્નત બતાવતો પ્રતાપગઢનો કિલ્લો, ખાસ જોવા લાયક છે, વાથરથી વાંઇના પવિત્ર સ્થળે જવાય, છે. વાઇ પવિત્ર તિર્થ સ્થાન છે. અહીંઆ કન્યાના બૃહસ્પતિમાં બાર વર્ષે યાત્રા ભરાય છે. ૨૫-૨૦ સારાં મંદિરો છે પાંડવગઢનો કિલ્લો જોવા જોગ છે. વાઇ પાસ દોમગામમા સુંદર મંદિર છે જેજુરીમાં, ખંડોબાનું આ તરફના ઘાટી લોકોમા માનનીય સ્થાન છે. અહીંઆ મુરલીઓ ઘણી છે, આ મુરલીઓ એટલે ખંડોબાને અર્પણ કરેલી, કન્યાઓ અવિવાહિત રહિ ખંડોબાની પુજામા કાળ નિર્ગમન કરે તે. આ મુરલીઓમા અનાચાર વધવાથી, તેમને વિવાહિત કરી સંસારમા નાંખવાની ચર્ચા ચાલે છે. ત્યાર બાદ પુના આવે છે આ રીતે હુબ્લી કેન્દ્ર કરી આપણે નીચે ઉપરની લાઇનની તપાસ ઉપર ટપકે લઇ લીધી ગોકર્ણેશ્વર તીર્થ જે, ઘણુંજ પ્રાચીન ગણાય છે ત્યા, જવાનો માર્ગ હોસ્પેટથી પગરસ્તાનો છે. રેલ્વેમાં મોરમગોવા આવી કુમટા આગબોટમાં જવાય છે, અને ત્યાંથી ત્યા જઇ શકાય છે. ગોકર્ણમાં, મહાબળેશ્વરનુ પ્રાચીન સ્થાન છે કિનારા ઉપર કુમટા, કારવાર, માંગલોર, હોનાવર આ વેપારના સબંધમાં અગત્યના સ્થળો છે. સર્વ સ્થળેથી કરીઆણું મુંબઇ પુષ્કળ આવે છે. કુમટાની એલચી તો ખાસ વખણાય છે હોનાવર પાસ, જરસોપાના પાણીના ધોધ, જોવા જોગ છે મુંબઇથી ઉપડતી આગબોટો આ બંદરો કરે છે.

ઉપર આપણે મદ્રાસથી રાયચુર જતી લાઇનમા ગુંટકલ આટકી બીજી લાઇનો ફરી આવ્યા છીએ. હવે પાછા ગુંટકલથી રાયચુર આવી પોહોચીએ. રાયચુરથી જી. આઇ. પી. રેલવે મળે છે રાયચુરના સ્ટેશન પાસ એક દક્ષિણી બ્રાહ્મણની વિશી છે. ગામમા એક 'મોટું' તળાવ અને ડુંગરપર કિલ્લો જણાય છે. રાયચુરમા વૈદકી તપાસ 'હોઇ આગળ વધવામાં અડચણ પડે છે. રાયચુરથી વાડી કે જે બેઝવાડાથી ' જોડા એલું છે તે આવે છે. શાહબાદ આ પથ્થરના વેપારનું ઉત્તમ સ્થળ છે. ગાડીમા બેઠા બેઠા પથ્થરાઓ કાઢી ઢગલા કરેલા હોય છે આ, જોઇ શકીએ છીએ. ગુલબર્ગા આ નીઝામસરકારનું સ્થાન છે સ્ટેશનપર બેઠા બેઠા સુંદર ગુંબજો, ધોળા ચુનાથી દેદીપ્યમાન મકાનો જોઇ મનમાં આવે છે કે તે સારૂં સ્થળ હોવું જોઇએ. આ કિલ્લાવાળું -

સ્થાન છે. જુમામસીદ, બંદેનવાજનો રોજો, બીજી મસીદો, જેલખાનું, જુની તોપ વગેરે જોવા જોગ સ્થાનો અત્રે છે. અહીંઆ બંદે નવાજનો ઊરસ થાય છે. ગંગાપુર સ્ટેશનથી પવિત્ર ગંગાપુર ૧૦ માઇલ છે. અહીંઆ જવા આવવાના સાધનો મોજુદ હોય છે. આંટો મારનારને અસંતોષ નહીજ મળે કદંબગામથી અકલકોટ ૮ માઇલ છે. અકલકોટના સ્વામીના દર્શન કરવા હોય તો કરી આવવાં. અકલકોટનું રાજ્ય છે અને ત્યા બીજાં દેવ મંદિરોછે સોલાપુર આ અનાજ, રૂ, કાપડ, તાબા પીતળના વાસણો વગેરેના વેપારનું મથક છે સોલાપુરનો જુનો કિલ્લો જોવા જોગ છે. અહીંઆ સિધ્ધેશ્વરની જાત્રા મકરસંક્રાંતિપર ભરાય છે તે વખતે ઘણાક માણસો આવે છે. આ જાત્રા એક મહિનો રહે છે સોલાપુરમાં મીલ હોઇ ત્યાથી ત્રણ માઇલપરનું અકુર સરોવર જોવા જોગ છે. આ સરોવરનો વિસ્તાર ૭ માઇલનો કહેવાય છે મોહોળથી પંઢરપુર જવા ઈચ્છે તો જઇ શકે છે પણ હવેતો બાર્સીરોડ સ્ટેશનથી ગાડી થવાથી એ રસ્તો, તેમજ બારસીનો પગરસ્તો પણ નકામો થઇ પડયો છે. પંઢરપુર તીર્થસ્થાન છે. અહીંઆ મુંબઇવાળા ભાટીઆ ગૃહસ્થ છીંટના વેપારી મી૦ મુલજી માધવજીએ ઘણીજ સુંદર ભપકાબંધ ધર્મશાળા બનાવી છે. આ ધર્મશાળા નહીં, પણ મેહેલ કહીયે તો ચાલે એમ છે આ ધર્મશાળામાં નળ, કુવો, સંડાસ વીગેરેની સારી સોઇ છે. વાસણ કુસણ અને બીછાનાં વગેરે પણ મળે છે બીજી ધર્મશાળા કપોળ શેઠ કાલીદાસ મેઘજીની છે બીજી પણ ધર્મશાળાઓ છે. આ ધર્મશાળાઓ અથવા ગોરના ઘરમાં યાત્રીઓ ઉતરે છે. ગોરના ઘરમા એકલ માણસને ઠીકછે બાકી ધર્મશાળાજ ઉત્તમ છે.

પંઢરપુરમા વીઠલનાથજીનું મંદીર ઘણુજ પુરાતન છે. અને અષાડી અગીઆરસ ઉપર લાખો માણસો આવે છે. આ વખતે સાઠ હજાર રૂપીઆ, આદમી દીઠ ચાર આનાના હીસાબે, ઉત્પન થયા કહેવાય છે. આ રીતે બે લાખ ચાલીસ હજાર માણસ આવ્યું હતું તદુપરાંત સાધુ વેરાગી વિગેરે પાસથી કર લેવાતો નથી આ જુદા. મેં સાભળ્યું હતું કે લાખો યાત્રીઓની ગરદીને લીધે વીઠલનાથજીના મંદીરમા, ગોઠણપુર પરસેવાનું પાણી થઇ ગયુ હતું. આને કદાચ અતીશયોક્તિ માનીએ, તોપણ વીઠલનાથજીના સાકડા મંદીરને લઇને અને લોકોની વીઠલનાથજીને ભેટવાની પ્રબળ ઇચ્છાને લઇને પરસેવાનુ પાણી હાંડાણુ તો ચોકમાં ભરાયું હોવું જોઇએજ. યાત્રાના પ્રસંગે રસ્તા ઉપર મુડદાઓ

પડયાં હતાં અને ગંદકી થતી હતી આ વાત તે સાચીજ હોવી જોઇએ, કારણ કે આવો બનાવ મેં નાશકમાં અગાઉ જોયો હતો.

વીઠલનાથજીના મંદીરની બહારનો કંપાઉંડ વિશાળ છે પણ દેરું ઘણુંજ સાંકડું છે, તેમાંએ વીઠલનાથજી બીરાજે છે, તે જગ્યા તો બહુજ નાની છે અને તેમાંએ લાકડાંના કઠેરા નીચેથી વાંકા વળી અંદર જવું પડે છે આ ખેદનું કારણ છે. પંઢરપુરમાં ખાસ જોવાજોગ ત્યાંની ઓરેંજમેન્ટ છે. આ સંબંધે અતરેના ઝેરો યાત્રીઓને પુરતા વાકેફ કરતા નથી અને વાકેફ થનારને પણ ઉંધુંચતુ સમજાવી ઓરેંજમેન્ટથી દૂર રાખે છે. હું તો દરેક યાત્રીને આ આરેંજમેન્ટમાં કાંઇ ને કાંઇ આશ્રય આપવાની ભલામણ કરી જણાવીશ કે ખરું પુણ્યનું કામ આજ છે.

પંઢરપુરમાં ભીક્ષુકોને ખવરાવવાનાં કામને નામે પૈસા ઉઘરાવવામાં આવે છે, આ કામ ખરેખર ચાલે છે કે કેમ તે જાણવા મને વખત નથી મલ્યો. ખરેજ અનાથને ખોરાક પુરો પાડવામાં આવે તો તેને હું નાપસંદ નથી કરતો. પણ અનાથની ભેગા હરામખાઉ ને કામ કરવા શકતીવાન હોય તેવાઓને મફતના મલીદા ખવરાવવાનાં કામને હું પસંદ કરતો નથી. આ સંબંધે હું દરેક યાત્રીઓને આવી ટીપ ભરાવવા આવે ત્યારે સાવચેતી રાખવાની સુચના કર્યા વગર રહી શકતો નથી. જેઉરથી ૧૧ માઇલપર કરમાલા કરીને સ્થાન છે ત્યાં દેવીનું સુંદર દર્શનીય સ્થાન છે. ઢોંડ આ જંકશન સ્ટેશન છે. અહીંથી મનમાડ જવાય છે દોંડ મનમાડ લાઇનમાં અગત્યનું સ્થળ અહમદનગર છે. અહીંઆ લશ્કરી કાંપ છે. સ્ટેશનથી ગામ પાંચ છ માઇલ છે અને ટાંગાઓ મળે છે. અહમદનગરમાં તાંબા પીતળનાં વાસણો, સેત્રંજી, ગાલીચા વગેરે સારા બને છે. અનાજ વગેરેનો વેપાર પણ સારો ચાલે છે. અહમદનગરનો કિલ્લો સારો હોઇ આજુબાજુ ખાઇ છે. આ ચાંદબીબીના નગર તરીકે ઓળખાતા શેહરમાં ચાંદબીબીનો રોજો ખાસ જોવા લાયક છે જુની મસીદો, બાદશાહી મુકામો, રોજાઓ વગેરે તેની પડતી સ્થીતિમાં પણ જોવા જોગ છે **વાંબોરી** આ અનાજના વેપારનું મથક છે. ચેવતમાં શ્રાવણ મહિનામાં ત્યાંના ઘુસેશ્વર મહાદેવની યાત્રા ભરાય છે. ઉરૂલીથી ૧૨ માઇલ તલેગામ છે ત્યાંના મંદિરની મોટી યાત્રા ભરાય છે. અહીંઆથી પુને આવી પોહોચ્યા.

પુના આ ઇતિહાસીક શેહેર છે. પેશવાની રાજધાની તરીકે એકવાર ગાજી રહેલું આ શહેર હતું. અત્યારે પેશવાઇ વખતના જુના

મુકામમાં શનીવાર પેંઠમાં પેશવાનો વાડોજ માત્ર છે. આ વાડો પણ બીસમાર હાલતમાં છે. બુધવાર પેંઠમાં જુના મુકામો હતાં તે ફડકેએ બાળી નાંખવાથી અત્યારે તેનાં નામ નીશાન પણ નથી. પુનામાં પરવતીનું મંદીર બે એક માઇલ દુર એક ટેકરી ઉપર છે. આ મંદીર જોવા લાયક છે. વીશ્રામબાગ, તુલસીબાગ વીગેરે સ્થાનો પણ જોવા લાયક છે. પુનાની બંડ ગારડન પણ જોવા લાયક છે. અહીંઆ પાણીનો ધોધ પડે છે. પુના લશ્કરી ક્યાંપ હોઇ ચોમાસાના વખતમાં મુંબઇ સરકારનું પણ તે મથક છે. પુનામાં એનજીનીયરીંગ કોલેજ, ફરગ્યુસન કોલેજ, દખણ કોલેજ, સાર્વજનીક સભાનું મુકામ, સાસુન હોસ્પીટલ વીગેરે મુકામો જોવા લાયક છે. પુનામાં જરીનું કામ અને વાંસણનું કામ સારું થાય છે. પુનામા એક લાખ માણસની વસ્તી છે. પુનામાં રવીવાર, સોમવાર, મંગળવાર આ પ્રમાણે સાતે વારોના નામથી પેંઠો છે. આ પેંઠોમા પેશવાઇ વખતમાં દર વારે બજારો ભરાતી હતી. અત્યારે આ પેઠોમા દુકાનો છે. પુનાની રે મારકીટ પણ જોવા જોગ છે આ શીવાય નારાણ પેંઠ, સદાશીવ પેઠ, રાસતેની પેંઠ વીગેરે બીજી પેંઠો પણ છે પુના મુબઇ ઇલાકામાં મુંબઇથી ઉતરતુ શેહેર છે. મુંબઇ ઇલાકાનું લશકર મોટે ભાગે અહીંઆંજ રહે છે. પુનામાં પાણીના નળો છે અને પુનાની પાસની મુળા મુઠા નદીમાંથી નેહેરો કાઢી આજુબાજુની જમીન બહુજ ફળદ્રુપ કરવામાં આવી છે. મુંબઈને શાક ભાજી અને ફળફળાદીક પુનાજ પુરું પાડે છે. પુનામાં ચોમાસામાં બહુજ ખુશનુમા હવા રહે છે અને તેથી મુંબઇના કેટલાક ગૃહસ્થોએ પુનામાં પોતાના બંગલાઓ બનાવ્યા છે. પુનામાં રહેવાનું સાધન ન હોય તેને શેઠ મોરારજી ગોકલદાસની સ્ટેશન પાસની ધર્મશાળા બહુજ સગવડકારક સ્થાન છે. પુનાથી આવતાં ખંડાલાનો ઘાટ અને ગુફાઓ જોઇ અજાણ્યું માણસ આશ્ચર્ય પામે એમછે.

પુનેથી મુંબઇ તરફ આવતાં ચીંચવડ ઉતરી ત્યાંનાં દેવમંદિર જોઇ આવવાં. સેલારવાડી ઉતરી પ્રસિદ્ધ ભક્તકવી તુકારામ બાવાની દેહુની પ્રસિધ્ધ જગ્યા જોઈ આવવી. પુનેથી મુંબઇ આવનારે તળેગામ ઉતરી આલંદીનું આ તરફનું માનનીય સ્થળ જોઇ આવવું અને તળેગામથી ભીમાશંકરનો રસ્તો છે તે રસ્તે ભીમાશંકર જઇ નેરલ આવી ગાડીમાં બેસવું. તળેગામ પાસ જુનો ઇનદોરી કિલ્લો પડતર સ્થીતિમાં છે. આપણે તળેગામથી પ્રસિધ્ધ ભીમાશંકર આવ્યા છીએ.

મુંબઇના સેંકડો માથેરાનથી અજાણ્યા નથી. મુંબઇથી માથેરાન જવાનું સ્ટેશન નેરળ છે અને ભીમાશંકર જવાનું સ્ટેશન પણ તેજ છે. પુનાને રસ્તે તળેગામથી જવાય છે. ખંડાળા, લાનોલી અને માથેરાનના જેવું બલકે તેથી ઉત્તમ હવા ખાવાનું અને સુખશાંતિથી રહેવાનું આ સ્થાન છે અને તે સ્થાનની આસપાસ ખુલ્લી જગ્યા અનેક મુકામો થાય તેવી છે છતાં તે તરફ મુંબઇગરાઓનું ધ્યાન નથી ખેંચાયું અને માત્ર પાંચ દસ ઘરો શીવાય વધારે ત્યાં કાંઇ નથી તેનું કારણ તે રેલવે સ્ટેશનથી દુર છે આજ હોવું જોઇએ આમ હું અનુમાન કરૂં છું. નેરળથી બાર ગાઉ ખાંડસ કરીને ગામ છે ત્યાંથી ભીમાશંકરનો ચડાવ શરૂ થાય છે. ખાંડસ જવા ગાડી અને નેરળમાંથી તપાસ કરતાં ઘોડા પણ મળી શકે છે નેરળથી જતાં રસ્તાનો સુંદર દેખાવ, હરરેનાં ઝાડો, આંબા અને બીજી વનસ્પતી મનહરણ કરે એમ છે. પહાડપર ચહડતાં પાંચ છ કલાક લાગે છે અને વખતે રોજી પણ મળતી નથી. ભીમાશંકરના વનને ડાકીનીવન કહેલું છે. ડાકણથી જેવી બીક માણસને લાગે છે, તેવી બીહીક આ વનમાં અત્યારે પણ એકલા માણસને લાગે છે. એકલો માણસ ભોમીયા વગર જઇ શકે એમ નથી, માત્ર શીવરાત્રીની યાત્રા ભરાય છે તે વખતે લાખો સેંકડો આવે છે, આ સ્થાનમાં શીવરાત્રી શીવાય બીજા વખતે જવું સલાહકારક નથી અને જ્યારે જવું ત્યારે ખોરાકી વાસણ અને બીછાના વગર જવું નહી. ભીમાશંકર એ જ્યોતીર્લિંગ છે અને પ્રસિદ્ધ અહલ્યાબાઈ હોલકરીણે એ મંદીરનો જીરણોદ્ધાર તથા ધરમશાળા કરાવેલાં છે, આ સ્થાનની એકવાર મુલાકાત લેવા હું સર્વે હીંદુભાઇઓને ભલામણ કરૂં છું કારણ કે આ સ્થાન ઇશ્વરી લીલાથી, કુદરતી દેખાવોથી અને અનેક વનસ્પતીથી ભરપુર છે. આ સ્થાનમાં હૃદયમાં સત્વગુણ ઉત્પન થાય છે અને શુદ્ધ ભક્તિથી પુજન કરવાથી મનકામના સિદ્ધ થાય છે. ભીમાશંકર ઉપર કોઈ હીંદુ સખી ગૃહસ્થ, શેઠ વરજીવનદાસે જેમ સીમલા સેનીટેરીયમ બાંધ્યું છે તેમ, સેનીટેરીયમ બાંધી મુંબઇની દુખી પ્રજાને રહેવાની સગવડ કરી આપે તો તેના જેવું એકે પુણ્યનું કામ નથી. ભીમાશંકરથી આવતાં એક ગાઉનો ચકરાવો લઇ, રસ્તામાં એક મહાદેવ છે તેનાં દર્શન કરવાની જરૂર છે. આ સ્થાનમાં મુખ્ય ચમત્કાર છે તે એજ છે કે શંકરના ઉપરની જળાધારીમાં પાણી ભરતાં આખા મંદીરમા સીંહગરજના જેવો અવાજ

થાય છે. (આ મહાદેવનું) નામ અત્યારે મને ઉપસ્થીત નથી પણ તે નેરળથી માત્ર ત્રણ ગાઉ ઉપરજ છે.

**ખંડાલા** આ ઉનાળાના દિવસોમાં ધનિકોને રહેવાનું આરોગ્યપ્રદ સ્થાન છે, **કારલી**ની ગુફાઓ જોવા જનારે કારલા સ્ટેશને ઉતરવું. જોગુફા ૩ માઇલ દુર છે. અહીંઆ ૧૮ ગુફાઓ નાની મોટી છે. ગુફાઓનું વર્ણન બીજી જગ્યાની ગુફાઓને અંગે આવ્યું છે વાસ્તે અત્રે માત્ર ઉલ્લેખજ કરૂં છું. લોહગઢ અને વીજાપુરના પ્રાચીન કિલ્લાઓ આ તરફ ખાસ જોવાજોગ છે. **લાનોલી** આ પણ શીતળ સ્થાન છે. અહીંથી પણ કારલી જવાય છે. કરજટ આ ભોરઘાટનું સ્ટેશન છે. અહીંથી રેલવે બુગદામાંથી જાય આવે છે. આજુબાજુનો સુંદર પ્રદેશ રેલવેમાંથી જોઇ મન આનંદ પામે છે. નેરલ માથેરાનનું સ્ટેશન છે. ત્યાંથી ૭ માઇલ ડુંગરપર સુંદર મુકામો બનેલાં છે. ડુંગરપરની વનરાજી, કુદરતી લીલા વગેરે મનોહરછે. માથેરાનમાં હિંદુઓ માટે ભોજનાશ્રમ થયું છે. રોજના બે રૂપીઆ લે છે પણ સગવડના પ્રમાણમાં તે સંબંધે વાંધો લેવા જોગ થોડુંજ છે. નેરલથી અંબરનાથ આવવું. સ્ટેશનથી પગ રસ્તે જવાય છે. દેરૂં પ્રાચીન હોઇ શીલ્પકળાથી ભરપુર છે. દેરાનો કેટલોક ભાગ પડી ગએલો પણ છે. મહાદેવજી અંદર ભોંયરામાં છે અને પગથીઆં ઉતરી દર્શન કરાય છે. શીવરાત્રીની અહીંઆ જાત્રા ભરાય છે તે વખતે સેંકડો માણસો આવે છે દેરા પાસ શેરડી, કલીંગડ અને બીજી ફલાહારી ચીજો મળે છે. પાસે નાની નદી છે અને આસપાસ આંબા વગેરે ઝાડો છે. અમરનાથથી કલ્યાણીપર થઇ આપણે જુને રસ્તે મુંબઇ આવી પોહોંચ્યાં.

આપણી યાત્રા મુંબઈથી શરૂ થઈ હતી અને મુંબઇ આવતાં યાત્રા પુરી થઇ પણ તે પુરી કરવા પેહેલાં મુંબઇની આસપાસની થોડીક હકીકત અત્રે આપવાની જરૂર છે.

મુંબઇની આસપાસ થોડે દુર કેટલીક રમણીય જગ્યાઓ છે તેમાં એલીફંટા ( ઘારાપુરી ) કનકેશ્વર, અનેરી કનેરી, નીરમળ વજ્રેશ્વરી અને ભીમાશંકર આનો સમાસ થાય છે. મુંબઇની હીંદુ પ્રજાનો મોટો ભાગ આમાંથી ભીમાશંકર અને કનકેશ્વર આ બે સ્થાનથી પુરતો વાકેફ હોય એમ જણાતું નથી. મુંબઇ સમાચારના પંચાંગમાં કાર્તીકી પુનમની કનકેશ્વરની યાત્રા આમ છપાય છે પણ તે તરફ થોડાનુંજ લક્ષ જતું હશે. કનકાસુર દૈત્યને શંકરે માર્યો તે વખતે કનકાસુર દૈત્યે

વરદાન માગેલું કે તમે અત્ર મારે નામે પ્રસીધ થાઓ. આ ઉપ
આ કનકેશ્વરનું સ્થાન પુરાણ પ્રસીધ છે. મુંબાઇથી ધરમતરીની આ
બોટ બપોરના બારે ઉપડે છે તે આગબોટમાં માંડવા એક કલાક
પોહોંચાય છે. અને માંડવેથી બળદની ગાડીમાં આપગામ જતાં
કલાક લાગે છે; ત્યાંથી બે કલાક ડુંગર ચઢતાં લાગે છે અને સા
ત કલાકે શ્રી કનકેશ્વર પોહોંચાય છે. કનકેશ્વરના ડુંગરની પગ
પેશવાઇ રાજ્યના સુબા ગોવીંદજી શેઠ, જે ગુજરાતી મોઢ વાણી
આલીબાગના રહેવાસી હતા તેમણે બંધાવી છે અને તે પગથી ર
રીતે સારી છે. મુંબઇના ગૃહસ્થ શેઠ ગંગાદાસ વીજભુખણદાસ અ
કેટલાક ભાવુકાળી ગૃહસ્થનાં ત્યા મુકામો છે કે જે મુકામમાં સગવડ
રહી શકાય એમ છે. આ સ્થાનમાં બ્રાહ્મણ અને ગોપી (પુજારી) મ
૬૦ થી ૭૦ માણસ જાસુક વસે છે સેનીટેરીયમ તરીકે આ ઉતમ સ્થા
છે કારણ કે આ પહાડ વનસ્પતીથી ભરપુર અને ચારે બાજુ સમુદ્રથ
વીંટળાએલો છે. સાંજના પહાડ ઉપરથી સમુદ્ર, કોલાબાની દીવાદાંડી
મુંબઇ શેહેરનો દેખાવ, નીચેના નદીનાળાં અને લીલોતરી વગેરેનો દેખા
મનને ખુશ કરે એમ છે. આંબાના વનોમા ફરવાથી અને ગીરચ
બાવાની જગ્યા પાસ ઝરણના પાણીથી ઉમરાના ઝાડ નીચે ખીચડ
ખાવાથી અનેક લોકો ભયંકર વ્યાધીથી મુક્ત થયા છે આમ ત્યાંન
લોકોનું કહેવું છે અને, વસ્તુસ્થીતી તપાસતા તે વાસ્તવીકજ હોવુ
જોઇએ, આમ મારૂં માનવું છે. એક રાજા અને તેનો કુવરો રક્તપી
તથી આ સ્થાનમા સારા થયાથી આ સ્થાન પ્રસીધીમાં આવ્યું છે.
આ એકાંત સ્થાન છે. શુધ ભક્તીભાવથી શંકરની ઉપાસના કરનારને
શંકર સ્વપ્નમાં દર્શન આપી જવાબ આપે છે. ગાયત્રીપુરશ્ચરણ, ઇશ્વર
ભક્તી કરવા માટે આ સ્થાન સરવોતમ છે. મહાબળેશ્વર અને માથેરાન
રહેવા જેને સાધન ન હોય તેને ઉનાળાના વખતમાં આ એક ઉતમ
રહેવાનું સ્થાન થઇ શકે એમ છે પણ તેમ કરવા એક ખામી સુધારવાની
જરૂર છે અને તે ખામી પાણીની છે. આ સ્થાનમાં પાણીનો એક કુંડ
છે. આ કુંડમાં ચૈત્ર માસમાં પાણી ખલાસ થઇ જાય છે. આ કુંડ
સુરંગથી ઉંડો ખોદાવી બંધાવતાં રૂ. ૫૦૦ થી ૧૦૦૦ સુધી ખર્ચ
થાય એમ છે પણ એટલો ખર્ચ કરતાં હીંદુ પ્રજાનો મોટો આશીર્વાદ
મળે એમ છે. આ સ્થાનમાં બ્રાહ્મણોનાં ઘરો છે ત્યાં પૈસા આપી
જમવાની ગોઠવણ થઇ શકે એમ છે પણ લાંબો વખત રહેવું હોય

